# ફતાવા ફલાહિય્યહ

# ભાગ : ૪

## ઈફાદાત


### હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.)

માજી શૈખુલ હદીસ અને સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, ગુજરાત

**ભૂતપૂર્વ પ્રમુખ :** જમીઅતે ઉલમાએ હિન્દ, ગુજરાત શાખ

**સ્થાપક :** દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી


## અનુવાદક


### અહમદહુસેન ઉમર ગાજી


## પ્રકાશક


### જનાબ હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સા.

**દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત**

મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ,

ગુજરાતઃ ૩૯૪૧૧૫

# ફતાવા ફલાહિય્યહ ભાગ : ૪

## કિતાબની વિગત


| | | |
|---|---|---|
| ❋ | કિતાબનું નામ : | ફતાવા ફલાહિય્યહ : ભાગ – ૪ |
| ❋ | ઈફાદાત : | હઝરત મુફ્તી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.) |
| ❋ | મુરત્તિબ : | મુફ્તી મુજતબા હસન કાસ્મી |
| ❋ | અનુવાદક : | અહમદહુસેન ઉમર ગાજી (ગોધરવી) |
| ❋ | કુલ પેજ : | ૪૫૪ |
| ❋ | પ્રકાશન વર્ષ : | ઈ.સ. ૨૦૨૧ – હિ.સ. ૧૪૪૨ |
| ❋ | પ્રથમ આવૃત્તિ : | ૧૧૦૦ |
| ❋ | પ્રકાશક : | હાફિઝ અસ્જદ બિન મુફ્તી અહમદ બેમાત સા. |
| ❋ | કિંમત : | ૨૨૫ |
| ❋ | મુદ્રક : | એમ. કે. ઓફસેટ પ્રિન્ટર્સ દિલ્લી : ૧૧૦૦૦૬ મો. નં. ૯૮૧૦૦૯૩૯૦૧ |
| ❋ | વેબસાઈટ : | www.muftibemat.com |
| ❋ | ટાઈપ – સેટિંગ | મો. અ.મજીદ કોઠી ૯૭૨૨૭૭૪૭૮૨ |

# કિતાબ મેળવવાના સ્થળો

**(1) દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી**

મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ, ગુજરાતઃ ૩૯૪૧૧૫ સંપર્ક નં. ૦૨૬૪૬ ૨૭૪૨૪૩ – ૯૦૫૪૮ ૮૫૭૮૬

**(2) અમરીન બુક એજન્સી**

૩–બ્લોક – ૧ મ્યુનિસિપલ કવાટર્સ, જમાલપુર એસ ટી. રોડ

અમદાવાદ : મો. નં. ૮૪૦૧૦ ૧૦૭૮૬

**(3) મુફતી ખલીલ અહમદ લુલાત નદવી સા.**

મદ્રસા નુરૂલ ઈસ્લામ કોસંબા મો.નં. 94087 46664 / 6353080460

**(4) મહમૂદ કિતાબ ઘર**

મોટા બજાર, જામા મસ્જિદની પાછળ, મલેકવાડ– નવસારી : ૩૯૬૪૪૫

ગુજરાત–ઈન્ડિયા મો. નં. 98243 44735 / 96241 60091

**(5) હાફિઝ અસ્જદ મુફતી અહમદ બેમાત સા.**

ખાદિમ : મસ્જિદે ઉમર (હેમિલ્ટન – કેનેડા) મો. નં. 905 966 4141

**(6) મુફતી આદમ કોયા સા.**

મદ્રસા કાસિમુલ ઉલૂમ મો. નં. 416 431 2589

3482 Lawrence Ave. E,2 ed Floor, Unit 208 Scarborough, on. M1H 3E5

**(7) મવ. અ.સમદ સિંજીવાડા સા.**

મસ્જિદની પાછળ – મલેક ફળિયું , સિંજીવાડા – તા. માતર જી. ખેડા

મો. નંબર : 96010 62263

**(8) હાફિઝ ઈલ્યાસ ઝાંઝી સાહેબ**

મો. નંબર : 94283 26946

# અનુક્રમણિકા



# રોઝા અને એતિકાફનું બયાન

## નવો ચાંદ જોવો અને તેના મતભેદનું બયાન

# રોઝા વાજિબ થવા માટેની શરતો



# રોઝાને તોડનારી વસ્તુઓનું બયાન

# સહરી અને ઈફતારીનું બયાન



# રોઝાની કઝા અને કફફારાનું બયાન

# નફલ રોઝાનું બયાન



# તરાવીહનું બયાન

# રોઝાના વિવિધ મસાઈલ



# એતિકાફનું બયાન

# હજનું બયાન

## હજ્જ : ફર્ઝો, શરતો અને અરકાન

## મીકાતનું બયાન

# એહરામ અને તલબિયહનું બયાન

# તવાફ, સઈ, વાળ કપાવવા અથવા મુંડાવવાનું બયાન

# હજ્જે બદલનું બયાન

# જિનાયત (ગુનાહ)નું બયાન

# ઉમરહનું બયાન



# રોઝએ અકદસ અને મદીના મુનવ્વરાની ઝિયારતનું બયાન

# હજના વિવિધ મસાઈલ

# કુરબાની અને અકીકાનું બયાન

## કુરબાનીની જરૂરિયાત

# કુરબાની માટે અફઝલ અને નાજાઈઝ જાનવરનું બયાન

## કુરબાનીના જાનવરની ઉમરનું બયાન



## કુરબાની, દિવસો, વખત, સ્થાન અને કઝાનું બયાન

# કુરબાનીના ગોશ્તનું બયાન

# કુરબાનીના ચામડા વિશે

# કુરબાનીમાં શિર્કતનું બયાન

# બીજા તરફથી કુરબાની



# કુરબાનીના વિવિધ મસાઈલ

# અકીકાનું બયાન

# પ્રકાશકીય

ફત્વો પૂછનાર તરફથી કોઈ મસ્અલાની સ્પષ્ટતા વિશે સવાલનો શરીઅતના સ્તંભોના આધારે જવાબ આપનારને મુફતી કહેવામાં આવે છે. નબવી યુગથી જ આ પદ (મુફતી) ની મહત્વતા ચાલી આવી છે. એટલા માટે કે શરીઅત અલ્લાહ તઆલાની ઉતારેલ અને ઈસ્લામના પેગમ્બરની બયાન કરેલ જીવન વ્યવસ્થાનું નામ છે. અલ્લાહ તઆલાનો આ નિઝામ કુર્આને પાકની સુરતમાં એક મતનની હેષીયતથી મુસલમાનો પાસે સુરક્ષિત છે, આ મતન (અરબી લખાણ) ના નિયમો, કાયદો અને પ્રાયોગિક પદ્ધતિની સ્પષ્ટતા રસૂલુલ્લાહ (સલ.) ની હદીસમાં મૌજૂદ છે. જો કે જીવનની વિવિધ સમસ્યાઓ અને મુદ્દાઓ પર આ મતનને અને તેના સિધ્ધાંતોને લાગુ કરવાનું કામ ઉલમા અને ખાસ કરીને મુફતીઓનું છે. એટલા માટે શરીઅતમાં મુફતીઓનું ઘણું મહત્વ છે. તેનું કારણ એ છે કે આ મહાન પદ પર સૌથી પહેલા જાતે નબીએ કરીમ (સલ.) ની મુબારક જાત હતી. ઈસ્લામના પ્રારંભિક યુગમાં જયારે મુસલમાનોની સંખ્યા ઓછી અને શરીઅતના મસાઈલથી અપરિચિતતા હતી તો તેઓ મદીના શહેર અને મદીનાની આસપાસના વિસ્તારો માંથી આવી નબી (સલ.) ને મસાઈલ પૂછતા. તેને કુર્આને આ રીતે વર્ણન કર્યુ છે : "يَسۡتَفۡتُوۡنَكَ" (અંત સુધી) પરંતુ ઈસ્લામના અનુયાયીઓની સંખ્યા વધી અને વિજળી વેગે ઈસ્લામનો ફેલાવો થવા લાગ્યો, દૂર દૂર સુધી ઈસ્લામ વિસ્તરવા લાગ્યો તો દૂર દૂરનો સફર કરી આવવું અને મસાઈલ પૂછવા દરેક રીતે મુશ્કેલ થઈ ગયા. તો નબીએ કરીમ (સલ.) એ એહલે ઈલ્મ સહાબા (રદિ.)ની એક મોટી જમાઅતને વિભિન્ન જગ્યાઓ પર મોકલ્યા, તેમણે ત્યાં જઈ કાયદેસરથી કુર્આન અને હદીસની રોશનીમાં મન્સબે ઈફતાના ફરીઝાઓને અંજામ આપ્યા. જેમકે હઝરત મુઆઝ (રદિ.)ને યમન દેશ તરફ રવાના કર્યા. ત્યાર પછી આપ (સલ.) ની વફાત પછી ઉમ્મતે સર્વ સંમતિથી હઝરત અબૂબક્ર (રદિ.) ને ખલીફા બનાવ્યા. તો આપ (રદિ.) એ ઈસ્લામી સલ્તનતના નિઝામના તમામ ક્ષેત્રોને મજબુત કર્યા, ફિકહ અને ફતાવા માટે કાયદેસરથી એક વિભાગની સ્થાપના કરી. જેથી શાહ મુઈનુદ્દીન નદવી "સીયરે સહાબા" માં લખે છે કે "હઝરત અબૂબક્ર (રદિ.)એ દીની મસાઈલની આસાની માટે એક વિભાગ "દારૂલ ઈફતા" પ્રસ્થાપિત કર્યો હતો. હઝરત ઉમર (રદિ.), હઝરત

ઉસ્માન (રદિ.), હઝરત અલી (રદિ.), હઝરત અબ્દુર્રહમાન (રદિ.), હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.), હઝરત ઉબય ઈબ્ને કઅબ (રદિ.) અને હઝરત ઝૈદ બિન સાબિત (રદિ.) જેઓ પોતાના ઈલ્મ અને ઈજતિહાદના આધારે તમામ સહાબામાં અનોખા હતા, હઝરત ઉમર (રદિ.) એ પોતાની ખિલાફતકાળમાં આ સિલસિલાને ચાલુ રાખ્યો. (સીયરુસ્સહાબા : ૧૭૯)

નબવી યુગથી જ તેની મહત્વતા અને જરૂરતને સ્વીકારવામાં આવી છે. પરંતુ વર્તમાન સમયમાં તેની જરૂરિયાત મહદ અંશે વધી ગઈ છે. અને આ સિલસિલો હજુ પણ અલ્લાહના ફઝલો કરમથી ચાલે છે. કારણ કે આજ કાલ નવી નવી વસ્તુઓનો ઉપયોગ વધી ગયો છે જેથી લોકોને તેની વધારે આવશ્યકતા છે.

એ પરંપરાની એક કડી ફતાવાનો કીંમતી સંગ્રહ "**ફતાવા ફલાહિય્ય ભાગ :** ૪ જે આપના હાથમાં છે, જે વાલિદે મોહતરમ હઝરત મવલાના મુફતી અહમદ બિન ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.) કરમાલી (સ્થાપક મદની દારૂત્તરબિયત કરમાલી) તા. અંકલેશ્વર જી. ભરૂચના કીંમતી અને સચોટ ફતવાઓનો સંગ્રહ છે; જે આપે દારૂલ ઉલૂમ તા'લીમુદીન ડાભેલ, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તકડેશ્વર તથા દારૂલ ઉલૂમ કરમાલીમાં પોતાની પઢાવવાની પ્રવૃત્તિઓ સાથે મુસ્લિમ સમાજ દ્વારા પુછવામાં આવેલ વિવિધ પ્રશ્નોના માહિતી સભર, કયાંક વિસ્તારપૂર્વક તો કયાંક સંક્ષિપ્તપણે આપેલ આસાન જવાબો પર આધારિત છે. અલ્હમ્દુલિલ્લાહ આથી પહેલા ઉર્દૂમાં તેના પાંચ ભાગો તથા ગુજરાતીમાં ૩ ભાગો છપાઈને પ્રકાશિત થઈ ચુકયા છે, (જેને આપ WWW.elmedeen.com/cat-722 ઉપરથી ડાઉનલોડ કરી શકો છો જે ખૂબ જ ઓછી એમ. બી (MB) માં છે.) અને બીજા આગળના ભાગોનું કામ ચાલું છે. આ ફતાવાની લોકોમાં માંગ વધતા અહકરને થયું અને અનેક ગુર્જર મુસ્લિમોની માંગ પણ હતી કે તેને ગુજરાતી માતૃભાષામાં પણ પ્રકાશિત કરવામાં આવે. જેથી ઉર્દૂ ન જાણતા લોકો પણ તેનાથી ફાયદો ઉઠાવી શકે. જેથી અલ્લાહ તઆલાના ફઝલો કરમથી "ફતાવા ફલાહિય્યહ ભાગ : ૪ ના અનુવાદનું કામ અહકરે પ્રખર લેખક અને અનુવાદક માનનીય માસ્તર અહમદહુસેન ગાજી સાહેબ (ગોધરવી) ને સોંપ્યું, અલ્હમ્દુલ્લિાહ તેમણે આ કામને ખૂબ જ મહેનત, ધગશ અને નિખાલસતા પૂર્વક પૂર્ણ કર્યું અને આ "ફતાવાના સંગ્રહ" ને આપના હાથોમાં પહોંચાડવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો. તે બદલ હું જનાબ માસ્તર સાહેબનો અંત : કરણથી શુક્ર ગુઝાર છું, અલ્લાહ તઆલા તેમની આ ખિદમતને કબૂલ કરે અને

દારૈનમાં બહેતરીન બદલો અર્પણ કરે અને તેમના ઈલ્મમાં ખૂબ બરકત નસીબ ફરમાવે અને ભવિષ્યમાં પણ તેમનાથી આવા કામો લેતા રહે એવી દુઆ છે.

અલ્લાહ પાક વાલિદે મુહતરમ મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ના આ ઈલ્મી સંગ્રહને કબૂલ ફરમાવે, તેઓ માટે સદકએ જારિયહ બનાવે, અને જન્નતમાં ઉચ્ચ સ્થાન નસીબ ફરમાવે. આપની ઈલ્મી, દીની, સામાજીક, સાર્વજનિક, દીની – દુન્યવી ખિદમતોને કબૂલ ફરમાવે. અને સૌ ગુર્જર મુસ્લિમોને આપના ફતવાઓથી ફાયદો ઉઠાવવાની તૌફીક આપે અને જે ભાઈઓએ એને પ્રગટ કરવામાં વિવિધ રૂપે સાથ – સહકાર આપ્યો તે સૌને તેમની કોશિશોનો બદલો આપે. આમીન યા રબ્બલ આલમીન

જે સખીદાતાઓએ તેને પ્રકાશિત કરવામાં અર્થિક મદદ કરી તેમને આ મૌકા પર વિસરી ન શકાય, હું તેમનો અંત : કરણથી આભાર માનું છું. અલ્લાહ તઆલા તેમના જાન–માલ– ઉમ્રમાં બરકત નસીબ ફરમાવે, તેમની સખાવતને કબૂલ કરે.

આ કિતાબને પ્રકાશિત કરતા અમે ખૂબ જ ખૂશી અનુભવીએ છીએ.

અલ્લાહ રબ્બુલ ઈઝઝત આ ફતાવા સંગ્રહને કબૂલ ફરમાવે, તમામ લોકોને તેનાથી ખૂબ જ ફાયદો ઉઠાવવાની તૌફીક આપે, લોકો માટે લાભદાયી બનાવે, અને મર્હૂમ વાલિદ સાહેબ (સાહિબે ફતાવા) માટે સવાબે જારિયહ બનાવે. અને અહકરના હકમાં પોતાની રઝામંદી અને ખુશ્નૂદીનો ઝરીયો બનાવે. આમીન.

અહકર (હાફિઝ) **અસ્જદ બિન મુફ્તી અહમદ બેમાત** (સાહેબ)
**ખાદિમે કુર્આન :** મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા
ફોન નં. **1905 966 4141**
ઈસ્લામી તારીખ : ૨૭ જુમાદિલ અવ્વલ ૧૪૪૨
અંગ્રેજી તારીખ ૧૨ જાન્યુઆરી ૨૦૨૧



# અભિપ્રાય

## હઝરત મવલાના મુહમ્મદ હનીફ સાહેબ (દા.બ.)

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

અલ્હમ્દુલિલ્લાહિ વ કફા વસ્સલાતુ અલા ઈબાદિહિલ્લઝીનસ્તફા અમ્માબાદ

પોતાના દીની ઉસતાઝો સાથે તલબાને અજોડ લગાવ અને સંબંધ હોય છે, અન્ય વિભાગોમાં આ વાત નથી હોતી. આ ઉસ્તાઝોનો અસર આખી જિંદગી તેના ઉપર રહે છે. અને ડગલે ને પગલે તેમની શિખામણો તલબાને માર્ગદર્શન આપતી રહે છે અને ત્યાર પછી તે તાલિબે ઈલ્મ પોતાના શાગિર્દો (શિષ્યો) સુધી આ શિખામણો અને કથનો પહોંચાડે છે. આ પરંપરા આ રીતે આગળ વધતી જ રહે છે.

વો જો બેચતે થે દવાએ દિલ વો દુકાન અપની બળ્હા ગયે

અને અમુક તલબાને પોતાના ઉસ્તાઝો સાથે ખાસ લગાવ તેમજ મુહબ્બત હોય છે, જેથી તેઓ પોતાના અગત્યના કામોમાં તેમનો સલાહ મશ્વેરો અચૂક લે છે. અને તેમના સલાહ – સૂચનો મુજબ પોતાનું જીવન પસાર કરે છે. આ રેહબરી અને ઈર્શાદના પદ પર બિરાજમાન થવું અને ખાસ કરી ઉલમા અને ખાસ લોકોની રેહબરી કરવી એનાથી પણ વધારે મુશ્કેલ કામ છે. આ સલાહિય્યત અને શકિત અમુક લોકોને અલ્લાહ તઆલા તરફથી ઈનામમાં મળે છે. તેઓ તેનાથી ખૂબ જ કામ લઈ દીની અને દુન્યવી દરેક ક્ષેત્રમાં રેહબરી ફરમાવી લોકોની દુઆઓ લે છે અને આખિરતમાં અલ્લાહ તઆલાની ખૂશનૂદી પ્રાપ્ત કરી આખિરતમાં ઉચ્ચતર સ્થાન પ્રાપ્ત કરે છે.

આ કડીમાં અમારા મહેરબાન અને માનનીય ઉસ્તાઝ શૈખુલ હદીસ હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) જે દર્સગાહ અને દર્સગાહથી બહાર તલબા અને સામાન્ય લોકોને માર્ગદર્શન પુરુ પાડે છે, એટલું જ નહીં બલકે દીની પછાત ગામોના બાળકોની ફિકર કરવી અને તેમના માટે દીની તાલીમની વ્યવસ્થા કરવી, તેમના માટે ગરમી, ઠંડી અને વરસાદની પરવા કર્યા વગર ઘડપણમાં પણ ભાગદોડ કરવી તે આપનો જ ભાગ છે. જયારે આફ્રિકા આવ્યા હતા ત્યારે પણ અમે યુવાનો થાકી જતા હતા પરંતુ હઝરત મુફતી સાહેબ (રહ.) દરેક સમયે તત્પર રહેતા હતા અને રાત્રે પોતાના મૌલા સમક્ષ ઊભા થઈ જતા અને તહજ્જુદ પઢતા અને પોતાના

પરવરદિગારને મનાવવાના પ્રયાસો કરતા અને પોતાના માટે અને ઉમ્મત માટે અલ્લાહ તઆલાથી નમ્રતા અને આજીજી પૂર્વક માંગતા. હવે આવી રડનારી આંખો અને દર્દમંદ હૃદય ધરાવનાર લોકો લુપ્ત થઈ રહયા છે.

આપ (રહ.) ખૂબ જ ઉચ્ચ લાયકાતના માલિક હતા, પ્રારંભિક કિતાબોથી લઈ અંત સુધીની બધી કિતાબો આપ પઢાવતા હતા. અને આપનો દર્સ (સબક) તલબામાં સ્વીકાર્ય અને મકબૂલ હતો. એક વાર હઝરત મવલાના અબરાર અહમદ સાહેબ ધુલ્યાવી (રહ.) એ ફરમાવ્યું કે હઝરત મુફતી સાહેબનો "શર્હે વિકાયા" નો સબક ઘણો જ પ્રખ્યાત હતો અને જાતે હઝરત મવલાનાએ પણ આ કિતાબો હઝરત મુફતી સાહેબ પાસે જ પઢી હતી અને હઝરત મુફતી સાહેબ (રહ.) દરેક કિતાબ ખૂબ જ મહેનત અને પૂર્વ તૈયારી કરીને પઢાવતા હતા, જાતે હઝરત મુફતી સાહેબ (રહ.) એ કેટલીયે વાર ફરમાવ્યું હતું કે જયાં સુધી ડાભેલમાં રહયો "આ સત્તર વર્ષનો સમયગાળો છે" ફતાવા સિવાય કદીયે કલમ ઉઠાવી નથી, જયારે પોતાને જાતે તૈયાર કરી લીધા ત્યાર પછી કુપ્રથાઓ જે આજે પ્રચલિત છે તેની વિરૂદ્ધ પણ હઝરત (રહ.) એ અનેક શ્રેષ્ઠ પુસ્તકો લખ્યા છે. હઝરત મુફતી સાહેબના જમાનામાં જે પણ ફિત્નાએ માથું ઊંચકયું તેનો સામનો હઝરત મુફતી સાહેબ (રહ.) ની કલમે ફરમાવ્યો. અને તે ફિત્નાને કચડી નાંખવામાં તેઓ સફળ રહયા.

આયે જવાં મર્દા હક ગોઈ વ બે બાકી    અલ્લાહકે શેરોં કો આતી નહીં રુબાહી

તેમની વધુ પડતી કિતાબો ગુજરાતી ભાષામાં જ લખવામાં આવી છે, પરંતુ અલ્હમ્દુલિલ્લાહ ! અત્યારે અમુક કિતાબોનો ઉર્દૂમાં પણ અનુવાદ થઈ ચુકયો છે.

હઝરત મુફતી સાહેબ (રહ.) બુખારી શરીફની શરહ (ગાઈડ) ગુજરાતીમાં લખવા માંગતા હતા અને તે વિચારને મારી સમક્ષ પણ જાહેર કર્યો હતો કે જો તુ તૈયાર હોય તો આપણે આ કામ શરૂ કરીએ, પરંતુ હું આગળ તાલીમ માટે સહારનપુર ચાલ્યો ગયો અને ત્યાંથી આવ્યા પછી પઢાવવા લાગી ગયો અને ટુંક સમયમાં વિદેશ ચાલ્યો ગયો, આ સઆદત મારા નસીબમાં લખી ન હતી જેથી મહરૂમ રહયો.

યક હર્ફે કાશ કે અસ્ત સદજા નવિશ્તા એમ

વાસ્તવમાં અલ્લાહ તઆલાના રહસ્યોમાંથી એક રહસ્ય અને પુરાવો આ છે કે રિસાલત અંતિમ છે અને નબીએ કરીમ (સલ.) અંતિમ નબી છે અને આપની

શરીઅત કિયામત સુધી બાકી અને યથાવત રહેનાર છે. આ જ ખત્મે નુબુવ્વતના તુફેલમાં અલ્લાહ તઆલા એવા સુધારકો અને નિખાલસ માણસો પેદા કરતો રહે છે, જે સાચા ધર્મની રક્ષાનું કામ પોતાના માથે ઉપાડી લે છે, અને અલ્લાહ તઆલા પોતાના મકબૂલ બંદાઓથી આ કામ લે છે. અલ્લાહ તઆલા આપણને પણ આ મહાન સૌભાગ્યથી નવાઝે. આમીન સુમ્મ આમીન. આપણા હઝરત મુફતી સાહેબ (કુ.સ.) આ જ ખુશનસીબ લોકોમાંથી હતા, અલ્લાહ તઆલાએ આપ (રહ.)થી પોતાના દીનની ખિદમતનું ઘણું મોટું કામ લીધું.

હઝરત મુફતી સાહેબ (રહ.)ની ફિકહ – ફતાવા પર ઊંડી નજર હતી બારીક બારીક મસાઈલ તેમને યાદ હતા. દરરોજ દર્સમાં તેને જાહેર કરતા હતા. આ જાઈઝ છે, આ ના જાઈઝ છે. આ હરામ છે, આ મકરૂહે તહરીમી છે, આ મકરૂહે તન્ઝીહી છે. અહાદીસ સંબંધિત મસાઈલ ઘણી જ ગંભીરતાથી બયાન કરતા હતા, તે દર્સ કેવો હતો ? વર્તમાન નવા મસ્અલાનું બયાન, બાતિલ ફિરકાઓનો રદ તેમજ એક આલિમે કઈ રીતે જીવન ગુઝારવું જોઈએ, તે બાબતનું માર્ગદર્શન, માશાઅલ્લાહ આપના સબકમાંથી જયારે એક તાલિબે ઈલ્મ ઉઠતો તો ન માત્ર હદીસની વાતો લઈને ઉઠતો બલકે તેની સાથે જીવનના દરેક ક્ષેત્રમાં કામ આવનારી વાતો અને કથનોથી પોતાના દામનને ભરીને ઉઠતો.

કહેવાય છે કે હઝરત મુફતી સાહેબ (રહ.) સખત હતા, પરંતુ મારો અનુભવ છે કે હઝરત (રહ.)ની વિરુદ્ધ અને ખોટા કામને બિલ્કુલ સહન કરતા નહીં. અને પોતાના પર નિયંત્રણ રાખી શકતા નહીં. અને જયાં સુધી હકને જાહેર કરી દેતા નહીં ત્યાં સુધી શાંતિથી બેસતા નહીં, હઝરત મુફતી સાહેબ (રહ.) સાફ દિલના વ્યકિત હતા. દિલમાં કોઈના પ્રત્યે મેલ રાખતા ન હતા, ઘણી વખતે અમારાથી ખિદમતમાં કોઈ ભૂલ થઈ જતી તો ઠપકો આપતા અને પછી જયારે બીજી વાર ખિદમતમાં જતા તો આગળનું બધું ભુલી જતા, બલકે તેમના ચેહરા પર સ્મિત સાફ દ્રશ્યમાન થતું હતું.

ફતાવામાં હઝરત મુફતી સાહેબ (રહ.) ની શફકત અને દયા લોકો પર જાહેર થતી હતી, હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ સાહેબ લાજપુરી (રહ.) ફરમાવતા હતા કે હઝરત મુફતી અહમદ સાહેબ બેમાતના ફતાવામાં ઘણી નરમી જોવામાં આવે છે. એટલે કે ફતાવામાં ફતાવાના નિયમો અને કાયદાઓમાં રહીને ઉમ્મત માટે

જેટલી આસાની પેદા કરી શકતા એટલી આસાની પેદા ફરમાવતા. ફતાવા ફલાહિય્યહનો અભ્યાસ કરવાથી જાહેર થાય છે કે ફતાવા ફલાહિય્યહને અલ્લાહ તઆલાએ ઘણી જ મકબૂલીયત અર્પણ કરી, મુફતીઓ પણ તેના વખાણ અને તારીફ કરે છે, આફ્રિકાના મુફતીએ આ'ઝમ હઝરત મુફતી રઝાઉલ હક સાહેબ (દા.બ.) એ પણ તેને ખૂબ જ પસંદ કર્યા.

અલ્લાહ તઆલાથી દુઆ છે કે હઝરત મુફતી સાહેબના તમામ ઉલૂમ લોકોની સામે આવે અને ઉમ્મતની રેહબરીનું કામ આપે. માનનીય હાફિઝ અસ્જદ સાહેબે તેને પ્રકાશિત કરવાનું કામ પોતાના માથે ઉપાડયું છે, અલ્લાહ તઆલા તેમના પ્રયાસોમાં સફળતા આપે અને તેને કબૂલ ફરમાવે.

તેમજ હઝરતે પ્રસ્થાપિત કરેલ દીની સંસ્થા ''મદની દારૂત્તરબીયત, કરમાલી'' ને પણ કયામત સુધી બાકી રાખે અને હઝરત માટે સવાબે જારિયહ સાબિત થાય.

ઈં દુઆ અઝ મન વ અઝ જુમ્લા જહાં આમીન બાદ

**મવલાના મુહમ્મદ હનીફ ઉફિય અન્હૂ**
ખાદિમ જામિઅહ ફલાહ
બનોની – સાઉથ આફ્રિકા



# અભિપ્રાય

## મવલાના મુહમ્મદ યુનૂસ તાજપુરી સાહેબ (દા.બ.)

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

હઝરત મુફતી અહમદ બેમાત (રહ.) મારા ખાસ ઉસ્તાઝ હતા. ઈ.સ. ૧૯૮૧ માં મેં એમનાથી સંપૂર્ણ બુખારી શરીફ પઢી. તેઓ એક માહિર ઉસ્તાઝ અને કામિલ શૈખ હતા. ઉલમાએ દેવબંદના સાચા જાનશીન અને હઝરત મદની (રહ.)ના સાચા આશિક હતા. આપ (રહ.) ખૂબ જ મહેનત અને પાબંદી સાથે બુખારી શરીફ પઢાવતા હતા. આપ ખૂબ જ રોબદાર હતા, જેથી તેમને જોઈને ડર લાગતો હતો એટલા માટે તેમની મજલિસમાં જવાનો મોકો નથી મળ્યો. જેથી માત્ર સબકની હદ સુધી તેમનાથી ખૂબ જ ફાયદો ઉઠાવ્યો. આપ ખૂબ જ સત્યવાદી હતા, આપ (રહ.)ના દિલમાં ઉમ્મત પ્રત્યે ખૂબ જ દર્દ હતો. જેથી આપે લોકો માટે મોટી મોટી કુરબાનીઓ આપી અને ગુજરાતી ભાષામાં અનેક કિતાબો લખી ઉમ્મતની રેહબરી ફરમાવી. અલ્લાહ પાક તેમની ખિદમાતને કબૂલ કરે અને કયામત સુધી તેનાથી લોકોને ફાયદો પહોંચાડે. (આમીન)

**મવલાના મુહમ્મદયુનૂસ તાજપુરી**
શૈખુલ હદીસ દારૂલ ઉલૂમ વડાલી
(ઉત્તર ગુજરાત)

  

# રોઝા અને એતિકાફનું બયાન

عن أبي هريرة رضى الله عنه، يقول قال النبى صلى الله عليه وسلم او قال قال ابو القاسم صلى الله عليه وسلم صوموا الرؤيته وأفطروا الرؤيته، فان اغمى عليكم فاكملوا عدة شعبان ثلاثين۔

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : (રમઝાનનો) ચાંદ જોઈને રોઝા રાખો અને (શવ્વાલનો) ચાંદ જોઈને રોઝા રાખવાનું છોડી દો, જો કોઈ કારણસર ચાંદ ન દેખાય તો શાબાનના ૩૦ દિવસની ગણતરી પૂરી કરી લો.

(બુખારી: ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૦૯, મુસ્લિમ : ૧ / ૩૪૭, હદીસ નં. ૧૭–૧૦૮૧)

# નવો ચાંદ જોવો અને તેના મતભેદનું બયાન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# નવો ચાંદ જોવો અને તેના મતભેદનું બયાન

## (૧) એક દેશમાં ચાંદ નજર આવવા પર, બીજા દેશ માટે રોઝા અને ઈફતારનો હુકમ

**સવાલ (૧૪૮૮) :** કેટલાક લોકોનું કહેવું છે કે અલ્લાહ તઆલાએ આખી દુનિયામાં એક જ ચાંદ પેદા કર્યો છે, માટે દુનિયાના જે પણ ખૂણામાં ચાંદ નજર આવી જાય, ત્યાંથી આવનારી ખબરને બીજા લોકોએ માન્ય ગણવી જોઈએ, અને તે પ્રમાણે રમઝાન અને ઈદ મનાવવી જોઈએ. શું આ વાત સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાંદ તો અલ્લાહ તઆલાએ એક જ પેદા કર્યો છે, પરંતુ તેને જોવામાં મતભેદ છે, તેથી તે એક દિવસે કેટલીક જગ્યાએ નજર આવે છે અને કેટલીક જગ્યાએ નજર આવતો નથી. આ એક કુદરતી મતભેદ છે કે કોઈ જગ્યાએ એક દિવસ પહેલા નજર આવી જાય છે અને કોઈ જગ્યાએ એક દિવસ પછી, જયાં જયારે ચાંદ નજર આવશે, ત્યાં એ જ દિવસે તેને માન્ય ગણવામાં આવશે. (તબ્યીનુલ હકાઈક : ૧ / ૩૨૧)

આ એવું છે, જેમકે સુરજ એક હોવા છતાં કોઈ જગ્યાએ ફજરની નમાઝ અદા થઈ રહી છે અને કોઈ જગ્યાએ જોહરની નમાઝ, તો કોઈ જગ્યાએ અસર અને કોઈ જગ્યાએ મગરિબની નમાઝ થઈ રહી છે, તેથી સઉદી અરબમાં સુબ્હે સાદિક હોવાથી ભારત અને પાકિસ્તાન વાળાઓ માટે ફજરની નમાઝ પઢવી જાઈઝ નથી.

ઠીક એવી રીતે જયાં ચાંદ દેખાયો છે, ત્યાંના લોકો માટે રમઝાન અને ઈદ મનાવવી તો જાઈઝ છે અને જયાં ચાંદ દેખાયો નથી ત્યાંના લોકો માટે પોતાના પડોશી દેશની ખબરો અને ગવાહીને માન્ય રાખીને રમઝાન અને ઈદ મનાવવી જાઈઝ છે. અલબત્ત બંને દેશો વચ્ચે એક દિવસનું અંતર હોય તો ત્યાં એક બીજાના ચાંદ દેખાયાનો એતિબાર કરવો દુરૂસ્ત નથી. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૩૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૨) ઈંગ્લેન્ડમાં ચાંદનો મસ્અલો

**સવાલ (૧૪૮૯) :** ઈંગ્લેન્ડમાં આખી દુનિયાના લોકો વસે છે, તેને કારણે

મસાઈલમાં મતભેદ થતો રહે છે. તે મતભેદોમાં એક અગત્યનો મસ્અલો ચાંદનો પણ છે.

અહીંયા ઈંગ્લેન્ડવાળાઓનું કહેવું છે કે સઉદી અરબ અમારું મરકઝ છે, એટલે તેના હિસાબે ચાલવું જોઈએ જયારે ભારતના લોકો કહે છે કે ચાંદ જોઈને રોઝો રાખો અને ચાંદ જોઈને રોઝો છોડી દો. પરંતુ મુશ્કેલી એ છે કે ઈંગ્લેન્ડમાં ચાંદ દેખાતો નથી.

ઈ.સ. ૧૯૭૭ માં "હજ" શનિવારે થઈ હતી, તેને આધારે કેટલાક લોકોએ બીજા દિવસે એટલે રવિવારે ઈદુલ અઝહા મનાવી હતી. જયારે કે મોટા ભાગના (લગભગ ૯૯ ટકા) લોકોએ મંગળવારે કુરબાનીની ઈદ મનાવી હતી, સવાલ એ છે કે આવા મતભેદમાં સહીહ શું છે ? શરીઅત આ વિશે શું કહે છે ? એટલે ચાંદના મસ્અલામાં કઈ ગણતરી કરવી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે : ચાંદ જોઈને રોઝો રાખો અને ચાંદ જોઈને ઈફતારી કરો. (બુખારી : ૧/૨૫૬, હદીસ નં. ૧૯૦૯) પર અમલ કરવો જોઈએ. જો ઈંગ્લેન્ડમાં વાદળને કારણે ચાંદ દેખાતો ન હોય, તો નજીકના દેશ દા.ત. મોરોક્કો વગેરેના ચાંદને આધાર બનાવવો. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૩૭૯) જો ત્યાંથી ચાંદ વિશે ગવાહી આવી જાય અથવા સતત ખબરોથી યકીન થઈ જાય કે ચાંદ થઈ ગયો છે, તો તે પ્રમાણે ચાંદનો ફેસલો કરી લેવો જોઈએ. (મજમઉલ અન્હુર : ૧ / ૩૫૦) સઉદી અરબના ચાંદ પ્રમાણે ઈંગ્લેન્ડવાસીઓએ ઈદ મનાવવી જાઈઝ નથી. (રૂયતે હિલાલ : ૫૮,૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (3) નવા ચાંદના કેટલાક મસાઈલ

**સવાલ (૧૪૯૦) :** હનફી મસ્લકમાં ખબરનો મતભેદ વિશ્વાસપાત્ર નથી, પરંતુ અંતરથી ચાંદની ખબર અને ગવાહી મળે, તો રમઝાન અને ઈદના ચાંદને સ્વીકારવામાં આવે ?

(૨) સૂર્યનો મતભેદ ઉદય અને અસ્તમાં, તેના પર નમાઝનો આધાર રાખવામાં આવે છે અને તે પ્રમાણે નમાઝ અદા કરવામાં આવે છે, કે કયાંક મગરિબની નમાઝનો વખત છ વાગ્યાથી શરૂ થાય છે તો કયાંક સાત વાગે. સવાલ એ છે કે જેવી રીતે નમાઝ એક ઈબાદત છે અને તેમાં સમયના તફાવતને વિશ્વાસપાત્ર

માનવામાં આવ્યો છે એવી રીતે રોઝા પણ એક ઈબાદત છે તો તેમાં પણ આ તફાવતને વિશ્વાસપાત્ર સમજવો જોઈએ, શરઈ રીતે તેમાં વાંધો શું છે ?

(૩) આકાશ વાદળથી ઘેરાયેલુ હતું, તેથી રમઝાન અથવા ઈદનો ચાંદ નજર ન આવ્યો, પરંતુ કેટલાક ગવાહી આપનારા હાજર છે, હાલાંકે તેઓ ન્યાયી નથી, બેનમાઝી છે, તો તેમની ગવાહી માનવામાં આવશે કે નહીં ?

(૪) વાદળને કારણે કોઈ શહેર અથવા કોઈ બીજા વિસ્તારમાંથી ફોન દ્વારા ખબર મળી અને ફોન પર ખબર આપનારો એક વ્યકિત છે, તો શું હુકમ છે ?

ખબર આપનારની ઓળખ ન થાય, અથવા સ્પષ્ટ રીતે તેની અવાજ ઓળખવામાં ન આવે, એવા એક બે વ્યકિત ફોન પર ગવાહી આપે, તો તેનો શું હુકમ છે ?

(૫) આકાશ સાફ છે અને વિશ્વાસપાત્ર ગવાહી પણ ન મળી, પરંતુ બીજી જગ્યાએથી ફોન દ્વારા ખબર મળી કે આવતી કાલે અમારે ત્યાં ઈદ છે. ફોન પણ એક બે વ્યકિતઓનો છે. પરંતુ ફોન કરનારો અપરિચિત છે, તો આં સુરતમાં શું હુકમ છે ? શું ઈદનો ચાંદ માનવામાં આવશે ?

(૬) ફોનથી આપવામાં આવેલી ખબર ગવાહીના હુકમમાં છે કે ખબરના ?

શું કોઈ જગ્યાએથી ફોન પર ખબર મળી કે " કાલે અમે રોઝો રાખીશું" અથવા "કાલે અમે ઈદ મનાવીશું" આ પ્રકારની ખબરને કબૂલ કરીને રમઝાન અથવા ઈદનું એલાન કરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) હનફી મસ્લક પ્રમાણે પૂર્વના રહેનારા પશ્ચિમમાં જઈને ગવાહી આપે અને તેમાં કબૂલ કરવાની શરતો હોય, તો તેની ગવાહી કબૂલ કરવામાં આવશે. એ શરતે કે મહિનો ૨૮ દિવસનો ન થાય, કારણ કે ઈસ્લામી મહિનો ૨૯ કે ૩૦ દિવસનો હોય છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

(૨) સૂર્ય ઉગવા અને ડૂબવામાં તફાવત એક જાહેર વસ્તુ છે, કોઈ જગ્યાએ સુબ્હે સાદિક છે તો કોઈ જગ્યાએ સૂર્ય ડુબી રહયો છે, કોઈ જગ્યાએ ઝોહર તો કોઈ જગ્યાએ અસર અથવા મગરિબ અથવા ઈશાનો વખત હોય છે, આ વાતોને સામાન્ય બુદ્ધિ રાખનારો સમજી શકે છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૩)

નમાઝ એક ઈબાદત છે અને તેના સહીહ હોવા માટે અને બંદા પર વાજિબ

થવા માટે વખતનું હોવું શરત છે. તે પહેલા નમાઝ સહીહ થશે નહીં. (સૂરએ નિસાઅ : ૧૦૩) એવી રીતે રોઝા બંદા પર ફર્ઝ હોવા માટે રમઝાનના મહિનાનું હોવું જરૂરી છે. (સૂરએ બકરહ : ૧૮)

રમઝાન અને શવ્વાલના મહિનાની સાબિતી માટે શરીઅતમાં કેટલાક ઉસૂલો છે, દા.ત. આકાશ સ્વચ્છ હોય, તો રમઝાન અને ઈદ માટે એટલા લોકોની ખબર આવવી જરૂરી છે કે ચાંદ થવાનું યકીન થઈ જાય, અને જો આકાશ સ્વચ્છ ન હોય, તો રમઝાનના ચાંદ માટે એક વિશ્વાસુ વ્યકિતની ગવાહી અને ઈદના ચાંદ માટે બે વ્યકિતઓની ગવાહી જરૂરી છે.

આ બધી સુરતોમાં એ વાત યાદ રહે કે મહિનો ૨૯ દિવસથી ઓછો અને ૩૦ દિવસથી વધારે ન હોવો જોઈએ. કારણ કે અલ્લાહના નબી (સલ.) એ ઈસ્લામી મહિના વિશે ફરમાવ્યું છે, મહિનો ૨૯ નો હશે અથવા ૩૦ નો.

(બુખારી : ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૧૩)

તેમજ અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું કે ચાંદ જોઈને રોઝા રાખો અને ચાંદ જોઈને ઈદ મનાવો. (બુખારી : ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૦૯)

આ સમજુતીથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે નજીકના શહેરોમાં તો ચાંદનો મતભેદ નથી. અલબત્ત દુરના શહેરોમાં ઠીક છે. નજીક અને દુરનો આધાર વ્યાખ્યા પર ગણવો જોઈએ કે મોટા ભાગના ઉત્તર – દક્ષિણના શહેરોમાં ચાંદમાં મતભેદ જોવા મળે છે, દક્ષિણમાં ચાંદ નજર આવે છે અને ઉત્તરમાં ચાંદ નજર આવતો નથી.

આ જ કથનને અલ્લામા ઝયલઈ અને બદાઈએ અપનાવ્યું છે, દેવબંદી ઉલમાની રાય પણ એ જ છે અને તે પ્રમાણે તેમનો અમલ છે.

(રૂયતે હિલાલ : ૫૮ – ૫૯)

(૩) ફાસિક ગવાહ બનવાને લાયક છે કે નહીં અને તેની ગવાહી માનવાપાત્ર છે કે નહીં ? આ કાઝીના ફેસલા પર આધારિત છે, જો કોઈ એવો વ્યકિત જે પ્રતિષ્ઠિત હોય, સમાજમાં તેની ઈજ્જત હોય, પરંતુ ફિસકનો તેનાથી કોઈ અમલ થઈ જાય, તો કાઝી માટે જાઈઝ છે કે તેની ગવાહી કબૂલ કરી લે. દા.ત. દાઢી મુંડાવનારો, પોતાના આ અમલ (દાઢી મુંડાવવા)ને કારણે ફાસિક છે, પરંતુ તે અમાનતદાર છે, કયારેય જુઠ બોલતો નથી. સમાજમાં ઈજ્જતદાર છે. એવો વ્યકિત જયારે ગવાહી આપશે અને કાઝીને તેનાથી સંતોષ લાગે, તો ગવાહી કબૂલ કરી શકે છે. (તબ્યીનુલ હકાઈક : ૪ / ૨૧૦) હાં, કોઈ એવો હોય જેની શકલ શરીઅત પ્રમાણે

હોય, નમાઝ પણ પઢતો હોય, હજ પણ કરી હોય, પરંતુ દારૂ પીતો હોય, બેહયાઈના કામો કરતો હોય, નશાવાળી વસ્તુઓ અને દારૂ જાહેરમાં વેચતો હોય અથવા સટ્ટો રમતો હોય, જાહેરમાં ગાળો બકતો હોય, તો એવા વ્યકિતની ગવાહી કબૂલ કરવામાં નહીં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૪૬૬)

ટૂંકમાં લોકોની નજરોથી છુપાવીને દારૂ વેચતો હોય અથવા બીજા ગુનાહોના કામો કરતો હોય, તો એવા વ્યકિતને પણ મોટો ગુનેહગાર કહેવામાં આવશે, તેણે તોબા કરવી જોઈએ. અલબત્ત તેની ગવાહી કબૂલ કરવામાં કાઝીને અધિકાર છે.

દૂર્રે મુખ્તારમાં છે જે વ્યકિત છુપી રીતે ગુનોહ કરતો હોય અને બીજો વ્યકિત તેને જાણે છે, તો તેના માટે એ યોગ્ય નથી તેની ગવાહી આપીને તેના ગુનાહને જાહેર કરે અને તેમાં ખામી પેદા કરે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૪૬૪)

માટે ઉપરોકત વર્ણનની રોશનીમાં એવો ગુનેહગાર, જે શરમવાળો હોય, જાહેરમાં ગુનાહનું કામ ન કરતો હોય અને કાઝી તેમજ કમીટિના સભ્યોને સંતોષ થઈ જાય, તો તેની ગવાહી કબૂલ કરવી જાઈઝ છે.

(૪) ફોન પર ખબર આપવામાં આવે કે રમઝાનનો ચાંદ થઈ ગયો છે અને સાંભળનારાને સંતોષ થઈ જાય, તો જાતે રોઝો રાખી શકે છે. અલબત્ત બીજા લોકોને રોઝાનો હુકમ કરી શકતો નથી. સવાલની સુરતમાં જયારે અવાજ પણ ઓળખવામાં આવી રહી નથી, જેણે ફોન પર આ ખબર સાંભળી. તેના માટે પણ રોઝો રાખવો જાઈઝ નથી. રમઝાન સમજીને આગલા દિવસે રોઝો રાખવો મકરૂહ છે, કારણ કે રોઝો રાખવા માટે ચાંદનું જ્ઞાન હોવું જરૂરી છે અને જયારે તમે એને જાણતા નથી, તો તેની ખબરથી તમને કેવી રીતે વિશ્વાસ આવશે.

(આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૨૦૮)

(૫) પાંચ – દસ બાજુએથી ફોન દ્વારા ખબર આવે કે ચાંદ થઈ ગયો, પરંતુ તમે ફોન કરનારાને ઓળખતા નથી, તો ઈદ મનાવવી જાઈઝ નથી. ઈદના ચાંદ માટે (વાદળા હોવાથી) બે પુરુષો અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓની ગવાહી, અથવા ગવાહી પર ગવાહી અથવા (આકાશ સ્વચ્છ હોવાથી) વધુ લોકોની ગવાહી જરૂરી છે. સવાલની સુરતમાં ફોનથી ઈદનો ચાંદ સાબિત થશે નહીં. પરંતુ એટલા ફોન આવે કે તેનો નકાર અશકય હોય.

(૬) ફોન પર આપવામાં આવેલી ખબર "ગવાહી" નથી, ગવાહીની તપાસ માટે ગવાહોએ મજલિસમાં હાજર રહેવું જરૂરી છે. તે સિવાય ગવાહી માન્ય નથી.

ભારતમાં કોઈ કેટલો મોટો વ્યકિત કેમ ન હોય, હાઈકોર્ટ અથવા સુપ્રિમકોર્ટમાં જઈને જ તેની ગવાહી આપવી પડે છે. માટે ફોન પર આપવામાં આવેલી ખબર ગવાહીના હુકમમાં નથી. (તબ્યીનુલ હકાઈક : ૪ / ૨૦૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ચાંદનો આધાર અને સઉદી હુકૂમતનો આ વિશે અમલ

**સવાલ (૧૪૯૧) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ આ મસ્અલામાં કે સઉદી અરબમાં હમેશા આખી દુનિયામાંથી એક – બે દિવસ પહેલા જ ચાંદનું એલાન કરવામાં આવે છે, સઉદી અરબના ચાંદ વિશે અમુક લોકોનું કહેવું છે કે ત્યાં ચાંદ જોઈને ફેસલો કરવામાં આવતો નથી, બલકે (NEW MOON) થતા જ ત્યાં ચાંદ માની લેવામાં આવે છે અથવા એ કે હંમેશા ગવાહી પર જ ફેસલો કરે છે. કયારેય સામાન્ય ચાંદ જોવા પર ફેસલો કરતા નથી. કયારેક નવો ચાંદ જોઈને તરત જ ચાંદનું એલાન થાય છે અને કયારેક તો તેના પહેલા પણ થઈ જાય છે ચાંદ અને સુરજના સમયથી એ વાતની સાબિતી મળે છે, તેમજ અનેક ગવાહીઓ એ વાતને સાબિત કરે છે કે સવારે પૂર્વમાં ચાંદ દેખાયો અને તે જ સાંજે સઉદી અરબમાં ચાંદનું એલાન કર્યુ અથવા સૂર્ય ગ્રહણ છે અને તે જ સમયે સઉદી અરબમાં ચાંદનું એલાન કર્યુ. હાલાંકે એ અશકય છે. (સૂર્ય ગ્રહણનો સુબૂત અને સઉદી અરબમાં એ જ દિવસે ચાંદનું એલાનની જાહેરાતની ઝેરોક્ષ સાથે છે.)

સઉદી અરબના ચાંદ પ્રમાણે કયારેય ચૌદમી અથવા પંદરમીએ પૂનમ હોતી નથી. બલકે પંદરમી અને સોળમીએ પૂનમ હોય છે. દરેક સમજદારને તેનું જ્ઞાન છે. જયારે કે કેટલાક લોકોનું કહેવું છે કે ત્યાં ચાંદ કમિટી છે અને તે લોકો જોઈને ફેસલો કરે છે. તો સવાલ એ છે કે શું સઉદી અરબની ચાંદ કમિટી અમારા બ્રિટન માટે દલીલરૂપ છે ? ચાંદની ગવાહી લેવાનો શરઈ તરીકો કયો છે ? શાબાન અને રમઝાન નજીક છે એટલે વહેલી તકે જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાંદ બાબતે અહનાફને ત્યાં નક્ષત્રોના અનુભવી અભ્યાસુઓના ઉસૂલોને માન્ય ગણવામાં આવતા નથી. તેથી જો સઉદી અરબમાં ચાંદનો પુરાવો ખગોળવેત્તા ઓના સિદ્ધાંત પ્રમાણે હોય અને ચાંદ પર આધાર ન હોય, તો સઉદી અરબનો ફેસલો વિશ્વાસપાત્ર નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૭)

પરંતુ જો ચાંદ જોઈને પુરાવો રજુ કરે છે અને સઉદી અરબનો એ જ દાવો છે કે હમેશા તેમને ત્યાં ચાંદની ગવાહીને આધારે ફેસલો થાય છે, તો તેમનો ફેસલો દુરસ્ત છે અને જેટલી શંકાઓ ખગોળશાસ્ત્રીઓના સિદ્ધાંતો પર આધારિત છે, તે બધી રદ બાતલ ગણાશે. રહી વાત કે સઉદી અરબમાં જો ચાંદ દેખાય છે, તો બે દિવસનો તફાવત નથી થઈ શકતો, અથવા ત્યાં આમ ચાંદ પર ફેસલો કરતા નથી, હાલાંકે આકાશ સાફ હોવાની સુરતમાં મોટી સંખ્યાની ગવાહી જરૂરી છે, એક બેની ગવાહી કાફી નથી આ બંને બાબતો ચોક્કસપણે નથી.

માટે હઝરત ઈમામ અબૂ યુસૂફ (રહ.) નો મસ્લક છે કે ૩૦ શાબાને ઝવાલ – મધ્યાહનથી પહેલા ચાંદ દેખાય, તો એ ચાંદ આગલી રાતનો માનવામાં આવશે અને ૩૦ શાબાને પહેલી રમઝાન માનવામાં આવશે. દા.ત. શંકાસ્પદ દિવસ જુમ્આનો છે અને ઝવાલ – બપોર પહેલા ચાંદ નજર આવ્યો, તો જુમ્આના દિવસે પહેલો રોઝો ગણાશે. જો કે અહનાફને ત્યાં આ કથન ચુકાદા પાત્ર નથી. પક્ષકારોના મંતવ્યો સામાન્ય છે. જો કોઈ ઈમામ અબુ યુસૂફ (રહ.) ના કથન પર અમલ કરે, તો બીજા દેશોના મુકાબલામાં ભારતમાં એક દિવસ આગળ થઈ જશે. માલુમ થયું કે કથનના મતભેદને કારણે એક જગ્યામાં એક દિવસ આગળ થઈ જવાની શકયતા છે, તો સઉદી અરબવાળા, ઈમામ અબૂયુસૂફની રિવાયત પ્રમાણે અમલ કરે તો એક દિવસ અને દૂરને લીધે તેમજ ઉદયસ્થાન ના મતભેદને લીધે બે દિવસનો તફાવત સમજમાં આવે એવી બાબત છે. અને જયારે તેમનો દાવો છે કે તેઓ ચાંદ પર અમલ કરે છે, તો તેમનો ફેસલો દુરસ્ત છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૨ / ૩૯૨)

બલકે અહનાફને ત્યાં પણ આકાશ સ્વચ્છ હોવાની સુરતમાં પણ બે ગવાહોની ગવાહીથી માન્ય ગણી શકાય છે. એવી રીતે એક એવો વ્યકિત કે જેણે ઊંચાઈએથી ચાંદ જોયો અને તે વિશ્વાસપાત્ર ન્યાયી હોય તો તેની ખબર રમઝાનના ચાંદ માટે કાફી છે, તેથી અલ્લામાં ઈબ્ને નુજેમ મિસરી (રહ.) એ વધુ લોકોને બદલે બે ગવાહોની રિવાયતને પસંદ કરી છે, અને અલ્લામા શામી (રહ.) એ પણ એ જ કથનને પ્રધાન્ય આપ્યું છે.

તેથી ફરમાવે છે કે ચાંદ જોવામાં લોકો સુસ્તી કરે છે, એટલે મોટી સંખ્યા લાવવી મુશ્કેલ થઈ ગઈ છે. એટલે અલ્લામા અલાઉદ્દીન હસ્કફી (રહ.) દુર્રે મુખ્તારમાં ફરમાવે છે કે કાઝીને ત્યાં (દાવા માટે) બે ગવાહો ચાંદની ગવાહી આપે

અને કાઝી ફેસલો કરી દે, તો રોઝો રાખવો જરૂરી થશે. અલ્લામા શામી (રહ.) ફરમાવે છે જો કે બહરુર્રાઈકની મુખ્તાર રિવાયત પણ છે કે જો ચાંદ પ્રમાણે ફેસલો કર્યો અથવા કાઝીનો મસ્લક એ જ હોય તો રોઝો રાખવો જરૂરી થશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૮)

અને એક ઉસૂલ એ પણ છે કે કાઝીને ત્યાં સર્વાનુમતે અથવા મતભેદના મસ્અલામાં જે રિવાયત ઉત્તમ હોય, તે પ્રમાણે જો તેમણે ફેસલો કરી દીધો, તો તે જરૂરી બની જશે. તેની વિરુદ્ધ કરવું અને તેને નકારવું જાઈઝ નથી.

(અલ અશ્બાહ વન્નઝાઈર : ૯૦)

એટલે સઉદી અરબમાં નિયમ પ્રમાણે કાઝીનો ફેસલો ચાંદ વિશે હોય, તો સઉદી અરબના લોકો માટે તો જરૂરી છે, ભલે કોઈની ગવાહી પ્રમાણે હોય, જયારે કે કાઝીનો આ ફેસલો જાઈઝ ઠેરાવવામાં આવ્યો, તો એવા દેશો જયાં ચાંદ મોટા ભાગે દેખાતો નથી અને તેમને બીજા દેશોની ગવાહી ઉપર જ સંતોષ કરવો જરૂરી બન્યો છે અને તેમના માટે નજીકમાં કોઈ ચાંદના મસ્અલામાં વિશ્વાસપાત્ર દેશ પણ નથી, તો આ મજબુરીની હાલતમાં તેઓ સઉદી અરબની ગવાહી પર અમલ કરી શકે છે. કારણ કે અહનાફને ત્યાં પૂર્વજોના કથન પ્રમાણે આકાશના તફાવતનો એતેબાર નથી અને મોરોક્કોની ગવાહી પર પણ અમલ શકય છે. જયાંથી ખબર મળે અને જેની પહેલી આવે, તેની ઉપર અમલ કરવામાં આવે.

## સહીહ અમલની શરત અને સહીહ પુરાવો

સઉદી અરબ અથવા મરાકશ – મોરોક્કોથી ખબર અથવા ગવાહીની કોઈ એવી વ્યવસ્થા થઈ શકે કે સમય પર ઉસુલ પ્રમાણે ગવાહી મળી રહે, તો એવી વ્યવસ્થા કરવી જોઈએ અને આ જાહેરમાં મુશ્કેલ છે. તો પછી રેડિયો દ્વારા ખબર ફેલાવવામાં આવે અથવા ગવાહીને જાહેર કરવામાં આવે આ બંને યોગ્ય છે. યકીન અને દ્રઢ વિશ્વાસ ચાંદ કમિટીનો વિશ્વાસુ ગણાશે. એવી રીતે ટેલિફોનથી વિશ્વાસુ વ્યકિતની અવાજ પહોંચાડવામાં આવી રહી છે અને દ્રઢ વિશ્વાસ થઈ જાય, તો તેની ઉપર અમલ કરવો જાઈઝ છે. (અહસનુલ ફતાવા : ૪ / ૪૨૫, ૪૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) ચાંદની તપાસ માટે ખગોળશાસ્ત્રનો સહારો લેવો

**સવાલ (૧૪૯૨) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ નીચેના

મસાઈલ વિશે....

(૧) ખગોળશાસ્ત્ર અને જયોતિષ વિદ્યાથી ફાયદો અને સહારો લઈ શકાય કે નહીં ? જેથી કોઈ વ્યકિત ચાંદની જુઠી ગવાહી આપીને ભ્રમમાં ન નાંખી દે, જયારે કે આજે જુઠી ગવાહી આપવી એક કળા બની ગઈ છે, તેથી ખગોળશાસ્ત્રનો સહારો લઈ ચાંદ નક્કી કરી શકાય.

(૨) શું સઉદી અરબમાં ચાંદ જોવામાં હનફી મસ્લક પ્રમાણે થાય છે ? અને બ્રિટનના હનફી મસ્લકના લોકો માટે સઉદી અરબની ગવાહી દલીલપાત્ર છે ?

(૩) શું સૂર્ય ગ્રહણના દિવસે પણ ચાંદ નજર આવી શકે છે ? સઉદી અરબમાં મુહર્રમ અને રજબમાં નજર આવ્યો હતો. પુરાવા માટે આધારો રજૂ કરું છું.

(૪) સઉદી અરબમાં દુનિયામાં સૌથી પહેલા ચાંદ નજર આવવાનું કોઈ ખાસ કારણ છે ? અમારાથી નજીકનો દેશ મોરોક્કો છે. જયાં કાયદેસર રીતે ચાંદ જોવાય છે. અમારું ઉદય સ્થાન પણ અલગ છે, જયારે કે સઉદી અરબ અમારાથી ઘણું દૂર છે. ઉદય સ્થાન પણ અલગ છે. તો બંને જગ્યાઓમાંથી અમારે ચાંદ વિશે કોનું અનુસરણ કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખગોળ વિદ્યાથી ફાયદો ઉઠાવવામાં કોઈ વાંધો નથી. પરંતુ જયારે ખગોળ વિદ્યાના ઉસૂલો શરીઅતના પુરાવાઓની વિરુદ્ધ જાય, તો શરઈ પુરાવાઓ સાથે તેમનો કોઈ એતેબાર કરવામાં નહીં આવે. ગવાહી શરીઅતનો પુરાવો છે, જો ખગોળ વિદ્યાના ઉસૂલ, કોઈ ન્યાયી અને શરઈ ગવાહીની વિરુદ્ધ હોય, તો તે વખતે ગવાહીનો જ એતેબાર થશે, ન કે ખગોળ વિદ્યાના ઉસૂલોનો, અલ્લામા સુબુકી (રહ.) નું કથન છે કે ગવાહી અનુમાન – કાલ્પનિક છે અને હિસાબનું જ્ઞાન ચોક્કસ છે. એટલે જો ગવાહી ખગોળની વિદ્યાની વિરુદ્ધ હોય તો તે રદપાત્ર થશે, પરંતુ બીજા ઉલમાએ શાફિઈય્યહએ અલ્લામા સુબૂકી (રહ.) ના આ કથનને નકાર્યુ છે. તેમજ ફુકહાએ નકલ કર્યુ છે કે જયોતિષીઓનું કથન આ વિશે વિશ્વાસપાત્ર નહીં ગણાય ભલે તેઓ ન્યાયી હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૭)

તેથી ફરમાવે છે કે જો ૨૯ ના સૂર્યોદય પહેલા પૂર્વમાં ચાંદ નજર આવ્યો પછી સાંજે ગુરૂબ પછી પણ નજર આવ્યો, તો શરીઅત પ્રમાણે ચાંદ થઈ ગયો, તો હાકિમને ચાંદને આધારે ફેસલો કરવો પડશે, જેમકે હદીસે પાકમાં છે અને

જયોતિષીઓના એ નિયમનો વિશ્વાસ કરવામાં નહીં આવે કે ચાંદ દેખાય તો એ જ દિવસે સાંજે ચાંદ નથી દેખાય શકતો. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૨)

રહી વાત કે આજકાલ ગવાહીમાં જુઠની શકયતા છે, તો આ કોઈ નવી વાત નથી. દરેક સમયમાં આ પ્રકારના હાલાત સામે આવે છે. તેથી ફુકહાએ કિરામે આ પ્રકારની સંભાવનાઓને ધ્યાને લીધી નથી. શરીઅતે ગવાહોની અદાલતને માન્ય રાખી છે. આ પ્રકારની અકલી સંભાવના તો દરેક પ્રકારની ગવાહી પર કાઢી શકાય છે.

(૨) જો સઉદી અરબમાં ચાંદનો આધાર ખગોળશાસ્ત્રની ગણતરી પર છે, તો તેનો એતેબાર નથી અને બ્રિટનના મુસલમાનો માટે તેની ઉપર અમલ કરવો જાઈઝ નથી. જો તેમનો આધાર ચાંદ પર હોય તો જાઈઝ છે. જયારે કે આ ફેસલો કાઝી દ્વારા થયો હોય.

(૩) જો સૂર્ય ગ્રહણના દિવસે પણ ચાંદ દેખાવાની ગવાહી ન્યાયી ગવાહોએ આપી છે, તો તે માનવામાં આવશે અને ખગોળ વિદ્યાના ઉસૂલોનો એતેબાર તે વખતે કરવામાં નહીં આવે.

(૪) જો બ્રિટન અને મોરોક્કોનું ઉદય સ્થાન એક હોય તો મોરોક્કોની ગવાહી પર થશે. ઉદયસ્થાન જો અલગ છે તો જે દેશની ખબર પહેલા અને સહુલતથી મળે છે, તો તેની ઉપર અમલ કરવો જાઈઝ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ઈદના ચાંદ વિશે રેડિયોની ખબર

**સવાલ (૧૪૯૩) :** (૧) ઈદના ચાંદ માટે રેડિયોથી સાંભળેલી ખબર કયારે માન્ય ગણાશે ?

(૨) આપની કિતાબ જે ચાંદ વિશે છે, તેના પાન નં. ૬૧ પર અલ્લામા રહમતીનો મઝહબ લખ્યો છે કે રેડિયોથી પાંચ અથવા છ જગ્યાઓની ખબર આવે તો માન્ય ગણવી. સવાલ એ છે કે આ (કથન) પર અમલ કરવો કેવું છે ?

(૩) રેડિયો ઉપર મુસલમાન અવરત ચાંદની જાહેરાત કરે, તો શું તેને કબૂલ કરવામાં આવે ? આ વર્ષે ઈદના ચાંદની ખબર અમદાવાદથી મુસ્લિમ છોકરીએ જાહેરાત કરી છે, તેને વિશ્વાસુ સમજીને ઈદ મનાવવું કેવું છે ?

ખબરને વિશ્વાસુ અને કબૂલ કરનારો વ્યકિત કહે છે કે હું એ છોકરીની

અવાજને ઓળખું છું. ટૂંકમાં આ વર્ષે ઈદના ચાંદની અમદાવાદથી જે ખબર આવી છે, તેનો વિશ્વાસ કરી શકાય કે નહીં ?

મુફ્તી શફીઅ સાહેબની કિતાબ "આલાતે જદીદહના શરઈ અહકામ" ના પાન નં. ૧૮૮ થી ૧૯૦ પર "ચાંદ કે મામલેમેં આલાતે જદીદહકી ખબરોંકા દરજા" માં નીચેની વિગતને દલીલ બનાવીને ઈદના ચાંદની ખબર, રેડિયોથી સ્વીકારવાપાત્ર છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો અમદાવાદ, મુંબઈ અથવા દિલ્લીથી ખબર આપવામાં આવી રહી છે, તો નીચેની વાતોનો ખ્યાલ રાખવો જરૂરી છે. (૧) જયાંથી ખબર આપવામાં આવી રહી છે. ત્યાં ચાંદ કમિટી છે કે નહીં ? (૨) ત્યાંના જિમ્મેદારોની ઈલ્મી લાયકાતો અને દીની માલુમાત કેવી છે ?

જો આ બંને વાતો હોય, તો ત્યાર પછી જરૂરી છે કે ચાંદ કમિટીનો પ્રમુખ અથવા કોઈ જિમ્મેદાર જાતે, રેડિયો પર આવીને આ ફેસલો સંભળાવે છે મારુ નામ ફલાણું છે. હું ચાંદ કમિટીનો પ્રમુખ / જિમ્મેદાર છું ચાંદ કમિટી સામે બે–ત્રણ વ્યકિતઓએ ચાંદ જોવાની ગવાહી આપી છે. ગવાહી કબૂલ કરી છે અને આવતી કાલે ઈદ કરવાનો ફેસલો કર્યો છે.

ઉપરોકત ફેસલો રેડિયો પર સાંભળ્યા પછી, સાંભળનારા બે–ચાર વ્યકિતઓ પોતાના ગામની ચાંદ કમિટીની રૂબરૂ અથવા ઈમામની સામે તેને રજુ કરે, જો ઈમામ સાહેબને સંતોષ થાય તો ઈદનો ફેસલો કરી શકે છે.

(આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૧૮૮)

પરંતુ એ જાણવું જરૂરી છે કે સરકારે આજ સુધી ચાંદ કમિટીના જિમ્મેદારોને જાતે રડિયો પર આવવા અને પોતાની જાહેરાત કરવાની પરવાનગી આપી નથી.

એવું પણ બની શકે છે કે ચાંદ કમિટીના જિમ્મેદાર કોઈને વકીલ બનાવે અને તે મુસલમાન હોય અને ઉપરોકત વિગત સાથે ખબર આપે, તો ઉપરોકત કાર્યવાહી પછી ઈદના ચાંદનો ફેસલો કરી શકાય છે. પરંતુ તેને પણ સરકારે કબૂલ કર્યુ નથી.

આજે ચાંદ કમિટી અને તેના સભ્યોને પણ ખબર હોતી નથી અને રેડિયો માત્ર એ જાહેરાત કરે છે કે ફલાણી જગ્યાએ ચાંદ દેખાય ગયો છે. માત્ર આ ખબરને આધારે ઈદના ચાંદનો ફેસલો કરવો સહીહ નથી.

(૨) મારી કિતાબમાં વર્ણન કરેલ વિષયનો મતલબ એ છે કે ચાર, પાંચ અથવા છ ચાંદ જોનારા લોકો જાતે રેડિયા પર આવીને ખબર આપે કે "હું કાસમી છું, અમદાવાદનો રહેવાસી છું, મેં ચાંદ જોયો છે, હું તેની ખબર આપું છું, વિવિધ જગ્યાઓથી એવી પાંચ, છ વ્યકિતઓની ખબર આવે, તો ઈદ કરી શકીએ છીએ.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૯૦)

યાદ રહે કે સરકારે તેની પણ પરવાનગી આપી નથી અને તેનું કારણ એ બતાવે છે કે રેડિયો પર તે શું બોલશે તેનો અમને વિશ્વાસ નથી. જો આજે મુસલમાનોને રેડિયો પર બોલવાની પરવાનગી આપી દેવામાં આવે, તો કાલે બીજી કોમના લોકો પણ પરવાનગી માંગશે, એટલે સરકારની તકલીફ પણ આપણે સમજી શકીએ છીએ.

(૩) અમદાવાદના રેડિયો સ્ટેશનથી ખબર કરનારી છોકરી કોણ છે, તેની અમને ખબર નથી, એટલે તેનો ફેસલો માન્ય નથી.

હવે તો આવતા દિવસે રેડિયોમાં ખબર આવતી રહે છે કે અમદાવાદમાં ચાંદ થઈ ગયો, દિલ્લીમાં ચાંદ થઈ ગયો, પટનામાં ચાંદ થઈ ગયો વગેરે આવી ખબરનો વિશ્વાસ નથી.

દા.ત. કોઈ કહે કે તડકેશ્વરમાં ચાંદ થઈ ગયો, કોસંબામાં ચાંદ થઈ ગયો, એવી ૧૫ – ૨૦ ખબરો આવી, તો પણ ચાંદનો સુબુત નહીં ગણાય, કારણ કે ખબર આપનારની ઓળખ થતી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૯)

કોસંબામાં એક મવલાનાએ આ પ્રકારની ખબરને, ચાંદ વિશે મારી કિતાબથી દલીલ પકડીને, સ્વીકારી હતી, જે ખોટું છે. તફસીલથી કોસાડીમાં ફતવો લખવામાં આવ્યો છે, તેને વાંચીને અને વંચાવીને લોકોને સમજાવવાની કોશિશ કરો અને લોકોને ગુમરાહીથી બચાવો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) અરફાનો રોઝો કયારે રાખવામાં આવે ? અને ભારતમાં ઈદ કયારે ગણાશે ?

**સવાલ (૧૪૯૪) :** ખેરાલુ, તા. ૨૨ / ૧૧ / ૧૯૭૭

મોહતરમી જનાબ મુફતી સાહેબ દારૂલ ઉલમ, તડકેશ્વર, જિલ્લા સુરત

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ

સવાલ : શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં હજ ૯ ઝિલહજ્જ

ના રોજ મનાવવામાં આવે છે અને દુનિયાભરના લોકો એ દિવસે અરફાનો રોઝો રાખે છે. પરંતુ આ વર્ષ ૭ ઝિલહજ્જ (ભારત પ્રમાણે) શનિવારના દિવસે અદા કરવામાં આવી. હવે સવાલ એ થાય છે કે જેવી રીતે નમાઝ, રોઝા અને ઝકાતની અદાયગીમાં વખતની પાબંદી છે અને મકરૂહ વખતમાં અદા થશે નહી, એવી રીતે હજમાં પણ છે કે નહીં ? અથવા નવમી ઝિલહજ્જ વગર કોઈ પણ આગલી – પાછલી તારીખ નક્કી કરીને હજની અદાયગી શકય છે ?

આ રીતે વખતની ફેરબદલીને કારણે ફર્ઝમાં કોઈ નુકસાન તો નહીં આવે ? અને જો નુકસાનની શકયતા હોય, તો તે વખતે હાજીઓએ શું કરવું જોઈએ. લગભગ દર વર્ષે તારીખમાં તફાવત જોવા મળે છે, એ જાણીને કે ચાંદ ત્યાં જલ્દી દેખાયો હોય ? અને આ પણ શકય છે, પરંતુ હમેશાં નહીં, પછી ભારતથી અરબના અંતરમાં એક દિવસથી વધારે તફાવત નથી થઈ શકતો.

ઈદ હજના બીજા દિવસે મનાવવામાં આવે છે. હવે અમને (ભારતમાં) અરફા અને ઈદ કયારે મનાવવી જોઈએ, અરફા હજનો દિવસ છે. તે દિવસે રોઝો રાખવામાં આવે છે. હવે સવાલ થાય છે કે અરફાનો રોઝો કયારે રાખવામાં આવે ? અહીંયા (ભારતમાં) ૯ ઝિલહજ્જે હજ તો થઈ ગઈ અને અરફાતમાં તો કોઈ નહીં હોય અને હજ તો ખતમ થઈ ગઈ, તો અરફાનો રોઝો કયારે રાખવામાં આવે અને ઈદ કયારે મનાવવામાં આવે ? હજના બીજા – ત્રીજા દિવસે અથવા અરબ પ્રમાણે ૯ ઝિલહજ્જ અને ૧૦ ઝિલહજ્જે અરફો અને ઈદ મનાવવામાં આવે ?

એવી રીતે હજથી અરફાની અને ઈદની નિસ્બત બાકી રહેતી નથી, એવું થવું જોઈતું હતું કે હજ જયારે પણ હોય,, તે દિવસે અરફો અને બીજા દિવસે દુનિયાભરના મુસલમાનોએ ઈદ મનાવવી જોઈએ. દુનિયાના કોઈ પણ ભાગમાં રહેતા હોય. આજના જમાનામાં હજની તારીખની જાણ કરવી કોઈ મુશ્કેલ ચીજ નથી. હવાલા સાથે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાબને સમજવામાં ભૂલ થઈ રહી છે. હરમૈન શરીફૈનમાં ઈસ્લામી વ્યવસ્થા છે. માટે ચાંદ માટે કાઝી પાસે ગવાહી આવે છે. ગવાહોની તપાસ અને પૂછપરછ પછી ફેસલો કરવામાં આવે છે. હું ઈ.સ. ૧૯૭૩માં હરમ શરીફમાં હાજર હતો. ૨૯ શાબાને મક્કા મુકર્રમા પહોંચ્યો. ઈશા પછી ઉમરહથી ફારિગ થયો

અને ઈશાની અઝાન પછી રમઝાનનું એલાન થયું. એ જ હાલત ઈદના ચાંદ વિશે મદીના મુનવ્વરામાં થઈ. ૨૯ રમઝાન પછી ૩૦ રમઝાનની રાત શરૂ થઈ, ઈશાની નમાઝ પહેલા એલાન થયું કે ચાંદ થઈ ગયો છે, માટે આવતી કાલે ઈદ થશે. માટે તમારે શંકા કરવાની જરૂરત નથી, ભલે હમ્બલી, માલિકી અને એહલે હદીસના ઉલમા હરમૈન શરીફના હાકિમ હોય કારણ કે તેમની નજીક પણ વખતથી પહેલા હજના અરકાન જાઈઝ નથી. લાખો હાજીઓના હજનો મામલો છે. માટે તે લોકો પણ સાવચેતી રાખે છે.

સામાન્ય રીતે દરેક મહીનામાં એક – બે દિવસનો તફાવત રહે છે અમારે ત્યાં આ વખતે ૭ ઝિલહજ્જ હતી અને અરબમાં ૯ ઝિલહજ્જ હતી. હજનું અદા થઈ જવું, ૯ ઝિલહજ્જના અરફામાં રોકાવવા પર હોય છે. નબી (સલ.) એ ફરમાવ્યું : الحج عرفة (તિરમિઝી : ૧ / ૧૭૮, હદીસ નં. ૮૮૯)

એ દિવસને હજના દિવસથી ઓળખે છે. એટલે હજનો એક રૂકન અરફાતના મેદાનમાં રોકાવવું છે, માટે હાજીઓએ ત્યાં અહકામની અદાયગીમાં જલ્દી કરવું જોઈએ. એટલે જે દિવસે અરફામાં રોકાવવાનું એલાન થયું તેમના માટે ફરમા બરદારી જરૂરી છે.

ભારતવાસીઓએ પોતાના ચાંદ પર અમલ કરવો પડશે. આપણે ત્યાં ૯ ઝિલહજ્જ જે દિવસે છે, તે દિવસે રોઝો રાખવો અને દસમાં દિવસે ઈદ મનાવવી છે. (તબ્યીનુલ હકાઈક : ૧ / ૩૨૧) અરબવાસીઓ અને હરમૈન શરીફૈનની તારીખ ભારતવાસીઓ માટે દલીલ નથી અને અરબવાસીઓની તારીખ પ્રમાણે ૯ ઝિલહજ્જે રોઝો રાખવાથી રોઝો રાખવાનો સવાબ નહીં મળે. એટલે કે ભારતમાં તે ૭ અથવા ૮ ઝિલહજ્જનો દિવસ હશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ટેલીફોનની ગવાહીનો હુકમ

**સવાલ (૧૪૯૫) :** ટેલિફોન પર આપવામાં આવતી ગવાહીનો હુકમ શું છે ? શું તેનો વિશ્વાસ કરવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ટેલિફોન પર આપવામાં આવેલી ગવાહી શરઈ ગવાહીના હુકમમાં નથી, માટે તેનો વિશ્વાસ કરવામાં આવશે નહીં, કારણ કે ગવાહોનું ગવાહી આપવા માટે મજલિસમાં હાજર રહેવું જરૂરી છે અને અહીંયા (ફોન પર ગવાહી આપવાની

સુરતમાં) ગવાહ મજલિસમાં હાજર નથી. (તબ્યીનુલ હકાઈક : ૪ / ૨૦૬)

પરંતુ ફોનનો આમ રિવાજ છે. એટલે અમુક કડક શરતો સાથે તેની ખબરનો વિશ્વાસ કરવામાં આવ્યો છે.

ટેલિફોનની ખબરનો વિશ્વાસ ત્યારે કરવામાં આવે છે, જયારે કે શહેરમાં કોઈએ પણ ચાંદ ન જોયો હોય અને જયાંથી ટેલિફોન દ્વારા ચાંદની ખબર આવી રહી છે ત્યાં ચાંદ કમિટી બનેલી હોય. શરઈ કાઝી પણ હોય, અને તેમની સામે જાતે ગવાહોએ ગવાહી આપી હોય, તેને આધારે કાઝીએ ચાંદનું એલાન કર્યુ હોય, આ એલાનને ટેલિફોન દ્વારા નકલ કરવામાં આવે અથવા વિશ્વાસુ વ્યકિત દ્વારા ટેલિફોન પર ચાંદ કમિટીને એ ખબર આપવામાં આવી હોય કે મારી સામે ફલાણા ફલાણા વ્યકિતઓએ ચાંદ જોવાની વાત કહી છે, તો આ સુરતમાં ફોનની ખબરને વિશ્વાસ પાત્ર માનવામાં આવશે. (આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) કેનેડાવાસીઓ માટે અમેરિકાવાસીઓની ખબર વિશ્વાસપાત્ર છે કે નહીં ?

**સવાલ (૧૪૯૬) :** કેનેડાની નજીકનો દેશ અમેરિકા છે, ત્યાં કેટલાક વિસ્તારોમાં મુસલમાનો આબાદ છે, તો ત્યાંથી ચાંદની આવનારી ખબરનો વિશ્વાસ કરવામાં આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કેનેડાવાસીઓ માટે અમેરિકાથી આવનારી ખબરનો વિશ્વાસ ઉપરોકત બયાન કરેલી શરતો સાથે કરી શકાય છે. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૪૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) કેનેડાવાસીઓ માટે "બાર્બાડોઝ" અને "પનામા" વાળાઓની ગવાહીનો વિશ્વાસ

**સવાલ : (૧૪૯૭) :** કેનેડાથી દક્ષિણમાં બાર્બાડોઝ અને પનામા છે, ત્યાંથી આવનારી ખબરનો વિશ્વાસ કરી શકીએ છીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત વર્ણન કરેલી શરતો સાથે તેમની ગવાહીનો વિશ્વાસ કરી શકાય છે.

(આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) કેનેડાવાસીઓ માટે "ઈંગ્લેન્ડ" અને "ડયુઝબરી" થી આવનારી ખબરોનો વિશ્વાસ

**સવાલ (૧૪૯૮) :** ઈંગ્લેન્ડ અથવા ડયુઝબરી મરકઝથી આવનારી ચાંદની ખબરનો વિશ્વાસ કેનેડાવાસીઓ કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈંગ્લેન્ડ અથવા ડયુઝબરી અથવા તે સિવાય બીજો કોઈ દેશ હોય, જો આમ લોકોએ પોતાની ચાંદ કમિટીને ત્યાંની ચાંદ કમિટી સાથે જોડી રાખી છે, તો ત્યાંથી આવનારી રમઝાન અને ઈદના ચાંદની ખબરનો વિશ્વાસ કરવામાં આવશે. શરત છે કે ઉપરોકત વર્ણન કરેલી શરતો સાથે ખબર આવે. (આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) કેનેડાવાસીઓ માટે "સઉદી અરબ" વાસીઓની ખબરનો વિશ્વાસ કરવો

**સવાલ (૧૪૯૯) :** સઉદી અરબથી આવનારી ખબરનો વિશ્વાસ કરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો સઉદી અરબથી તમારો દેશ એટલો દુર છે કે ચાંદ દેખાવવામાં એક દિવસનો તફાવત છે. એટલે ઉદયસ્થાન અલગ અલગ છે. અને ત્યાંના ચાંદનો વિશ્વાસ કરવાથી મહીનો ૨૮ અથવા ૩૧ દિવસનો થઈ જાય છે, તો ત્યાંના ચાંદનો વિશ્વાસ કરીને રમઝાન અને ઈદનો ફેસલો કરી શકાય નહીં, અને જો એક દિવસનો તફાવત નથી, તો ઉપરોકત વર્ણન કરેલી શરતો સાથે ત્યાંની ખબરનો વિશ્વાસ કરી શકાય છે. (આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) રમઝાન અને ઈદના ચાંદ માટે કેટલા વ્યકિતઓની ગવાહી જરૂરી છે ?

**સવાલ (૧૫૦૦) :** રમઝાન અને ઈદના ચાંદ માટે કેટલા અને કેવા લોકોની ગવાહી

સ્વીકાર્ય છે ? શું ફોનની ખબર અને ગવાહી સ્વીકાર્ય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રમઝાન અને ઈદના ચાંદના સુબુત માટે જો આકાશ સાફ હોય, તો એક પુરુષ અથવા બે સ્ત્રીઓની ગવાહી કાફી નથી, બલકે ખબર આપનારાઓની એટલી સંખ્યા હોવી જરૂરી છે કે તેમની ખબર સાંભળનારાઓને ચાંદ દેખાયાનો યકીન થઈ જાય.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૧૯)

અને જો આકાશ સાફ ન હોય, તો એક પુરુષ અથવા સ્ત્રી રમઝાનના ચાંદ માટે ચાંદ કમિટીને બતાવે કે મેં જાતે ચાંદ જોયો છે અથવા અમારી સામે અમુક લોકોએ ચાંદ જોવાની ગવાહી આપી છે અને તે લોકોમાં ગવાહીની શરતો પણ જોવા મળે છે, તો તેમની ખબર વિશ્વાસુ ગણાશે. (તોહફતુલ ફુકહા : ૧ / ૩૪૬)

(૧) આકાશ સાફ હોય તો એક અથવા બે ટેલિફોનની ખબર કાફી નથી, બલકે એટલા લોકોની ખબર આવવી જરૂરી છે કે તેમનું જુઠ પર એકમત થવું મુશ્કેલ અને અશકય હોય, અને અકલ પણ તેમને જુઠા હોવાનું ન માને.

(મુન્તખબાત નિઝામુલ ફતાવા)

(૨) આકાશ સાફ ન હોય, તો રમઝાનના ચાંદ માટે એક ટેલિફોનની ખબર પોતાના અમલ માટે કાફી છે, બીજાને હુકમ આપી શકતા નથી.

(૩) વાદળને કારણે આકાશ સાફ ન હોય અને ઈદ વગેરેના ચાંદનો મામલો હોય, તો બે ગવાહોની જરૂરત છે. તેના વગર ચાંદનો સુબુત નહીં ગણાય, આ સુરતમાં ફોનની ખબર ભરોસાપાત્ર ગણાય નહીં. હા જયાંથી ફોન દ્વારા ખબર આપવામાં આવી રહી હોય, ત્યાં કાઝી અથવા ચાંદ કમિટીના સભ્યો ગવાહી લઈ લે અને ફોન દ્વારા કાઝી અથવા ચાંદ કમિટીના સભ્યોને જાણ કરી દે, તો ચાંદ સાબિત થઈ જશે. (મરાકિયુલ ફલાહ : ૨૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) સઉદી અરબમાં જોવામાં આવેલા ચાંદનો ભારતમાં હુકમ

**સવાલ (૧૫૦૧) :** સઉદી અરબમાં એક દિવસ પહેલા ચાંદ નજર આવી જાય છે, તો શું ત્યાંના એલાન પછી આપણે ચાંદને માની લેવું જાઈઝ છે અથવા અમે કેલેન્ડરની તારીખનો વિશ્વાસ કરીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અરબ દેશોમાં, ખાસ કરીને સઉદી અરબમાં ચાંદ જોઈને ચાંદની તારીખનું

એલાન થાય છે. તારીખના પુરાવાનો આધાર શરીઅતમાં આ જ છે, કેલેન્ડરની તારીખનો નહીં. (બુખારી : ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૦૯)

અમારી ભારતની તારીખના મુકાબલામાં ત્યાંની તારીખ કયારેક એક દિવસ અને કયારેક બે દિવસ આગળ હોય છે. પૃથ્વી ગોળ હોવાને કારણે ત્યાં ચાંદ કયારેક એક દિવસ પહેલો દેખાય છે. એટલે ત્યાં જોવામાં આવેલો ચાંદ આપણાં માટે દલીલ રૂપ નથી. ત્યાંની ગવાહી દિશાની ભિન્નતાને કારણે આપણાં માટે અમલપાત્ર નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ૨૮ રમઝાને શવ્વાલના ચાંદની ખબર આવે તો

**સવાલ (૧૫૦૨) :** કોઈ જગ્યાએ ચાંદ નજર ન આવે અને ૨૮ રમઝાને બહારથી ખબર આવે અથવા શરઈ ગવાહોથી ખબર પહોંચે કે ચાંદ દેખાય ગયો છે, તો આગલા દિવસે ઈદ કરવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરઈ દ્રષ્ટિએ ૨૯ અથવા ૩૦ દિવસનો મહિનો હોય છે ૨૮કે ૩૧ નો હોતો નથી. (બુખારી : ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૧૩) માટે જો ૨૮ રમઝાને ચાંદની ગવાહી આવે, અથવા બહારથી કોઈ ખબર આવે, તેને કારણે ચાંદ હોવાનું યકીન થઈ જાય, તો ૨૯ તારીખે ઈદની નમાઝ થશે. અલબત્ત ૨૮ દિવસ પછી જ ચાંદના સુબૂતથી એ માનવું પડશે કે શરૂઆતમાં ચાંદ વિશે ગલતી થઈ છે અને રમઝાન એક દિવસ મોડો શરૂ થયો છે, જેના કારણે એક દિવસના રોઝાની કઝા કરવી પડશે.

(સુનને કુબ્રા : ૪ / ૪૨૦, હદીસ નં. ૮૨૦૪)

જો ૨૮ મી રાત્રે ચાંદનો શરઈ સુબૂત ન હોય, બલકે આમ જ ઉડતી ખબર હોય, તો ૨૯ નો રોઝો રાખવો પડશે અને ઈદ મનાવવી હરામ છે.

નોંધ : વર્ણન કરેલી ખબર શરીઅતના ઉસૂલ પ્રમાણે હોય, તો જ આગલા દિવસે ઈદ કરવી દુરૂસ્ત થશે. માત્ર ચાર – પાંચ ફોન આસપાસથી આવ્યા હોય, તો તેની ઉપર આધાર રાખતા ૨૯ મી તારીખે ઈદ મનાવવી સહી ન થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) રમઝાન અને ઈદના ચાંદની ખબર માટે રેડિયોના ખબરનો હુકમ

**સવાલ (૧૫૦૩) :** ઓલ ઈન્ડિયા રેડિયો અથવા રેડિયો પાકિસ્તાનથી કાયદેસર

રીતે રમઝાન અને ઈદના ચાંદનું એલાન થયું. પરંતુ અમારા ત્યાં કયાંય ચાંદ દેખાયો નથી, એવી હાલતમાં 'તડકેશ્વર ચાંદ કમિટી'' (ગુજરાત ચાંદ કમિટી તરફથી માન્ય) આ રેડિયોની ખબરને વિશ્વાસુ માનીને રમઝાન અને ઈદના ચાંદનું એલાન કરી શકે છે કે નહીં ? અને તેના આ ફેસલાને બીજા ગામવાળા માની શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં રેડિયોની ખબરને અમુક શરતો સાથે માની શકાય છે :

(૧) જયાંથી આ ખબર આવી છે, તે ઈસ્લામી દેશ છે અને ત્યાંનો હાકેમ પણ મુસલમાન હોય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૮)

(૨) જો ઈસ્લામી દેશ ન હોય, તો મુસલમાનોનો એક વિશ્વાસુ અને ભરોસા પાત્ર વ્યકિત ગવાહી પછી ખબર આપી રહયો હોય.

(અબૂ દાઉદ : ૧ / ૩૨૦, હદીસ નં. ૨૩૪૦)

જયાંથી આ ખબર આવી રહી છે, તેનું અને આપનું દિશા સ્થાન એક હોય, જો બંનેનું દિશા સ્થાન એક હોય, તો તેના આધારે જિલ્લા અને રાજયોમાં આ ખબર વિશ્વાસુ માનવામાં આવશે અને તેની ખબર પર અમલ કરી શકીએ છીએ.

(ફતાવા તાતારખાનિયહ : ૩ / ૩૬૫)

પરંતુ જો કોઈ એવા દેશથી ખબર આવી રહી છે, જયાંનું ઉદય સ્થાન આપના ઉદય સ્થાનથી અલગ હોય, તો એ દેશનો ફેસલો બીજા વિસ્તારો અને રાજયો માટે વિશ્વાસ પાત્ર નહીં ગણાય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૮૩)

માટે ઉપરોકત ચાંદ કમિટી (તડકેશ્વર ચાંદ કમિટી) ચાંદ વિશે જો કોઈ ફેસલો કરે, તો તેના તાબા હેઠળ જિલ્લા અને રાજયો માટે એ ફેસલા પર અમલ કરવો જરૂરી બનશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) બીજા દેશમાં ચાંદ જોવાનો હુકમ

**સવાલ (૧૫૦૪) :** રુવાન્ડાના હબ્શી લોકો, ચાંદ વિશે મક્કા મુકર્રમા અને મદીના મુનવ્વરાની ખબરો પર વિશ્વાસ કરીને રોઝા રાખે છે અને ઈદ પણ મનાવે છે તો શું આ સહીહ છે ? શું અમે તેમનું અનુકરણ કરી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે જે દેશમાં રહો છો. તેની આસપાસ જે ઈસ્લામી દેશ છે, તેની ગવાહી અને એલાન પર તમારા માટે રોઝા રાખવા અને ઈદ મનાવવી જાઈઝ છે. જેવી રીતે

લંડનવાસીઓ માટે મોરોક્કોની ખબરો અને ગવાહી પર ઈદ મનાવવી જાઈઝ છે.

જો મક્કા અને મદીના તમારી પડોશમાં છે અને ઉદય તેમજ અસ્તમાં એક કલાકથી વધારે તફાવત રહેતો નથી, તો ત્યાંના રેડિયોની ખબર પર અમલ કરી શકો છો, જયારે કે તેઓ ફેસલાનું એલાન કરે.

જો મક્કા અને મદીના મુનવ્વરા તમારાથી વધારે દૂર છે, તો પછી તમારા માટે ત્યાંની ખબર પર અમલ કરવો જાઈઝ નથી. કારણ કે વધારે દૂર હોવાને કારણે કેટલીક વખતે ઉદયસ્થાન વિભિન્ન હોય છે અને જે બે દેશોનું ઉદય સ્થાન અલગ હોય, તેમાંથી કોઈના માટે બીજાના ચાંદનો એતેબાર નહીં થાય. (ફિકહે ઈસ્લામી : ૩ / ૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) આફ્રિકન દેશના લોકોનું ચાંદમાં સઉદી અરબનું અનુસરણ કરવું

**સવાલ (૧૫૦૫) :** અમારે ત્યાં આફ્રિકામાં રૂવાન્ડાના મુસલમાનો રમઝાન અને ઈદના ચાંદમાં સઉદી અરબના ચાંદનું અનુસરણ કરે છે. માટે તેમનું રમઝાન અમારાથી બે અથવા ત્રણ દિવસ પહેલા શરૂ થાય છે અને બે ત્રણ દિવસ પહેલા જ ખતમ થઈ જાય છે, તેમજ ઈદની નમાઝ અમારાથી પહેલા જ ખતમ થઈ જાય છે. તેમજ ઈદની નમાઝ અમારાથી બે – ત્રણ દિવસ પહેલા પઢીને ફારિગ થઈ જાય છે, તો તેમના માટે સઉદી અરબના અનુસરણનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો રમઝાનનો ચાંદ દેખાયો છે તો તે પ્રમાણે અમલ કરવો જરૂરી છે, જો ઈદનો ચાંદ દેખાયો તો ઠીક છે, નહીં તો રમઝાનના ત્રીસ દિવસ પૂરા કર્યા પછી ઈદુલ ફિત્ર મનાવવી જોઈએ. જો ચાર – પાંચ મહિનાથી ચાંદ બિલ્કુલ દેખાયો નથી, તો જ બીજા દેશની ખબરનો એતેબાર થશે. જે દેશ નજીક હોય અને ત્યાં કાઝી દ્વારા ચાંદનો ફેસલો થતો હોય, તેનું અનુસરણ કરવામાં આવે. જો સઉદી અરબ નજીક છે, તો તેનું અનુસરણ કરવામાં આવે, પરંતુ જયાં સુધી શકય હોય ચાંદનો એતેબાર કરવો જોઈએ, પછી નજીકના દેશનો, પોતાની ધારણાનો બિલ્કુલ એતેબાર કરવો જોઈએ નહીં, પછી હમેશાં કોઈ એક દેશનું અનુસરણ કરવું જોઈએ. કયારેક કેન્યા અને કયારેક આફ્રિકાના લોકોનું અનુસરણ કરવું યોગ્ય નથી. કોઈ એક જ ઉપર અમલ નક્કી કરવો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) બે નજીકના દેશોનો ચાંદ, એક બીજા માટે કાફી થશે

**સવાલ (૧૫૦૭) :** અમારે ત્યાં ન્યુઝીલેન્ડમાં રમઝાનુલ મુબારક અને ઈદુલ ફિત્ર અને ઈદુલ અઝહાના ચાંદ વિશે આકાશ સાફ ન હોવાને કારણે દર વર્ષે મતભેદ થાય છે. અહીંયાથી ફીજી ૧૩૦૦ માઈલ દૂર છે. ન્યુઝીલેન્ડ અને ફીજી આંતરરાષ્ટ્રીય રેડ લાઈન પર બરાબર છે. સવાલ એ છે કે શું ફીજીની ચાંદ કમિટી ચાંદનો ફેસલો કરે, તો તેની ઉપર ન્યુઝીલેન્ડવાસીઓ અમલ કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહના રસૂલ(સલ.) એ જયારે અલગ અલગ સહાબા (રદિ.) ને અલગ અલગ દેશના ગવર્નર બનાવીને મોકલ્યા હતા, તો આ નસીહત ફરમાવી હતી કે "يسروا ولا تعسروا" એટલે અવામને દરેક પ્રકારની સહુલત અને આસાની પહોંચાડવાની કોશિશ કરવી અને તેમના માટે તકલીફનો માર્ગ પસંદ ન કરવો.

(બુખારી : ૧ / ૧૬, હદીસ નં. ૬૯)

ફુકહાએ કિરામે વિભિન્ન નસીહતો દ્વારા એ અસલ બયાન કરી છે. "المشقة تجلب التيسير" કે તકલીફ આસાનીને પેદા કરે છે.

(અલ કવાઈદુલ ફિકહિય્યહ : ૧૫૭)

આ બંને ઉસૂલોને સામે રાખીને જવાબ ધ્યાનથી જુઓ. ચાંદ વિશે શરઈ નિયમ છે : صوموا الرؤيته وافطروا الرؤيته

એટલે ચાંદ જોઈને રોઝા રાખો અને ચાંદ જોઈને ઈફતાર કરો.

(બુખારી : ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૦૯)

પરંતુ આ ત્યારે છે જયારે કે આકાશ બિલ્કુલ સાફ હોય, જો આકાશ વાદળછાયું અથવા સાફ ન હોય, તો તે વખતે ઉલમાએ રમઝાનુલ મુબારકના ચાંદ વિશે આ હુકમ બયાન કર્યો છે કે કોઈ વિશ્વાસુ વ્યકિતની ખબરથી ચાંદ સાબિત થઈ જશે. (તોહફતુલ ફુકહા : ૧ / ૩૪૬)

જો કે આપ એવી જગ્યા વિશે મસ્અલો પૂછી રહયા છો, જયાં આકાશ ખુલ્લું રહેતું નથી અને ચાંદ દેખાવવાની શકયતા પણ નથી, તો એ વિશે હુકમ એ છે કે આપ એ દેશથી જેનું ઉદય સ્થાન આપના દેશના ઉદય સ્થાનથી અલગ ન હોય, સંપર્ક કરીને પોતાની સમસ્યા હલ કરી શકો છો. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૩૯૭)

આપના લખાણથી માલૂમ થાય છે કે ન્યુઝીલેન્ડ અને ફીજીનું ઉદયસ્થાન એક

જ છે, એટલે ફીજી અને ન્યુઝીલેન્ડવાળા પોતાની ચાંદ કમિટીની રચના કરે અને બંને કમિટીના જિમ્મેદારો, પરસ્પર એકબીજાના સંપર્કમાં રહે, જયારે ન્યુઝીલેન્ડમાં ચાંદ દેખાય જાય, તો ત્યાંની કમિટીના જિમ્મેદારો ફીજીની કમિટીના જિમ્મેદારોને તેની જાણ કરી ઈદ મનાવી શકશે.

જયારે ઝિમ્મેદારો ફોન પર સંપર્ક કરે, તો બહેતર એ છે કે એવો વ્યકિત વાત કરે, જેની અવાજ બીજા દેશની કમિટીના જિમ્મેદારો ઓળખતા હોય, આ વધારે મજબુતીનું કારણ બનશે. ન્યુઝીલેન્ડવાળા ફીજીવાળાઓને એ પણ બતાવી દે કે રેડિયો અથવા ટીવી પર ચાંદની ખબર કયારે જાહેર કરવામાં આવશે, જેથી સમયસર તેને સાંભળી શકાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) માત્ર રમઝાનમાં નમાઝની પાબંદી કરનારાની ગવાહીનો હુકમ

**સવાલ (૧૫૦૭) :** એક વ્યકિત વર્ષના અગિયાર મહિના નમાઝની પાબંદી કરતો નથી, પરંતુ રમઝાનમાં ખૂબ જ પાબંદી કરે છે. તો શું એવા વ્યકિતના ચાંદના મામલામાં ગવાહી વિશ્વાસુ માનવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તે ઈજ્જતદાર હોય અને તેના સત્ય બોલવાનું યકીન હોય, તો તેની વાત પર અમલ કરવાની ગુંજાઈશ છે, તેની ગવાહી કબુલ કરી શકાય છે. (મજમઉલ અન્હુર : ૨ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) ફોન દ્વારા ચાંદની ખબર

**સવાલ (૧૫૦૮) :** તડકેશ્વરની ચાંદ કમિટીને ફોન દ્વારા ચાંદની ખબર પહોંચી, અને ચાંદ જોનારાએ જાતે ફોન પર ચાંદ જોવાની ખબર આપી. તેમના ન્યાયી અને સત્યતા વિશે તે વસ્તીના કેટલાક લોકોએ ફોન પર પોતાની ગવાહી પણ આપી, તો શું તેની ગવાહી વિશ્વાસપાત્ર ગણાશે કે નહીં ? તેમજ ફોન રિસિવ કરનાર ચાંદ કમિટીનો માત્ર એક જ વ્યકિત બધી કાર્યવાહી સાંભળે છે, તો શું એક વ્યકિતનું સાંભળવું કાફી છે અથવા બીજાએ સાંભળવું પણ જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફોન પર ચાંદ જોવાની ખબર આપનારો જાતે ચાંદ જોવાની ખબર આપતો

હોય અને તે ખબર આપનારાને તમે જાણતા હોય કે આ ન્યાયી છે, તો તેની ખબરનો વિશ્વાસ કરવો અને રમઝાનનું એલાન કરવું જાઈઝ છે.

(ઈસ્લામ ઔર જદીદ ઝરાએ ઈબ્લાગ : ૧૬૨)

અને જો એ ખબર આપનારાને તમે ન જાણતા હોય, તો તેના માટે સફાઈની જરૂરત પડશે અને સફાઈ કરવા માટે બે વ્યકિતઓનું હોવું જરૂરી છે.

યાદ રહે કે ટેલિફોન પર ચાંદની ખબર આપવાના સિલસિલામાં ઉપરોકત તફસીલ હમણાં છે, જયારે કે તે જાતે ચાંદ જોવાની ગવાહી આપતો હોય અથવા કાઝીના ફેસલાની ખબર આપતો હોય. જો કોઈની સાંભળેલી વાત હોય તો તેનો વિશ્વાસ નહીં થાય, એટલે તેની વાત વિશ્વાસપાત્ર નહીં ગણાય.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

રમઝાનના ચાંદના સુબૂત માટે ન ગવાહીની જરૂરત છે અને ન હાકિમના હુકમની, બલકે કોઈ પણ અમાનતદાર વ્યકિતનું જાતે ચાંદ જોવાની ખબર આપવી કાફી છે. તેની વાત પર અમલ કરીને સાંભળનારા માટે રોઝો રાખવો જરૂરી થશે. (તોહફતુલ ફુકહા : ૧ / ૩૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) મક્કા મુકર્રમામાં સ્થાયી હિન્દુસ્તાની, પાકિસ્તાનની ખબરનો વિશ્વાસ કરે અથવા મકામી એલાનનો ?

**સવાલ (૧૫૦૯) :** હિન્દુસ્તાનવાળાઓએ પાકિસ્તાનીઓથી એક દિવસ પહેલા મક્કા મુકર્રમામાં ઈદુલ અદહા મનાવી, તો તેમની હજ અને કુરબાની દુરસ્ત થશે ? સવાલનું કારણ એ છે કે અમે સાંભળ્યું છે કે સઉદીવાળા કેલેન્ડર જોઈને ચાંદનું એલાન કરે છે. ચાંદ જોવાનો એહતિમામ નથી કરતા, શું આ સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હિન્દુસ્તાન અને પાકિસ્તાનની ઈસ્લામી તારીખ એક જ રહે છે, કોઈ તફાવત રહેતો નથી, અલબત્ત મક્કા મુકર્રમા અને મદીના મુનવ્વરામાં હિન્દુસ્તાનના મુકાબલામાં તારીખ એક દિવસ આગળ હોય છે અને કયારેક બે દિવસ પણ આગળ થઈ જાય છે.

એટલે મક્કા મુકર્રમામાં હાજર હિન્દુસ્તાનીઓ માટે જરૂરી છે કે તેઓ ત્યાં પ્રમાણે ઈદ મનાવે. માટે સવાલની સુરતમાં તેમની ઈદ મનાવવી અને હજ તેમજ કુરબાની કરવી, બધું દુરસ્ત છે. તેમાં શંકાનું કોઈ કારણ નથી.

મક્કા મુકર્રમા અને મદીના મુનવ્વરાના ઉલમા ચાંદ વિશે પોતાની જવાબદારી બરાબર અદા કરી રહયા છે. દુન્યવી કાનૂન પ્રમાણે (માત્ર કેલેન્ડર જોઈને) તેઓ તારીખનું એલાન કરતા નથી, એટલે શંકા કરવાની કોઈ જરૂરત નથી. ગવાહીથી ચાંદ સાબિત થઈ જવા પછી ત્યાંના કાઝી અને હુકૂમતના જિમ્મેદારો ચાંદનો ફેસલો કરે છે.

હું હિ.સ. ૧૩૯૩ માં હજ માટે ગયો હતો, ૨૯ શાબાનની અસર વખતે ત્યાં પહોંચ્યો. ચાંદનું એલાન ઈશાની નમાઝ વખતે થયું હતું. એવી રીતે મદીના મુનવ્વરામાં ૨૯ રમઝાને ચાંદનું એલાન ઈશાની નમાઝ અને તરાવીહ પછી થયું હતું, એટલે યકીની રીતે એ વાત સાબિત થઈ ગઈ કે હરમૈન શરીફૈનના જિમ્મેદારો ચાંદના શરઈ સુબૂત પછી જ ચાંદનું એલાન કરે છે અને સુર્યોદય અને ગુરૂબ પ્રમાણે કયારેક એક દિવસ અને કયારેક બે દિવસનો તફાવત પડે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) રેડિયો, તાર અને ટેલિફોન વગેરે દ્વારા આવેલી ચાંદની ખબરો

**સવાલ (૧૫૧૦) :** રેડિયો, તાર, ટેલિફોન અને તે પત્ર જે પોસ્ટ દ્વારા અમને મળે છે, જેમાં ચાંદ વિશે ખબરો હોય છે, શરઈ દ્રષ્ટિએ તેની ઉપર અમલ કરી શકીએ છીએ કે નહીં ? અને અમલ કરવા માટે શું ગવાહોનું સામે હોવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આકાશ વાદળ છાયું હોય અને રમઝાનના ચાંદ વિશે એક દીનદાર વ્યકિત ખબર આપે કે મેં ચાંદ જોયો છે, ભલે રૂબરૂ અથવા પત્ર દ્વારા ખબર કરે છે જયારે કે લખનારાને આપ સારી રીતે ઓળખો છો, (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૪૩૭) અથવા તમને ફોન દ્વારા ખબર આપે અને તમે તેની અવાજ જાણતા હોય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૬) તો તેની ખબર પર વિશ્વાસ કરીને રોઝા રાખવા જરૂરી છે. કારણ કે રમઝાનુલ મુબારકના ચાંદના સબૂત માટે (જયારે આકાશ સાફ ન હોય) બસ આ ખબર કાફી છે. ગવાહી અથવા સમાચારો (એટલી મોટી જમાત ચાંદ જોવાની ખબર આપે, તેમના જુઠ પર સહમત થવું અશકય હોય) ની જરૂરત નથી. (અબૂદાવૂદ : ૧ / ૩૨૦, હદીસ નં. ૨૩૪૦)

રમઝાન સિવાય બીજા અગિયાર મહિનાના ચાંદના સુબૂત માટે ગવાહી અથવા સમાચારોની જરૂરત પડશે, તેનાથી ચાંદનો સુબુત થશે. (મરાકિયુલ ફલાહ : ૨૪૩) ભલે બે ગવાહ જાતે કાઝીની સામે ગવાહી આપે અથવા કોઈની ગવાહી પર ગવાહી આપવામાં આવે અથવા કાઝીના ફેસલા પર ગવાહી આપવામાં આવે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

રેડિયો અને તાર એક પ્રકારની ખબર છે, પરંતુ એ ખબર આપનારો કોણ છે, મુસ્લિમ કે ગેર મુસ્લિમ ? ખબર નથી, એટલે રમઝાનનો સુબુત પણ આ ખબરથી નહીં થાય, હા, જો રેડિયો પર ચાંદની ખબર આપનારો વ્યકિત ચાંદ કમિટીનો કોઈ જિમ્મેદાર હોય અને તે ચાંદના સુબુતનો ફેસલો રેડિયાથી કરે, તો તેના ફેસલાનો એતેબાર કરીને ચાંદના સુબુતનું એલાન કરવામાં આવશે. (મઆરિફુસ્સુનન : ૫ / ૩૪૦) નહીં તો રેડિયો, ટેલિગ્રામ અથવા અજાણી વ્યકિતનો કોલ માત્ર એક ખબર ગણાશે. તેનાથી ચાંદનો ફેસલો નહીં કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) ગુજરાતી વર્તમાનપત્રમાં ચાંદના સમાચાર પર અમલ કરીને કુરબાની કરવી

**સવાલ (૧૫૧૧)** : દેનિક વર્તમાનપત્રમાં (ગુજરાતી પેપર) માં ચાંદ વિશે ૨૯ ઝિલકાદહએ ખબર આવી કે ઝિલહજ્જનો ચાંદ દેખાય ગયો છે. તેની ઉપર વિશ્વાસ કરીને કેટલાક લોકોએ ઝિલકઅદાનો મહિનો ૨૯ દિવસનો સ્વીકાર્યો અને ત્યાર પછી દસમાં દિવસે (૧૦ ઝિલહજ્જના) ઈદ મનાવી અને તે દિવસે પોતાની કુરબાની કરી, તો તેમની કુરબાની દુરુસ્ત થઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આકાશ સાફ હોય, તો ચાંદના સુબુત માટે એટલા લોકોની ખબર જરૂરી છે કે જેમના જુઠ પર સહમત થવું અશકય હોય અને સાંભળનારાઓને તેનો વિશ્વાસ થઈ જાય. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૧૯)

દા.ત. ૫ – ૭ વ્યકિતઓએ ચાંદ જોવાની ખબર આપી. ૫–૭ અલગ અલગ જગ્યાઓના રેડિયો સ્ટેશનોથી ચાંદની ખબર થઈ. ૫–૭ શહેરો અને ગામોથી પત્રો અને તાર આવ્યા, ૫–૭ જગ્યાઓથી ચાંદ થવાની ખબર સમાચાર પત્રો દ્વારા પ્રકાશિત થઈ, તો વર્ણન કરેલી ૨૦ – ૨૫ ખબર ચાંદ વિશે પ્રગટ થઈ. એટલે સાંભળનારાઓને ચાંદ હોવાનું યકીન થઈ જશે અને આ ખબરનો એતેબાર કરીને

ઈદ મનાવવી અને કુરબાની કરવી જાઈઝ થશે. (મઆરિફુસ્સુનન : ૫ / ૩૪૦) અહીંયા શંકા કરવાની કોઈ જરૂરત નથી, પરંતુ એક બે જગ્યાઓના સમાચારપત્રોની ખબર પર વિશ્વાસ કરીને ઈદ મનાવવી અને કુરબાની કરવી જાઈઝ નહીં થાય. હા, જો આ ખબર ચાંદ કમિટીનો ફેસલો હોય, તો તેનો એતેબાર કરવામાં આવશે અને તેની ઉપર અમલ કરવો વાજિબ થશે. (કિફાયતુલ મુફતી : ૪ / ૨૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) એક શહેરના સમાચારપત્ર દ્વારા જાહેર થયેલા ચાંદની ખબરનો, બીજા શહેરવાળાઓ માટે હુકમ

**સવાલ (૧૫૧૨) :** અમદાવાદ, વડોદરા અને સુરત વગેરેથી પ્રકાશિત થતા સાપ્તાહિકોમાં ચાંદ કમિટી તરફથી ઝિલહજ્જના ૨૯માં ચાંદની જે ખબર મળે છે અને એ ચાંદ કમિટીમાં આલિમ સાહેબ પણ હોય છે, તો શું એ પ્રકાશિત થયેલી ખબર એ જ શહેરના લોકો માટે હોય છે અથવા તેને વાંચનારા દરેક વિસ્તારના મુસલમાનો માટે તેની ઉપર અમલ કરવો જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાંદ કમિટીની કેટલીક હદો હોય છે, કોઈ ચાંદ કમિટી માત્ર ગામ માટે હોય છે, તેનો ફેસલો તે ગામ પુરતો જ રહેશે. કોઈ ચાંદ કમિટી તાલુકા અને જિલ્લા માટે હોય છે. કોઈ કમિટી બે જિલ્લાઓ માટે દા.ત. સુરત અને વલસાડની કમિટી, કોઈ કમિટી તેથી વધારે જિલ્લાઓ માટે પણ હોય છે અને કોઈ કમિટી ઓલ ઈન્ડિયા પણ હોય છે, તેથી જે પ્રકારની ચાંદ કમિટી હશે, તે વિસ્તારના લોકો પર તેનો ફેસલો લાગું પડશે અને ત્યાંના લોકો પર તે કમિટીના ફેસલા પર અમલ કરવો વાજિબ થશે.

(આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૧૮૮)

પરંતુ એ વાત યાદ રહે કે જે જગ્યાએ પણ ચાંદ કમિટી બનાવવામાં આવે, તેમાં એક આલિમ હોવો જરૂરી છે જે શરીઅતની રોશનીમાં લોકોને દીની માર્ગદર્શન પુરું પાડે, જો કમિટીમાં બધા લોકો અજ્ઞાન હશે, તો દીની જ્ઞાન ન હોવાને લીધે તાત્કાલિક કોઈ ફેસલો નહીં કરી શકે, માટે જે જગ્યાની ચાંદ કમિટીમાં કોઈ એક પણ આલિમ ન હોય, તેનો ફેસલો વિશ્વાસપાત્ર નહીં ગણાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) ચાંદની સાબિતી માટે કેટલા અને કેવા પ્રકારના લોકોની ખબર અને ગવાહી વિશ્વાસ પાત્ર ગણાશે ?

**સવાલ (૧૫૧૩) :** જો કોઈ એક વ્યકિતએ રમઝાનનો ચાંદ જોયો, તો શું તેની ખબર પર રોઝો રાખવો જરૂરી છે ?

ચાંદ જોનારો વ્યકિત એવો હોય કે તેને કોઈએ રમઝાનમાં ગેરમુસ્લિમની દુકાનેથી શરબત વગેરે પીતા જોયો હોય, તો શું તેની ખબર વિશ્વાસપાત્ર ગણાશે ?

જો કોઈ પુરુષે ચાંદ ન જોયો, માત્ર બે સ્ત્રીઓએ ચાંદ જોયો, તો શું તેમની ગવાહી વિશ્વાસું ગણાશે ? જેવી રીતે નિકાહમાં ગવાહ માટે એક પુરુષ અને બે સ્ત્રીઓ હોવી જરૂરી છે. શું ચાંદના મામલામાં પણ એ જ નિયમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આકાશ વાદળછાયું હોય અથવા સાફ ન હોય, તો રમઝાનુલ મુબારકના ચાંદના સુબુત માટે ગવાહી અને તેનો નિસાબ શરત નથી. માત્ર એ કાફી છે કે એક અમાનતદાર પુરુષ ચાંદની ખબર કરી દે, બલકે એક નમાઝ – રોઝાની પાબંદ સ્ત્રીની ગવાહી પણ કાફી છે. (અબૂદાવૂદ : ૧ / ૩૨૦, હદીસ નં. ૨૩૪૦)

વાદળ વગેરેને કારણે આકાશ સાફ ન હોય, તો ઈદ અને બીજા મહિનાઓના ચાંદના સુબૂત માટે બે અમાનતદાર ન્યાયી પુરુષો અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓ ની ગવાહી જરૂરી છે.

જો આકાશ સાફ હોય તો ચાંદના સુબુત માટે એક બે વ્યકિતઓની ગવાહી પુરતી નથી બલકે વધારે લોકોને ખબર આપવી જરૂરી છે, તેનાથી યકીન થઈ જાય કે ખરેખર ચાંદ થયો છે અને ચાંદના સુબૂતમાં કોઈ પ્રકારની શંકા બાકી ન રહે.

(મરાકિયુલ ફલાહ : ૨૪૩)

રમઝાન અથવા ઈદના ચાંદનો આધાર જયારે એક અથવા બે વ્યકિતઓની ખબર અને ગવાહી પર હોય (એટલે આકાશમાં વાદળ હોય અને રમઝાનના ચાંદનો મામલો હોય, તો તેમાં એક વ્યકિતની ખબર કાફી છે અથવા ઈદના ચાંદનો મામલો હોય, તેમાં બે પુરુષો અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓની ગવાહી જરૂરી છે) તો તેમનું ન્યાયી હોવું જરૂરી છે.

જે વ્યકિત મજબુરી વગર રમઝાનમાં રોઝા ન રાખતો હોય અને ગેર મુસ્લિમની દુકાન પર ખાતો – પીતો હોય, તો તે ફાસિક છે, તેની ગવાહી સ્વીકારવા

લાયક નહીં ગણાય, એવી રીતે રોઝદાર નમાઝી વ્યકિત જો એવો હોય કે બજારમાં ચાલતા ફરતા ખાતો હોય, તો તેની ગવાહી પણ દુરસ્ત નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) રમઝાન અને ઈદના ચાંદની ગવાહી : ઉસૂલ અને શરતો

**સવાલ (૧૫૧૪) :** રમઝાન અને ઈદના ચાંદના સુબૂત માટે શું ઉસૂલ છે ? ચાંદ વિશે સ્ત્રીની ગવાહી વિશ્વાસુ ગણાશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રમઝાન અને ઈદના ચાંદની ગવાહીમાં, જયારે કે આકાશ સાફ હોય, એક પુરુષ અને બે સ્ત્રીઓની ગવાહી સ્વીકારવા પાત્ર નથી બલકે એટલા બધા લોકોએ ખબર કરવી જરૂરી છે કે તેમના જુઠ પર સહમત થવું અશકય હોય. શામીમાં છે :

وان كان ذلك في مصر ولا علة في السماء لم يقبل في ذلك الا الجماعة ـــ اهـ

એવી ખબરને ફિકહની પરિભાષામાં "ખબરે મુસ્તફીઝ" કહેવામાં આવે છે. તેનો અર્થ એ છે કે ખબર આપનારા એટલા હોય કે આદત પ્રમાણે તેમનું જુઠ પર સહમત થવું અશકય હોય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૭,૩૮૮)

અલબત્ત જો આકાશ સાફ ન હોય, તો રમઝાન માટે એક પુરુષ અથવા એક સ્ત્રીની ખબર કાફી ગણાશે. પરંતુ તેમનું સમજદાર, બાલિગ અને મુસલમાન હોવું જરૂરી છે. ભલે તે આઝાદ હોય કે ગુલામ. (અલ હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૧૯)

અને ઈદના ચાંદના સુબૂત માટે જયારે કે આકાશ સાફ ન હોય, બે પુરુષ અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓનું ગવાહી આપવું જરૂરી છે અને શરત એ છે કે એ લોકો સમજદાર, બાલિગ, દીનદાર મુસલમાન હોય. (અલ હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) શાફિઈ મસ્લકમાં માત્ર ઔરતોની ગવાહીથી ચાંદનો સુબુત

**સવાલ (૧૫૧૫) :** ચાંદની ગવાહી માટે એક પણ પુરુષ ન હોય અને લગભગ ૫૦ ઔરતો હોય, તો શું શાફિઈ મસ્લકમાં એ ઔરતોની ગવાહી વિશ્વાસપાત્ર સમજવામાં આવશે ?

**નોંધ :** શાફિઈ ફિકહ પ્રમાણે મસ્અલાની સમજુતી આપશો, મહેરબાની થશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શાફિઈ ફિકહમાં ચાંદના સુબુત માટે ગવાહી શરત છે. આકાશ સાફ હોય કે વાદળ હોય અને માત્ર ઔરતોની ગવાહી સ્વીકારવા લાયક નથી એટલે વર્ણન કરેલ સુરતમાં શાફિઈ મસ્લકમાં માત્ર ઔરતોની ગવાહીથી ચાંદની સાબિતી નહીં થાય. (અલ મજમુઅ : ૬ / ૨૮૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) જો કોઈ જગ્યાએ ચાંદ ન દેખાય, તો ગામના લોકોએ તેની તપાસ માટે બીજી જગ્યાએ જવું

**સવાલ (૧૫૧૬) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં જો કોઈ જગ્યાના લોકો ઈદના ચાંદ માટે આ તરીકો અપનાવે કે સ્થાનિક ચાંદનો જ વિશ્વાસ કરવામાં આવશે, ભલે આકાશ સાફ હોય કે ન હોય, તે લોકો બિલકુલ તેની કોશિશ નહીં કરે કે ચાંદ ૨૯ મો ન હોવાને કારણે કોઈ જગ્યાએ વ્યકિત મોકલે અને ગવાહી પ્રાપ્ત કરે, અથવા દારૂલ ઈફતાનો સંપર્ક કરે, આ કામો માટે તેમની પાસે ન તો ફંડ છે અને ન તો તેની ઉપર ખર્ચ કરવાનું તેઓ જરૂરી સમજે છે, હાં જાતે ગવાહી આપનારો ત્યાં આવી જાય અને તેઓ તેને વિશ્વાસુ સમજી લે, તો અલગ વાત છે.

એવી રીતે તે લોકો સમાચારપત્રોમાં પ્રકાશિત કોઈ ચાંદ કમિટી (જે દેશના બીજા રાજયોમાં છે.) ના એલાનને પણ નથી માનતા, તાર, ટેલિફોન, રેડિયો વગેરે ન જાતે વાપરીને માલુમ કરે છે અને ન તેની ઉપર આવનારા એલાનને વિશ્વાસુ સમજે છે. બલકે ચાંદ જોઈને રોઝા રાખે છે અને ચાંદ જોઈને ઈદ મનાવે છે, હા, વિશ્વાસુ ગવાહી જાતે કોશિશ વગર આવી જાય અને તેમણે સંતોષ થઈ જાય, તો જરૂર માની લે છે.

સવાલ એ છે કે શું એ વિસ્તારના લોકોનો આ તરીકો શરીઅત પ્રમાણે યોગ્ય છે અથવા તેમણે ચાંદ માટે આસપાસમાં માણસ મોકલીને જાણવું ફર્ઝ કે વાજિબ છે અથવા બીજા વિસ્તારના સમાચાર પત્રો અને તેમાં પ્રકાશિત થયેલા ફેસલા પર અમલ કરવો વાજિબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ જગ્યાએ ચાંદ ન દેખાય, તો ગામવાસીઓ માટે ચાંદની તપાસ માટે કોઈ જગ્યાએ જવું વાજિબ નથી, પરંતુ કોઈ જગ્યાએથી ચાંદની ખબર આવી જાય, જે સ્વીકારવાપાત્ર હોય, તો તેને સ્વીકારવું વાજિબ છે, જેમકે ગવાહી અથવા કોઈ વિશ્વાસુ ચાંદ કમિટી તરફથી ચાંદનો ફેસલો વિશ્વાસપાત્ર થઈ જશે. અથવા ચાંદની

ખબર અનેક લોકો તરફથી આવે, જે માનવા લાયક હોય, તો ચાંદ સાબિત થઈ જશે અને તેને સ્વીકારવો જરૂરી થઈ જશે, શરત એ છે કે દિશા એક હોય અને તેને માનવાથી મહિનો ૨૮ દિવસ અથવા ૩૧ દિવસનો ન થઈ જાય.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

ચાંદ કમિટીનો ફેસલો ફોન દ્વારા અને સમાચાર દ્વારા પણ સ્વીકારવા લાયક છે. (મઆરિફુસ્સુનન : ૫ / ૩૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) એ વિસ્તારોમાં રોઝાની શી શકલ હશે ?

**સવાલ (૧૫૧૭) :** જે વિસ્તારોમાં છ મહિના દિવસ અને છ મહિના રાત હોય છે ત્યાં રોઝાની શી શકલ હશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવા વિસ્તારોમાં ઈશાની નમાઝ અને ફજરની નમાઝ ફર્ઝ થવા વિશે ફુકહાની અનેક ચર્ચાઓ છે. ખુલાસો એ છે કે કેટલાક ફુકહા વખત અદ્રશ્ય હોવાને કારણે નમાઝની ફર્ઝિયતનો ઈન્કાર કરે છે, જેમકે કોઈ વ્યકિતના વુઝૂના અંગોમાંથી કોઈ અંગ ન હોય, અથવા કપાય ગયો હોય, તો તેના વુઝૂના ફર્ઝ ઓછા થઈ જાય છે, એવી રીતે નમાઝનો વખત જ નથી, તો નમાઝ ફર્ઝ પણ નહીં થાય.

બીજા ફુકહા ફરમાવે છે, કુર્આન હદીસની રોશનીમાં પાંચ નમાઝો ફર્ઝ છે. (અબૂદાવૂદ : ૧ / ૨૦૧, હદીસ નં. ૧૪૨૦) વખત તો સબબ અને નિશાની છે. એટલે પાંચ નમાઝો ફર્ઝ છે અને એવા વિસ્તારોથી જે દેશ નજીક હોય, ત્યાંના વખત અને અંતર પ્રમાણે નમાઝ પઢવામાં આવશે. (મુસ્લિમ : ૨ / ૪૦૧, હદીસ નં. ૧૧૦ – ૨૯૩૭)

બંને કથનોની સમજુતી નકલ કરવામાં આવે છે. અલ્લામા શામી (રહ.) એ બીજા કથનને પસંદ કર્યુ છે અને એ જ સહીહ છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૩૬૫)

રોઝા વિશે પણ અલ્લામા શામી (રહ.)નું એ જ કથન નકલ કર્યુ છે કે " એવા વિસ્તારોમાં પણ રોઝા ફર્ઝ છે. " (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૬૫)

ફુકહાએ કિરામની ચર્ચા તો એવા સ્થળો માટે છે જયાં ઈશા અને સૂર્યોદય – ફજરનો માત્ર પ્રશ્ન છે. પરંતુ એવા સ્થળો જયાં છ મહિના દિવસ અને છ મહિના રાત રહે છે. તેના હુકમ વિશે અસલ જવાબ તો એ જ છે કે જમીનનો એ ભાગ બિન રહેઠાણ અને આબાદ નથી, ખાસ કરીને માનવીનું જીવન ત્યાં મુશ્કેલ છે, એટલે

એવા વિસ્તારોમાં આવા સવાલો અને જવાબોની જરૂરત જ રહેતી નથી. પરંતુ આજના મશીનરી યુગમાં અને આધુનિક સાધનોને લીધે આવા વિસ્તારોમાં કેટલાક લોકો સ્થાયી થયા છે, તો તેનો શું હુકમ હોવો જોઈએ. આ આધુનિક યુગનો એક સવાલ થઈ શકે છે અને આ શકય છે.

એટલા માટે એવું કહી શકાય છે કે ફુકહાએ કિરામની દલીલો પર વિચાર – વિમર્શ કર્યા પછી બીજી દલીલ વધારે સહીહ માલૂમ પડે છે. એટલા માટે કે હંગામી ધોરણે જે વ્યકિત ત્યાં જશે, તેની ઉપર પાંચ વખતની નમાઝ અને રમઝાનના રોઝા ફર્ઝ છે.

પરંતુ અદા કરવાની સુરત શું છે ? તો બંદાના ખ્યાલમાં જે લોકો ત્યાં પહોંચશે, તે ત્યાંના રહેવાસીઓ નથી, ન ત્યાં કાયમી વસવાટ કરી શકે છે. એટલે જયાંથી અને જે દેશથી પહોંચ્યા છે તે દેશની મોસમ અને વખતનો ખ્યાલ રાખવો તેમના માટે જરૂરી છે. જો એ લોકો પોતાના દેશથી રમઝાનમાં અથવા રમઝાનથી પહેલા પહોંચ્યા છે અને એટલા કલાક તેમનું રોકાણ એ વિસ્તારમાં રહેવાનું છે. જેટલા કલાકમાં તેમના દેશમાં રમઝાન શરૂ થઈ જાય છે, તો તે રોઝાના મુકલ્લફ છે. રોઝા તેની ઉપર ફર્ઝ છે. દેશના દિવસ – રાતના કલાકોનો હિસાબ કરીને સહેરી અને ઈફતારી કરતો રહેશે. (મુન્તખબાત નિઝામુલ ફતાવા : ૧ / ૧૬૨)

નોંધ : જો કોઈ મુસાફિર હોય, તો તેના માટે રોઝા ન રાખવાની ગુંજાઈશ છે. બાદમાં તેની કઝા કરી લે અને (સવાલની સુરતમાં) જો તે સ્થાયી હોય તો પણ મોટું બહાનું છે (કે નમાઝ રોઝાનો સમય સ્પષ્ટ નથી) એટલે કઝા કરી લે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) રેડિયો, તાર, ટેલિફોન વગેરે દ્વારા ચાંદની ખબર

**સવાલ (૧૫૧૮) :** (૧) શાબાનની ૨૯મી તારીખે ચાંદ નજર ન આવ્યો, રેડિયોથી આ ખબર પહોંચી કે હિંદુસ્તાનના મોટા ભાગના શહેરોમાં ચાંદ થઈ ગયો છે અને આવતી કાલે પહેલી રમઝાન છે, તો શું રેડિયોની ખબર વિશ્વાસપાત્ર ગણાશે કે નહીં?

(૨–૩) અથવા અમારા જિલ્લાના કોઈ ગામેથી ટેલિફોન દ્વારા ચાંદની ખબર પહોંચે, તો શું તેને વિશ્વાસપાત્ર માનીને રોઝા રાખવા જોઈએ કે નહીં ?

(૪) રમઝાનુલ મુબારકની ૨૯ મી તારીખે ચાંદ દેખાયો નહીં અને રેડિયો પર

એ ખબર આવી કે દિલ્લી, કોલકાતા, અમદાવાદ, ભુજ વગેરે શહેરોમાં ચાંદ થઈ ગયો છે. તો એ ખબરને વિશ્વાસપાત્ર માનીને ઈદ મનાવવી જાઈઝ છે કે નહીં ? અથવા જિલ્લાના કોઈ પણ ગામથી ટેલિફોન અથવા તાર દ્વારા ખબર પહોંચે કે ચાંદ થઈ ગયો છે, તો શું તે ખબરને વિશ્વાસપાત્ર માનીને ઈદ મનાવવી જાઈઝ છે કે નહીં?

(૫) જો શરીઅતમાં રેડિયોની ખબર વિશ્વાસપાત્ર નથી અને આધુનિક સમયમાં લોકો એ ખબરને વિશ્વાસપાત્ર મનાવવા માટે ઈમામ સાહેબ પર દબાણ લાવે છે કે અમને તો રોઝા અથવા ઈદ મનાવવી છે, તો એવા વખતે મસ્જિદના ઈમામ સાહેબે શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) રેડિયોની ખબરથી કોઈને ચાંદ વિશે યકીન થઈ જાય, તો જાતે રોઝો રાખી લે, બીજાને હુકમ ન કરે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૧૯)

(૨) જેની પાસે ટેલિફોનથી ખબર પહોંચી હોય અને ખબર આપનારો અમાનતદાર, દીનદાર, ન્યાયી હોય અને ટેલિફોન પર એ રીતે ખબર આપે કે મેં જાતે ચાંદ જોયો છે અને સાંભળનારાઓને વિશ્વાસ આવી જાય કે ખબર સાચી છે, તો પોતે રોઝો રાખી શકે છે, પરંતુ બીજાને હુકમ કરી શકતો નથી.

(કિફાયતુલ મુફતી : ૪ / ૨૧૬)

(૩) તારની ખબર કબૂલ કરવામાં નહીં આવે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૪૩૫)

(૪) રેડિયો અને ટેલિફોનની ખબરથી ઈદ મનાવવી જાઈઝ નથી, કારણ કે આકાશ સાફ ન હોવાની સુરતમાં ઈદના ચાંદના સુબુત માટે બે પુરુષોની ગવાહી અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓની ગવાહી અને આકાશ સાફ હોવાની સુરતમાં એટલા લોકો ચાંદની ખબર આપે કે તેનાથી યકીન થઈ જાય કે ચાંદ થઈ ગયો છે, તો આપ ઈદ મનાવી શકો છો, માટે રેડિયો અથવા ટેલિફોનની એક – બે ખબરોથી ઈદ મનાવવી જાઈઝ નથી, હા, રેડિયો અને ટેલિફોનથી વધારે ખબરો આવે કે તેના ઈન્કારની ગુંજાઈશ ન હોય, એવી હાલતમાં ઈદ મનાવવી પણ જાઈઝ છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૮૬)

માત્ર એ ખબર મળે કે ચાંદ દેખાયો છે તો એવી હાલતમાં ઈદ મનાવવી

જાઈઝ નથી કારણ કે આ ખબર અસ્પષ્ટ છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

(૫) નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : لاطاعة لمخلوق في معصية الخالق
અલ્લાહની નાફરમાનીમાં લોકોની વાત માનવી જાઈઝ નથી.

(મુસ્નદે અહમદ : ૨ / ૩૩૩, હદીસ નં. ૧૦૯૪)

રસૂલુલ્લાહ (સલ.) એ જે અસલ કાનૂન બતાવ્યા છે, તે કયામત સુધી છે, તેમાં ફેરફાર કરવો કોઈના માટે જાઈઝ નથી, લોકો માટે જરૂરી છે કે રોઝા અને બીજી ઈબાદતો તેના ઉસૂલ અને નિયમ પ્રમાણે બાકી રાખે. શરીઅત અને શરઈ તાલીમને પોતાના તાબે ન બનાવે. એટલે કોઈ ઈમામને ચાંદના એલાન કરવા પર મજબુર ન કરે અને ઈમામોને જોઈએ કે સમજદારીથી કામ લઈને સમજાવવાની કોશિશ કરે અને ચાંદના સુબુત વગર ચાંદનું એલાન બિલ્કુલ ન કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) ચાંદની તપાસમાં રેડિયોની હેસિયત

**સવાલ : (૧૫૧૯) :** (પ્રસ્તાવના) આ વર્ષે રમઝાનનો ચાંદ જોવા અને ત્યાર પછી આવનારી પરેશાનીઓ વિશે માર્ગદર્શન આપશો. તેનાથી ભવિષ્યમાં આ પ્રકારની મુસીબતો હલ કરવામાં આસાની રહે.

સવાલ પુછતા પહેલા આધુનિક યુગની વિજ્ઞાનની પ્રગતિની સમજુતી આપવા માંગુ છું કે અલ્લાહ પાકે માનવીને બુદ્ધિ અને સમજ અર્પણ કરી છે તેનાથી વિજ્ઞાને ખૂબ જ પ્રગતિ કરી છે અહીં સુધી કે તે ચાંદ સુધી પહોંચ્યા. શરીઅતની હદમાં રહીને માનવી અલ્લાહે આપેલી સમજનો ઉપયોગ કરીને નવા સાધનોને પોતાના જીવનના દરેક ક્ષેત્રમાં વાપરી રહયો છે અને તે આધુનિક સાધનોનો ઉપયોગ કરવો પણ જોઈએ, ભલે તે દીનથી સંબંધિત હોય કે દુનિયાથી.

અમારી તપાસ પ્રમાણે આજે આપણાં દેશમાં ઈસ્લામ પ્રમાણે ખાસ કરીને રમઝાન અને ઈદના ચાંદ વિશે "ખબર" પ્રખ્યાત ઉલમાએ કિરામના મશવરાથી જ રેડિયો અને ટીવી પર જાહેર થાય છે. આજ સુધી એક પણ ખબર એવી નથી, જેની ખબર તપાસ પછી ખોટી સાબિત થઈ હોય અને "મુસલમાન આલિમ" ના નામથી રેડિયો, ટીવી પરથી ખબર વાંચનારા કોઈ હિંદુ ભાઈએ ખબર ખોટી વાંચી હોય. આ તફસીલની રોશનીમાં આ વાત સ્પષ્ટ છે કે ચાંદ વિશે દરેક વ્યકિત કોઈ ગેર શરઈ

રીતે મજબુત એલાન કરાવી શકતો નથી.

અંગ્રેજોના જમાનામાં અને ત્યાર પછી આઝાદીની શરૂઆતમાં તે સમયની હુકૂમત અને હુકૂમતના જિમ્મેદારો તેમજ ઉલમાએ ઈસ્લામને ટેલિકાસ્ટ સિસ્ટમ પર વિશ્વાસ ન હતો. આ સ્વીકારવા પાત્ર હુકમ છે. પરંતુ આજે પરિસ્થિતિ અલગ છે. પોતાની સંસ્થા અથવા આલિમથી માલુમ કરેલા હાલાત ખબરો પ્રકાશિત કરવામાં ગેરકોમ પણ કાનૂનની પાબંદ છે, તેના કારણે ગલતીની ગુંજાઈશ બાકી રહેતી નથી.

આ તો સહીહ છે કે શરઈ રીતે મોટા દેશમાં અથવા તમામ ઈસ્લામી દેશોમાં હમેશાં એક સાથે ઈદ થવી શકય નથી. પરંતુ એક જ દેશમાં અથવા નાના નાના એવા દેશોમાં જેમની દિશા એક જ હોય, આધુનિક સમાચાર માધ્યમો, જેવા કે ટીવી, તાર, રેડિયો વગેરેની મદદથી અને ખાસ કરીને હિંદુસ્તાનમાં જયાં અમે એક સાથે તહેવાર મનાવીને ગેર મુસ્લિમો સામે પોતાની એકતા પ્રદર્શિત કરી શકીએ છીએ, એટલે એ વાતની કોશિશ કરવી જોઈએ કે, કિતાબ અને સુન્નતના ડાયરામાં રહીને સમગ્ર દેશમાં એક સાથે ઈદ થાય.

બીજી વાત આ વર્ષે રમઝાનનો ચાંદ ખુબ જ કોશિશ કરવા છતાં આકાશ સાફ ન હોવાને કારણે દેખાયો નહીં, ત્યાર પછી રેડિયો, ફોન વગેરે માલુમ કરવાની કોશિશ કરવામાં આવી, તો સૌપ્રથમ પાકિસ્તાનના રેડિયાથી ખબર આવી કે પાકિસ્તાનમાં ચાંદ દેખાય ગયો અને આખા પાકિસ્તાનમાં આવતી કાલે પહેલો રોઝો છે.

હું પાકિસ્તાન વિશે મારા ખ્યાલ રજૂ કરું છું. આજના જમાનામાં સઉદી અરબ પછી, સંપૂર્ણ રીતે તો નહીં, પરંતુ કહી શકાય કે ઈસ્લામી કોઈ દેશ છે તો તે પાકિસ્તાન છે. ત્યાંથી એ વાત અશકય છે કે ચાંદ જેવી અગત્યની ખબર ગેર શરઈ રીતે ફેલાવવામાં આવે.

ઈ.સ. ૧૯૫૧ માં મુરાદાબાદના એક જલ્સામાં એ વાત સર્વાનુમતે નક્કી થઈ હતી કે હિંદુસ્તાન અને પાકિસ્તાનની દિશા એક જ છે, એક બીજા દેશની શરઈ ગવાહી પર એક બીજા દેશના મુફતીયાને કિરામના ફેસલા પર ઈદ મનાવી શકાય છે.

ત્યાર પછી હિંદુસ્તાનના વિવિધ શહેરોથી અલગ અલગ સમયે ચાંદની ખબરો પ્રકાશિત થઈ. તેમાં સૌપ્રથમ જામેઅ મસ્જિદ દિલ્લીના શાહી ઈમામ

બુખારી ના નામથી અને અંતે સવા બાર વાગે મવલાના અસ્અદ મદની (રહ.) ના નામથી ચાંદ હોવાની ગવાહી કબૂલ કરવાના અહેવાલ અમે સાંભળ્યા, તો આવા અહેવાલ અને પાકિસ્તાનથી આવનારી ખબરથી અમારું દિલ માની ગયું અને અમને યકીન થઈ ગયો કે ચાંદ થઈ ગયો છે, તો અમે પણ રમઝાન શરૂ થવાનો ફેસલો કરી લીધો અને અમારી સાથે એક આલિમ પણ હતા, જે આ ફેસલામાં અમારા સમર્થક હતા. અમે મુંબઈ એ હેતુથી કે ત્યાંની ખબર સહીહ હશે, ફોન કર્યો પરંતુ રાત ઘણી વીતી ગઈ હતી, બધા ઊંઘી ગયા હતા, એટલે ફોન પર વાત ન થઈ શકી.

અમારા ગામ બારડોલીની નજીક એક મહોલ્લો આબાદ છે, ત્યાં એક મસ્જિદ છે, તે વખતે ત્યાં બધા લોકો ઊંઘી રહયા હતા. અમે અમારા વડીલોને જગાડીને પોતાની તહકીક તેમની સામે રજૂ કરી, તે પ્રમાણે ઈમામ સાહેબથી મશવરો કરીને ફેસલો કર્યો કે રમઝાનુલ મુબારકનું એલાન કરી દેવું બહેતર છે. એવું કહીને અમે ઘરમાં તરાવીહ પઢી. ગામમાં પણ એલાન કરવામાં આવ્યું કે કાલે રોઝો છે, જો કે રાત્રે જાગવાને કારણે અમે ફજરની નમાઝ પછી સુઈ ગયા. સવારે ૧૧ વાગે ગામનો એક વ્યકિત એ સંદેશો લાવ્યો કે સુરત અને રાંદેર વગેરેમાં રમઝાનનો ચાંદ ન હોવાને કારણે રોઝો ઈફતાર કરવાની વાત ચાલી રહી છે. તો અમે કહયું કે ભાઈ ! બધાએ ભેગા મળીને કહેવું કે આપ (મસ્જિદના ઈમામ વગેરે) એ મશ્વરો કરીને અમારી વાત સાચી માની છે અને તરાવીહ પઢી અને રમઝાનનો રોઝો પણ રાખ્યો, માટે અમે ઈફતાર નથી કરી શકતા અને જો બધા ઈફતાર કરી પણ લેશે, તો પણ હું ઈફતાર કરવાનો નથી.

બારડોલી સ્ટેશન વિસ્તારના એક જિમ્મેદારે કહયું કે હું પણ રોઝો ઈફતાર કરવાનો નથી અને તેમણે એવું જ કર્યુ, ત્યાર પછી ૧૨ : ૦૦ વાગે ગામમાં એલાન થયું કે રોઝો ઈફતાર કરી લો. જે વ્યકિત રોઝો રાખશે તેનો રોઝો હરામ છે, આ એલાનથી ગામના કેટલાક લોકોએ રોઝો ઈફતાર કરી લીધો અને કેટલાકે ન કર્યો કે રમઝાનનો રોઝો રાખ્યો છે, ઈદ નથી કે ઈફતારી કરી લઈએ. તો હવે આ સુરતમાં નીચેના સવાલો ઉભા થયા છે.

(૧) રેડિયા પર અકાબિરના નામ પર સમાચારો આવતા અમે વિશ્વાસ કર્યો, તેને કારણે અમે રમઝાનનો રોઝો રાખ્યો, તો શું આ સહીહ છે કે ગલત ?

(૨) જે લોકોએ સત્ય માનીને રાત્રે તરાવીહ પઢી અને રોઝો રાખ્યો અને માત્ર

એ ખબર પર કે રાંદેર અને સુરતમાં રમઝાન નથી. રોઝો તોડી નાંખ્યો અને ઈફતારી કરી લીધી અને "આજે રોઝો રાખવો હરામ છે, વગેરે" નો ફતવો આપ્યો, આ ફેસલો સહીહ છે કે ગલત ? કઈ સુરત બહેતર છે, નકકી ફરમાવી આપશો.

(૩) (આ જ વર્ષનો ઈદના ચાંદનો બનાવ) મુંબઈ ફોનથી માલુમ કર્યુ અને દિલ્લીના જામેઅ મસ્જિદના ઈમામના નામથી એ ખબર પહોંચાડવામાં આવી કે ચાંદ નથી થયો. પરંતુ રાત્રે ૧૨ : ૦૦ વાગે પાકિસ્તાન રેડિયાથી ત્યાંની ચાંદ કમિટીના જિમ્મેદારે એ એલાન કર્યુ કે હું ગવાહી આપું છું કે શરઈ ગવાહી મળતા ચાંદ થઈ ગયો છે, અને આવતી કાલે સમગ્ર પાકિસ્તાનમાં ઈદ થશે.

આ એલાન મેં રેકોર્ડ કર્યુ અને પોતાના ગામના મૌલાનાને સંભળાવ્યું, તો તેમણે શરઈ ગવાહી હોવાનું યકીન અપાવ્યું, તો જો અમે આ રેકોર્ડ કરેલું એલાન તમારી પાસે લઈને આવતા, તો શું આપ ત્યાર પછી મશવરો કરીને ઈદનો ફેસલો કરતા કે નહીં ? જે રેકોર્ડ હમણાં પણ સેવ છે, કશ્મીરમાં પણ ઈદ પાકિસ્તાન સાથે મનાવવામાં આવી. (યાદ રહે કે મુરાદાબાદના જલ્સામાં આ વાત નક્કી થઈ હતી કે રેડિયાની ખબર સાંભળીને જિમ્મેદાર ઉલમા ચાંદનું એલાન કરી શકે છે.) તો મહેરબાની કરીને તેનો જવાબ આપવા વિનંતી છે.

(૪) અમારે ત્યાં એક પરહેજગાર નમાઝ અને રોઝાના પાબંદ વ્યકિતએ ૨૯ દિવસ રોઝા રાખ્યા અને ગામમાં એ એલાન છતાં તે વ્યકિતએ રમઝાન આગળનો રોઝો ઈફતાર ન કર્યો. પછી પાકિસ્તાન રેડિયો પર ઈદના સમાચાર સાંભળ્યા, તે દિવસે તેમનો ૩૦ મો રોઝો હતો, તેમણે ઈદની ખબર સાંભળીને ઈફતાર કરી લીધો, અને બધાની સાથે ઈદની નમાઝ પઢી તો શું તે રોઝાની કઝા વાજિબ થશે કે નહીં ?

(૫) એક વ્યકિત મક્કાથી હિંદુસ્તાન આવ્યો અને તેણે ત્યાં (મક્કા મુકર્રમા) અહીંયા (ગુજરાત) થી બે દિવસ પહેલા શરઈ રીતે રોઝા શરૂ કર્યા હતા, અહીંયા જો ૩૦ રોઝા થાય, તો તે વ્યકિત પોતાના ૩૦ રોઝા પૂરા કરીને ઈદ કયારે મનાવે, કારણ કે જયારે તેના ૩૦ રોઝા પૂરા થશે. તે વખતે તો અહીંયા બધાના રોઝા હશે. આવેલા જો ૫ – ૧૦ વ્યકિતઓ હોય, તો શું મક્કાની ખબર પર અહીંયા ઈદની નમાઝ અદા કરી શકે છે કે નહીં ? અથવા અહીંયા બધાની સાથે રોઝા રાખશે. જો આ વાત હોય, તો તેના ૩૧ અથવા ૩૨ રોઝા થઈ જશે. આ લોકો શું કરે ?

(૬) એવી રીતે એક વ્યકિત અહીંયાથી રોઝા રાખીને હિજાજ જાય, તો તે

પ્રમાણે જયારે તેના ૨૭ અથવા ૨૮ રોઝા થાય છે, તે વખતે હિજાજમાં ઈદ હોય છે તો શું તેના માટે હિંદુસ્તાન પ્રમાણે રોઝા પૂરા કરવા જરૂરી છે, અથવા પછી હિજાજવાળાઓ સાથે ઈદ મનાવીને બાકી રોઝાઓની કઝા કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉલમાએ કિરામનું શરીઅતની હદમાં રહીને આધુનિક સંદેશા વ્યવહારના સાધનોથી ઈબાદતમાં ફાયદો ઉઠાવવો જાઈઝ છે, એમાં ખરાબીનું કોઈ કારણ નથી.

આપનો વિસ્તૃત લેખ વાંચીને એ અંદાજો આવ્યો કે જેવી રીતે દુન્યવી મામલા ઓમાં રેડિયો, ટીવી અને ટેલિફોન વગેરે વપરાય છે, એવી રીતે દીની મસાઈલમાં પણ આપ તે (સાધનો) ના વપરાશના સમર્થક અને વકીલ છો, હાલાંકે એ ખોટું છે, કારણ કે દીની મામલામાં દરેક જગ્યાએ એ સાધનોથી શરઈ હુકમ સાબિત થતા નથી. દા.ત. ચાંદના સુબુત માટે કેટલીક સુરતોમાં ગવાહી જરૂરી છે અને રેડિયો, ટેલિફોન અને તાર દ્વારા ગવાહી આપવામાં નથી આવતી.

પ્રસ્તાવનામાં આપે લખ્યું છે કે રેડિયો પર આલિમની વાત ફેરફાર વગર રજુ થાય છે, તેમાં ફેરફાર થતો નથી વગેરે.

મારી જાણ પ્રમાણે ભારતીય હુકૂમતે ચાંદ કમિટીના જિમ્મેદારોને ચાંદનું એલાન કરવાની પરવાનગી આપી ન હતી અને દલીલ રૂપે એવું કહયું હતું કે ભારત બિન સાંપ્રદાયિક દેશ છે, બીજા ધર્મના લોકો પણ માંગણી કરશે, તો અમને તેમની માંગણી પૂરી કરવી પડશે.

એટલે અધિકારીઓ (રેડિયો અને ટીવીના ન્યુઝ રિડર, જેમાં મોટે ભાગે બિન મુસ્લિમ હોય છે.) એલાન કરશે, તો પછી દીનના મામલામાં એ (બિન મુસ્લિમ)નું એલાન કેવી રીતે કબૂલ કરવામાં આવે.

મુરાદાબાદમાં તમામ ઉલમાએ કિરામની સર્વસંમતિથી એ વાત નક્કી થઈ હતી કે હિંદુસ્તાન અને પાકિસ્તાનની દિશા એક જ છે, એ વાત સહીહ છે, પરંતુ તેની સાથે આપે એ પણ લખ્યું છે કે "એક બીજા દેશની શરઈ ગવાહી પર અથવા એક બીજા દેશોના મુફતીયાને કિરામના ફેસલા પર ઈદ મનાવી શકીએ છીએ." તેનો મતલબ એ થયો કે જો પાકિસ્તાનની ગવાહી હિંદુસ્તાનમાં શરઈ રીતે આવે, તો સ્વીકારવામાં આવશે માત્ર પાકિસ્તાનના રેડિયોની ખબરથી ઈદ મનાવવી જાઈઝ નહીં થાય. અલબત્ત પાકિસ્તાનના રેડિયોથી રમઝાનના ચાંદની ખબર મળે અને કોઈનું દિલ માની લે, તો તેના માટે રોઝો રાખવો જાઈઝ છે, પરંતુ બીજા લોકોને

તેનો હુકમ કરવાની ઈજાઝત નથી. (આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૨૦૮)

**નોંધ :** ઉપરોકત વર્ણન કરેલા જવાબો પ્રસ્તાવનાના છે. હવે સવાલોના જવાબો ક્રમવાર વાંચો.

(૧) રેડિયોની ખબરથી કોઈને રમઝાનના ચાંદનું યકીન થઈ જાય, તો તે અમલ કરી શકે છે. બીજાને તેનો હુકમ કરી શકતા નથી. (કિફાયતુલ મુફતી : ૪ / ૨૧૬)

માટે પાકિસ્તાની રેડિયોથી તમને વિશ્વાસ થયો, એટલે તમારા માટે રોઝો રાખવો જાઈઝ છે, પરંતુ લોકોને જગાવીને રોઝા રાખવા માટે જે માહોલ તૈયાર કર્યો, તે બિલ્કુલ સહીહ નથી. આપ પ્રેરણા આપી શકો છો અને બસ.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૧૯)

(૨) રાત્રીની ખબરની બુનિયાદ પર જે લોકોએ તરાવીહ પઢી પછી રાંદેર અને સુરતથી ખબર આવી કે ચાંદ નથી થયો, તો તેમણે રોઝો તોડી નાંખ્યો, તેમનો આ અમલ બતાવી રહયો છે કે રાત્રીના ચાંદની ખબર પર તેમને સંપૂર્ણ યકીન નથી. અને મસ્અલો એ છે કે જેમણે રેડિયો અથવા ટેલિફોન પર રમઝાનના ચાંદની ખબર મળે અને તેની ઉપર યકીન ન હોય અથવા શરૂઆતમાં યકીન થયો હોય અને બાદમાં યકીન ખતમ થઈ જાય તેમજ સ્થાનિક ચાંદ કમિટીએ પણ ફેસલો ન કર્યો, તો એવો વ્યકિત મધ્યાહન સુધી રાહ જુએ, જો કયાંથી મજબૂત ખબર આવી જાય, તો રોઝો રાખી લે નહીં તો ઈફતાર કરી લે. જો ખાસ લોકોમાંથી છે તો ગુંજાઈશ છે કે શંકાના દિવસનો રોઝો શાબાનની નિય્યતથી રાખી લે, અવામ રોઝો ન રાખે, શંકાના દિવસે રમઝાન સમજીને રોઝો રાખવો મકરૂહે તહરીમી છે, તેને કદાચ હરામ કહેવામાં આવ્યો છે, ટુંકમાં આ અર્થઘટન દુરસ્ત નથી. (મરાકિયુલ ફલાહ : ૨૪૧)

(૩) ઈદના ચાંદમાં અને રમઝાનના ચાંદમાં થોડો તફાવત છે, ઈદના ચાંદમાં ત્રણ ચીજોમાંથી એક ચીજનું હોવું જરૂરી છે. નહીં તો ચાંદનો ફેસલો કરવો દુરસ્ત નથી.

જો આકાશ સાફ ન હોય, તો ઈદના ચાંદના સુબૂત માટે ગવાહી અથવા "ગવાહી પર ગવાહી" જરૂરી છે અને રેડિયો અથવા ટેલિફોન દ્વારા ગવાહી આપી શકાતી નથી. જો આકાશ સાફ હોય તો એટલા લોકોની ગવાહી જરૂરી છે કે તેમના જુઠ હોવા પર સહમત થવું અશકય હોય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

સવાલની સુરતમાં ત્રણે સુરતોમાંથી કોઈ સુરત જોવા મળતી નથી, એટલે

ઈદના ચાંદનો સુબુત નહીં થાય. માત્ર પાકિસ્તાની રડિયો અથવા કશ્મીરી રેડિયોની ખબરથી ઈદ મનાવી શકાય નહીં.

(૪) મારા મતે સવાલની સુરતમાં જો રોઝો રાખીને ઈફતાર કરી લીધો તો તેનો કફફારો પણ વાજિબ થશે અને જો રોઝો નથી રાખ્યો તો માત્ર કઝા વાજિબ થશે, કારણ કે ઈદના ચાંદના સુબૂત માટે ત્રણ ચીજોમાંથી એક ચીજ હોવી જરૂરી છે. (૧) બે પુરુષોની ગવાહી (૨) ગવાહી પર ગવાહી (૩) વધુ લોકોની ગવાહી.

સવાલની સુરતમાં તેમાંથી કોઈ સુરત જોવામાં આવી નથી. માત્ર પાકિસ્તાન અથવા કશ્મીરના રેડિયોની ખબરથી રોઝો ઈફતાર કર્યો છે. હાલાંકે તેના માટે રોઝો ઈફતાર કરવો દુરસ્ત ન હતો. એટલે તેણે જાણીજોઈને રોઝો તોડી દીધો છે. એટલે કઝા અને કફફારો બંને કરવો પડશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૪ – ૩૮૫) (હઝરત મુફતી સાહેબ (રહ.)એ જાતે આ વાત લખી છે તેમની નજીક જો રોઝો રાખીને તોડી નાંખ્યો , તો કઝા અને કફફારો બંને જરૂરી થશે. તેનાથી એ વાત સમજમાં આવે છે કે બીજા ઉલમાની રાય આ સિલસિલામાં અલગ છે. કે માત્ર રોઝાની કઝા વાજિબ થશે કફફારો નહીં.)

કોઈ એ ન કહે કે તેણે મસ્અલાની ખબર ન હતી. એટલે કે મસાઈલથી અજ્ઞાનતા કોઈ બહાનું નથી. દરેક પુરુષ અને સ્ત્રી પર જરૂરી મસાઈલ શીખવા ફર્ઝ છે કે કેવી હાલતમાં રોઝા ઈફતાર કરવા જોઈએ.

ઈફતારનું કારણ અહીંયા નથી, માત્ર બુદ્ધિથી રોઝો ઈફતાર કર્યો છે. એટલે કફફારો વાજિબ થશે કારણ કે એ દિવસે આખા ભારતમાં રમઝાનનો દિવસ હતો અને જો રોઝો રાખ્યો જ નથી તો પછી કઝા વાજિબ થશે, કફફારો વાજિબ નહીં થાય.

દુનિયામાં પણ એવું જ થાય છે, દા.ત. કાર ચલાવનારો કાનૂનની વિરુદ્ધ ગાડી ચલાવે, તો તેની ઉપર સજા લાગુ પડશે. વેપારી ટેકસ વગેરે ભરવામાં સુસ્તી કરશે અને ઈન્કમટેકસ અધિકારી તેને પકડશે તો તેના ઉપર પણ કેસ થશે. સજા થશે, ત્યાં કોઈ બહાનું ચાલતું નથી કે હું કાનૂનને જાણતો ન હતો, મને નિયમની ખબર ન હતી વગેરે.

ટૂંકમાં જેની ઉપર રોઝા રાખવા ફર્ઝ છે, તેમણે ઈદના સુબૂતના નિયમો અને રોઝા તેમજ ઈફતારીની પાયાની જાણકારી મેળવવી જરૂરી હતી. પરંતુ કોતાહીને

કારણે શરઈ કારણ વગર રોઝો રાખીને ઈફતાર કરી દીધો, માટે કફફારો અદા કરવો પડશે.

(૫) એવા લોકો બીજા લોકો સાથે મળીને રોઝા રાખશે અને તેમની સાથે ઈદ મનાવશે. ઈન્સાન જયાં છે ત્યાંના હુકમો તેની ઉપર લાગુ પડશે, ભલે ૩૧ અથવા ૩ર રોઝા થઈ જાય. (બદાઈઉસ્સનાઈઅ : ર / ૮૦) આ મારો મત છે. આ મસ્અલામાં બીજા મુફતીઓથી પણ પૂછી લેજો.

(ફતાવા ઉસ્માની, મુફતી તકી ઉસ્માની : ર / ૧૭૬, ૧૭૭)

સાત–આઠ વર્ષ પહેલા સઉદી અરબથી સહારનપુર, કેટલાક લોકો ભારતના હિસાબે એક દિવસ પહેલા રોઝા રાખીને આવ્યા હતા, પછી મસ્અલો પૂછયો, તો ત્યાંના ઉલમાએ એ જ ફતવો આપ્યો કે રોઝા રાખવા જરૂરી છે.

(૬) તે લોકો અવામની સાથે મળીને ઈદ મનાવે, પછી બાકી રોઝાની કઝા કરી લે. એટલે કે ઈદના દિવસે રોઝો રાખવો હરામ છે. (સુનને કુબ્રા : ૪ / ૪ર૦, હદીસ નં. ૮ર૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) સઉદીમાં ર૯ રમઝાન પૂર્ણ કર્યા પછી હિંદુસ્તાન આવનારાનો હુકમ

**સવાલ (૧૫ર૦) :** સઉદીમાં જો કોઈ વ્યકિતએ ર૯ રોઝા પૂરા કર્યા, પછી તે હિંદુસ્તાન આવ્યો. અહીંયા હિંદુસ્તાનમાં ર૮ રમઝાન હતી, તો તેણે હિંદુસ્તાનના લોકો સાથે રોઝા રાખવા જોઈએ અથવા જયારે કે બીજા દિવસે સઉદીમાં ઈદ હોય, તો તે દિવસે રોઝો છોડી દેવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સઉદીથી જે વ્યકિત અહીંયા હિંદુસ્તાન આવ્યો હોય અને સઉદીના ચાંદ પ્રમાણે ૩૦ રોઝા પૂર્ણ થઈ ગયા હોય, તો પણ તેણે એકલાને ઈદ મનાવવાની ઈજાઝત નથી. તે બીજા લોકો સાથે રોઝા રાખે, ભલે તેના રોઝા ૩૧ થઈ જાય, એવી રીતે કોઈ હિંદુસ્તાનથી ર૮ રોઝા પૂર્ણ કર્યા પછી સઉદી પહોંચ્યો અને ત્યાં એ દિવસે ર૯ રમઝાન હોય, પછી બીજા દિવસે ઈદ, તો બધા લોકો સાથે ઈદના દિવસે ઈફતાર કરી લે અને તેનો જે એક રોઝો ઓછો થયો છે, તેની બાદમાં કઝા કરી લે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) એક દેશના ચાંદની ખબર બીજા દેશ માટે વિશ્વાસપાત્ર ગણાશે ?

**સવાલ (૧૫૨૧) :** (૧) "લુસાકા"માં આકાશ સાફ છે. જરા પણ વાદળ ન હતું. દેશના કોઈ શહેરથી ખબર આવી કે મલાવીમાં ચાંદ થઈ ગયો છે. તેને આધારે અમે ચાંદનું એલાન કર્યુ. સવાલ એ છે કે શું માત્ર આ ખબર પર રમઝાનનું એલાન કરવું દુરસ્ત છે?

(૨) વર્ણન કરેલી સુરતમાં એલાન કરનારો, કમિટીનો કોઈ જિમ્મેદાર અથવા કોઈ આલિમ ન હોય, તો શું હુકમ છે ? અને જો તે (એલાન કરનારો) જિમ્મેદાર હોય, તો શું હુકમ છે ?

(૩) વર્ણન કરેલી સુરતમાં કોઈ બીજા શહેરના આલિમ ફોન પર ખબર આપે, જયારે કે અહીંયા આકાશ બિલ્કુલ સાફ છે અને કયાંય ચાંદ નજર ન આવ્યો, તો શું હુકમ છે ?

(૪) જો બે વ્યકિતઓ ગવાહી આપે કે તેમને ચાંદ જોયો છે, પરંતુ તેમની અંદર કોઈ દીનદાર અને અમાનતદાર નથી અને જો છે તો એક છે તો એ સુરતમાં શું હુકમ છે ? યાદ રહે કે આકાશ સાફ છે.

(૫) "ઝામ્બીયા" લુસાકાથી ૩૦૦ કિ.મી. દુર છે અને મલાવી લગભગ ૪૦૦ માઈલ પર છે. લુસાકામાં આકાશ સાફ હોવા છતાં ચાંદ નજર ન આવ્યો અને ઊંચાઈ પર આવેલા શહેરોમાંથી કોઈ જગ્યાએથી કોઈ આલિમની ફોન દ્વારા ખબર આવી કે અહીંયા રમઝાનનો ચાંદ થઈ ગયો છે, તો શું તેમની ખબર કબૂલ કરીને રમઝાનનો ફેસલો કરી શકે છે ? તમામ સવાલોના જવાબો વિસ્તૃત આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) વર્ણન કરેલી ખબરની બુનિયાદ પર ચાંદના સુબૂતનું એલાન કરવું જાઈઝ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૧૯)

(૨) જિમ્મેદાર હોય કે, બિન જિમ્મેદાર, જેને પણ ખબર સહીહ હોવાનું યકીન થઈ જાય, તે રોઝો રાખી શકે છે. બીજાને હુકમ કરી શકતો નથી.

(આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૨૦૮)

(૩) આલિમ કે જાહિલ ખબર આપી રહયો હોય, બંનેનો એક જ હુકમ છે, કે જેણે પણ આ ખબર પર યકીન હોય, તે રોઝો રાખી લે, આમ એલાન ન કરે.

(૪) આકાશ સાફ હોવાની સુરતમાં ચાંદ જોવાની કોશિશ કરી પરંતુ ચાંદ દેખાયો નહીં, તો એક બે વ્યકિતની ખબરની ગવાહીથી ફેસલો કરવો જાઈઝ નથી. એટલા માટે કે આકાશ સાફ હોવાની સુરતમાં વધુ લોકોની ખબર જરૂરી છે.

(૫) ફોનથી આલિમ સાહેબ જે ખબર આપી રહયા છે, જો તેનાથી દિલ સંતોષ કરી લે, તો જાતે રોઝો રાખી શકે છે, અવામને હુકમ કરવો જાઈઝ નથી, આ હુકમ રમઝાનના ચાંદ માટે છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

જો મામલો ઈદનો હોય, તો આકાશ સાફ ન હોવાને કારણે બે વ્યકિતઓની ગવાહી અને આકાશ સાફ હોવાની સુરતમાં વધુ લોકોની ગવાહી જરૂરી છે જેથી ચાંદનું યકીન થઈ જાય. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૮૬, ૩૮૮)

બે ત્રણ ફોન આવી જવા કાફી નથી, માટે મલાવી અથવા કેન્યાથી બે – ત્રણ ફોન આવે, તો તેને લીધે ઈદ મનાવવી જાઈઝ નથી અને જો આકાશ સાફ ન હોય, તો માત્ર ફોન આવવાની સુરતમાં ઈદ મનાવવી જાઈઝ નહીં થાય, કારણ કે એવી હાલતમાં ગવાહી જરૂરી છે, જે ફોન પર આપી શકાતી નથી. હા જો તેની વારંવાર ફોન દ્વારા ખબર મળે કે અહીંયાની કમિટી અથવા કાઝી અને જિમ્મેદારોએ ચાંદની ગવાહી કબૂલ કરી લીધી છે, તો એવી સુરતમાં ચાંદ કમિટી ચાંદનું એલાન કરી શકે છે. (બવાદિરુન્નવાદિર : ૨૧૫, ૧૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) ચાંદનો મસ્અલો : વ્યકિતગત અને રેડિયોની ખબર

**સવાલ (૧૫૨૨) :** (૧) જો આકાશ વાદળછાયું હોય અને તેને કારણે રમઝાનનો ચાંદ નજર ન આવ્યો અને એવા બે–ત્રણ વ્યકિતઓ ચાંદ જોવાની ગવાહી આપે છે. જે દીનદાર નથી, તો શું તેમની ગવાહી વિશ્વાસુ માનીને, રમઝાન શરૂ હોવાનું એલાન કરી શકાય છે ?

(૨) વાદળને કારણે લુસાકામાં ચાંદ નજર ન આવ્યો, પરંતુ બીજા શહેરથી કોઈ વ્યકિત ફોનથી ખબર આપે અને તે ખબર આપનાર એક જ વ્યકિત છે, તો શું તેનો વિશ્વાસ કરીને ચાંદનું એલાન કરી શકાય છે ?

(૩) લુસાકાથી ઝામ્બીયા ૨૪૦ માઈલ દૂર છે અને ઝામ્બીયાનું એક શહેર 'ચિપાટા' ૩૭૫ માઈલ છે, હવે ઝામ્બીયાથી ફોન આવે કે અહીંયા ચાંદ થઈ ગયો.

જયારે કે દેશના બીજા કોઈ પણ શહેરથી ફોન ન આવ્યો, તો શું આ રીતે દેશના કોઈ શહેરથી આવનારા ફોનથી રમઝાનનું એલાન કરી શકાય છે ?

(૪) અમુક વખતે એવું થાય છે કે લુસાકા, ચિપાટા વગેરેમાં ચાંદ નજર ન આવ્યો, પરંતુ ચિપાટાથી ૧૦૦ માઈલ પર, ત્યાંથી ફોન દ્વારા ખબર આવી કે ચાંદ થઈ ગયો છે અને ચિપાટામાં તેને સ્વીકારી લઈએ છીએ, પછી લુસાકામાં ફોનથી ખબર મળે છે કે અહીંયા રમઝાન છે અને અમે તરાવીહ પઢી રહયા છે, તો શું આવી ખબરની બુનિયાદ પર રમઝાનનું એલાન કરી શકીએ છીએ ?

(૫) અહીંયા 'લુસાકા'માં અમુક વખતે એવું પણ થાય છે કે ચાંદ નજર ન આવ્યો અને નજીકથી શરઈ રીતે ગવાહી પણ ન આવી અને કોઈ જગ્યાએથી ચાંદ હોવાની ખબર ફોન પર આવે છે કે ફલાણી જગ્યાએ ચાંદ થયો છે અથવા દેખાયો છે વગેરે તો શું 'લુસાકા'ની સ્થાનિક ચાંદ કમિટી અથવા સ્થાનિક ઉલમાએ કિરામને તેની ગવાહી કબૂલ કરવી જરૂરી છે ?

યાદ રહે કે આ તહકીક પણ ફોન પર જ થાય છે. ફોન પર ઘણી વખતે જેનાથી વાત કરવામાં આવે છે, તેની ન કોઈ ઓળખ હોય છે કે તે કોણ છે ? અને ન કોઈ કમિટીનો તે સભ્ય હોય છે અને ન તો કોઈ ચાંદ કમિટીનો જિમ્મેદાર, એવી હાલતમાં શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) બેનમાઝીની ગવાહી જો તે ઈજ્જતદાર હોય તો કબૂલ કરવામાં આવે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૮)

(૨) વર્ણન કરેલી ખબર માનવા લાયક નથી. કારણ કે ખબર નથી કે ચાંદ કોણે જોયો છે ? જોનારો જાતે ખબર આપે અને સાંભળનારાને યકીન આવી જાય, તો તે રોઝો રાખે, અવામને હુકમ કરવો સહીહ નથી.

(આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૨૦૮)

(૩) જેણે ખબર સાંભળી, અને તેણે યકીન થઈ ગયું, તે રોઝો રાખી શકે છે. રોઝો રાખવાનું આમ એલાન કરાવવું દુરસ્ત નથી. ફોનની ખબર ગવાહીના હુકમમાં નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૪૬૧)

(૪) પૂછેલી સુરતની બુનિયાદ પર "લુસાકા" વાળાઓએ રમઝાન વિશે ફેસલો કરવો શરઈ ઉસૂલોની વિરુદ્ધ છે. (મજમઉલ અન્હુર : ૨ / ૧૯૧)

(૫) રમઝાન વિશે ખબર સાંભળનારો રોઝો રાખી શકે છે. આમ લોકોને હુકમ કરવો જાઈઝ નથી. અલબત્ત આઠ – દસ ફોન આ વિશે આવે કે મેં ચાંદ જોયો છે અને સાંભળનારો તેની અવાજ પણ ઓળખતો હોય, તો એવી હાલતમાં આમ એલાન કરવાની ઈજાઝત છે.

(૬) પૂછેલા સવાલની સુરતમાં તહકીક કરવી જરૂરી નથી, કોઈ તહકીક કરશે તો તેનો સવાબ તેને મળી જશે અને યકીન આવી જવા પર જાતે રોઝો રાખી શકે છે. આમ એલાન એક ફોનની ખબરથી કરવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) વિવિધ ચાંદ કમિટીઓની હદો અને તેમના એલાનની હેસિયત

**સવાલ (૧૫૨૩) :** (૧) આપણાં ઈલાકામાં ભરૂચ, સુરત, તડકેશ્વર અને રાંદેર ચારેય જગ્યાએ ચાંદ કમિટીઓ છે. સવાલ એ છે કે તેમની હદો કયાં સુધી ફેલાયેલી છે અને ફેસલા પર કયા વિસ્તાર સુધી અમલ કરવો જરૂરી છે ?

(૨) આ વર્ષે ઈદના ચાંદ વિશે ગવાહીના પત્રો દારૂલ ઉલૂમ કંથારિયાથી મોકલવામાં આવ્યા હતા અને તે પ્રમાણે લોકોએ કુરબાની કરી હતી, સવાલ એ છે કે એ કુરબાનીનો શું હુકમ છે ? શું દારૂલ ઉલૂમ કંથારિયાથી પત્રો આવ્યા પછી પણ, તે ગવાહો પાસે જઈને ગવાહી લેવી જરૂરી હતી ?

(૩) ચાંદ કમિટીએ ચાંદની ગવાહી પછી, ચાંદ થવાની ખબર કયા શબ્દોમાં કરવી જોઈએ ?

(૪) એક ચાંદ કમિટીનો ફેસલો, બીજી ચાંદ કમિટી કઈ શરતો સાથે માની શકે છે ? અને બીજી કમિટીને તેની ખબર કયા શબ્દોમાં કરવી જોઈએ ?

(૫) માત્ર પાકિસ્તાની રેડિયોની ખબરથી રમઝાન અથવા ઈદ મનાવવાનો શું હુકમ છે ? તેનો ખ્યાલ રાખીને ગામમાં રમઝાન અને ઈદનું એલાન કરી શકીએ છીએ કે નહીં ? એ વાત યાદ રહે કે હિંદુસ્તાન અને પાકિસ્તાનની દિશા એક જ છે અને પાકિસ્તાનમાં શરઈ કાનૂન પ્રમાણે ચાંદ કમિટીનો ફેસલો અને એલાન થાય છે, તો પછી એલાન વિશ્વાસુ ન હોવાનું શું કારણ છે ?

(૬) ચાંદ કમિટી જો દૈનિક વર્તમાનપત્રમાં ચાંદ થવાની ખબર પ્રકાશિત કરે,

તો તે વર્તમાનપત્રનું પ્રસારણ જયાં સુધી થાય છે, ત્યાંના લોકો માટે તેની ઉપર અમલ કરવો જરૂરી છે ?

(૭) દિલ્લી, મુંબઈ અને કોલકાતા વગેરેમાં ઈદ માટે થનારા એલાન અને ખબરો અહીંયા (ગુજરાત) ની ચાંદ કમિટી માટે દલીલરૂપ બની શકે છે કે નહીં ? જો બની શકે તો કઈ શરતો સાથે ? ખાસ કરીને દિલ્લીની જામેઅ મસ્જિદના ઈમામ સાહેબનું એલાન દલીલ બની શકે છે કે નહીં ?

મહેરબાની કરીને ઉપરોકત સવાલોના જવાબો વિસ્તૃત આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) સૌપ્રથમ એ જોવામાં આવશે કે આ કમિટીઓ આવમે પોતાની દીની જરૂરતો પૂરી કરવા માટે બનાવી છે અથવા અવામની ગફલતને કારણે, ઉલમાએ પોતાની જિમ્મેદારી સમજીને સ્થાપી છે. બંને સુરતોમાં કામ કરવાનો હેતુ શું નક્કી થયો છે ? તે પ્રમાણે ફેસલા તેમની હદો પ્રમાણે નક્કી થશે. કારણ કે વર્ણન કરેલા મસ્અલાઓ કિતાબુલ કઝાની રોશનીમાં જ હલ કરવામાં આવશે.

કારણ કે જો ઈસ્લામી હુકૂમત હોય તો કાઝી નક્કી થાય છે અને ચાંદ કમિટીની કોઈ જરૂરત નથી. તેમજ બિન ઈસ્લામી હુકૂમત પણ કાઝીના હોદ્દાની જિમ્મેદારી સોંપતી, તો પણ આ પ્રકારના ઉપરોકત પ્રશ્નો ઉભા ન થતા. માલૂમ થયું કે કમિટીની જરૂરત કાઝીની વ્યવસ્થા ન હોવાને કારણે છે. એટલે એ કમિટીઓ કાઝી સમાન હશે. જરૂરત પ્રમાણે એક દીનદાર આલિમ પણ કાઝીનો અનુગામી બની જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૦)

ફેસલા વિશે જે ઉસુલ છે, તે પ્રમાણે ચાંદ કમિટીના મસાઈલ પણ હલ કરવામાં આવશે. કાઝી કયારેક એક શહેર માટે હોય છે, કયારેક તાલુકા માટે, કયારેક જિલ્લા માટે અને કયારેક કસ્બા માટે, તે પ્રમાણે ચાંદ કમિટીની હદો હશે. જયારે કોઈ કાઝીને કોઈ જગ્યા માટે ખાસ કરી દેવામાં આવે, તો તેનો ફેસલો એ વિસ્તાર પૂરતો મર્યાદિત હશે અને એ વિસ્તારથી બહાર હુકમ લાગુ પડશે નહીં, બલકે ખબર ગણવામાં આવશે, તેણે હુકમ દ્વારા બીજા વિસ્તારમાં કબૂલ કરવામાં નહીં આવે અને ન લાગુ કરવામાં આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૩૧૫)

ફિકહની કિતાબોમાં છે કે એક કાઝી પર બીજા કાઝીની ખબરોને પ્રાંતની સીમાઓ બહાર કબૂલ કરવી જરૂરી નથી. (ફત્હુલ કદીર : ૬ /૩૮૯)

ફેસલાની હદોની જેમ ચાંદ કમિટીની હદો નકકી કરવી જોઈએ. કારણ કે ચાંદ કમિટીના સભ્યો પોતાની હદમાં જિમ્મેદાર છે, તે પોતાની હદથી બહાર ફેસલાની ખબર આપે, તો તે કબૂલ કરવામાં નહીં આવે અને તેને કારણે ત્યાંના લોકો પર ઈફતારનો હુકમ નહીં લગાવવામાં આવે અને ન તો ઈદ મનાવવાની ઈજાઝત હશે.

માટે ચાંદ કમિટીના સભ્યોને જોઈએ કે ભેગા મળીને પોતાની હદો નકકી કરી દે અને તે પ્રમાણે અવામને માર્ગદર્શન આપીને પોતાની ખિદમત આપતા રહે.

(૨) વર્ણન કરેલી વિગત પ્રમાણે તેમની હદમાં કુરબાની કરવી જાઈઝ છે. અલબત્ત આ વર્ષે વર્ણન કરેલી ગવાહીના પત્રો પછી વિવિધ જગ્યાએથી ગવાહી આવી હતી. તેમજ વિવિધ ચાંદ કમિટીઓએ ચાંદનો ફેસલો કરી દીધો હતો. એટલે તેમની હદથી બહાર થયેલી કુરબાની પણ સહીહ થઈ જશે. (હિદાયહ : ૩ / ૧૦૬)

(૩) ચાંદ કમિટીના જિમ્મેદાર એ એલાન કરશે કે " અમારી સામે (નામ લઈને) ફલાણા ફલાણાએ અથવા જનરલ કહે કે શરઈ ગવાહોએ ગવાહી આપી અને અમે તે ગવાહી કબૂલ કરી લીધી છે. એટલે ફલાણા દિવસે ચાંદનો સુબૂત હોવાને કારણે પહેલી તારીખ છે. તેનો અમે ફેસલો અને એલાન કરીએ છીએ.

(રૂયતે હિલાલનો શરઈ હુકમ : ૨૦)

(૪) કિતાબુલ કાઝીની શરતો પ્રમાણે એક ચાંદ કમિટીનો ફેસલો બીજી ચાંદ કમિટી માટે વિશ્વાસ પાત્ર હશે અને બીજી કમિટી પોતાના એલાનમાં તેની સ્પષ્ટતા કરશે કે ચાંદ ફલાણી જગ્યાએ દેખાય ગયો છે અને ફલાણી ચાંદ કમિટીથી તેના વિશ્વાસુ માધ્યમોથી ફેસલો કર્યો છે. (ફતાવા હિન્દિય્યહ : ૩ / ૩૮૧)

(૫) આ સાચું છે કે હિન્દુસ્તાન અને પાકિસ્તાનની દિશા એક જ છે, તેની તફસીલ એ છે કે મુરાદાબાદમાં જમીઅતે ઉલમાની કમિટીથી ફેસલો થયો હતો. તેમાં શૈખુલ ઈસ્લામ મવલાના હુસેન અહમદ મદની (રહ.), મુફતીએ હિંદ હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબ હાજર હતા કે એક દેશની ગવાહી બીજા દેશમાં શરઈ ઉસૂલો સાથે પહોંચે, તો ત્યાંના ઉલમા તેની ગવાહીથી ફેસલો કરી શકે છે. જો કે હિંદુસ્તાનમાં પાકિસ્તાનની ખબર રેડિયોથી થાય છે. તેમાં ગવાહીની શરત અપ્રાપ્ય હોય છે. એટલે ત્યાંના એલાન પર સો ટકા ચાંદનો ફેસલો નથી કરી શકાતો.

મારા મતે હુકમ એ છે કે પાકિસ્તાનના અમીર પણ હિંદુસ્તાનના રેડિયો દ્વારા

એલાન કરે કે ચાંદ થઈ ગયો છે તો પણ વિસ્તારની હદ ન હોવાને કારણે તેમનો ફેસલો માત્ર ખબરના દરજામાં હશે. (ફત્હુલ કદીર : ૬ /૩૮૯)

ઈદના ચાંદ સિવાય રમઝાન વગેરેના ચાંદ વિશે રેડિયાની ખબર પર વ્યકિતને યકીન થઈ જાય, તો પાકિસ્તાની રેડિયોની ખબરથી હિંદુસ્તાનવાળાઓ માટે જાઈઝ હશે કે જાતે અમલ કરી લે, આમ રોઝા વિશેનો હુકમ આપવો વાજિબ નથી.

(૬) જો વર્તમાનપત્ર ચાંદ કમિટીના ફેસલાને શબ્દે શબ્દ નકલ કરે, તો આસપાસના લોકો તેની ઉપર અમલ કરી શકે છે, નહીં તો વર્તમાનપત્રની ખબરનો વિશ્વાસ નહીં થાય. (આલાતે જદીદહ કે શરઈ અહકામ : ૧૮૮)

(૭) હિંદુસ્તાની રેડિયા પર જે ખબર પ્રસારિત થાય છે, તે માત્ર ખબર છે અને તેમાં જે ખબર આપવાનો તરીકો છે. તે ઈસ્લામી શરીઅત પ્રમાણે નથી, એટલે કબૂલ કરવા લાયક નથી.

આમલગીરીમાં છે :

حتی لوشهد جماعة أن أهل بلدة قدراواهلال رمضان قبلهم بيوم فصاموا، وهذا اليوم ثلاثون بحسابهم، ولم يرهؤلاء الهلال لايباح فطرغد ولايترك التراويح فی هذه الليلة؛ لانهم لم يشهدوا بالرؤية، ولاعلی شهادة غيرهم، وإنما حكموارؤية غيرهم-

એક જમાત એવી ગવાહી આપે કે ફલાણા શહેરના લોકોએ અમારાથી એક દિવસ પહેલા રમઝાનનો ચાંદ જોયો હતો. આજનો દિવસ તેમના હિસાબ પ્રમાણે ૩૦ રમઝાન છે. તો એ લોકો માટે તે ગવાહીને કારણે બીજા દિવસે ચાંદ જોયા વગર ઈદ મનાવવી જાઈઝ નથી અને ન રાત્રે તરાવીહ છોડવી દુરસ્ત છે. એટલે કે તેમણે પોતાના ચાંદની ગવાહી આપી નથી અને ન તો આ ગવાહી પર ગવાહી છે બલકે એ માત્ર ખબરનું બયાન છે, તેનાથી ઈદના ચાંદનો સુબૂત આવતો નથી. (બલકે ઈદના ચાંદના સુબૂત માટે વધુ લોકોની ખબરની જરૂરત પડે છે)

તેનાથી એ સાબિત થયું કે અનેક રેડિયાવાળા પોતાના તરીકા પ્રમાણે ખબર આપે, તો પણ ઈદ મનાવવી જાઈઝ નથી. જયાં સુધી વધુ લોકોની ખબર ન આવી જાય.

રેડિયો આ રીતે એલાન કરે કે મુંબઈ જામેઅ મસ્જિદના શાહી ઈમામે અથવા જમીઅતે ઉલમાએ હિંદના પ્રમુખ મવલાના સય્યિદ અસ્અદ મદની સાહેબ (રહ.)

એ ચાંદ હોવાનો ફેસલો કર્યો છે. માટે આવતી કાલે ઈદ થશે, તો પણ માત્ર રેડિયોના આ એલાનથી ઈદ મનાવવી જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

એક જગ્યાનો ફેસલો બીજી જગ્યા માટે ખબરની હેસિયત રાખે છે, પરંતુ રેડિયો દ્વારા પ્રસારિત થતી ખબર જો કે ગેરો દ્વારા પ્રસારિત થાય છે, એટલે તેનાથી ઈદના ચાંદની સાબિતી નહીં થાય. (જવાહિરુલ ફિકહ : ૫ / ૧૭૭)

હા જો ચાંદ કમિટીનો કોઈ જિમ્મેદાર જાતે રેડિયો દ્વારા એલાન કરે, તો તેની ઉપર અમલ કરી શકીએ છીએ, જયાંથી એલાન થયું છે ત્યાંથી નજીકના લોકો રોઝા પણ રાખશે અને ઈદ પણ મનાવી શકે છે.

જેવી રીતે પહેલાના જમાનામાં ચાંદ થતા તોપના ગોલા ફોડવામાં આવતા અને ઊંચા ઊંચા મિનારાઓ પર લેમ્પ સળગાવવામાં આવતા હતા, તેને જોઈને આસપાસના લોકો રોઝા રાખતા અને ઈદ મનાવતા હતા.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૬)

એવી રીતે ચાંદ કમિટીની હદમાં તેનો ફેસલો લાગુ પાડવામાં આવશે અને જે વિસ્તારો એલાનની હદની બહાર છે, ત્યાં તેમનો ફેસલો લાગુ પડશે નહીં, એટલે જરૂરત છે કે એવી ચાંદ કમિટી બનાવવામાં આવે, જેનો ફેસલો આખા દેશમાં લાગુ પડી શકે અથવા રેડિયાની ખબરને વધુ લોકોની ખબર પ્રમાણે પ્રસારિત કરવામાં આવે. એવી રીતે ૬–૭ જગ્યાએથી રેડિયોની ખબર વધુ લોકોની ખબર બની શકે છે. જે અમલપાત્ર છે.

અલબત્ત અવામ માત્ર રેડિયોની ખબર સાંભળીને ફેસલો ન કરે, બલકે જો ચાંદ કમિટી હોય, તો તેમને રેડિયાના શબ્દો સંભળાવે, અથવા ચાંદ કમિટી ન હોય, તો ગામના આલિમને સંભળાવે, ત્યાર પછી જે ફેસલો થાય તેની ઉપર અમલ કરે.

અવામનું જાતે સાંભળીને તેની ઉપર અમલ કરવો જાઈઝ નથી. હકીમુલ ઉમ્મત મવલાના અશરફ અલી થાનવી (રહ.) લખે છે કે જયાં કોઈ આલિમ ન હોય, ત્યાં અવામના દિલની ગવાહી ભરોસાપાત્ર નથી. આલિમના દિલની ગવાહી અને તેનો ફતવો દલીલપાત્ર છે. (ઈમ્દાદુલ ફતાવા : ૨ / ૯૩)

ચાંદ કમિટીના જિમ્મેદારોને હુકૂમત એલાન કરવાની ઈજાઝત ન આપે, તો તે (હુકૂમત) કોઈ મુસલમાનને જિમ્મેદાર બનાવે, જે ચાંદ કમિટીના ફેસલાને હૂબહૂ તેના જેવું જ પ્રસારિત કરે. એવી સુરતમાં પણ રેડિયોનું પ્રસારણ કબૂલપાત્ર ગણાશે.

દીની મામલાઓમાં ગેર મુસ્લિમની વાત કબુલ કરવા લાયક નથી.

(બહરુર્રાઈક : ૧ / ૩૮૮)

બુખારી સાહેબનું એલાન ઉપરોકત શરતો પ્રમાણે થતું નથી. માત્ર તેમના તરફ નિસ્બત કરવામાં આવે છે અને ખબર પ્રસારિત કરનારો કોઈ ગેર હોય છે, એટલે અમલપાત્ર નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) રેડિયો દ્વારા ચાંદની ખબર

**સવાલ (૧૫૨૪) :** જો દિલ્લી રેડિયો સ્ટેશનથી આ ખબર પ્રસારિત કરવામાં આવે કે આજે અહીંયા જામેઅ મસ્જિદ દિલ્લીના ઈમામ સાહેબ તરફથી આ એલાન કરવામાં આવ્યું છે કે રમઝાન અથવા ઈદનો ચાંદ થઈ ગયો છે, તો શું આ ખબર સાંભળીને, તેનો વિશ્વાસ કરીને હિંદુસ્તાનના તમામ વિસ્તારોમાં રોઝો અથવા ઈદ મનાવી શકાય છે ? શું ઉલમાએ કિરામે આ પ્રકારની ખબરને વિશ્વાસું માનવાનો ફેસલો કર્યો છે ? હલાંકે હમણાં સુધી તો માનવાપાત્ર ન હતો. અમે લખનવ અને સહારનપુરથી જયારે ફતવો માલૂમ કર્યો તો તેમણે લખ્યું કે શકય છે કે જમીઅતે ઉલમાએ હિંદે આ સિલસિલામાં હુકૂમતથી મુલાકાત કરીને કોઈ ફેસલો કર્યો હોય, પરંતુ અમારા ઈલ્મમાં નથી.

એક જગ્યાએથી જવાબ છે કે ચાંદ કમિટી દિલ્લીનો સભ્ય રેડિયોથી જયાં સુધી જાતે એલાન ન કરે, વિશ્વાસપાત્ર નથી. બીજી જગ્યાએથી જવાબ છે કે રેડિયો સ્ટેશનનો કર્મચારી જો ચાંદ કમિટીની ખબર વાંચીને સંભળાવે, તો વિશ્વાસપાત્ર છે નહીં તો નહીં, આપ જવાબ લખી મોકલાવો, જો આપની રાય આ છે કે એલાન વિશ્વાસ પાત્ર છે, તો જવાબ વિસ્તૃત એ શબ્દોમાં હોય કે "દિલ્લી રેડિયો સ્ટેશનની ખબર ચાંદના સિલસિલામાં જામેઅ મસ્જિદના ઈમામના હવાલાથી વિશ્વાસપાત્ર છે." નહીં તો બીજા શબ્દોમાં લોકોને વિશ્વાસુ બનાવવા મુશ્કેલ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસ્લિમ હાકિમ, શહેરના કાઝી, ચાંદ કમિટીના ઈમામ–પ્રમુખ, ટુંકમાં જિમ્મેદાર જો ચાંદની તહકીક કરીને શરઈ સુબૂત પ્રાપ્ત કર્યા પછી શાબાનની ૨૯ અથવા રમઝાનની ૨૯ મીએ એલાન કરે. અથવા પોતાના માણસ દ્વારા એલાન કરાવે કે આજે ફલાણી તારીખ ફલાણાં દિવસે, ફલાણી જગ્યાએ ચાંદનો સુબૂત થઈ ગયો છે, હવે એલાન કરવામાં આવે છે કે આવતી કાલે ફલાણાં દિવસે રમઝાનુલ

મુબારકની પહેલી તારીખ છે, રોઝો રાખવામાં આવે અથવા શવ્વાલની પહેલી તારીખ છે, ઈદુલ ફિત્રની નમાઝ અદા કરવામાં આવે, તો આ એલાન વિશ્વાસપાત્ર હશે. એટલે જયારે કે આકાશ સાફ ન હોવાને કારણે ચાંદ નજર ન આવ્યો, તો એ એલાનને વિશ્વાસપાત્ર સ્વીકારી લેવામાં આવે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૦)

પરંતુ અવામે તેની ઉપર અમલ શરૂ કરી દેવો જોઈએ નહીં, બલકે રેડિયોથી જે શબ્દો પ્રસારિત થાય છે, તે સાંભળીને તરત જ એક કાગળ પર લખી લે, પછી ઉલમાએ કિરામની સામે પેશ કરે, અથવા ઉલમાએ કિરામને રેડિયો પર આ એલાન સંભળાવી દે, જેથી તેઓ સહીહ રાય કાયમ કરી શકે, કારણ કે મોટે ભાગે રેડિયો પર પ્રસારિત થતા શબ્દો માત્ર ખબર હોય છે, તેનો એ હુકમ હોતો નથી. જમીઅતે ઉલમાએ તેની કોશિશ કરી છે અને તેમાં સફળતા પણ મળી કે ઉલમાએ કિરામ ચાંદ વિશે શરઈ દલીલ અને ચર્ચા પછી જે નતીજા પર પહોંચે, તે એલાન રેડિયાના કર્મચારી કરી દે, કે તે અમારા તરફથી તેને પ્રસારિત કરી દે, તેથી તે કર્મચારી તેને પ્રસારિત કરી દે છે. (બહરુર્રાઈક : ૬ / ૨૯૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) કેલેન્ડરમાં છાપેલી તારીખથી ઈદ મનાવવી

**સવાલ (૧૫૨૫):** અમારે ત્યારે કેનડામાં "એમ.એસ. એ." નામની એક સોસાયટી છે. તે સોસાયટી તરફથી તારીખના કેલેન્ડર છપાય છે, તેમાં આગળથી રમઝાન અને ઈદની તારીખો જણાવી દેવામાં આવે છે. સવાલ એ છે કે તેનો વિશ્વાસ કરી શકાય કે નહીં ?

તેમજ મહિના – બેમહિના પહેલા જ વર્તમાનપત્રોમાં અને રેડિયો દ્વારા ચાંદની ખબર અને રમઝાન તેમજ ઈદની તારીખોનું એલાન કરી દેવામાં આવે છે, તો શું એ ખબરોનો વિશ્વાસ કરી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વિવિધ કેલેન્ડરોમાં રમઝાન અને ઈદ સાથે તમામ ઈસ્લામી મહિનાઓની તારીખો છાપેલી હોય છે. રોઝા અને ઈફતારના વાજિબ હોવામાં તેનો કોઈ આધાર નથી.

એવી રીતે રેડિયો અને વર્તમાનપત્રો દ્વારા પ્રસારિત થતી ખબરોનો પણ રોઝા અને ઈફતાર સાથે કઈ સંબંધ નથી. કારણ કે અનુમાન અને અંદાજ પર આધારિત

છે. જયારે શરીઅતમાં રોઝા અને ઈફતારનો આધાર ચાંદ દેખાવા પર છે. ચાંદ હોવા (એટલે ચાંદની પેદાઈશ અને વુજૂદ) નો એતેબાર નથી.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૭)

કારણ કે કેલેન્ડરની તફસીલાતનો એતેબાર કરવાની સુરતમાં (કેટલીક વખતે) શરીઅત વિરુદ્ધ હુકમ માનવો પડે છે. એવી રીતે કે ઈસ્લામી મહિનો ૨૯ દિવસનો હોય છે અથવા ૩૦ દિવસનો, પરંતુ ચાંદ દેખાયાની સાથે, એ (કેલેન્ડરની તારીખ) નો એતેબાર કરવામાં કયારેક ૨૮ દિવસનો થઈ જાય છે અને કયારેક ૩૧ દિવસનો. જો કે આ સુરત હમેશાં પેશ આવતી નથી, પરંતુ આવું થાય છે. ઈસ્લામે રોઝા અને ઈફતારના સિલસિલામાં ચાંદ નજર આવવાને બુનિયાદ બનાવી છે. બસ તેનો એતેબાર કરવામાં આવશે. (બુખારી : ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) કેલેન્ડરની તારીખ પ્રમાણે રમઝાન અને ઈદના ચાંદની ખબર આપવી

**સવાલ (૧૫૨૬) :** ટોરંટોમાં એમ. એસ. એ. નામની એક સોસાયટી છે, તેના તરફથી પ્રકાશિત થતા કેલેન્ડરમાં પહેલાથી રમઝાન અને ઈદના ચાંદ છાપેલા હોય છે અને તેઓ વર્તમાનપત્રો, રેડિયો અને ટેલિવિઝન દ્વારા તેને એક મહિના પહેલા પ્રસારિત કરે છે, તો તેના દ્વારા આપવામાં આવેલી ખબર વિશ્વાસ પાત્ર છે કે નહીં ? સામાન્ય રીતે તેઓ સઉદીથી આવેલી ખબરને પ્રસારિત કરે છે અથવા તે ખબર જે અમેરિકાથી આવેલી હોય છે, તો શું અમે તેમની સાથે સહમત થઈ શકીએ છીએ ? તેમની ખબર પર અમારો અમલ કરવો સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એમ.અસ.એ. નામની સોસાયટી હોય અથવા બીજી કોઈ, જો તે શરઈ કાનૂન અને નિયમ પ્રમાણે કાયમ છે, તો તેની ખબર અમલપાત્ર છે. કેલેન્ડર પ્રમાણે રમઝાન અથવા ઈદના ચાંદની ખબર પ્રકાશિત કરવી, ભલે એક બે મહિના પહેલા હોય અથવા એક દિવસ પહેલા, સ્વીકારવા લાયક નથી, એવી રીતે રેડિયો અને વર્તમાનપત્ર શરઈ દલીલ નથી. શરીઅતમાં ચાંદ જોવાનો એતેબાર છે. ચાંદ થવાનો એતેબાર નથી.

એકતા અને સંગઠનનું સૂચન (કે સઉદી અથવા અમેરિકા સાથે રોઝા રાખવામાં આવે અથવા ઈદ મનાવવામાં આવે) ત્યારે જ વિશ્વાસપાત્ર છે. જયારે કે શરીઅતના ઉસૂલ પ્રમાણે હોય. શરીઅતની વિરુદ્ધ કોઈ વાત હોય તો તે વિશ્વાસપાત્ર નથી. સવાલની સુરતમાં કેલેન્ડરમાં આગળથી ચાંદની તારીખો હોય છે, જે શરીઅત અને રસૂલુલ્લાહ (સલ.) ના બતાવેલા ચાંદ જોવાના ઉસુલની વિરુદ્ધ છે, એટલે જો ચાંદ એ પ્રમાણે દેખાય તો અમલ પાત્ર છે, નહીં તો માત્ર આ (કેલેન્ડર) પર વિશ્વાસ કરીને રોઝા રાખવા અને ઈદ મનાવવાની ગુંજાઈશ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) અવકાશ ખાતાની કચેરી દ્વારા મળતી ખબર વિશ્વાસપાત્ર છે ?

**સવાલ (૧૫૨૭) :** અહીંયા ટોરેન્ટોમાં અવકાશ ખાતાની કચેરીથી ચાંદની ખબર મળે છે, તે સ્વીકારવાપાત્ર છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાંદ વિશે જે શરઈ શરતો અને નિયમો છે, તેની રિઆયત કરતા કબૂલ કરી શકાય છે, માત્ર ખગોળશાસ્ત્રના તજજ્ઞોના મંતવ્યો પર વિશ્વાસ કરવામાં નહીં આવે, જો કે તેમના મંતવ્યો ઈસ્લામી શરીઅત પ્રમાણે થઈ જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) ઔરતોની ખબર અથવા ફોન દ્વારા આપવામાં આવેલી ખબરથી ઈદુલ ફિત્રના ચાંદનો સુબૂત થશે કે નહીં ?

**સવાલ (૧૫૨૮) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ નીચેના મસ્અલામાં ૨૯ રમઝાને સાંજે, ગામમાં કોઈ વ્યકિતને ચાંદ નજર ન આવ્યો, એટલે ગામના તમામ લોકોએ ૩૦ મો રોઝો રાખ્યો. સવારે નવ વાગે ખબર આવી કે મજાદર ગામમાં એક ઔરતે ચાંદ જોયો છે. તે ઓરતને પોતાની વાતમાં દ્રઢ વિશ્વાસ છે, એટલે તેને રોઝો પણ રાખ્યો નથી અને ફિરોજપુરમાં ત્રણ બાલિગ છોકરીઓએ ચાંદ જોયો અને રાતમાં મુંબઈથી ફોન આવ્યો કે મુંબઈમાં ચાંદ દેખાય ગયો છે, તો ચાર – પાંચ ઉલમાએ કિરામ (જે કાનુદર ગામના હતા) ચાંદની તહકીક માટે ત્યાં પહોંચ્યા. કાનુદર ગામવાળા મુંબઈ ફોન પર વાત કરી રહયા હતા. તેમને ત્યાંથી ખબર આપી કે

અહીંયા ચાંદ થઈ ગયો છે અને અમે લોકોએ ઈદ પણ કરી લીધી છે અને હોટલો ખોલી નાંખી છે અને તે લોકોની અવાજને ઉલમાએ કિરામ ઓળખી પણ ગયા કે કોણ બોલી રહયા છે.

પછી એ ઉલમા છાપી દારૂલ ઉલૂમમાં ખબર લઈને આવ્યા અને ફિરોજપુર ફોન કરીને દારૂલ ઉલૂમના મોહતમીમ મવલાના.......... ને બોલાવ્યા અમે મજાદર ફોન કરીને દારૂલ ઉલૂમ વડાલીના મોહતમીમ મવલાના........., છાપી ઈસ્લાહી કુતુબખાનાવાળા મવલાના..... અને દારૂલ ઉલૂમના મુફતી મવલાના......... (જે છાપીમાં જરૂરી કામ માટે આવ્યા હતા)ને બોલાવવામાં આવ્યા. (નામ અને સ્થળનો ખ્યાલ કરવામાં આવે. અસલ નામોને જાણીજોઈને કાઢી નાંખ્યા છે.)

કુલ નવ ઉલમાએ કિરામ અને ત્રણ સમજદાર વ્યકિતઓને ભેગા કરીને એક કમિટી બની. તેના કાઝી દારૂલ ઉલૂમના મોહતમીમ મવલાના........ને બનાવવામાં આવ્યા. તેમને બધા હાલાત અને ખબરો સંભળાવવામાં આવી અને પછી તેમણે કમિટીના બધા લોકોને પૂછયું કે તમને આ ખબરો પર સંતોષ છે ? બધાએ જવાબ આપ્યો કે અમને સંતોષ છે, તો કાઝી સાહેબે પાણીથી રોઝો ઈફતાર કર્યો અને બધા કમિટીવાળાઓએ પણ રોઝા ખોલી નાંખ્યા.

એ મજલિસમાં જાતે ફલાણાં સાહેબ (એક કર્મચારી) હાજર હતા. જેમને આ પૂરી વિગત છાપી દારૂલ ઉલૂમની ઓફિસમાં સાંભળી અને તેની નોંધ કરી. રોઝો ઈફતાર કર્યા પછી આસપાસના ગામમાં એલાન કરવામાં આવ્યું કે ઈદનો ચાંદ થઈ ગયો છે, એટલે બધા રોઝા ઈફતાર કરી દે, તો બધા લોકોએ રોઝા ઈફતાર કર્યા.

આ મસ્અલા વિશે મને સંતોષ નથી, એટલે મુફતીયાને કિરામ આ મસ્અલા માં શું ફરમાવે છે ? શું આ રીતે ઈદના ચાંદનો સુબૂત થઈ જશે ?

શું એ રોઝો, જે તોડી નાંખવામાં આવ્યો, તેની કઝા કરવી પડશે કે નહીં ? ઉપરાંત કફફારો આપવો પડશે કે નહીં ?

ખુલાસા સાથે સંતોષકારક જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી વિગત પ્રમાણે મુંબઈથી બે–ત્રણ ફોન આવ્યા અને ઔરતોની ગવાહીથી રોઝો ઈફતાર કર્યો અને કરાવવામાં આવ્યો, આ સહીહ નથી, કારણ કે ઈદના ચાંદના સુબૂત માટે જયારે આકાશ સાફ હોય, આકાશ વાદળછાયું ન હોય,

એક જમાતની ખબર હોવી જરૂરી છે. જે ચાંદ જોવાની ખબર આપે એ જમાત એટલી મોટી હોય કે એ બધાનું જુઠ પર સહમત થવું મુશ્કેલ હોય અને તેમની ખબર પર સંતોષ થઈ જાય, તો ઈદનો હુકમ લગાવવામાં આવશે.

(મજમઉલ અન્હુર : ૧ / ૨૩૭)

પરંતુ આકાશ સાફ ન હોય, તો બે પુરુષો અથવા એક પુરુષ અને બે ઔરતોની ગવાહીથી ઈદના ચાંદનો હુકમ લગાવવો સહીહ છે.

(મજમઉલ અન્હુર : ૧ / ૨૩૭)

ફુકહાની સમજુતીથી માલુમ થાય છે કે ઈદના ચાંદ માટે ચાર વાતોમાંથી એક વાત હોવી જરૂરી છે. (૧) ગવાહી : બે પુરુષો અથવા એક પુરુષ અને બે ઔરતોની ગવાહી હોવી. (જયારે કે આકાશ વાદળછાયું હોય) (૨) ગવાહી પર ગવાહી હોય. (૩) કાઝીની ગવાહી – ફેસલો (૪) વધુ સંખ્યામાં ખબરો એટલે એટલી ખબરો આવે કે તેમનું જુઠ બોલવું અશકય હોય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૪)

સવાલની સુરતમાં ઉપરોકત ચાર વાતોમાંથી કોઈ પણ એક વાત સાબિત થતી નથી. માત્ર બે ત્રણ ઓરતોના જોવાથી ચાંદની ગવાહી સાબિત નહીં થાય. એટલા માટે કે શહાદતમાં બે દીનદાર પુરુષો અથવા એક પુરુષ અને બે ઔરતોની ગવાહી જરૂરી છે. માત્ર ઔરતોની ગવાહીથી ચાંદ જોવાની ગવાહીનો હુકમ લગાવવો સહીહ નથી. (ઉમ્દતુલ ફિકહ : ૩ / ૧૬૦)

આપના લખાણથી માલૂમ થાય છે કે માત્ર ઔરતોએ ખબર આપી છે. ગવાહી પણ તેમનાથી લેવામાં આવી નથી, હાલાંકે ચાંદ કમિટીના જિમ્મેદારો સામે તેમણે ગવાહી આપવી જરૂરી હતી, ભલે તેમની ગવાહી, ગવાહીની શરતો પૂરી ન થવાને કારણે રદ કરી દેવામાં આવતી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૮૬–૩૮૮)

મુંબઈથી બે – ત્રણ ફોન આવ્યા, એ ગવાહીના દરજામાં નથી, ખબર છે અને વધુ ખબરના દરજામાં પણ નથી. એટલે ફોનની આ ખબરથી ચાંદ હોવાનો હુકમ લગાવવો દુરસ્ત ન હતો. બે ફોન આવ્યા, ત્રણ છોકરીઓ અને એક ઔરતની ખબર કુલ મિલાવીને પણ વધુ ખબરોના દરજામાં નથી, એટલે એ ઉલમાનો આ ફેસલો કરવો સહીહ નથી. (મજમઉલ અન્હુર : ૧ / ૨૩૭) રોઝા ઈફતાર કરનારા અને બીજાને ઈફતાર કરાવનારા બધા ગુનેહગાર છે. રોઝાની કઝા કરવી જરૂરી છે. જે ઔરતે ચાંદ જોવાની ખબર આપી છે, તેના માટે પણ રોઝો રાખવો જરૂરી હતો. ઈફતાર જાઈઝ ન હતો, તેણે રોઝો ન રાખ્યો એ તેની ગલતી હતી. તેને પણ રોઝાની કઝા કરવી જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ: ૧ / ૧૯૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

شَهۡرُ رَمَضَانَ الَّذِیۡۤ اُنۡزِلَ فِیۡهِ الۡقُرۡاٰنُ هُدًی لِّلنَّاسِ وَ بَیِّنٰتٍ مِّنَ الۡهُدٰی وَ الۡفُرۡقَانِ ۚ فَمَنۡ
شَهِدَ مِنۡکُمُ الشَّهۡرَ فَلۡیَصُمۡهُ ؕ وَ مَنۡ کَانَ مَرِیۡضًا اَوۡ عَلٰی سَفَرٍ فَعِدَّۃٌ مِّنۡ اَیَّامٍ اُخَرَ ؕ یُرِیۡدُ
اللّٰهُ بِکُمُ الۡیُسۡرَ وَ لَا یُرِیۡدُ بِکُمُ الۡعُسۡرَ ۫ وَ لِتُکۡمِلُوا الۡعِدَّۃَ وَ لِتُکَبِّرُوا اللّٰهَ عَلٰی مَا هَدٰىکُمۡ وَ
لَعَلَّکُمۡ تَشۡکُرُوۡنَ ﴿۱۸۵﴾

**તર્જુમો :** રમઝાનનો (મુબારક) માસ તે છે કે જેમાં કુર્આન શરીફ લોકોની હિદાયત માટે ઉતારવામાં આવ્યું અને (જેમાં) હિદાયતની ખુલ્લી નિશાનીઓ છે તથા તે (સત્ય–અસત્ય વચ્ચે) જુદાઇ કરનાર (પણ) છે. ત્યારે તમારામાંથી જે કોઈ આ માસમાં મવજૂદ હોય તો તેણે આ માસના રોઝહ અવશ્ય રાખવા જોઈએ; અને જે માણસ માંદો હોય અથવા મુસાફરીમાં હોય તો બીજા દિવસો (ના રોઝહ)થી ગણતરી પૂરી કરે; અલ્લાહ તમારા માટે (હુકમોમાં) સહેલાઇ ચાહે છે અને તમને મુશ્કેલીમાં નાખવા ઈચ્છતો નથી અને (કઝાનો પણ હુકમ આપ્યો કે) જેથી તમે ગણતરીને પૂરી કરી લો (તો સવાબમાં કમી રહે નહિ). વળી, એટલા માટે કે તેણે તમને હિદાયત આપી તે ઉપર તમે લોકો અલ્લાહની મોટાઈ બયાન કરતા રહો અને (આ સહેલાઈના કાનૂન પર તેનો) આભાર માનો. (સૂરએ બકરહ : ૧૮૫)

# રોઝા વાજિબ થવા માટેની શરતો

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# રોઝા વાજિબ થવા માટેની શરતો

## (૧) રોઝાની ઝબાનથી નિય્યત જરૂરી છે અથવા દિલથી કાફી છે ?

**સવાલ (૧૫૨૯) :** રોઝાની નિય્યત ઝબાનથી કરવી જરૂરી છે ? શું ઝબાનથી નિય્યતના કલિમાત અદા કરવા હુઝૂર (સલ.), ખુલફાએ રાશેદીન અને ચારે ઈમામોથી સાબિત છે ? હવાલા સાથે જવાબો આપવા મહેરબાની.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિય્યત : દિલથી કોઈ કામ કરવાનો પાકો ઈરાદો કરવો. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૫) માટે જો કોઈએ રોઝાનો પાકો ઈરાદો કરી લીધો છે, બસ કાફી છે. ઝુબાનથી બોલવું જરૂરી નથી. અલબત્ત ઝબાનથી બોલવું મુસ્તહબ છે, નિય્યત વગર રોઝો અને બીજી ઈબાદતો દુરૂસ્ત થતી નથી.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૨૬)

અલ્લામા શામી (રહ.) લખે છે કે રસૂલુલ્લાહ (સલ.) થી ઝબાનથી નિય્યત કરવી સાબિત નથી. મશાઈખથી મન્કૂલ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) થોડા દૂરના સફરમાં રોઝા ન રાખવાની ગુંજાઈશ નથી

**સવાલ ( ૧૫૩૦) :** સફરની હાલતમાં રોઝા રાખવાની ઈજાઝત છે. શરત એ છે કે તે સફર, શરઈ સફર હોય એટલે ૮૨ કિ.મી. નો સફર હોય, સવાલ એ છે કે જો સફર ૮૨ કિ.મી. ની અંદર છે, તો શું રોઝા રાખવા જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરઈ સફર ૪૮ માઈલ છે, ૪૮ માઈલથી ઓછા સફરમાં રોઝા ન રાખવાની ગુંઝાઈશ નથી, ૭૮ કિ.મી. પર કસરનો હુકમ લાગે છે. (૪૮ માઈલના ૮૨ કિ.મી. થાય છે કે ૭૮ કિ.મી. તેની તહકીક કરી લેવામાં આવે.) (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જેલમાં રમઝાનના રોઝા રાખવા

**સવાલ (૧૫૩૧) :** જેલમાં રમઝાનના રોઝાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો જેલ શરઈ અંતરથી ઓછા અંતર પર આવેલી છે, તો રમઝાનના રોઝા રાખવા ફર્ઝ છે. (સૂરએ બકરહ : ૧૮૫)

જો જેલમાં સેહરી અને ઈફતારીની વ્યવસ્થા ન હોવાને કારણે સખત ભુખ અને તરસની તકલીફ અથવા જેલમાં ભારે સજાને કારણે કમજોરીનો ખતરો હોય, તો રોઝા ન રાખવા જાઈઝ છે, પરંતુ બાદમાં કઝા કરવી પડશે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૦૭)

જો જેલ શરઈ અંતર પર છે અને કેદીને માલૂમ છે કે આટલું અંતર કાપીને મારે જવાનું છે અને તેણે સફરની નિય્યત પણ કરી છે, તો મુસાફિર માટે રોઝામાં છુટછાટ છે કે તે રોઝા ન રાખે, બાદમાં કઝા કરી લે.

જો જેલમાં પંદર અથવા તેનાથી વધારે દિવસો રોકાવવાનું નકકી છે અને જેલ કોઈ વસ્તીમાં છે, અથવા જેલ એટલી મોટી છે કે તે એક વસ્તી જેટલી છે, તો પછી આ વ્યકિત મુકીમ કહેવાશે, તેણે રોઝા રાખવા જોઈએ.

જો કેદીને ખબર નથી કે જેલમાં કેટલા દિવસ સુધી રહેવાનું છે અથવા એ જેલમાંથી બીજી જેલમાં સ્થળાંતર થવાનું છે કે નહીં ? તો પણ તે મુસાફર ગણાશે, કારણ કે એવી હાલતમાં આઝાદ નથી, બલકે જેલના જિમ્મેદારોના તાબે છે, ટૂંકમાં જો મુસાફિર હોય અથવા તકલીફ હોય, તો રોઝા કઝા કરવાની ઈજાઝત છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઈંગ્લેન્ડમાં ગરમીના દિવસોમાં રોઝાનો હુકમ

**સવાલ (૧૫૩૨) :** વધારે ગરમીના દિવસોમાં અહીંયા ઈંગ્લેન્ડમાં સુબ્હે સાદિક ૨ : ૨૫ કલાકે થાય છે અને ગુરૂબે આફતાબ ૯ :૪૦ કલાકે થાય છે. એટલે ૧૯ કલાકથી વધારે સમયનો રોઝો હોય છે, જે બીજા દેશોના મુકાબલામાં ખૂબ જ લાંબો હોય છે, તો ત્યાંના રોઝાનો શું હુકમ છે ? શું રોઝા રાખવા જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રોઝા રાખવા જરૂરી છે. એવા દેશમાં રહેનારા લોકોને અલ્લાહ તઆલાએ એ ઈલાકા પ્રમાણે કુવ્વત (શકિત) આપેલી હોય છે. (બહરુર્રાઈક : ૧ / ૨૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن ابی هريرة رضی الله عنه ، يقول : قال النبی ﷺ : أو قال: قال ابو القاسم ﷺ : صوموا لرؤيته وأفطرو الرؤيته، فان اغمی عليكم فأكملوا عدة شعبان ثلاثين۔

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે ચાંદ જોઈને રોઝા રાખો અને ચાંદ જોઈને રોઝા રાખવાનું છોડી દો. કોઈ કારણસર ચાંદ ન દેખાય તો શાબાનના ૩૦ દિવસની ગણતરી પૂરી કરી લો. (બુખારી : ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૦૯)

# રોઝાને તોડનારી વસ્તુઓનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# રોઝાને તોડનારી વસ્તુઓનું બયાન

## (૧) ઘંટીનો લોટ નાકમાં, મોઢામાં અથવા ગળામાં જતો રહે

**સવાલ (૧૫૩૩) :** લોટ દળવાની ઘંટી ચલાવતી વખતે, લોટના રજકણો નાકમાં અથવા વાત કરતી વખતે મોઢામાં જતા રહે, તો રોઝો તુટી જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઘંટીથી લોટના રજકણો ઉડીને નાક, મોઢામાં અથવા ગળામાં જતા રહે, તો તેનાથી રોઝો નહીં તુટે, કારણ કે લોટ દળનારા માટે તેનાથી બચવું શકય નથી. (મરાકિયુલ ફલાહ : ૨૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જનાબત –નાપાકીની હાલતમાં સહરી કરનારાનો રોઝો

**સવાલ (૧૫૩૪) :** એક વ્યકિતએ સહરીની નજીક પોતાની પત્નીથી સંભોગ કર્યો અને ગુસલ વગર સહરી કરી, સુબ્હે સાદિક એ હાલતમાં કરી કે તે નાપાક છે એટલે સહરી નાપાકીની હાલતમાં ખાધી અને સુબ્હે સાદિક પછી ગુસલ કર્યુ, તો તેનો રોઝો સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો સહરી પહેલા વખત હોય તો તેણે ગુસલ કરી લેવું જોઈએ અને જો વખત ન હોય, તો વુઝૂ કરીને સહરી કરી લે અને સહરી પછી ગુસલ કરે, તેનો રોઝો સહીહ થઈ જશે, સુબ્હે સાદિક પછી પણ ગુસલ કરવું જાઈઝ છે, તેમાં કોઈ વાંધો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) એવા બિમારનો રોઝો, જેણે દવા વગર ખુબ જ તકલીફ થાય

**સવાલ (૧૫૩૫) :** મને નાકના હાડકાની તકલીફ છે, તેને કારણે શરદી રહે છે અને નાક બંધ થઈ જાય છે. તેમજ શ્વાસ લેવામાં તકલીફ થાય છે. ડોકટરના મશ્વરાથી બે વખત ઓપરેશન પણ થયું, એવી રીતે ઘણો ઈલાજ પણ કરાવ્યો, પરંતુ હજુ પણ એ જ તકલીફ છે, અલબત્ત દવાના એક – બે ટીપા નાકમાં નાંખવાથી તકલીફમાં

થોડી વાર રાહત થાય છે. એવી હાલતમાં હું રમઝાનના રોઝા રાખી શકતો નથી, એટલે કે જયાં સુધી મને ખબર છે કે નાકમાં દવા નાંખવાથી રોઝો તુટી જાય છે. તો શું આવી હાલતમાં રોઝો રાખી શકું છું અથવા તેનો કોઈ બીજો રસ્તો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાણી જેવી દવા નાકમાં નાંખવાથી રોઝો તુટી જાય છે, જો કોઈ રોઝાની હાલતમાં નાકમાં દવા નાંખી દે, તો તેની કઝા વાજિબ થશે. જેમકે આ મસ્અલો તમને માલૂમ છે.

એવું બની શકે છે કે આપ પ્રવાહી દવાને બદલે એવો પાવડર વાપરો, જે પેટ સુધી ન પહોંચે, એવી સુરતમાં તમારો રોઝો તુટે નહીં, એટલે બહેતર એ છે કે આપ રોઝા રાખો અને શકય હોય તો પાવડરવાળી દવાથી કામ ચલાવો. તે સિવાય બીજી કોઈ સુરત મારા દિમાગમાં નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) રોઝાની હાલતમાં ગ્લુકોઝનો બોટલ ચઢાવવો

**સવાલ (૧૫૩૬) :** રોઝાની હાલતમાં "મસલ'માં અથવા 'નસ'માં ગ્લુકોઝ ચઢાવવાથી રોઝો તુટી જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"ઈજેકશન" મસલમાં અથવા નસમાં આપવાથી રોઝો નહીં તુટે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૫)

પરંતુ એવા ઈજેકશનથી રોઝો તુટી જશે. જેનાથી દવા ડાયરેકટ પેટમાં અથવા અન્ન નળીમાં પહોંચે, જેમકે ગ્લુકોઝ ચઢાવવાથી થાય છે કે તેનાથી રોઝો તુટી જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) રોઝાની હાલતમાં ગ્લુકોઝ ચઢાવવો

**સવાલ (૧૫૩૭) :** રોઝાની હાલતમાં ગ્લુકોઝ ચઢવવો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે પણ દવા રોઝાની હાલતમાં, ડાયરેકટ પેટમાં પહોંચે અથવા એ નસોમાં પહોંચે, જેનો સંબંધ પેટથી છે, તો રોઝો તુટી જાય છે. ગ્લુકોઝ એવી નસોમાં પહોંચાડવામાં આવે છે. જેનાથી પાણી પેટમાં પણ પહોંચે છે, અને ટુંકમાં શરીરને પાણી મળે છે. તેથી તે રોઝાને તોડાનાર છે.ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) શકિતનું ઈજેકશન, જેનાથી દવા ડાયરેકટ પેટમાં ન પહોંચતી હોય, રોઝો તોડનાર નથી

**સવાલ (૧૫૩૮) :** જેવી રીતે ઈંજેકશનથી રોઝો તુટતો નથી, શું એવી રીતે શકિતનું ઈંજેકશન લેવાથી પણ રોઝો તુટતો નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શકિતનું ઈંજેકશન, જેનાથી દવા ડાયરેકટ પેટમાં ન પહોંચતી હોય, બલકે ગોશ્ત (મસલ)માં અથવા બીજી નસોમાં પહોંચતી હોય, રોઝો તોડનાર નથી. હાં, કોઈ એવું ઈંજેકશન હોય જેનાથી દવા ડાયરેકટ પેટમાં અથવા દિમાગમાં પહોંચે, તો રોઝો તુટી જશે.

(و) الامساك (عن وصول العين) أی عين كانت، وان كانت اقل مايدرك من نحو حجر (الی مايسمی جوفا)؛لان فاعل ذلك لايسمی ممسكا بخلاف وصول الاثر كالطعم كالريح بالشم۔ ( તોહફતુલ મોહતાજ : ૩ / ૪૦૦ )

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ગ્લુકોઝ ચઢાવવાથી રોઝો ફાસિદ થશે કે નહીં ?

**સવાલ (૧૫૩૯) :** શું ગ્લુકોઝ ચઢાવવાથી રોઝો ફાસિદ થઈ જાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગ્લુકોઝનો બોટલ ચઢાવવાથી રોઝો તુટી જાય છે, કારણ કે તે એવી રગોમાં ચઢાવવામાં આવે છે, કે પાણી (દવા) પેટમાં પહોંચનારી નસોમાં પણ દોડે છે. (તોહફતુલ મોહતાજ : ૩ / ૪૦૦, ૪૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن سهل بن سعد : ان رسول الله ﷺ قال : لا يزال الناس بخير ما عجلوا الفطر

**તર્જુમો :** હઝરત સહલ બિન સઅદ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જયાં સુધી લોકો રોઝો ખોલવામાં જલ્દી કરતા રહેશે ત્યાં સુધી ભલાઈ પર બાકી રહેશે. (બુખારી : ૧ / ૨૬૩, હદીસ નં. ૧૯૫૭)

# સહરી અને ઈફતારીનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# સહરી અને ઈફતારીનું બયાન

## (૧) સહરીનો વખત કયાં સુધી રહે છે ?

**સવાલ (૧૫૪૦) :** સુબ્હે સાદિકથી કેટલા મિનિટ પહેલા સહરી ખાઈ શકાય છે ? જો કોઈએ સુબ્હે સાદિક સુધી સહરી કરી, તો તેનો રોઝો સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આખરી વખતમાં સહરી ખાવી મુસ્તહબ છે, પરંતુ એટલુ મોડું કરવું કે સુબ્હે સાદિક થઈ જવાની શંકા થઈ જાય એ મકરૂહ છે. એટલે એ બાબતે એહતિયાતનો હુકમ છે, આજે તકવીમ પર અમલ થાય છે, જો તકવીમ – ટાઈમ ટેબલમાં સુબ્હે સાદિકનો ઠીક સમય લખવામાં આવ્યો હોય, તો તેનાથી પહેલા સહરીથી ફારિગ થઈ જવું જરૂરી છે. જો તે સમય સુધી પણ સહરી ખાધી, તો પણ જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) શરાબીનું ઈફતાર કરાવવું

**સવાલ (૧૫૪૧) :** એક વ્યકિત એવો છે, જે હમેશાં જુગાર, દારૂ વગેરેના ધંધામાં મશ્ગુલ રહે છે, કોઈ પ્રકારની ઈબાદત કરતો નથી, તે કયારેક રમઝાનુલ મુબારકમાં ઈફતારી માટે રૂપિયા આપીને રોઝાદારોને ઈફતાર કરાવે છે, તો તેની આ ઈફતારી હલાલ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તેની બધી આવક હરામ છે, અને જુગાર, દારૂ, સટ્ટા વગેરેની છે, તો તેની ઈફતારી ખાવી જાઈઝ નથી.

(સૂરએ માઈદહ : ૯૦,૯૨, અબૂદાવુદ : ૨ / ૫૧૯, હદીસ નં. ૩૬૮૫)

પરંતુ જો હરામ આવક સાથે તેની હલાલ આવક પણ છે અને તે હલાલ આવક હરામના મુકાબલામાં વધારે છે, તો તેની ઈફતારી હલાલ છે, અને ખાય શકાય છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) રોઝા ઈફતાર કરવામાં મોડું કરવું

**સવાલ (૧૫૪૨ ) :** રમઝાનમાં તકવીમ – ટાઈમ ટેબલ પ્રમાણે રોઝા ઈફતાર

કરવા કેવું છે ? તેમાં કેટલાક લોકો એહતિયાત કરવાનું કહે છે, અને ૪–૫ મિનિટ મોડું એલાન કરવા પર ભાર મુકે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતના હુકમોનો આધાર તે ઉસૂલો અને કાનૂનો પર છે, જેનો સુબૂત કુર્આન, હદીસ, ઉમ્મતની સંમતિ, (સહાબા, તાબેઈન અને તબે તાબેઈનની) અને કિયાસ (વિચારધારા) થી છે. શંકાની શરીઅતમાં કોઈ અસલ નથી.

(તિરમિઝી : ૧ / ૨૪૭, હદીસ નં. ૧૩૨૭)

ઈફતાર વિશે અલ્લાહ તઆલા ફરમાવે છે :

ثُمَّ اَتِمُّوا الصِّيَامَ اِلَى الَّيْلِ

પછી (પ્રભાતથી) રાત (આવતા) સુધી રોઝાને પુરો કરો. (સૂરએ બકરહ : ૧૮૭) એટલે રાત આવવાથી રોઝાનો વખત ખતમ થઈ જાય છે,એટલે ઈફતારીમાં મોડું ન થવું જોઈએ, અને રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે મારી ઉમ્મત ત્યાં સુધી ભલાઈ પર રહેશે, જયાં સુધી મગરિબની નમાઝ જલ્દી પઢશે અને ઈશાની નમાઝ મોડેથી પઢશે. (હિદાયત ફી શર્હે બિદાયહ : ૧ / ૮૩)

હા ! ઈફતાર વખતે અમુક લોકોનું નમાઝ માટે જલ્દી કરવું, સુન્નતની વિરુદ્ધ છે. કારણ કે હદીસ શરીફમાં છે કે જયારે સાંજનું ખાવાનું અને ઈશા બંને સાથે હોય, તો ખાવાને પહેલું કરો અને ખાધા પછી નમાઝ પઢો.

(બુખારી : ૧ / ૯૨, હદીસ નં. ૬૭૨)

ઈફતાર વખતે ખાવાનો ખૂબ જ તકાદો હોય છે, એટલે બહેતર છે કે ૫–૧૦ મિનિટ નમાઝને લેટ કરે અને એટલું ખાય લે કે નમાઝ તરફ ધ્યાન રહે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ગુરૂબે આફતાબ પછી અઝાન અને ઈફતારીનો વખત શું છે ?

**સવાલ (૧૫૪૩) :** ગુરૂબે આફતાબ પછી કેટલી વારમાં અઝાન અને ઈફતારી કરવી જોઈએ ? જો કોઈએ ગુરૂબે આફતાબ પછી તરત જ ઈફતારી કરી લીધી, તો તેનો રોઝો સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈફતારીમાં જલ્દી કરવું મુસ્તહબ છે. (બુખારી : ૧ / ૯૨, હદીસ નં. ૬૭૨)

સૂર્ય પુરો છુપાય જાય, તો ઈફતાર જાઈઝ થઈ જાય છે, પરંતુ જો સૂર્ય નજર ન આવતો હોય, તો કમ સે કમ સંતોષ થઈ જાય, ત્યારે ઈફતાર કરે, ઈફતાર અઝાનથી પહેલા પણ જાઈઝ છે. રોઝો સહીહ થઈ જશે.

અઝાનમાં વિકલ્પ છે કે ભલે ગુરૂબ થતા જ અઝાન આપે અથવા થોડી વાર થોભી જાય, પરંતુ મગરિબની નમાઝમાં જલ્દી કરવું મુસ્તહબ છે, વધુ મોડું કરવું મકરૂહ છે. ઈફતાર માટે અમુક મિનિટ મોડું કરીને નમાઝ પઢવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) ઈફતાર વખતની દુઆ

**સવાલ (૧૫૪૪)** : રોઝા ઈફતાર કરતી વખતે કઈ દુઆ માંગવી જોઈએ ? હદીસથી શું સાબિત છે ?

અલ્લાહુમ્મ ઈન્ની લક સુમ્તુ વ બિક આમન્તુ....... (અંત સુધી)

દુઆના શબ્દો છે કે નિય્યતના ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈફતાર માટે નિય્યતની જરૂરત નથી. ઉપરોકત શબ્દો જે તમે લખ્યા છે, નિય્યતના નથી, બલકે ઈફતારીની દુઆના છે. (અબૂદાવૂદ : ૧ / ૩૨૨, હદીસ નં. ૨૩૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) સહરી માટે અઝાન આપવી અને ખત્મે સહરીનું એલાન માઈક પર કરવું

**સવાલ (૧૫૪૫)** : સહરી માટે અઝાન હદીસથી સાબિત છે કે નહીં ? હવાલા સાથે જવાબ આપશો. એ પણ જણાવશો કે ખત્મે સહરીનું એલાન માઈક પર કરવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હુઝૂર (સલ.) ના જમાનામાં અઝાન આપીને સહરીની જાણ કરવામાં આવતી હતી. માઈક દ્વારા પણ સહરીની જાણ કરવી જાઈઝ છે. નાજાઈઝનું કોઈ કારણ નથી. (બુખારી : ૧ / ૮૭, હદીસ નં.૬૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) રમઝાનમાં ઈફતારી વખતે ઈજતિમાઈ દુઆ કરવી

**સવાલ (૧૫૪૬) :** હદીસ શરીફમાં છે કે રમઝાનમાં ઈફતારી વખતે દુઆ કબૂલ થાય છે. માટે તે વખતે ઘરના બાળ–બચ્ચાઓ સાથે ઈજતિમાઈ રીતે કિબ્લા બાજુ મોઢું કરીને, એવી રીતે દુઆ કરવી કે પાછળ ઘરવાળાઓ આમીન કહેતા રહે અને દુઆનો તરીકો પણ શીખતા રહે, જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ બંદોબસ્ત કર્યા વગર, કયારેક ઈજતિમાઈ દુઆ કરવી જાઈઝ છે. હમેશાં આવું ન કરવું જોઈએ. દુઆ હકીકતમાં વ્યકિતગત અમલ છે. એટલે વ્યકિતગત દુઆ કરવી જોઈએ. (સૂરએ અઅરાફ : ૫૫, રૂહુલ મઆની : ૪ / ૩૭૮) ટૂંકમાં ઈજતિમાઈ દુઆ હોય કે વ્યકિતગત, મગરિબની જમાત છુટવી જોઈએ નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ખત્મે સહરી વિશે મુફતી કિફાયતુલ્લાહ (રહ.) ના એક ફતવાની તહકીક

**સવાલ (૧૫૪૭) :** મગરિબ અને ઈશા દરમિયાન કયા મહિનામાં કેટલા વખતનું અંતર રહે છે ? હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબ દહેલ્વી (રહ.) એ તેને બયાન કરતા આખા વર્ષનો એક નકશો તૈયાર કર્યો છે. તે ફતાવા રહીમિય્યહ ભાગ : ૩ માં પણ નકલ કર્યો છે. એટલે નીચે નોંધ કરીને વધારો લખી દેવામાં આવ્યો છે કે એટલો જ વખત લગભગ આ મહિનામાં સુબ્હેસાદિક અને તુલૂએ આફતાબ વચ્ચે પણ રહે છે.

**નોંધ :** જે મહિનાની જે તારીખમાં ગુરૂબે આફતાબ અને સંધ્યાનું અજવાળું – લાલિમાં જેટલો ફાસલો રહે છે, લગભગ એટલું જ અંતર સુબ્હે સાદિક અને તુલૂએ આફતાબમાં પણ હોય છે. (ફતાવા રહીમિય્યહ : ૧ / ૮૦)

સવાલ એ છે કે આ ટાઈમ ટેબલ માત્ર હિંદુસ્તાનમાં અમલપાત્ર છે, અથવા હિંદુસ્તાન બહાર બીજા દેશોમાં પણ તેની ઉપર અમલ કરી શકાય છે ? જો તફાવત હોય, તો ખાસ કરીને મોરિસિયસમાં કયા મહિનામાં કયો વખત રહેશે ?

હમણાં મે ૧૯૭૮ માં સહરી, ઈફતારી અને સૂર્યોદયનો વખત નીચે પ્રમાણે છે :

**સહરી :** ૫ : ૧૫ થી ૫ : ૨૫ સુધી

**ઈફ્તારી :** ૫ : ૪૬ થી ઘટીને ૫ : ૩૯ સુધી

**સૂર્યોદય :** ૬ : ૩૦

ઉપર વર્ણન કરેલા નકશા પ્રમાણે સહરીનો વખત દુરસ્ત છે ? જો દુરસ્ત ન હોય, તો આજ સુધી જે લોકોએ આ નકશા પ્રમાણે સહરી અને ઈફતારી કરી, તેમના રોઝાઓનું શું થશે ? તેમના રોઝા સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહ તઆલા કુર્આનમાં ઈર્શાદ ફરમાવે છે :

رب المشرق والمغرب (સૂરએ મઆરિજ : ૪૦)

આ આયતે કરીમાંથી આ વાત સાબિત થઈ કે સૂર્યના ઉદય અને અસ્તની જગ્યા દરરોજ બદલાતી રહે છે અને સૂર્યની દિશા દરેક દેશમાં અલગ અલગ હોય છે, એટલા માટે હઝરત મુફતી કિફાયતુલ્લાહ સાહેબ (રહ.) એ જે વખત લખ્યો છે, તે દુનિયાના તમામ દેશો માટે નથી. આમ એ વિશે વધુ એ લોકોથી જાણકારી મેળવો, જે આ જ્ઞાનના માહેર હોય. તેમના જવાબની રોશનીમાં વખત નકકી કરો.

(તબ્યીનુલ હકાઈક : ૧ / ૩૨૧)

તેમજ તેમને પૂછયા પછી પણ રોઝામાં એહતિયાતના તકાદા પર અમલ કરતા દસ મિનિટ પહેલા જ સહરી બંધ કરી દેવામાં આવે. જાપાને તે માટે ઓટોમેટિક ઘડિયાળ બનાવી છે. તેનાથી પણ મદદ લઈ શકાય છે, જો કે એ બધા પછી પણ એહતિયાત રૂપે દસ મિનિટ પહેલા જ સહરી ખતમ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) વખતથી ત્રણ – ચાર મિનિટ પહેલા ઈફતારી કરવી

**સવાલ (૧૫૪૮) :** જામિઅહ ઈસ્લામિય્યહ, મુકામ પોસ્ટ ડાભેલ, જિલ્લા વલસાડ માં આ વર્ષે રમઝાનુલ મુબારકમાં ઈફતારના (જાહેરાતના) ટાઈમ ટેબલમાં પહેલા અને બીજા રોઝાના ઈફતારમાં ૭ : ૧૩ અને ૭ : ૧૪ લખેલ છે. પરંતુ અમારા ગામના અને વિશ્વાસુ અને પ્રતિષ્ઠિત વ્યકિતના કહેવાથી પહેલા દિવસે મગરિબની અઝાન ૭ : ૧૦ વાગે અને બીજા દિવસે ૭ : ૧૧ વાગે થઈ આ રીતે ટાઈમ ટેબલમાં લખેલ વખતથી, પહેલા દિવસે ત્રણ મિનિટ અને બીજા દિવસે ચાર મિનિટ પહેલા અઝાન થઈ અને લોકોએ એ અઝાન પર વિશ્વાસ કરીને ઈફતાર કર્યો, હવે તેની

ઉપર કેટલાક સવાલો પેદા થાય છે.

(૧) તમામ લોકોના રોઝા સહીહ થશે કે નહીં ?

(૨) એવી રીતે કોઈ પણ વ્યકિત વખતથી પહેલા અઝાન આપવાનો હુકમ આપી શકે છે કે નહીં ?

(૩) જો લોકોના રોઝા સહીહ ન થયા, તો તેમણે શું કરવું જોઈએ ? આ વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક વ્યકિતએ વખતથી પહેલા ૭ : ૧૦ મિનિટ પર અઝાન અપાવીને લોકોને પોતાના રોઝા ઈફતાર કરાવ્યા. જયારે કે તમારા લખવા પ્રમાણે રોઝાના ઈફતારનો વખત ટાઈમ ટેબલમાં ૭ : ૧૪ મિનિટ લખેલો હતો, તો એ વ્યકિતથી મળીને તહકીક કરવામાં આવે કે ૭ : ૧૦ મિનિટ પર ગુરૂબ થઈ જાય છે કે નહીં ? અથવા તેને માલૂમ કરવા કોઈ ભરોસાપાત્ર ટાઈમ ટેબલને જોવામાં આવે. જો ભરોસાપાત્ર ટાઈમ ટેબલ મળી જાય છે, જેમાં ગુરૂબે આફતાબનો વખત ૭ : ૧૦ મિનિટ અથવા તેનાથી પહેલો વખત લખ્યો છે, તો લોકોના રોઝા સહીહ થઈ જશે. જો ભરોસાપાત્ર ટાઈમ ટેબલ ન મળતું હોય, અને વખતથી પહેલા રોઝા ઈફતાર કરવાનું સાબિત થઈ જાય, તો લોકોએ પોતાના બે દિવસના રોઝા લોટાવવા પડશે.

(૧) જે લોકોએ પોતાના રોઝા ત્રણ – ચાર મિનિટ પહેલા ઈફતાર કર્યા છે અને તે વખતે જો સહીહ ટાઈમ ટેબલ પ્રમાણે , ઈફતારનો વખત ન હતો, તો કોઈનો પણ રોઝો નહીં થાય. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૦૫)

(૨) વખતથી પહેલા લોકોને રોઝા ઈફતાર કરાવવા અને જાતે પોતાનો રોઝો વખતથી પહેલા ઈફતાર કરવો ગલત અને નાજાઈઝ છે.

(જવહરતુન્નય્યિરહ :૧ / ૧૩૮)

જેને વખત માલૂમ ન હતો, તેના માટે જરૂરી હતું કે તે કોઈ જાણકારને પૂછી લેતો, રોઝા જેવી મહાન ઈબાદત માટે ભલે કેટલોય મોટો સમજદાર વ્યકિત કેમ ન હોય, માત્ર એ વાત પર વિશ્વાસ કરવો અને વિશ્વાસપાત્ર સાધનોને છોડી દેવા યોગ્ય નથી. મોટા ગુનાહનું કામ છે. જિમ્મેદાર લોકો માટે જરૂરી છે કે તેઓ આ પ્રકારની ગફલત કરનારાને પોતાની જિમ્મેદારીમાંથી મુકત કરી દે.

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૬ / ૫૪૫, હદીસ નં. ૩૩૭૧૭)

(૩) જેમણે વખતથી પહેલા ઈફતાર કર્યો છે. તેમણે બે દિવસના રોઝાની કઝા કરવી જરૂરી છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઈફતાર માટે ગેર મુસ્લિમથી રકમ લેવી

**સવાલ (૧૫૪૯) :** રમઝાનુલ મુબારકમાં ઈફતાર માટે રકમ જમા કરવામાં આવે છે, અને રકમ જમા કરવામાં ગેરમુસ્લિમ (ચીની લોકો) પણ માંગણી વગર રકમ આપે છે, તો ઈફતાર માટે બિન મુસ્લિમથી રકમ લેવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ ગેર મુસ્લિમ નેકી અને સવાબ સમજીને કોઈ દીની કામમાં રકમ આપે અને ભવિષ્યમાં એ રકમ લેવાને કારણે દીની કામમાં કોઈ ખલેલ પેદા કરવાનો અંદેશો ન હોય, તો એ રકમ લેવી જાઈઝ છે. તેમાં કોઈ વાંધો નથી. (બુખારી : ૧ / ૩૫૬, હદીસ નં. ૨૬૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



اَيَّامًا مَّعۡدُوۡدٰتٍ ؕ فَمَنۡ كَانَ مِنۡكُمۡ مَّرِيۡضًا اَوۡ عَلٰى سَفَرٍ فَعِدَّةٌ مِّنۡ اَيَّامٍ اُخَرَ
ؕ وَعَلَى الَّذِيۡنَ يُطِيۡقُوۡنَهٗ فِدۡيَةٌ طَعَامُ مِسۡكِيۡنٍ ؕ فَمَنۡ تَطَوَّعَ خَيۡرًا فَهُوَ خَيۡرٌ
لَّهٗ ؕ وَاَنۡ تَصُوۡمُوۡا خَيۡرٌ لَّكُمۡ اِنۡ كُنۡتُمۡ تَعۡلَمُوۡنَ ﴿۱۸۴﴾

**તર્જુમો :** અમુક દિવસો (એટલે) રમઝાન માસમાં રોઝહ રાખ્યા કરો; પણ તમારા માંથી જે કોઈ માંદો હોય અથવા મુસાફરીમાં હોય તો તે બીજા દિવસોથી ગણતરી પૂરી કરે; અને જેઓ રોઝહની શક્તિ ધરાવતા હોય (છતાં રોઝહ ન રાખે તો) તેમના જિમ્મે તેનો ફિદયો (બદલો) એક મિસ્કીનને ખવડાવવું છે; પછી જે કોઇ ખુશીથી (વધુ) નેકી કરે તો આ તેના માટે ઘણું સારું છે, પણ જો તમે (રોઝહની મહત્તા) સમજતા હો તો (આ સ્થિતિમાં પણ) રોઝહ રાખવો જ તમારા માટે વધુ બેહતર છે. (સૂરએ બકરહ : ૧૮૪)

# રોઝાની કઝા અને કફ્ફારાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# રોઝાની કઝા અને કફ્ફારાનું બયાન

## (૧) રોઝાનો ફિદયો આપ્યા પછી ઉઝર ખતમ થઈ જાય, તો કઝા જરૂરી છે.

**સવાલ (૧૫૪૪) :** એક વ્યકિત રમઝાનના રોઝા ન રાખી શકયો, પછી તે કઝા રોઝા રાખવાથી પણ અશકત થઈ ગયો અને તે કઝા રોઝાનો ફિદયો અદા કરી દીધો. ફિદયાની અદાયગી પછી તે બીજી વખત રોઝા રાખવાને લાયક બની ગયો, તો શું તેણે રોઝા રાખવા પડશે અથવા રોઝાના બદલામાં ફિદયો કાફી થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રોઝાનો ફિદયો અદા થવાની શરત એ છે કે ઉઝર મોત સુધી બાકી રહે, જો ફિદયો અદા કર્યા પછી બિમારી – ઉઝર દૂર થઈ ગયું, બિમાર તંદુરસ્ત થઈ ગયો અને રોઝા રાખવાની શકિત આવી ગઈ, તો તેના માટે રોઝા રાખવા જરૂરી છે. રોઝાના બદલામાં આપવામાં આવેલો ફિદયો કાફી નહીં થાય. (તહતાવી : ૬૮૮, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) રોઝાનો ફિદયો એ બિમારો તરફથી અદા કરવામાં આવે, જેમની તંદુરસ્તીની ઉમ્મીદ ન હોય

**સવાલ (૧૫૪૫) :** મારી વાલિદા સખત બિમાર છે. બિમારી એટલી વધારે છે કે આ વર્ષે રમઝાનુલ મુબારકના રોઝા રાખવાની બિલ્કુલ શકિત નથી. તો રોઝાનો કેટલો ફિદયો આપવો વાજિબ છે અને આ ફિદયો કોણે આપવો જોઈએ ? જો બિમારી દૂર થઈ જાય, તો શું બીજી વખતે રોઝા રાખવા પડશે અથવા એ રોઝાઓના બદલામાં આપવામાં આવેલો ફિદયો કાફી થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રમઝાનુલ મુબારકમાં રોઝા ફર્ઝ છે. કોઈ બિમારીને કારણે રોઝા રાખવા મુશ્કેલ હોય અથવા રોઝા રાખવાને કારણે બિમારીમાં વધારો થવાનો ખતરો હોય, તો રોઝા ન રાખવાની ગુંજાઈશ છે, પરંતુ રમઝાનુલ મુબારક પછી જયારે તંદુરસ્ત થઈ જાય, છુટેલા રોઝાઓની કઝા વાજિબ થશે. કાફી નહીં થાય. (તફસીર ઈબ્ને કષીર

: ૧ / ૪૯૮, સૂરએ બકરહ : ૧ / ૧૮૪)

ફિદયો આપવો એ વ્યકિત માટે કાફી થઈ જાય છે, જે રોઝા રાખવા પર શકિત ધરાવતો ન હોય અને તેનું ઉઝર મૃત્યુ સુધી બાકી રહે, જો કોઈએ રોઝાનો ફિદયો આપી દીધો અને બાદમાં રોઝા રાખવાની શકિત આવી ગઈ, તો રોઝાની કઝા વાજિબ થશે અને ફિદયો જે પહેલાં આપ્યો હતો, તે કાફી નહીં થાય.

(મરાકિયુલ ફલાહ : ૬૮૮)

જો આપની વાલિદાની હાલત ખરેખર એવી છે કે આઈન્દા રોઝા રાખવાની શકિતની ઉમ્મીદ નથી, તો જ ફિદયો અદા કરો, નહીં તો તંદુરસ્તીની રાહ જુઓ અને જયારે અલ્લાહ તઆલા તંદુરસ્તી આપે, તો એ રોઝાઓની કઝા કરી લે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૨૭)

એક ફિદયાની મિકદાર સદકએ ફિત્ર બરાબર છે. એટલે એક રોઝાના બદલામાં ૧ કિલો ૭૬૭ ગ્રામ ઘઉં આપવા પડશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૭૨, ૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) નમાઝ અને રોઝાના ફિદયાની મિકદાર

**સવાલ (૧૫૪૬)** : મારા વાલિદ સાહેબનું મૃત્યુ થઈ ગયું છે, હવે અમે ત્રણ ભાઈ, બે બહેનો અને વાલિદા તેમના શરઈ વારસદારો છીએ. વાલિદ સાહેબની ઉમર ૫૮ વર્ષની હતી. અમે અમારા વાલિદ સાહેબની નમાઝ અને રોઝાનો ફિદયો આપવા માંગીએ છીએ. તો અમને કેટલા વર્ષનો ફિદયો આપવો પડશે અને તેની મિકદાર કેટલી હશે ? તેમજ વારસદારોની સહમતી જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વાલિદ સાહેબે નમાઝ અને રોઝાના ફિદયાની વસિય્યત કરી હોય, તો ફિદયો આપવો વાજિબ છે અને કોઈ વારસદારની સહમતીની જરૂરત નથી. અલબત્ત માલના ત્રીજા ભાગમાંથી ફિદયો અદા થઈ શકે છે. એટલો અદા કરવો જરૂરી છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૭૨,૭૩)

(જો ફિદયાની મિકદાર ત્રીજા ભાગના માલથી વધારે હોય, તો તેમના માલમાંથી અદા કરવા માટે વારસદારોની પરવાનગી જરૂરી છે.)

જો વસિય્યત કરી નથી, તો વારસદારોની સહમતી જરૂરી છે. જો કોઈ વારસદાર સહમત ન હોય, તો તેને તેનો હિસ્સો આપવો જરૂરી છે. એટલે વારસા

વહેંચણી કરી દેવામાં આવે અને વારસદારોને તેમનો હિસ્સો આપી દેવામાં આવે હવે જે વારસદાર પોતાના હિસ્સામાંથી પોતાના વાલિદનો રોઝા, નમાઝનો ફિદયો આપવા માંગે, તે આપે. તે (ફિદયો અદા કરનારના વારસદાર) અજરો સવાબના હકદાર બનશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૭૨, ૭૩)

દરેક નમાઝ અને રોઝાનો ફિદયો અડધો સાઅ (એટલે અંદાજે એક કિલો ૫૭૬ ગ્રામ) ઘઉં અથવા તેની કિમત છે. દરરોજની નમાઝો વિત્ર સાથે ૬ છે તો છ ફિદયા દરરોજની નમાઝોનો થશે અને દરેક રોઝાનો એક ફિદયો થશે. હવે બાલિગ થયા પછી જેટલી નમાઝો અને રોઝા કઝા થયા હશે, તે બધાનો હિસાબ કરીને ફિદયો અદા કરવો જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) રમઝાનના રોઝાનો ફિદયો

**સવાલ (૧૫૪૭) :** જો કોઈ વ્યકિત રમઝાનના રોઝા ન રાખી શકયો, તો તેના કફ્ફારાની શું સુરત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ વ્યકિત બિમારીને કારણે રોઝો ન રાખી શકે, તો જયારે તેને શકિત મળે, તે વખતે કઝા કરી લે, તેના માટે ફિદયો આપવો જાઈઝ નથી. જો તે બિમાર તંદુરસ્ત થયા પછી, રોઝાની કઝા કર્યા વગર મૃત્યુ પામી જાય અને તેને કફ્ફારાની વસિય્યત કરી હોય, તો દરેક રોઝાના બદલામાં સદકએ ફિત્ર બરાબર ફિદયો અદા કરવો પડશે. ફિકહે હનફીની મશહૂર કિતાબ હિદાયામાં છે.

ومن كان مريضا فى رمضان فخاف ان صام ازداد مرضه افطر وقضى ـ ـ ـ وإذا مات المريض او المسافر وهما على حالهما لم يلزمهما القضاء لانهما لم يدر كاعدة من أيام اخر ـ ـ ـ ومن مات وعليه قضاء رمضان فاوصى به اطعم عنه وليه لكل مسكينا نصف صاع من بر او صاعا من تمر أو شعير ـ

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કમજોર અને વૃદ્ધ વ્યકિત માટે રોઝા અને તરાવીહનો હુકમ

**સવાલ (૧૫૪૮) :** (૧) એક મોટી ઉમરના કમજોર વ્યકિત છે, ચાલવું, ફરવું માત્ર

નામનું જ છે, અને જરૂરી કામો પણ ખૂબ જ મુશ્કેલીથી કરી શકે છે અને તેમના શરીરમાં ગરમીનું પ્રમાણ વધારે છે. રાત – દિવસ તેમના શરીર પર થોડી થોડી વારમાં પાણી નાખવું પડે છે, ત્યારે તેમને સુકૂન (શાંતિ) મળે છે અને તરસ પણ તેમને ખૂબ જ લાગે છે. સવાલ એ છે કે એવા વ્યકિત માટે રમઝાનના રોઝા રાખવા જરૂરી છે કે નહીં ? જો તે રોઝા ન રાખે, તો એક રોઝાનો ફિદયો કેટલો છે ? અને તેને કેવી રીતે અદા કરવામાં આવે ?

(૨) વર્ણન કરેલ કમજોર વ્યકિત માટે તરાવીહનો શું હુકમ છે ? કારણ કે ઉભા ઉભા તરાવીહ પઢવાની તેનામાં શકિત નથી અને બેસીને પઢે છે તો થોડી વારમાં જ તેના નખ અને પગોમાં અસહય દુ:ખાવો શરૂ થઈ જાય છે એવી સુરતમાં આઠ રકાત ઈમામની પાછળ પઢે અને બાકી નમાઝ ઉપરના ઉઝરને કારણે છોડી દે, તો શું તેની ગુંજાઈશ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) વર્ણન કરેલા બિમારની કોઈ માહેર ડોકટરથી અથવા હકીમથી તપાસ કરાવવામાં આવે, જો કોઈ મુસલમાન ડોકટર ન હોય તો કોઈ વિશ્વાસુ ગેર મુસ્લિમ ડોકટર અથવા વૈદથી તપાસ કરાવે. જો તપાસ કરનારો ડોકટર આ રાય આપે કે રોઝા રાખવાથી તેનું મોત થઈ શકે છે અથવા કોઈ અંગને નુકસાન પહોંચી શકે છે, અથવા આંખની રોશની અથવા કાનની સાંભળવાની શકિત ખતમ થઈ શકે છે, તો એવી સુરતમાં તેના માટે રોઝા ન રાખવાની ઈજાઝત છે. (તિરમિઝી : ૧ / ૧૫૨, હદીસ નં. ૭૧૫, બહરુર્રાઈક : ૨ / ૩૦૭) રોઝા ન રાખવાની સુરતમાં ફિદયો આપવો પડશે. (મુસન્નફે અબ્દુર્રઝઝાક : ૪ / ૨૨૨, હદીસ નં. ૭૫૭૭) એક રોઝાનો ફિદયો સદકએ ફિત્રની મિકદાર એટલે પોણા બે કિલો ઘઉ અથવા તેની કિંમત છે.

(મજમઉલ અન્હુર : ૧ / ૪૩૭)

પરંતુ જો ડોકટર, હકીમની ઉપરોકત રાય નથી, માત્ર બદનમાં ગરમી છે, જેને કારણે તરસ લાગે છે, તો રોઝા છોડવાની ઈજાઝત નથી, રોઝા રાખવા પડશે. (મરાકિયુલ ફલાહ : ૨૫૮) અને ઉમ્મીદ છે કે રોઝા રાખવાથી ઉપરોકત તકલીફ ગરમી પણ (ઈન્શાઅલ્લાહ) દૂર થઈ જશે.

(૨) તરાવીહની નમાઝ સુન્નત છે, જેટલી શકિત હોય, ઈમામ સાહેબ સાથે તરાવીહ અદા કરે. (નસાઈ : ૪ / ૧૫૮, હદીસ નં. ૨૨૧૦)

જે રકાત બાકી રહી જાય, શકિત આવવા પર રાત્રે અદા કરી લે, જો શકિત નથી, તો તેને છોડવા પર કોઈ ગુનોહ નહીં થાય, હા, ઉઝર વગર સુન્નત છોડવી ગુનોહ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ગુરૂબે આફતાબ પહેલા ચાંદ નજર આવે, તો ઈફતાર કરી લેવાનો શરઈ હુકમ

**સવાલ (૧૫૪૯) :** આ વર્ષે ઈદુલ ફિત્રનો ચાંદ ઈફતારથી પહેલા જ નજર આવી ગયો હતો, જેને કારણે ઘણા લોકોએ ગુરૂબે આફતાબથી પહેલા જ રોઝો ઈફતાર કરી લીધો હતો, તો હવે શું કરવું જોઈએ ? ગુરૂબે આફતાબ પહેલા ચાંદ નજર આવી ગયો, તો માઈક પર તેનું એલાન થયું, ઘણાં લોકોએ ભુલથી તેને અઝાન સમજીને પોતાનો રોઝો ઈફતાર કરી લીધો. તો શું હવે તેમણે પોતાના રોઝાની કઝા કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાંદ નજર આવવો, સૂર્ય ગુરૂબ હોવાની નિશાની નથી. સૂર્ય ગુરૂબ થયા પછી જ ઈફતાર કરવાનો હુકમ છે. (તફસીરે તબરી : ૮ / ૧૮૪)

એટલે જે લોકોએ સૂર્ય ગુરૂબ થતા પહેલા પોતાનો રોઝો ઈફતાર કરી લીધો છે. તેમણે પોતાના રોઝાની કઝા કરવી પડશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) રોઝા : કફફારો, મિકદાર અને અદાયગીનો તરીકો

**સવાલ (૧૫૫૦) :** મારી વાલિદાની ઉમર ૫૫ થી ૬૦ વર્ષની છે. ૫–૬ વર્ષથી તેમની તબીયત ઠીક રહેતી નથી, તેઓ મોટેભાગે બિમાર રહે છે, તેને લીધે તેઓ લગભગ ત્રણ વર્ષથી રમઝાનના ફર્ઝ રોઝા પણ રાખી શકી નથી. તેમજ મુસલમાન ડોકટરોનો મશવરો પણ તેમના માટે રોઝા ન રાખવાનો છે. તે દરમિયાન જયારે તેમની તબીયત સારી હોય છે તો રોઝા રાખી લે છે અને જયારે તબીયત બગડે છે તો રોઝો નથી રાખતી.

સવાલ એ છે કે એ રોઝાઓથી આખિરતમાં છુટકારા માટે શરીઅતમાં શું કફફારો છે ? અને કફફારાની રકમ અથવા અનાજ કોને આપવું જોઈએ ? બધો કફફારો એક જ વ્યકિતને આપી શકાય છે અથવા અલગ અલગ વ્યકિતઓને

આપવો જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત મસ્અલાને શરીઅતની વ્યાખ્યા પ્રમાણે "મસ્અલા શૈખે ફાની અથવા ફાનિય્યહ" ના નામથી બયાન કરવામાં આવે છે. આપની વાલિદા જેટલા દિવસોના રોઝા નથી રાખી શકી, તો દરેક રોઝાનો એક ફિદયો એટલે સદકએ ફિત્રની મિકદાર કોઈ ગરીબ વ્યકિતને, જે ઝકાતનો હકદાર હોય, તેને આપવો જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૦૭)

માટે ત્રણ વર્ષના રોઝાનો હિસાબ કરીને દર રોઝાનો એક ફિદયો જરૂરી બનશે અને એક ફકીરને ૧૦ – ૧૫ દિવસના રોઝાનો ફિદયો એક સાથે આપવામાં કોઈ વાંધો નથી, દરેક દિવસના રોઝાનો ફિદયો અલગ અલગ કરીને આપવો જરૂરી નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૨૭) તેમજ દર ફિદયાના બદલામાં કોઈ ગરીબ – ફકીરને સવાર – સાંજનું પેટ ભરીને ખાવાનું ખવડાવવા માંગે તો ખવડાવી શકે છે. તેનાથી પણ ફિદયો અદા થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) બિન શરઈ સફરમાં વધુ તરસને લીધે રોઝો તોડી દેવો

**સવાલ (૧૫૫૧)** : એક ઔરતે રમઝાનનો ફર્ઝ રોઝો બિન શરઈ સફરમાં વધુ તરસને લીધે તોડી દીધો, તો તેની ઉપર માત્ર કઝા વાજિબ થશે અથવા કફ્ફારો પણ લાગુ પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરસ એટલી વધુ લાગી હોય કે જાનનો ખતરો હોય, અથવા બીમારી વધી જવાનો ખતરો હોય, તો એવી સુરતમાં કઝા વાજિબ થશે, અને જો જાનનો ખતરો ન હોય અથવા બિમારી વધી જવાનો અંદેશો ન હોય, તો કફ્ફારો પણ આપવો પડશે. વર્ણન કરેલી સુરતમાં તરસથી પરેશાન થઈને રોઝો ઈફતાર કર્યો છે, તો કફ્ફારો વાજિબ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૦૭, તબ્યીનુલ હકાઈક : ૨ / ૧૮૯) વધુ બિમારી (કે જેને કારણે રોઝો તોડવાની ઈજાઝત છે) નો ફેસલો એક મુસલમાન માહેર ડોકટરના મશવરાથી કરવામાં આવે, જે રોઝાની હકીકત અને તેની મહાનતા જાણતો હોય. (બહરુર્રાઈક : ૨ / ૩૦૭, મરાકિયુલ ફલાહ : ૧૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) અમુક ફિદયો એક વખત, એક વ્યકિતને આપવો

**સવાલ (૧૫૫૨) :** એક વ્યકિત પોતાનો એકથી વધારે ફિદયો દા.ત. પાંચ રોઝાનો ફિદયો બે કિલો ઘઉના હિસાબથી એક વ્યકિતને એક દિવસમાં દસ કિલો ઘઉ આપે તો પાંચ રોઝાનો ફિદયો અદા થયો કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામ અબૂ હનીફા (રહ.) ના મત પ્રમાણે એક જ દિવસનો ફિદયો અદા થશે. ઈમામ અબૂ યુસૂફ (રહ.) ના મત પ્રમાણે એકથી વધારે જેટલા દિવસોનો ફિદયો આપ્યો, અદા થઈ જશે, અને ઈમામ અબૂ હનીફા (રહ.) ના કથન પ્રમાણે એક રિવાયત ઈમામ અબૂ યુસૂફ (રહ.) થી પણ સાબિત છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૨૭)

ફતાવા દારૂલ ઉલૂમમાં લખ્યું છે કે જેટલા દિવસનો રોઝાનો ફિદયો એક ફકીરને આપ્યો છે. એટલા દિવસનો અદા થઈ જશે.

(ફતાવા દારૂલ ઉલૂમ દેવબંદ : ૬ / ૪૫૦)

પરંતુ અહકરનો ફતવો ઈમામ સાહેબ (રહ.) ના કથન પ્રમાણે એક દિવસના ફિદયાની અદાયગી પર છે. જો કે ઈબાદતની અદાયગીમાં એહતિયાત બહેતર છે. (અલ મબ્સુત : ૧ / ૨૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) રોઝાનો કફ્ફારો કયારે વાજિબ થશે ?

**સવાલ (૧૫૫૩) :** મેં એ સાંભળ્યું છે કે બિમારી અને મજબુરીને કારણે કોઈ રોઝો ન રાખી શકે, તો સાઈઠ મિસ્કીનોને ખવડાવવામાં આવે. જેનામાં શકિત ન હોય, તો જેટલા લોકને શકય હોય ખવડાવે અને ઈસ્તિગ્ફાર કરતો રહે, એવી રીતે કફ્ફારો અદા થઈ શકે છે ? શું આ વાત સહીહ છે ?

મારી પાસે જેટલી રકમ છે, તે હોટલમાં મિસ્કીનોને ખવડાવવા માટે કફ્ફારા માટે આપી શકું છું કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે જે સાંભળ્યું છે તે ખોટું છે, અથવા સમજવામાં ગલતી કરી છે. બિમારી અથવા ઉઝરને કારણે રોઝો ન રાખ્યો , તો જયારે અલ્લાહ તઆલા તંદુરસ્તી આપે, તેની કઝા કરે, જેટલા રોઝા રહી ગયા છે, બધાને બદલે એક એક રોઝો છે.

(તફસીર ઈબ્ને કષીર : ૧ / ૪૯૮, સૂરએ બકરહ : ૧૮૩)

જો કોઈ રોઝો રાખ્યા પછી તે તોડી નાંખે, તો તેની ઉપર કફ્ફારો વાજિબ થાય છે. તેની અદાયગીની એક શકલ લગાતાર સાઈઠ રોઝા રાખવા છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) જીવનભર દર મહિને એક રોઝો રાખવાની મન્નત માની હોય, પછી ન રાખી શકે તો કફ્ફારો કેવી રીતે અદા કરે.

**સવાલ (૧૫૫૪) :** એક ઓરતે જીવનભર દર મહિને એક રોઝો રાખવાની નિય્યત કરી, પરંતુ બાદમાં કમજોરીને કારણે રોઝા રાખી શકતી નથી, તો દર રોઝાના બદલે કેટલા રૂપિયા આપે ? અને શું આ કફ્ફારો કોઈ એક જ ફકીરને આપવો જરૂરી છે અથવા બે ફકીરોને અડધો અડધો વહેંચી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી ઓરતે જો પોતાના શબ્દોમાં મન્નતનો ઈરાદો કર્યો છે તો તેના માટે જરૂરી છે કે દર રોઝાના કફ્ફારામાં એક મિસ્કીનને સવાર – સાંજ પેટ ભરીને ખવડાવી દે, નહીં તો તેને સદકએ ફિત્ર પ્રમાણે બે કિલો અનાજ આપી દે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૦૯)

અને એક કફ્ફારો કોઈ એક જ મુસલમાન મિસ્કીનને આપવો જરૂરી છે. એક કફ્ફારો બે મિસ્કીનોમાં વહેંચવો સહીહ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૦૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) રોઝાની મન્નત માનનારા તરફથી તેના રિશ્તેદારો રોઝા રાખી શકે છે ?

**સવાલ (૧૫૫૫) :** અમારા ગામમાં એક વ્યકિતએ મન્નત માની કે મારું ફલાણું કામ થઈ જશે, તો હું એક મહિનાના રોઝા રાખીશ, પછી તે કામ થઈ ગયું, પરંતુ હવે એ વ્યકિત રોઝા રાખતો નથી અહીં સુધી કે યુવાન હોવા છતાં રમઝાનના પણ રોઝા રાખતો નથી. તેના કેટલાક રિશ્તેદારો એ વાત પર તૈયાર છે કે જો તેના તરફથી કોઈ બીજાના રોઝા રાખવા સહીહ હોય, તો તે રિશ્તેદાર તેના તરફથી રોઝા રાખી લે, તો શું આ રીતે કરવું દુરુસ્ત છે ? ફિદયાની શકલ શું રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મન્નત માનનારાએ જાતે રોઝા રાખવા જરૂરી છે. (મરાકિયુલ ફલાહ : ૨૬૧) તેના તરફથી રિશ્તેદારોએ રોઝા રાખવા સહીહ નથી.

(સુનને કુબરા : ૩ / ૨૫૭, હદીસ નં. ૨૯૩૦)

ફિદયો આપવાની ગુંજાઈશ તે શકલમાં છે, જયારે કે કોઈ માહેર મુસલમાન, દીનદાર ડોકટરે તાકીદ કરી હોય કે રોઝા રાખવાથી જાનનો ખતરો છે, અથવા કોઈ અંગ બેકાર થઈ જવાનો અંદેશો છે, અથવા કોઈ લાઈલાજ બિમારી લાગી જવાનો ખતરો છે, તો એ સુરતોમાં દરેક રોઝા માટે ફિદયો આપવો જરૂરી છે. તેની શકલ એ છે કે ૩૦ રોઝા માટે કોઈ એક ફકીરને ૩૦ દિવસ સુધી સવાર – સાંજ ખવડાવી દે અથવા ૩૦ ફકીરોને એક દિવસ સવાર – સાંજ ખવડાવી દે, બીજી સુરત એ છે કે દરેક રોઝાના ફિદયારૂપે સદકએ ફિત્ર બરાબર સદકો કરે. માટે ૩૦ ફિદયાના ૩૦ સદકાત અદા કરે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن ابن عباس رضي الله عنهما ، أن رسول الله صلى الله عليه وسلم قدم المدينة فوجد اليهود صياما ، يوم عاشوراء ، فقال لهم رسول الله صلى الله عليه وسلم : ماهذا اليوم الذي تصومونه ؟ فقالوا : هذا يوم عظيم ، أنجي الله فيه موسى وقومه ، وغرق فرعون وقومه ، فصامه موسى شكرا ، فنحن نصومه ، فقال رسول الله صلى الله عليه وسلم : فنحن أحق وأولى بموسى منكم ، فصامه رسول الله صلى الله عليه وسلم ، وأمر بصيامه .

(صحيح البخاري :۱/۴۸۱ ، رقم الحديث : ۳۳۹۷ ، كتاب احاديث الأنبياء ، باب قول الله تعالى : (وهل أتك حديث موسى [ : ] { وكلم الله موسى تكليم ) ، ط : ديوبند الصحيح لمسلم : ۳۵۹/۱ ، رقم الحديث : ۱۲۸- (۱۱۳۰ ) ، كتاب الصيام باب صوم يوم عاشوراء ، ط : ديوبند ، واللفظ لمسلم )

**તર્જુમો :** **હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) (હિજરત કરીને) મદીના આવ્યા. આપે જોયું કે આશુરાના દિવસે યહૂદી રોઝો રાખે છે, પૂછયું : શું વાત છે ? યહૂદીઓએ કહયું કે એ સારો દિવસ છે. આ દિવસે અલ્લાહ તઆલાએ બની ઈસ્રાઈલને દુશ્મનથી છુટકારો આપ્યો હતો. એટલે મુસા (અલૈ.) એ એ દિવસે રોઝો રાખ્યો હતો. આપે ફરમાવ્યું : મુસાની જેમ અમલ કરવાનો હું તમારા કરતા વધુ હકદાર છું, તેથી હુઝૂર (સલ.) એ તે દિવસનો રોઝો પોતે પણ રાખ્યો અને રોઝો રાખવાનો હુકમ પણ આપ્યો.**

**(બુખારી : ૧ / ૪૮૧, હદીસ નં. ૩૩૯૭, મુસ્લિમ : ૧ / ૩૫૯, હદીસ નં. ૧૨૮ – ૧૧૩૦)**

# નફલ રોઝાનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# નફલ રોઝાનું બયાન

## (૧) માત્ર આશુરાના દિવસનો રોઝો રાખવો જાઈઝ છે.

**સવાલ (૧૫૫૬) :** આશુરાના રોઝા વિશે રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે તેમાં તમે યહૂદીઓની વિરુદ્ધ કરો એટલે યહૂદીઓ એક રોઝો રાખે છે માટે તમે બે રોઝા રાખો એટલે નવ અને દસ તારીખ અથવા દસ અને અગિયાર તારીખના રોઝા રાખો, તો સવાલ એ છે કે જો કોઈ વ્યકિત માત્ર દસમી મુહર્રમનો રોઝો રાખે, તો તેમાં કોઈ કરાહત છે કે નહીં ?

"ખુત્બએ મવઈઝત" માં આશુરાના ફઝાઈલથી પહેલા મુહર્રમનો જે ખુત્બો છે તેમાં લખ્યું છે કે અમારા હનફી ફુકહાનો પણ આ જ મસ્લક છે કે માત્ર એક આશુરાનો રોઝો રાખવો મકરૂહ છે. આપ શરીઅતની રોશનીમાં તહકીકી જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હુઝૂર (સલ.) એ માત્ર દસમી મુહર્રમ (આશુરા) નો રોઝો રાખ્યો હતો.

(બુખારી : ૧ / ૪૮૧, હદીસ નં. ૩૩૯૭)

બદાઈઉસ્સનાઈઅમાં લખ્યું છે કે માત્ર દસમીનો રોઝો રાખવો મકરૂહ નથી.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૭૯)

માટે અફઝલ એ છે કે ૯, ૧૦ અને ૧૧ ત્રણ દિવસના રોઝા રાખવામાં આવે. (બઝ્ઝાર : ૧૧ / ૩૯૯, હદીસ નં.૫૨૩૮) અને મધ્યમ એ છે કે ૯, ૧૦ અથવા ૧૦, ૧૧ ના રોઝા રાખે, કારણ કે રસૂલુલ્લાહ (સલ.) એ વફાત પહેલા ઈરશાદ ફરમાવ્યો હતો કે યહૂદીઓની વિરુદ્ધ કરીને દસ તારીખથી પહેલા અથવા બાદમાં પણ રોઝો રાખી લો. (મુસ્લિમ : ૧ / ૩૫૯, હદીસ નં. ૧૩૩–૧૧૩૪)

માટે ફકત આશુરાનો રોઝો મકરૂહ નથી અને આપે સવાલમાં જે હવાલો બયાન કર્યો છે. તેમાં કરાહતથી મુરાદ કરાહતે તન્ઝીહી છે, જે મુસ્તહબની વિરુદ્ધમાં છે. એટલે જે લોકો માત્ર આશુરાનો રોઝો રાખે છે તેમની ટીકા કરવી જોઈએ નહીં. (કિતાબુલ ફતાવા : ૩ / ૪૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મુહર્રમના રોઝા નવ–દસ અથવા દસ – અગિયારે ?

**સવાલ (૧૫૫૭) :** મુહર્રમુલ હરામના કેટલા રોઝા રાખવા મુસ્તહબ છે અને કઈ તારીખે રાખવામાં આવે, નવ –દસ અથવા દસ – અગિયાર મુહર્રમે ? હવાલા સાથે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આશુરાના મોકા પર બે રોઝા રાખવા મુસ્તહબ છે, જેથી યહૂદીઓની એકરૂપતા ન થાય, યહૂદીઓ માત્ર દસમી મુહર્રમનો રોઝો રાખે છે. આપણે નવ–દસ અથવા દસ – અગિયારનો રોઝો રાખીએ. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે

صوموا التاسع والعاشر وخالفوا اليهود

(તિરમિઝી : ૧ / ૧૫૮, હદીસ નં. ૭૫૫) પરંતુ જો માત્ર દસમી મુહર્રમનો રોઝો રાખી લે, તો પણ સવાબ મળી જશે. (મુસ્લિમ : ૧ / ૩૫૯, હદીસ નં. ૧૩૩ – ૧૧૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) શંકાના દિવસનો રોઝો

**સવાલ (૧૫૫૮) :** આકાશ વાદળછાયું હોવાને કારણે રમઝાનનો ચાંદ અમારે ત્યાં નજર ન આવ્યો અને આસપાસથી પણ કોઈ ખબર ન આવી. તેમ છતાં દિલ્લીની જામેઅ મસ્જિદના શાહી ઈમામ અબ્દુલ્લાહ બુખારીની રેડિયો દ્વારા પ્રસારિત થતી ચાંદની ખબરને કારણે, કેટલાક આસપાસના લોકોએ બીજા દિવસે એ વિચારીને રોઝો રાખ્યો કે જો ખરેખર ચાંદની ખબર હશે તો રમઝાનનો રોઝો, નહીં તો નફલ રોઝો હશે.

બાદમાં ખબર આવી કે યકીની રીતે શહાદત આપવામાં આવી છે કે પહેલો રોઝો ૨૩ તારીખે થયો છે.

હવે સવાલ એ છે કે જે લોકોએ એ દિવસે એટલે ૨૩ તારીખે રોઝો રાખ્યો નથી, શું તેમને ઈદ પછી એક રોઝો કઝા કરવો પડશે ?

જે લોકોએ શાહી ઈમામ અબ્દુલ્લાહ બુખારી તરફથી રેડિયો પર પ્રસારિત થયેલી ખબર સાંભળીને રોઝો રાખ્યો છે. તેમના રોઝાની શરઈ હેસિયત શું છે ?

અમારા ગામના એક વ્યકિતએ પાકિસ્તાનથી અથવા દિલ્લીથી પ્રસારિત

થનારી ખબર પર કે વર્ણવેલી નિય્યત (કે ખબર સહીહ થઈ, તો રમઝાનનો રોઝો, નહીં તો નફલ રોઝા) ની સાથે રોઝો રાખ્યો અને તેના ઘરના બીજા સભ્યોએ પણ એ જ રીતે રોઝા રાખ્યા, તો જે લોકોએ રોઝા રાખ્યા છે, તેમના હકમાં આ રમઝાનનો રોઝો થશે અથવા તેમને પણ કઝા કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શંકાના દિવસમાં શકય છે કે ૩૦ શાબાન હોય અને એ પણ શકય છે કે પહેલી રમઝાન હોય.

શંકાના દિવસના સિલસિલામાં અવામ માટે હુકમ છે કે તેઓ ઝવાલ સુધી ખાવા – પીવાથી બચે અને ચાંદની ખબરની રાહ જુએ, પછી કોઈ ખબર ન આવે તો ઈફતાર કરી લે અને ગવાહી આવી જાય તો રોઝાની નિય્યત કરીને રોઝો પુરો કરે.

(મરાકિયુલ ફલાહ : ૨ ૪૧)

શંકાના દિવસમાં આ નિય્યતની સાથે રોઝો રાખવો મકરૂહ છે કે જો રમઝાનનો દિવસ હોય તો રમઝાનનો રોઝો, નહીં તો નફલ રોઝો. કારણ કે નિય્યતમાં શંકા છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૩)

તેમ છતાં જો કોઈ આ રીતે રોઝો રાખી લે અને ગવાહીથી આ દિવસે પહેલી રમઝાન સાબિત થઈ જાય, તો તે રમઝાનનો રોઝો ગણાશે, બાદમાં તેના માટે પેહલી રમઝાનનો રોઝો કઝા કરવાની જરૂરત નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૩૮૧,૩૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) શંકાના દિવસે રમઝાનની ગવાહી આવે તો "રમઝાન નો, નહીં તો નફલ રોઝો" ની નિય્યતથી રોઝો રાખવો

**સવાલ (૧૫૫૯) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ આ મસ્અલામાં....

આકાશ વાદળછાયું હોવાને કારણે રમઝાનુલ મુબારકનો ચાંદ દેખાયો નહીં, તો એક મુસલમાન એ નિય્યતથી રોઝો રાખી લે છે કે "કોઈ જગ્યાએથી ચાંદની ગવાહી આવશે તો રમઝાનનો રોઝો નહીં તો નફલ રોઝો."

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ પ્રકારની નિય્યતથી રોઝો રાખવો મકરૂહ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) શંકાના દિવસમાં રોઝો રાખવો મકરૂહ છે કે હરામ ?

**સવાલ (૧૫૬૦) :** શરીઅતમાં શંકાના દિવસમાં રોઝો રાખવો મકરૂહ અને મના છે, એવું વાંચવામાં આવ્યું છે. પરંતુ એક વ્યકિત પોતાના મત અને ખ્યાલ પ્રમાણે હરામ કહે છે, તો સહીહ શું છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શંકાના દિવસમાં રમઝાનની નિય્યતથી રોઝો રાખવો મકરૂહ છે. યહૂદીઓ અને નસારા સાથે એકરૂપતા થાય છે. તે લોકો રોઝા શરૂ થતા પહેલા રોઝા રાખતા હતા. એવી રીતે રાફઝી અને શીયા અકીદાવાળાની સાથે પણ એકરૂપતા છે. એ કારણે તેણે મકરૂહે તહરીમી કહેવામાં આવે છે. હરામ કહેનારાનો મકસદ કરાહતે તહરીમી બતાવવું છે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૩૫)

શંકાના દિવસે રોઝો રાખવો તે વખતે મકરૂહ છે જયારે કે તે દિવસે રોઝા રાખવાનો મામૂલ ન હોય, જો કોઈ પુરુષ અથવા સ્ત્રી જુમેરાત અથવા જુમ્આનો રોઝો રાખે છે અને શંકાનો દિવસ જુમ્આએ આવ્યો, તો તેના માટે રોઝો રાખવો જાઈઝ છે, કારણ કે તેને જુમેરાત અને જુમ્આના નફલ રોઝા રાખવાની આદત છે. એટલે જે વ્યકિતને નફલ રાખવાની આદત હોય અને તે દિવસે શંકાનો દિવસ હોય, તો તેના માટે રોઝો રાખવો જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૮૧, ૩૮૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ૧૫ શાબાનનો રોઝો મસ્નૂન છે કે નહીં ?

**સવાલ (૧૫૬૧) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ આ મસ્અલામાં કે લાંબી મુદ્દતથી આ મશહુર છે કે ૧૫ મી શાબાનનો રોઝો રાખવો મસ્નૂન છે, બુઝુર્ગોની કિતાબોમાં પણ આ વાત લખેલી છે. તેના મસ્નૂન હોવામાં ઈબ્ને માજહની એક રિવાયતથી સાબિત કરવામાં આવ્યું છે. રિવાયત આ છે :

حدثنا الحسن بن علي الخلال قال : حدثنا عبد الرزاق قال : أنبأنا ابن أبي سبرة ، عن إبراهيم بن محمد ، عن معاوية بن عبد الله بن جعفر ، عن أبيه ، عن علي بن أبي طالب ، قال : قال رسول الله صلى الله عليه وسلم : " إذا كانت ليلة النصف من شعبان ، فقومواليلها وصوموانهارها ، فإن الله ينزل فيها

لغروب الشمس إلى سماء الدنيا ، فيقول : ألا من مستغفر لي ، فأغفر له ، ألا مسترزق فأرزقه ، ألا مبتلى فأعافيه ، الا كذا ألا كذا حتى يطلع الفجر (سنن ابن ماجہ)

**ઈબ્ને માજહની આ રિવાયત સિવાય** صوموا انهارها **નો મઝમૂન કોઈ બીજી રિવાયતમાં મળતો નથી. વર્ણન કરેલી રિવાયતમાં એક રાવી "ઈબ્ને સબરહ" છે આ રાવી વિશે અલ્લામા ઝહબી (રહ.) ફરમાવે છે કે**

أبو بكر بن عبد الله [ ق ] بن أبي سبرة المدني القاضي الفقيه . . . . . . . عن الأعرج ، وعطاء بن أبي رباح .. . . . . . . وعنه عبد الرزاق ، وأبو عاصم ، وجماعة.. . . . . . . ضعفه البخاري وغيره............ يضع الحديث............ وقال أبو داود: كان مفتى أهل المدينة............وروى عباس عن ابن معين، قال : قدم ههنا فاجتمعوا عليه فقال: عندي سبعون ألف حديث، إن أخذتم عنى كما أخذ عن ابن جريج وإلا فلا............ وقال النسائي : متروك ............ قلت : ولى قضاء العراق ، وبعد وفاته ولى القضاء أبو يوسف............ وهو أبو بكر بن عبد الله بن محمد ابن أحد البدريين أبي سبرة بن أبي رهم العامري....... وقال ابن معين: ليس حديثه بشى. ( ميزان الاعتدال )

**આ લખાણ લખ્યા પછી અલ્લામાં ઝહબી (રહ.) એ ઉપરોકત હદીસ બયાન કરી છે, જેમકે તેમની આદત છે કે કોઈ રાવી પર કલામ કર્યા પછી તેની ઝઈફ રિવાયતને બયાન ફરમાવે છે.**

**હાફિઝ મુન્ઝરી (રહ.)એ આ હદીસને અત્તરગીબ વત્તરહીબમાં આ રીતે બયાન કરી છે.**

وروى عن على رضى الله عنہ عن النبى ﷺ قال إذا كانت ليلة النصف من شعبان فقوموا ليلها وصوموا يومها الحديث

**અલ્લામા મુન્ઝરી (રહ.) ફરમાવે છે :**

إذا كان في الإسناد من قيل فيه كذاب، أو وضاع، أو متهم، أو مجمع على تركه أو ضعفه، أوذاهب الحديث ، أوهالك ، أو ساقط ، أو ليس بشيء ، أو ضعيف

جدا ، أو ضعيف فقط ، أو لم أر فيه توثيقا بحيث لا يتطرق إليه احتمال التحسين ، صدرته بلفظة روي، ولا أذكر ذلك الراوي، ولا ما قيل فيه البتة ، فيكون الإسناد الضعيف دلالتان ، تصديره بلفظة روي، و إهمال الكلام عليه في آخره . ( الترغيب والترهيب )

ઝઈફ હદીસની બે નિશાનીઓ છે, જે અલ્લામા મુન્ઝરી (રહ.) એ બયાન કરી છે, તે બંને હદીસોની ચર્ચા મૌજૂદ છે. આ ચર્ચાથી એટલી વાત સાબિત થઈ કે ૧૫ મી શાબાનના રોઝાની હદીસ ઝઈફ છે. પછી જયારે તેની સનદમાં એવા રાવી છે જેમને ત્યજવા પાત્ર અને كان يضع الحديث કહેવામાં આવ્યું છે અને જે હદીસ વિશે "ليس بشئ" કહેવામાં આવ્યું છે, તો માલૂમ થયું કે વર્ણન કરેલી હદીસમાં ઝોઅફ મામૂલી નથી, બલકે વધારે ઝઈફ છે, પછી બહુવિધ રીતે અથવા કોઈ પ્રકારે એ ઝઈફની બળજબરી પણ કરવામાં આવી નથી.

એ વાત સહીહ છે કે હઝરાતે મુહદ્દીષીન ફઝાઈલમાં ઝઈફ હદીસથી દલીલ આપે છે, અને તેની ઉપર અમલ કરવાની ઈજાઝત આવે છે. અલબત્ત આ ઈજાઝત જરૂરી નથી, બલકે તેને ઉલમાએ વિવિધ શરતો સાથે જોડી છે, એ શરતોને દુર્રે મુખ્તારમાં બયાન કરી છે.

شرط العمل بالحديث الضعيف عدم شدة ضعفه ، وأن يدخل تحت أصل عام ، وأن لا يعتقد سنية ذلك الحديث . ( الدر المختار )

અલ્લામા સિયુતી (રહ.) ફરમાવે છે.

وذكر شيخ الإسلام له ثلاثة شروط : أحدها : أن يكون الضعف غير شديد، فيخرج من انفرد من الكذابين والمتهمين بالكذب، ومن فحش غلطه، نقل العلائي الاتفاق عليه. الثاني : أن يندرج تحت اصل معمول بہ ........الثالث أن لا يعتقد عند العمل بہ ثبوتہ، بل يعتقد الاحتياط (تدريب الواوى)

આ વાતને અલ્લામા અબ્દુલ હય લખનવી (રહ.) આ રીતે બયાન કરે છે :

فالحق في هذا المقام: أنه إذا لم يثبت ندب شيء أوجوازه بخصوصه بحديث صحيح، و ورد بذلك حديث ضعيف، ليس شديد الضعف، يثبت

استحبابه، وجوازه به بشرط أن يكون مندرجاتحت أصل شرعي، ولا يكون مناقضا للأصول الشرعية ، و الأدلة الصحيحة . ( الأجوبة الفاضلة ، ص : ٥٥، ت : عبد الفتاح أبو غدة ، ط : مكتبة المطبوعات الإسلامية - حلب )

સવાલ એ છે કે ઈબ્ને માજહની વર્ણન કરેલી રિવાયત સિવાય કોઈ બીજી દલીલ પાત્ર હદીસમાં આ મઝમૂન આપની જાણકારીમાં હોય, જેનાથી આ સંપૂર્ણ ચર્ચા ખતમ થઈ જાય, તો આપ જરૂર જણાવશો અલબત્ત જો કોઈ બીજી હદીસ ન મળે, તો વર્ણન કરેલી ચર્ચાને આધારે...

(૧) ૧૫ મી શાબાનના રોઝાને મસ્નૂન કહેવો સહીહ છે કે નહીં ?

(૨) તેમજ ૧૫ મી શાબાનના રોઝાને સુન્નત સમજીને રાખવો કેવું છે ?

મહેરબાની કરીને વહેલી તકે જવાબ આપવા વિનંતી છે. અલ્લાહ તઆલા આપને જઝાએ ખૈર અતા ફરમાવે અને સઆદતે દારૈનથી નવાઝે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

૧૫ મી શાબાનના રોઝાને ફુકહામાંથી કોઈએ મસ્નૂન ઠેરવ્યો નથી. અને ન મુહદ્દિષીન તેને સુન્નત ફરમાવે છે, ન તો ઉલમાએ સલફ તેને મસ્નૂન કહે છે.

જાતે ઈબ્ને માજહ (રહ.) એ આ રિવાયતને, જેની બુનિયાદ પર સવાલ કરનારાએ તફસીલથી ચર્ચા કરી છે તેને રોઝાના બયાનમાં વણર્ન કરી નથી, જયાં તેમને મસ્નૂન અને મુસ્તહબ રોઝાઓને બયાન કર્યા છે, વિચાર કરો ! તેમાં કયાંય ૧૫ મી શાબાનના રોઝાનું વર્ણન ઈબ્ને માજહ (રહ.) એ કર્યુ નથી. તેનો મતલબ એ થયો કે તેમના મગજમાં આ બાબતે કંઈને કંઈ મોજૂદ છે. એટલે તેમણે તેને રાતની ઈબાદતના બાબમાં વર્ણન કર્યુ છે. તેનાથી એ બતાવવાનું છે કે આ રોઝા મસ્નૂન નથી.

આ જમાનામાં આ ચર્ચા કોઈ નવી નથી. કદાચ સવાલ કરનારની નજરમાં અવામનો આ રોઝા પર અમલ છે. તો અવામ આ પ્રકારના ફરકથી અજ્ઞાન છે. તેમણે તો માત્ર એટલું માલૂમ હોવું જોઈએ કે ૧૫ મી શાબાનનો રોઝો રાખો, તો સવાબ મળશે, તેઓ તો માત્ર સવાબ મેળવવા માટે રોઝા રાખે છે, ઉલમાએ કિરામમાંથી કોઈ પણ તેને મસ્નૂન સમજતા નથી. જો અવામ મસ્નુન વગેરેની વ્યખ્યાથી વાકેફ હોય અને મસ્નૂન સમજીને આ રોઝા રાખે છે, તો સ્પષ્ટતા કરી દેવી

જોઈએ કે માત્ર ૧૫ શાબાનની હેસિયતથી તેને મસ્નૂન સમજીને રોઝા ન રાખે.

જો આપનો હેતુ એ છે કે જનાબે નબીએ કરીમ (સલ.) એ ૧૫ મી શાબાનનો રોઝો રાખ્યો નથી, એટલે ન રાખવો જોઈએ અથવા અવામને આ રોઝાથી મના કરવા જોઈએ, તો આ સિલસિલામાં અરજ છે કે આ વાત મુશ્કેલ છે હુઝૂર (સલ.) એ ૧૫ મી શાબાનનો રોઝો નથી રાખ્યો, બલકે યકીનન હુઝૂર (સલ.) એ રોઝો રાખ્યો છે, એટલે કે તે સહીહ રિવાયત, જેમાં આપ (સલ.) ના આખા શાબાનના રોઝા રાખવાનું વર્ણન છે. (સવાલ કરનાર આલિમ છે એટલે એ રિવાયત તરફ ઈશારો કાફી છે.) તો શું આપ (સલ.) શાબાનના મોટાભાગના રોઝા રાખીને ૧૫મી શાબાનનો રોઝો છોડી દેતા હતા ? અને હમેશાં છોડી દેતા હતા ? એવું નથી બલકે આપ (સલ.) એ રોઝો રાખ્યો છે, અને તે રિવાયતો જેમાં શાબાનના અંતમાં રોઝા રાખવાની મનાઈ છે. ૧૫ મી શાબાન પછી શરૂ થાય છે, ૧૫ મી નો રોઝો રાખવો મનાઈમાં શામિલ નથી.

એટલે અવામ ૧૫ મી શાબાનનો રોઝો રાખતા હોય, તો તેમને મનાઈ કરવાની જરૂરત નથી, એટલા માટે કે સામુહિક રીતે રોઝો રાખવામાં દેખાવાનો કોઈ ખ્યાલ નથી. રોઝો કમ સે કમ પ્રિય છે, બલકે કોઈ ન કોઈ દરજામાં ઈચ્છનીય માલૂમ થાય છે.

તેથી વધુ ઝઈફ હદીસ પર અમલમાં અપ્રિય હોવાની ચર્ચામાં અલ્લામા હસ્કફી (રહ.) ફરમાવે છે કે જો તે અમલ આમ કાયદા પ્રમાણે આવી જાય, તો તેની ઈજાઝતમાં કોઈ રૂકાવટ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૧૨૮) શાબાનમાં વર્ણન કરેલી આદત આમ કાયદા પ્રમાણે ૧૫ મી શાબાનનો રોઝો પણ એ ફઝીલતમાં આવી જાય છે.

જેમકે વર્ણન કરેલી ચર્ચાથી માલૂમ થયું કે ઈબ્ને માજહએ કદાચ વર્ણન કરેલા રોઝાને સુન્નત ન હોવાને કારણે રોઝાની હદીસને રોઝાના બયાનમાં વર્ણન કરવાને બદલે રાતની ઈબાદતમાં વર્ણન કરી છે. તો સંભવત એવી હિકમતને લીધે ઈમામ તિરમિઝી (રહ.) એ (જેમની રિવાયતમાં રોઝાનું વર્ણન નથી.) પંદરમી શાબાનની રાતની ઈબાદતની રિવાયતને, રોઝાના બયાનની વચ્ચે વર્ણન કરી છે. હાલાંકે એ બાબમાં કોઈ સંબંધ વાત અને રિવાયતમાં માલૂમ થતો નથી. અને એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ઈમામ તિરમિઝી (રહ.) પોતાની સુનનમાં باب كراهية الصوم

باب ما جاء في ليلة النصف من شعبان **૫છી** في النصف الباقي من شعبان ને લાવી રહયા છે. તેનાથી એ વાત તરફ ઈશારો મળે છે કે પંદરમી શાબાનનો કોઈ રોઝો છે. નહીં તો રિવાયત અને બાબને સાથે બયાન કરવાનું કોઈ યોગ્ય કારણ જણાતું નથી. રાતની ઈબાદતનો સુબૂત અથવા મનાઈ રાતની ઈબાદતના બાબમાં થઈ શકે છે. સંભવત ઈમામ તિરમિઝી (રહ.) નો ઈશારો એ તરફ છે કે ભલે રિવાયતમાં રોઝાનું વર્ણન નથી, પરંતુ બીજી કેટલીક ઝઈફ રિવાયતો, આમ કાયદો અને ૧૫ મી શાબાનની રાતની જે ફઝીલત છે, તેનો તકાદો છે કે ૧૫ મી શાબાનનો દિવસ પણ કોઈ ફઝીલત ધરાવે છે, અને અમલનો તકાદો એ છે કે રાતની ઈબાદત અને દિવસના રોઝાનો અમલ સાથે સાથે રહે. ટુંકમાં આ ઈશારો એ વાત તરફ હોય અથવા તેમની બાબની તરતીબથી આપણે આ વાતનો ઈશારો સમજી શકીએ છીએ.

૧૫ મી શાબાનના રોઝાના મુસ્તહબ હોવા વિશે ગુજરાતના પ્રાચીન, વિશ્વાસુ આલિમ હઝરત મવલાના અબ્દુર્રહીમ સાહેબ કફલેતવી (રહ.) એ પોતાની કિતાબ " અલ જવાહિરુલ ઝવાહિર" માં એક બીજા અંદાજમાં દલીલ રજૂ કરી છે. કે બયહકીની રિવાયતમાં છે. ” وفيها ترفع أعمالهم (બયહકી : ૧૨૬, હદીસ નં. ૨૬) કે ૧૫ મી શાબાને બંદાઓના આમાલ અલ્લાહ તઆલા તરફ પહોંચાડવામાં આવે છે. (એટલે અલ્લાહ તઆલાની સામે પેશ કરવામાં આવે છે.) બીજી રિવાયતમાં છે કે આપ (સલ.) થી પૂછવામાં આવ્યું કે આપ શાબાનમાં આટલા વધુ પ્રમાણમાં રોઝા કેમ રાખો છો ? આપ (સલ.) એ જવાબ આપ્યો કે શાબાન એવો મહિનો છે કે લોકો રમઝાન અને રજબની વચ્ચે ગાફેલ રહે છે અને આ એવો મહિનો છે કે તેમાં અલ્લાહ તઆલાની બારગાહમાં બંદાઓના આમાલ પેશ થાય છે અને મને એ પસંદ છે કે મારા આમાલ અલ્લાહ તઆલાના દરબારમાં એવી હાલતમાં પેશ થાય કે હું રોઝેદાર હોવું. (શુઅબુલ ઈમાન : ૫ / ૩૫૨, હદીસ નં. ૩૪૫) અલ્લામા (રહ) ફરમાવે છે કે આ કારણથી પંદરમી શાબાનનો રોઝો મુસ્તહબ છે આ અલ્લામા મોસૂફ (રહ.) ની લાંબી ચર્ચાનો ખુલાસો છે. (અલજવાહિરુલ ઝવાહિર : ૧ / ૫૭૮)

આ ચર્ચાથી સાબિત થાય છે કે આપ (સલ.) નો શાબાનમાં રોઝો રાખવો, આમાલની બુલંદી માટે છે. નસાઈની રિવાયતમાં જે અમલની બુલંદીનું વર્ણન છે. અડધી રાતમાં એ જ અમલની બુલંદી મુરાદ છે અને તે ૧૫ મી શાબાને શકય બને છે. તેમજ આપ (સલ.) મોટે ભાગે શાબાનમાં ખાસ આમાલની બુલંદીની શોધમાં

રોઝા રાખતા હતા. આ કાર્ય વિચારવા લાયક છે, શંકા જરૂરી છે કે આમાલની બુલંદીથી અડધી રાતની બુલંદી મુરાદ છે. અલબત્ત મુહદ્દિષીન (રહ.) એ નસાઈ શરીફની રિવાયત

وهو شهر ترفع فيه الأعمال إلى رب العالمين

(નસાઈ : ૪ / ૨૧૦, હદીસ નં. ૨૩૫૭) ના જે સૂચનો પેશ કર્યા છે, સંપૂર્ણ રીતે અલ્લામા મોસુફ (રહ.) નું સૂચન મેચ થતું નથી.

આ જરૂર સાબિત થયું કે અલ્લામા અબ્દુલ હય (રહ.) ૧૫ મી શાબાનના રોઝાના સમર્થક છે. ફતાવા દારૂલ ઉલૂમમાં હઝરત મવલાના મુફ્તી અઝીઝુર્રહમાન સાહેબ (રહ.) એ પણ ૧૫ મી શાબાનના રોઝાને મુસ્તહબ લખ્યો છે. હઝરત શૈખુલ મશાઈખ અલ્લામા રશીદ અહમદ ગંગોહી (રહ.) એ ફરમાવ્યું કે ૨૭ રજબનો રોઝો (જેનું તે મહત્વ નથી જે ૧૫ મી શાબાનના રોઝાનું સાબિત છે. ) રાખવો જાઈઝ લખ્યો છે. (ફતાવા રશિદિય્યહ : ૧ / ૪૩, ફતાવા દારૂલ ઉલૂમ : ૬ / ૫૦૦)

આ સંપૂર્ણ ચર્ચાનો ખુલાસો એ છે કે શાબાનની ૧૫ મી નો રોઝો મસ્નૂન હોવો શકય છે, કમ સે કમ મુસ્તહબ નહીં તો ઉચિત હોવું સાબિત છે, એટલે રોઝો રાખવો જોઈએ, કોઈને મનાઈ ન કરવી જોઈએ. હા, મસ્નૂન બિલ્કુલ ન સમજે, અલબત્ત અડધી રાતે જાગવું જે સાબિત છે, તેના માટે મસ્જિદમાં ભેગા થવું અને જરૂરી સમજવું બિદઅત છે. તેનાથી રોકવા જોઈએ. રોઝો રાખવામાં નુકસાન નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وَاٰمِنُوْا بِمَا اَنْزَلْتُ مُصَدِّقًا لِّمَا مَعَكُمْ وَلَا تَكُوْنُوْا اَوَّلَ كَافِرٍۢ بِهٖ، وَلَا تَشْتَرُوْا
بِاٰيٰتِیْ ثَمَنًا قَلِيْلًا وَّاِيَّایَ فَاتَّقُوْنَ۔

**તર્જુમો :** અને આ કિતાબ (કુર્આન)ને માની લો, જેને મેં ઉતારી છે, તે તમારી પાસેની કિતાબ (તવરાત)ને સત્ય બતાવે છે, અને તમે જ તે કુર્આનના સૌથી પહેલા ઈનકાર કરનાર ન બનો, અને મારી (તવરાતની) આયતોને જુજ–નજીવી દુનિયાના માલ અને ઈઝઝતને બદલે વેચો નહિ, અને મારાથી જ (સંપૂર્ણ રીતે) ડરતા રહો, (સૂરએ બકરહ : ૪૧)

عن سليمان بن بريدة ، عن أبيه، قال : قال رسول الله ﷺ : من قرأ القرآن يتأكل به الناس ،جاء يوم القيامة ووجهه عظم ليس عليه لحم

**તર્જુમો :** હઝરત સલમાન બિન બુરૈદહ (રદિ.) એ હુઝૂર (સલ.) નો ઈરશાદ નકલ કર્યો છે, કે જે વ્યકિત કુર્આન પઢે, જેથી તેના દ્વારા લોકોથી ખાય (રોજી, રોટીનું સાધન બનાવે), તે કયામતના દિવસે એવી હાલતમાં આવશે કે તેના ચહેરા પર માત્ર હાડકા હશે અને માસ નહીં હોય.

(બયહકી : ૪ / ૧૯૫, હદીસ નં. ૨૩૮૪)

# તરાવીહનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# તરાવીહનું બયાન

**નોંધ :** "તરાવીહનું બયાન" શિર્ષક હેઠળ હઝરત મુફતી સાહેબ (રહ.) ના અનેક ફતાવા " ફતાવા ફલાહિય્યહ ભાગ : ૨" માં પ્રકાશિત થઈ ચુકયા છે. આ વિષયના કેટલાક ફતાવા અમને રોઝાનું બયાનની ફાઈલમાંથી મળ્યા છે, જે અહીંયા લખવામાં આવે છે શકય છે કે કેટલાક ફતાવા જાહેરમાં રિપિટ થતા દેખાય, પરંતુ હકીકતમાં તે કોઈને કોઈ ફાયદા પર આધારિત છે. દા.ત. તરાવીહ પર મહેનતાણું લેવાના અમુક મસાઈલ. (મુજતબા કાસમી)

## (૧) ૧૬ વર્ષની ઉમરવાળા હાફિઝે કુર્આનની પાછળ તરાવીહ

**સવાલ (૧૫૬૨) :** એક તાલીબે ઈલ્મ છે, તેની ઉમર ૧૬ વર્ષની છે. ગયા વખતે મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) થી ફતવો પૂછયો હતો, તો જવાબમાં હઝરતે ફરમાવ્યું હતું કે એ તાલિબે ઈલ્મની પાછળ ફર્ઝ, વિત્ર અને તરાવીહ પઢવી ઉમર પ્રમાણે જાઈઝ છે. તેમાં કોઈ નુકસાન નથી.

હવે સવાલ એ છે કે અમારા ગામમાં મુતવલ્લી સાહેબથી ત્રણ મહિના પહેલા દરખ્વાસ્ત કરી હતી કે આ છોકરો તરાવીહ પઢાવશે, ત્યાર પછી લગભગ ત્રણ વખતે યાદ અપાવવામાં આવ્યું, તો જવાબ આપ્યો કે ઠીક છે.

ગયા રમઝાનનો ચાંદ પૂરા ૩૦ દિવસ પર થયો, ૩૦ માં દિવસે સવારે માલૂમ થયું કે મુતવલ્લી સાહેબ મનાઈ કરવાના છે. મુતવલ્લીની મનાઈ પહેલા તેના પિતાએ મનાઈ કરવાનું કારણ પૂછયું તો તેમણે કહયું કે છોકરો ઉમર પ્રમાણે નાનો છે. પુખ્તવયનો નથી. માટે તરત જ તડકેશ્વર જઈને ફતવો લીધો, હઝરત મુફતી સાહેબે ફતવો આપ્યો કે બાલિગ છોકરા માટે તરાવીહ, ફર્ઝ અને વિત્ર વગેરે પઢાવવું જાઈઝ છે. છોકરો ૧૬ વર્ષનો છે, એટલે તરાવીહ પઢાવી શકે છે.

જયારે આ વાત મુતવલ્લીને બતાવવામાં આવી, તો તેમણે કહયું કે તે નમાઝની પાબંદી કરતો નથી, એટલે તરાવીહ પઢાવી શકતો નથી. મતલબ કે મુતવલ્લી સાહેબની પહેલી દલીલ નાકામ રહી. તો બીજી દલીલ લઈ આવ્યા તેનાથી માલૂમ થાય છે કે માત્ર બહાનું છે.

તે છોકરો હમણાં તરાજ મદ્રસામાં તાલિમ હાસિલ કરી રહયો છે, તેનાથી માલૂમ થાય છે કે તે નમાઝોની પાબંદી કરતો હશે અને જો માની લેવામાં આવે કે તેણે અમુક નમાઝો છોડી દીધી છે, તો શું તેની પાછળ તરાવીહ સહીહ ન હોવાનો હુકમ લગાવવામાં આવી શકે છે ? શરીઅતનો આ બાબતે શું હુકમ છે ?

તેમજ એક વખતે મુતવલ્લી સાહેબના કહેવા પર તે છોકરાને ઈમામત માટે આગળ કરવામાં આવ્યો હતો, તો પહેલી સફમાંથી ત્રણ વ્યકિતઓ નીકળીને જતા રહયા. તેને કારણે લોકોમાં ફિતનો થયો, તો એ લોકો વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈમામતની જિમ્મેદારી સોંપતા પહેલા કેટલીક વાતોનું જાણવું જરૂરી છે, ફુકહાએ કિરામની બતાવેલી શરતો હોવી જોઈએ, તો ઈમામતની જવાબદારી સોંપવી સહીહ છે.

સૌથી પહેલી વાત તો એ છે કે નમાઝ પઢાવનારો બાલિગ હોય એટલે બાલિગ હોવાની નિશાની તેનામાં મોજૂદ હોય અથવા ઓછામાં ઓછો પંદર વર્ષનો હોય. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૧૫૩) નાબાલિગને જિમ્મેદારી સોંપવી સહીહ નથી. સુન્નત, વિત્ર કોઈ નમાઝ તેની પાછળ સહીહ થતી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૫)

જો ઘણાં લોકો તરાવીહ અથવા ઈમામત કરાવવા માંગતા હોય, તો જે વ્યકિત મસાઈલનો વધારે જાણકાર હોય, તેને ઈમામ બનાવવામાં આવે અને જો તમામ ઉમેદવાર મસાઈલના વધુ જાણકાર હોય, તો જે વ્યકિત કુર્આનનો વધુ હાફિઝ હોય તેને ઈમામ બનાવાવમાં આવશે અને તમામ લોકોને કુર્આન યાદ હોય, તો જે વ્યકિત ઉમરમાં મોટો હોય, તેને જિમ્મેદારી સોંપવામાં આવે. જો તમામ ઉમરમાં બરાબર હોય તો દીનદારી અને તકવાની બુનિયાદ પર જિમ્મેદારી સોંપવામાં આવે. આ ઉસૂલ પ્રમાણે વર્ણન કરેલ તાલિબે ઈલ્મથી વધારે ઉમરના તાલિબે ઈલ્મને જે મસાઈલ વધારે જાણતો હોય, જો તેને જિમ્મેદારી સોંપવામાં આવી હોય, તો તમારા આક્ષેપ સહીહ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૧ / ૫૫૭,૫૫૮)

મુતવલ્લી સાહેબ મસ્અલાની અજ્ઞાનતાને કારણે સંતોષકારક જવાબ ન આપી શકે અને તે (૧૬ વર્ષના) છોકરાને તરાવીહ ન પઢાવવાનું શરઈ કારણ ન બતાવી શકયા, એ વિશે તેમની ઉપર કોઈ આક્ષેપ નથી.

અલબત્ત તેમણે ગલતી એ કરી કે વાયદો કરી લીધો અને તે પુરો ન કર્યો, જો પહેલા જ ચોખવટ કરી લેતા, તો તે છોકરો કોઈ બીજી જગ્યાએ પોતાનો બંદોબસ્ત કરી લેતો, આ મોટી ગલતી છે.

એવી રીતે જો વર્ણન કરેલ તાલિબે ઈલ્મથી નાની ઉમરના ને, અથવા ઓછા મસાઈલ જાણનારને ઈમામ બનાવ્યો તો એ પણ ગલતી છે.

અને જે ત્રણ વ્યકિતઓ સફમાંથી નીકળી ગયા અને ફિતનો પેદા કર્યો, તેઓ પણ મોટા ગુનેહગાર છે. કારણ કે ઈમામ ફાસિક અને ફાજિર હોય, છતાં તેની પાછળ જમાતથી નમાઝ પઢવાથી જમાતનો સવાબ મળશે. જહાલતને કારણે સફથી નીકળી ગયા અને ફિતનો પેદા કરીને હરામ કાર્ય કર્યુ. (અબૂદાવુદ : ૧ / ૩૪૩, હદીસ નં. ૨૫૩૩, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) તરાવીહમાં નાની ઉમરની ઈમામત

**સવાલ (૧૫૬૩) :** અમારા ગામમાં ૧૫–૧૬ વર્ષના બે છોકરા તરાવીહ પઢાવે છે. શું તેમનું તરાવીહ પઢાવવું સહીહ છે ? અને જો તે નમાઝ પઢાવે, તો તેમની પાછળ નમાઝ પઢવી સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફીઓની નજીક ઈમામનું બાલિગ હોવું જરૂરી છે, નાબાલિગ ઈમામતને લાયક નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૮૫)

છોકરાની બાલિગ થવાની કમથી કમ ઉમર ૧૨ વર્ષ છે, ૧૨ વર્ષથી પહેલા છોકરો બાલિગ થતો નથી અને જો બાલિગ થવાની નિશાની સ્વપ્નદોષ વગેરે જાહેર ન થાય, તો ૧૫ વર્ષની ઉમરમાં છોકરા માટે બાલિગનો હુકમ લગાવવામાં આવશે. ભલે સ્વપ્નદોષ થાય કે ન થાય, તેને તરુણાવસ્થા કહેવામાં આવે છે, એટલે છોકરાના ૧૫ વર્ષ પુરા થઈ ગયા હોય, તો તેનું ફર્ઝ, વાજિબ અને તરાવીહમાં ઈમામ બનવું જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) તરાવીહ પર મહેનતાણું લેવું

**સવાલ (૧૫૬૪) :** જો કોઈ હાફિઝે કુર્આન, રમઝાનુલ મુબારકમાં તરાવીહ પઢાવે, અને ત્યાંના લોકો એમ કહે કે અમે તમને ૩૦૦ રૂપિયા આપી રહયા છે, આપ તેમાંથી તમારા ખાવા – પીવાનો બંદોબસ્ત પણ કરી લેજો અને તેમાં તમારા

તરાવીહનો હદિયો પણ થઈ જશે, તો શું એવી રકમ લઈને તરાવીહ પઢાવવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહ પર મહેનતાણું લેવું જાઈઝ નથી. (સૂરએ બકરહ : ૪૧)

તેની જાઈઝ સુરત એ છે કે હાફિઝ સાહેબ મામલો એ રીતે નક્કી કરે કે રમઝાનમાં એક નમાઝ દા.ત. મગરિબની નમાઝ પઢાવીશ અને મહેનતાણું ૩૦૦ રૂપિયા લઈશ. ખાવાની જવાબદારી ગામવાળાઓની નહીં રહે, એવી સુરતમાં પગાર ૩૦૦ રૂપિયા આપવા જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તરાવીહ પઢાવવાનો પગાર લેવો

**સવાલ (૧૫૬૫) :** રમઝાનમાં તરાવીહ પઢાવ્યા પછી હદિયા રૂપે જે રકમ આપવામાં આવે છે, તે લેવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહ પઢાવવા માટે પગાર લેવો જાઈઝ નથી.

બહેતર એ છે કે તરાવીહ પઢાવનારો ટ્રસ્ટી સાથે વાત કરીને એક બે નમાઝો પઢાવવાની જિમ્મેદારી લઈ લે અને તેનો પગાર નકકી કરી લે, પરંતુ તરાવીહ ફી સબીલિલ્લાહ પઢાવે. (અલ મબ્સૂત : ૩૦ / ૨૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) તરાવીહનો પગાર

**સવાલ (૧૫૬૬) :** તરાવીહની રકમ લોકો ખુશીથી આપે છે. તે લેવી કેવું છે ? અને તરાવીહથી પેહલા નક્કી કરવું કે હું આટલી રકમ લઈશ, આ સહીહ છે કે નહીં ? અહીંયા એક નેક આલિમ કહે છે કે તરાવીહ પર રૂપિયા લેવા કુર્આન શરીફ વેચવા બરાબર છે અને તેની ઉપર મહેનતાણું લેવું બિલ્કુલ જાઈઝ નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખુશીથી આપે, તો લેવાની ગુંજાઈશ છે. પરંતુ પહેલાથી શરત કરવી કે આટલી રકમ આપો તો તરાવીહ પઢાવું એ હરામ છે, રકમ લેવી જાઈઝ નથી.

હિલો એ છે કે હાફિઝ સાહેબ એમ કહે કે હું બાળકોને દરરોજ બે કલાક પઢાવીશ અને ૨૦૦ રૂપિયા લઈશ, તો આ જાઈઝ છે. બાળકોને પઢાવવાનો પગાર

લેવો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) તરાવીહ પછી દુઆ માંગવી

**સવાલ (૧૫૬૭) :** તરાવીહની વીસ રકાત પછી દુઆનો શું હુકમ છે ? હદીસથી સાબિત છે ? તેમજ દુઆ ન માંગવા પર તરાવીહ પઢાવનાર ઈમામની વિરુદ્ધ પ્રોપેગન્ડા કરનારાઓનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વીસ રકાત પછી દુઆ માંગવી જાઈઝ છે. ઈન્કાર સહીહ નથી.

(દુર્રે મુખ્તાર મઅ રદુલ મુહતાર : ૨ / ૪૬)

જાઈઝ કામ પર ઈમામને મજબૂર કરવા જાઈઝ નથી.

(મરાકિયુલ ફલાહ : ૨ / ૭૫૫)

ઝઘડો, લડાઈ હરામ છે. માટે જાઈઝ કામ પર આગ્રહ અથવા છોડવા પર આગ્રહ, વાજિબ સમજીને જાઈઝ નથી. (તિરમિઝી : ૨ / ૨૩ હદીસ નં. ૨૦૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) હાફિઝે કુર્આને તરાવીહનો પગાર મસ્જિદમાં આપી દેવો

**સવાલ (૧૫૬૮) :** અલ્હમ્દુલિલ્લાહ મારો છોકરો હાફિઝે કુર્આન છે, અને આ વર્ષે ગામની (મહોલ્લાની) મસ્જિદમાં તરાવીહની ચાર રકાત પઢાવે છે, ફી સબીલિલ્લાહ તરાવીહ પઢાવવાનો ઈરાદો છે. અમારે ત્યાં હાફિઝોને ચંદો કરીને ૨૭ રમઝાને હદિયારૂપે કંઈક રકમ આપવામાં આવે છે, તો શું અમે એ રકમ લઈને મસ્જિદમાં આપી શકીએ છીએ ? અથવા કોઈ ગરીબને તે રકમ આપી શકીએ છીએ ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહનું મહેનતાણું લેવું જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૫૬) લોકોને મસ્અલો સારી રીતે સમજાવી દેવામાં આવ્યો છે,છતાં જો લોકો પોતાની ખુશીથી આપી જાય છે, તો રકમ લેવી જાઈઝ છે. મુતવલ્લી અથવા ટ્રસ્ટી ચંદો કરીને આપે, તો જાઈઝ નથી. (અહમદ : ૩૪ / ૨૯૯, હદીસ નં. ૨૦૬૯૫)

જો જાઈઝ તરીકાથી તે રકમ આવી છે તો મસ્જિદમાં આપવી જાઈઝ છે. જો નાજાઈઝ તરીકાથી મળી હોય, તો મસ્જિદમાં આપવી સહીહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ઈશા પઢયા વગર તરાવીહ અને વિત્ર પઢી લેવી

**સવાલ (૧૫૬૯) :** એક વ્યકિત રમઝાનુલ મુબારકમાં ઈશા અને તરાવીહ અદા કરવા મસ્જિદમાં પહોંચ્યો, તેણે જોયું કે ઈશાની નમાઝ થઈ ગઈ છે, તો વુઝૂ કરીને ઈશાની નમાઝ પઢયા વગર તરાવીહમાં શરીક થઈ ગયો. વિત્રની નમાઝ પણ જમાત સાથે પઢી. સવાલ એ છે કે તરાવીહ અને વિત્ર પઢયા પછી ઈશાની ફર્ઝ નમાઝ પઢે, તો દુરસ્ત છે કે નહીં ?

ફર્ઝ (ઈશા) થી પહેલા પઢવામાં આવેલી તરાવીહ અને વિત્ર અદા થઈ કે નહીં ? અને જો કયારેક એવું થઈ જાય તો તેની સહીહ તરતીબ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તરાવીહનો વખત ઈશાની ફર્ઝ નમાઝ અદા કર્યા પછી છે. માટે જે વ્યકિતએ ફર્ઝ પઢયા વગર તરાવીહ પઢી, તો તે સહીહ નથી, તરાવીહ અને વિત્રને ફર્ઝ (ઈશા) પછી પઢવી જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) જો તરાવીહની બે રકાત પર સલામ ફેરવ્યા વગર ઉભા થઈ જાય...

**સવાલ (૧૫૭૦) :** તરાવીહની નમાઝમાં ઈમામ બે રકાત પુરી કરીને ત્રીજી રકાત માટે ઉભા થઈ ગયા અને ચોથી રકાત પણ પઢાવી અને અંતે સજદએ સહવ કર્યો તો મારા ઈલ્મ પ્રમાણે પહેલી બે રકાત તરાવીહની થઈ અને બાદની બે રકાત નફલ, શું આ સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનું સમજવું સહીહ છે. બે રકાત તરાવીહ અને બે નફલ થશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫)

## (૧૦) શબીનહ સાબિત નથી

**સવાલ (૧૫૭૧) :** અમુક જગ્યાએ રમઝાનમાં શબીનહ તરાવીહ થાય છે. એટલે એક રાતની તરાવીહમાં આખું કુર્આન પઢવામાં આવે છે, આ સહીહ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉલમા, મશાઈખ અને અવલિયાથી સાબિત નથી. (કિફાયતુલ મુફતી : ૩ / ૪૦૨)

عن الحسن ، أن ابن عباس خطب بالبصرة فقال : أدوا زكاة صومكم ، فجعل الناس ينظر بعضهم إلى بعض ، فقال : من هاهنا من أهل المدينة ، قوموا إلى إخوانكم فعلموهم فإنهم لا يعلمون ، أن رسول الله صلى الله عليه وسلم فرض صدقة الفطر على الصغير والكبير ، والحر والعبد ، والذكر والأنثى ، نصف صاع من بر ، أو صاعا من تمر أو شعير .

( المجتى من السنن = السنن الصغرى للنسائي - أبوعبدالرحمن أحمد بن شعيب بن على الخراساني ، النسائي ( م : ٣٠٣ سه )٣/١٩، رقم الحديث : ١٥٨٠ ، كتاب صلاة العيدين ، حث الإمام على الصدقة في الخطبة ، ت : عبد الفتاح ابوغدة ، ط : مكتب المطبوعات الإسلامية -حلب )

**તર્જુમો :** હઝરત હસન બસરી (રહ.) બયાન કરે છે, હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) એ બસરામાં ખુત્બો આપ્યો અને ફરમાવ્યું કે તમે પોતાના રોઝાઓની ઝકાત અદા કરો (એટલે સદકએ ફિત્ર અદા કરો) તો લોકોએ એક બીજા તરફ જોવાનું શરૂ કર્યુ, હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) એ પૂછયું. અહીંયા મદીના મુનવ્વરાનો રહેવાસી કોણ છે ? તમે પોતાના ભાઈઓ પાસે ઉભા થઈ જાઓ અને તેમને તેની તાલીમ આપો, કારણ કે તેમને ઈલ્મ નથી. નબીએ કરીમ (સલ.) એ દરેક નાના – મોટા, અઝાદ અને ગુલામ, સ્ત્રી અને પુરુષ પર સદકએ ફિત્ર રૂપે ઘઉ ૧૫૭૪, ૬૪૦ (એક કિલો પાંચસો ચુમ્મોતેર ગ્રામ, છસસો ચાળીસ મિ.લી.ગ્રામ અથવા ખજુર અને જવ ૩ કિલો ૧૪૯ ગ્રામ ૨૮૦ મિ.લી. ગ્રામ આપે.

(નસાઈ ૩ / ૧૯૦, હદીસ નં.૧૫૮૦)

# રોઝાના વિવિધ મસાઈલ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# રોઝાના વિવિધ મસાઈલ

## (૧) નમાઝ અને રોઝાનો ફિદયો

**સવાલ (૧૫૭૨) :** એક વ્યકિત પર ૧૯ મહિનાની (૩૪૨૦) નમાઝો અને એક મહિનાના રોઝા બાકી છે. તો તેનો કેટલા રૂપિયા ફિદયો આપવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરરોજની પાંચ નમાઝો અને એક વિત્રની નમાઝ એવી રીતે કુલ છ નમાઝોનો ફિદયો આપવો પડશે અને રોઝાનો પણ આ જ ફિદયો છે કે દરેક રોઝાને બદલે એક ફિદયો આપવો પડશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૭૨,૭૩)

એક ફિદયામાં એટલા ઘઉં આપવામાં આવે જેટલા સદકએ ફિત્રમાં આપવામાં આવે છે. માટે એક ફિદયામાં એક કિલો સાતસો છાસઠ ગ્રામ (૧ કિલો ૭૬૬ ગ્રામ) ઘઉં આપી દે. ઘઉંની કિંમત આપે અથવા ઘઉં આપે બંને જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) રમઝાનુલ મુબારકનું ટાઈમ ટેબલ છપાવવું

**સવાલ (૧૫૭૩) :** આજે ઘણાં લોકો અથવા ઘણાં વેપારીઓ રમઝાનુલ મુબારકમાં ટાઈમ ટેબલ છપાવીને પોતાના મરહૂમીનના ઈસાલે સવાબ માટે વહેંચે છે, તેમાં મસ્નૂન દુઆઓ લખેલી હોય છે, લોકો આમ તેમ તેને ફેંકી દે છે. જેથી તેની ઘણી બે અદબી થાય છે. એટલે એ પૂછવું છે કે રમઝાનુલ મુબારકનું ટાઈમ ટેબલ છપાવવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસાલે સવાબના હેતુથી આવા ટાઈમ ટેબલ છપાવવા જાઈઝ, બલકે બહેતર છે, અલબત્ત દેખાવા અને ખ્યાતિ મેળવવા માટે ન છપાવવું જોઈએ.

કોઈ પણ ટાઈમ ટેબલ હોય, જો તેમાં કુર્આનની આયત અને હદીસ હોય, તો તેનો અદબ કરવો જરૂરી છે. જે બેઅદબી કરશે, તેના માથા પર વબાલ રહેશે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) રમઝાનમાં હૈઝ રોકનારી દવાઓ વાપરવી

**સવાલ (૧૫૭૪) :** આજ કાલ એવી દવાઓ શોધાઈ છે કે જો ઔરત તેનો ઉપયોગ કરે, તો તેનું હૈઝ રોકાય જાય છે. ઔરત રમઝાનુલ મુબારકમાં એ મકસદથી વાપરે છે કે તે વધુમાં વધુ રમઝાનની બરકતોથી ફાયદો ઉઠાવે અને વધુ ઈબાદત કરે અને રોઝા કઝા ન થાય. સવાલ એ છે કે શું આવી દવાનો ઉપયોગ કરવો જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો એ દવાથી કોઈ ખતરનાક બીમારી પેદા થવાનો ખતરો ન હોય, એવી રીતે એ દવા કાયમી રીતે હૈઝને બંધ કરતી ન હોય, તો જરૂરત પ્રમાણે તેનો ઉપયોગ જાઈઝ છે અને રમઝાનમાં રોઝા ન છુટે અને વધારેમાં વધારે ઈબાદતનો મોકો મળે, એ નિય્યતથી એવી દવાનો ઉપયોગ કરવો જાઈઝ છે, બલકે આજકાલ ઘણી ઔરતો રમઝાનના રોઝા રાખવામાં સુસ્તીથી કામ લે છે. એટલે એવી ઔરતો માટે બહેતર છે કે રમઝાનુલ મુબારકમાં આ દવાનો ઉપયોગ કરી લે, જેથી રોઝા કઝા ન થાય.

(કિતાબુલ ફતાવા : ૩ / ૪૨૧)

જો એવી દવા વાપરવાથી ગર્ભ રહેવામાં મોડું થતું હોય, તો દવા વાપરતા પહેલા ઔરતે પોતાના પતિની ઈજાઝત લેવી જોઈએ. ઈજાઝત વગર તેનો ઉપયોગ ન કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) રમઝાન અને હજના દિવસમાં હૈઝ રોકનારી દવાનો ઉપયોગ

**સવાલ (૧૫૭૫) :** ઔરતો માટે હૈઝ આવવું કાનૂની ફિતરત છે. તે એવી દવાથી રોકવું, જેની ગરમીથી બિમારી પેદા થવાનો ભય હોય અને તે બિમારીને કારણે ઈબાદતમાં વધુ ખલેલ પેદા થવાનો ભય હોય અને તેના મુકાબલામાં જો ઔરત તે દવા ન વાપરે, તો હૈઝની મુદતમાં ઈબાદતમાં વધુ ખલેલ ન પહોંચે તો શું તે દવા વાપરવી જાઈઝ છે, જેનાથી હંગામી ધોરણે હૈઝ ન આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો એ દવાથી કોઈ બિમારી થતી હોય અથવા ગર્ભ પર અસર પડતો હોય, તો તેનો વપરાશ કરવો જાઈઝ નથી. હા, જો રમઝાનુલ મુબારકના રોઝામાં કોઈ ખાસ ખલેલ ન પડે, તો આ દવા વાપરવી જાઈઝ છે. કારણ કે આનાથી રોઝાઓ પર

કોઈ અસર નહીં પડે. જેમકે હજના મોકા પર તવાફે ઝિયારતનો વખત જતો રહે અને ઘરે પરત આવવાની તારીખ આવવા સુધી પાકી હાસિલ ન હોય, તો એવી દવા વાપરવી બહેતર થશે અને બીજી કોઈ નફલ ઈબાદતોમાં કોઈ ખલેલ પહોંચી જાય તો વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) રમઝાનના મહિનામાં હૈઝ બંધ કરનારી દવા વાપરવી

**સવાલ (૧૫૭૬) :** અમારે ત્યાં સઉદી (રિયાધ)માં કેટલીક ઔરતો રમઝાનમાં હૈઝ રોકવા માટે અમુક ગોળીઓ ખાય છે, જેથી હૈઝ ન આવે અને રમઝાનના રોઝાની કઝા ન કરવી પડે, તો એ વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હંગામી ધોરણે હૈઝ બંધ કરવા માટે જો કોઈ દવા વાપરવામાં આવે અને તેનાથી સંતતિની કુવ્વત પર કોઈ અસર પડતી ન હોય, તો જાઈઝ છે, બલકે રમઝાનુલ મુબારકમાં હંગામી ધોરણે હૈઝ બંધ કરવા ઉપયોગ કરી લે, તો બહેતર છે. એટલા માટે કે રમઝાનના રોઝાઓની કઝા બીજા દિવસોમાં ઔરતોને ઘણી મુશ્કેલ લાગે છે. અહીં સુધી કે કેટલીક ઔરતો તો કઝા જ નથી કરતી. અલબત્ત જો આ પ્રકારની દવાથી બચ્ચાદાની કમજોર થવાનો અંદેશો હોય, તો તેનો વપરાશ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن عائشة رضی الله عنه زوج النبی ﷺ: ان النبی ﷺ ، کان یعتکف العشر الاواخر من رمضان حتی توفاه الله، ثم اعتکف أزواجه من بعده۔

**તર્જુમો :** હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે નબીએ કરીમ (સલ.) પોતાની વફાતના સમય સુધી રમઝાનના છેલ્લા અશરામાં એતિકાફ કરતા રહયા અને હુઝૂર (સલ.) પછી આપની પત્નીઓએ એતિકાફ કર્યો.

(બુખારીઃ ૧ / ૨૭૧, હદીસ નં. ૨૦૨૬, મુસ્લિમ : ૧ / ૩૭૧, હદીસ નં. ૫–૧૧૭૨)

# એતિકાફનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# એતિકાફનું બયાન

## (૧) એતિકાફની વ્યાખ્યા

**સવાલ (૧૫૭૭) :** એતિકાફ કોને કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફનો શાબ્દિક અર્થ રોકાવવું છે.

અને શરઈ દ્રષ્ટિએ એતિકાફ કહે છે એવી મસ્જિદમાં અલ્લાહ તઆલા માટે ઈબાદતની નિય્યતથી રોકાવવું, જયાં પાંચ વખતની નમાઝ થતી હોય. (તબ્યીનુલ હકાઈક : ૧ / ૩૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) એતિકાફ કયાં કરવો બહેતર છે ?

**સવાલ (૧૫૭૮) :** એતિકાફ પોતાના ગામમાં અને પોતાના મહોલ્લાની મસ્જિદમાં કરવો બહેતર છે અથવા ગામથી ૧૦–૧૨ કિ.મી. દૂર જઈને કરવો બહેતર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નબીએ કરીમ (સલ.)એ આખરી અશરાનો એતિકાફ કર્યો હતો અને આપ (સલ.) પછી આપ (સલ.) ની પત્નીઓ અને સહાબએ કિરામ (રદિ.) નો મામૂલ રહયો છે. એટલે રમઝાનના આખરી અશરાનો એતિકાફ કરવામાં આવે અને આ સુન્નતે કિફાયહ છે.

(બુખારી : ૧ / ૨૭૧, હદીસ નં. ૨૦૨૬, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૪૨)

વ્યકિત પર પોતાના ગામ અને મહોલ્લાનો હક છે. એટલે જો કોઈ ગામ અથવા મહોલ્લાની મસ્જિદમાં એતિકાફ કરનારો ન હોય, તો તે પોતાની મસ્જિદમાં એતિકાફ કરે, જેથી આખું ગામ એક સુન્નત છોડવાના ગુનાહથી બચી જાય, હાં ! જો પોતાના ગામની મસ્જિદમાં બીજા લોકો એતિકાફ કરનારા હોય અને ૧૦–૧૨ કિ.મી. પર કોઈ અલ્લાહનો નેક બંદો હોય અને તેમની સોહબતથી ફાયદો પહોંચવાની ઉમ્મીદ પણ હોય, તો દુર જઈને એતિકાફ કરવાનો સવાબ મળશે અને અલ્લાહના નેક બંદાની સોહબત હાસિલ કરવાની નિય્યતથી જવામાં સવાબમાં વધારો થશે. અલ્લાહના નેક બંદાની સોહબત બહેતર છે, સો વર્ષ દેખાડા વગરની

ઈબાદતથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) એતિકાફની હાલતમાં મસ્જિદના ઓટલા પર બેસીને ખાવા ખાવું

**સવાલ (૧૫૭૯) :** મેં એવું સાંભળ્યું છે કે માનવીય તકાદા એટલે પેશાબ – સંડાસ વગરે માટે એતિકાફ કરનારો મસ્જિદથી બહાર જઈ શકે છે. સવાલ એ છે કે શું ખાવાનું મસ્જિદના ઓટલા પર બેસીને ખાઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદનું સહેન જો શરઈ હદમાં દાખલ નથી તો (સહેનમાં બનેલા) ઓટલા પર જરૂરત વગર નીકળવાથી એતિકાફ તુટી જશે. મસ્જિદની અંદર ખાવાનું ખાવાની ઈજાઝત છે. એટલે સહેનમાં બનેલા ઓટલા પર (જો સહેન મસ્જિદની શરઈ હદમાં ન હોય) ખાવાનું ખાવાથી એતિકાફ ફાસિદ થઈ જશે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૨, મજમઉલ અન્હુર : ૧ / ૨૫૭)

પેશાબ – સંડાસની મિષાલ આપવી દુરૂસ્ત નથી, કારણ કે મસ્જિદમાં પેશાબ – સંડાસની ઈજાઝત નથી અને ન ત્યાં કોઈ જગ્યા હોય છે. તેમજ અંદર પેશાબ કરવાથી મસ્જિદની બેઅદબી થશે, પરંતુ ખાવાનું ખાવાથી મસ્જિદની બેઅદબી લાઝિમ આવતી નથી. એટલે જે ચીજોનું ખાવાનું જાઈઝ છે, તે મસ્જિદમાં ખાય અને જેની મનાઈ છે તેનાથી બચે. દા.ત. ડુંગળી, લસણ અને બીજી બદબુદાર ચીજો મસ્જિદમાં ન ખાય. (મુસ્લિમ : ૧ / ૨૦૯, હદીસ નં. ૭૨–૫૬૩, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) મસ્નૂન એતિકાફમાં જનાબતના ગુસલ સિવાય બીજુ ગુસલ કરવું

**સવાલ (૧૫૮૦) :** રમઝાન શરીફના સુન્નત એતિકાફમાં જનાબતનું ગુસલ (જે જરૂરી છે) સિવાય અન્ય કોઈ ગુસલ કરવામાં કોઈ વાંધો આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફની હાલતમાં ફર્ઝ ગુસલ સિવાય ઠંડક હાસિલ કરવા અથવા જુમ્આના મસ્નૂન ગુસલ માટે નીકળવાથી એતિકાફ ફાસિદ થઈ જશે. અલબત્ત કોઈ પેશાબ – સંડાસની નિય્યતથી નીકળ્યો અને ગુસલ માટે પાણી તૈયાર હતું અને તેણે

ગુસલ કરી લીધું તો જાઈઝ છે. ગુસલની નિય્યતથી નિકળવું જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૪૩૪, ૪૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) એતિકાફ કરનારા માટે જનાબતના ગુસલ સિવાય બીજા ગુસલનો હુકમ

**સવાલ (૧૫૮૧) :** દસ દિવસ અથવા એક મહિનાના સુન્નતે મુઅક્કિદા અથવા વાજિબ અથવા નફલ એતિકાફ કરનારો જનાબતના ગુસલ સિવાય બીજુ કોઈ ગુસલ (સુન્નત અથવા ઠંડક હાસિલ કરવા માટે ગુસલ) કરી શકે છે કે નહીં ? જો જનાબતના ગુસલ સિવાય બીજુ ગુસલ નથી કરી શકતો, તો તેમાં શરીઅતની કઈ મસ્લિહત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફ કરનારા માટે જનાબતના ગુસલ સિવાય બીજુ કોઈ ગુસલ કરવું જાઈઝ નથી. ગુસલની નિય્યતથી બહાર નીકળશે, તો તેનો એતિકાફ ફાસિદ થઈ જશે. અલબત્ત કોઈ વ્યકિત મુસ્તહબ અથવા સુન્નત ગુસલ કરવા માંગે છે, તો તેનો હિલો એ છે કે સૌપ્રથમ તે પોતાના કોઈ મિત્ર અથવા નોકર દ્વારા બાથરૂમમાં પાણી અને બીજી વસ્તુઓ મુકાવી દે. ત્યાર પછી તે માનવીય જરૂરત (પેશાબ – સંડાસ) થી ફારિગ થઈ જાય, પછી ગુસલ કરી લે. અલબત્ત પેશાબ – સંડાસનું બહાનું બનાવવું જાઈઝ નથી. (ફતાવા ફલાહિય્યહ : ૨ / ૭૮, અહકામે ઈસ્લામ અકલકી નજરમેં : ૨ / ૧૦૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મસ્જિદથી લાગેલા ગુસલખાનામાં જનાબતના ગુસલ સિવાય બીજુ ગુસલ કરવું

**સવાલ (૧૫૮૨) :** અમારી મસ્જિદમાં એક દરવાજો છે. પહેલા ચપ્પલ વગેરે મુકવાની જગ્યા છે ત્યાર પછી થોડી જગ્યા ખુલ્લી છે. એ જગ્યાને પહેલા મસ્જિદના જિમ્મેદારોએ મસ્જિદમાં શુમાર કરવાનો ઈરાદો કર્યો હતો. તે જગ્યાની સાથે પાણીની ટાંકી અને વુઝૂ માટેના નળ છે. તેની બાજુમાં એક નાનું ગુસલખાનું પણ છે, પછી પેશાબખાનુ. તો આ ગુસલખાનામાં જનાબતના ગુસલ સિવાય બીજુ ગુસલ કરી શકીએ છીએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ગુસલખાનું મસ્જિદમાં દાખલ નથી, તો તેમાં પણ એતિકાફ કરનારાએ સુન્નત અથવા નફલ ગુસલ કરવા માટે બહાર નીકળવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ગુસલની આદત અથવા ખુજલીવાળા એતિકાફ કરનારા માટે ગેર વાજિબ ગુસલનો હુકમ

**સવાલ (૧૫૮૩) :** એતિકાફ કરનારાને દરરોજ અથવા બે–ચાર દિવસમાં ગુસલ કરવાની આદત છે. તેના શરીરમાંથી પરસેવાની બદબૂ આવી રહી હોય અને શરીરમાં ખુજલી થઈ રહી હોય, તો તે મસ્જિદના ગુસલખાનામાં ગુસલ કરી શકે છે કે નહીં ? અને જો મસ્જિદમાં ગુસલખાનું ન હોય તો તે પોતાના ઘરે જઈને ગુસલ કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાબતના ગુસલ સિવાય કોઈ બીજા ગુસલ માટે સ્પેશિયલ ન નીકળે, પહેલા ગુસલખાનામાં ગુસલનો બધો બંદોબસ્ત કરાવી લે અને જયારે માનવીય તકાદાની પૂર્તિ માટે જાય, તો ગુસલ પણ કરી લે. તેની ઉપર અમલ કરવાથી ઈન્શાઅલ્લાહ એતિકાફ કરનારાની પરેશાની દૂર થઈ જશે.

જો મસ્જિદમાં ગુસલખાનું નથી, તો જનાબતના ગુસલ માટે ઘરે જાય, (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૪૪, ૪૪૫) પરંતુ મસ્નુન અને સામાન્ય ગુસલ માટે ઘરે જવું જાઈઝ નથી. જયારે વુઝૂખાના પર કોઈ ન હોય, તે વખતે કુદરતી હાજતની પુર્તિ પછી ત્યાં ગુસલ કરી લે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) મસ્જિદની અંદર શરીર પર ભીનું કપડું ફેરવવું

**સવાલ (૧૫૮૪) :** જમાતખાનામાં એતિકાફ કરનારો એક ડોલમાં ગરમ પાણી લઈ લે અને તેમાં કપડું ભીનું કરીને પોતાના શરીર પર ફેરવે, તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુંજાઈશ તો છે, બહેતર નથી, હિલો કરીને ગુસલ કરી લે. આ તરીકો અપનાવવાની કોઈ જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) મસ્જિદના ઉપરના ભાગમાં એતિકાફ

**સવાલ (૧૫૮૫) :** અમારા ગામની મસ્જિદના ઉપરના ભાગનું કામ ચાલું છે,

ઈન્શાઅલ્લાહ રમઝાનુલ મુબારક સુધીમાં પૂર્ણ થઈ જશે. સવાલ એ છે કે રમઝાનમાં ઉપરના ભાગમાં એતિકાફ કરવો સહીહ છે કે નહીં ? મસ્જિદમાં અને ઉપરના ભાગમાં સવાબમાં કોઈ ફરક આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદના તળિયેથી લઈને અર્શ સુધીનો તમામ ભાગ મસ્જિદના હુકમમાં છે. એટલે જો કોઈ નીચે જગ્યા ન હોવાને કારણે, અથવા એકાંત મેળવવા માટે મસ્જિદના ઉપરના ભાગમાં એતિકાફ કરે, તો તેનો એતિકાફ સહીહ છે. નીચે હોય કે ઉપર, બંનેના એતિકાફનો સવાબ બરાબર મળશે. જો મસ્જિદના નીચેના ભાગમાં સફ પુરી થઈને ઉપર પણ સફો થતી હોય, તો ઉપરના ભાગમાં નમાઝ પઢે, જેથી જરૂરત વગર મસ્જિદથી નીકળવાનું ન થાય. એટલે કે ઉપરથી નીચે ઉતરવાની સીડીઓ મસ્જિદથી બહાર હોય છે, હા, જો સીડીઓ મસ્જિદની અંદર હોય, તો દરેક હાલતમાં નીચે આવીને જમાતમાં શરીક થઈ શકે છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) એતિકાફની હાલતમાં પત્નીને બોલાવીને મસ્જિદમાં વાત કરવી

**સવાલ (૧૫૮૬) :** એતિકાફમાં જમાતખાનાની બહાર, સહેનમાં અથવા વુઝૂખાનામાં પોતાની પત્નીને બોલાવી શકાય છે ? તેનાથી એતિકાફમાં કોઈ નુકસાન તો નહીં આવે અથવા એતિકાફ તુટી જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરઈ અથવા તબઈ જરૂરત વગર એતિકાફ કરનારાએ પોતાની એતિકાફની જગ્યાથી બહાર નીકળવું જાઈઝ નથી. જરૂરત વગર નીકળશે, તો એતિકાફ ફાસિદ થઈ જશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૪૩૪,૪૩૫)

પત્નીને જયારે કે પાક હોય, હૈઝ અથવા નિફાસની હાલતમાં ન હોય. મસ્જિદમાં બોલાવવી અને તેનાથી વાત કરવી જાઈઝ છે. રસૂલુલ્લાહ (સલ.) એ પોતાની પત્નીઓથી એતિકાફની હાલતમાં વાત કરી છે.

(મુસ્લિમ : ૧ / ૧૪૩, હદીસ નં. ૧૧– ૨૯૮)

એતિકાફ કરનારો જયારે કુદરતી હાજત (પેશાબ – સંડાસ) માટે નીકળે, તો તે વખતે પણ ચાલતા ચાલતા વાત કરી શકે છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૧૪) પરંતુ

ટુંકા સમયમાં વાત પુરી થઈ ન હોય, તો ઓરતને મસ્જિદમાં અથવા મસ્જિદની બારી આગળ બોલાવીને વાત કરી લેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) એતિકાફની હાલતમાં ઘરેથી ખાવાનું લઈને આવનારા સાથે વાત કરવી

**સવાલ (૧૫૮૭) :** એતિકાફની હાલતમાં ખાવા ઘરેથી નોકર લઈને આવે છે, તો શું એની સાથે બેસીને દુન્યવી વાતો કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દુન્યવી કામોમાંથી જરૂરી કામો, દા.ત. ખેતરને લગતી જરૂરી વાત, અથવા વેપારી માટે વેપારને લગતી જરૂરી વાત કરવાની ગુંજાઈશ છે. કારણ વગર ટાઈમ પાસ માટે વાતો ન કરે. (મરાકિયુલ ફલાહ : ૨૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) એતિકાફની હાલતમાં બીડી પીવા માટે મસ્જિદની બહાર નીકળવું

**સવાલ (૧૫૮૮) :** કેટલાક લોક એતિકાફની હાલતમાં જરૂરત વગર બહાર નીકળે છે. દા.ત. બીડી પીવા માટે દસ મિનિટ બગાડે છે. બહાર બેસીને વાતો કરે છે. શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફ કરનારો પોતાની શરઈ અને તબઈ જરૂરતો વગર જો થોડી વાર માટે પણ મસ્જિદથી બહાર નીકળશે તો તેનો એતિકાફ તુટી જશે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૨, મરાકિયુલ ફલાહ : ૨૬૬)

શરઈ જરૂરતથી મુરાદ જુમ્આની નમાઝ અદા કરવા માટે જુમ્આ મસ્જિદમાં જવું છે, જયારે કે તબઈ જરૂરતો એટલે કે પેશાબ અને સંડાસ માટે જવું, અલબત્ત જરૂરત પુરી થતા તરત જ મસ્જિદમાં આવી જાય.

એટલે જો કોઈ માત્ર બીડી પીવા માટે મસ્જિદની બહાર નીકળશે, તો એતિકાફ ફાસિદ થઈ જશે. (મુસ્લિમ : ૧ / ૨૦૯, હદીસ નં. ૭૨–૫૬૩–૫૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) એતિકાફ કરનારાએ બીડી અને સિગરેટ પીવા માટે મસ્જિદથી બહાર નીકળવું

**સવાલ (૧૫૮૯) :** એતિકાફ કરનારાને બીડી અને સિગરેટ પીવાની આદત છે. તે પોતાની આ આદત પુરી કરવા માટે મસ્જિદથી બહાર નીકળી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર બીડી અને સિગરેટ પીવાની નિય્યતથી બહાર નીકળવાથી એતિકાફ તુટી જશે. માનવીય તકાઝા માટે જાય, તો પોતાની આ આદત પુરી કરી લે. (પરંતુ એતિકાફની હાલતમાં આદતથી મજબૂર બનીને સિગરેટ પીવી, એતિકાફની રૂહની વિરુદ્ધ છે. જે એતિકાફ કરનારાને શોભતુ નથી.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) ખાવા માટે જમાતખાનાની બહાર નીકળવું

**સવાલ (૧૫૯૦) :** એતિકાફની હાલતમાં ખાવાનું ખાવા માટે જમાતખાનાથી બહાર નીકળવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફ કરનારા માટે જરૂરી છે કે તે મસ્જિદમાં ખાય–પીએ, મસ્જિદમાં જ ઈફતાર કરે. મસ્જિદથી બહાર જો તે ઈફતાર કરશે, અથવા ખાવાનું ખાવા નીકળશે, તો તેનો એતિકાફ ફાસિદ થઈ જશે. હા મસ્જિદનું સહેન અને તેની ગેલેરી જો મસ્જિદમાં દાખલ છે, તો તેમાં આવવાથી એતિકાફ નહીં તુટે અને જો સહેન અને ગેલેરી મસ્જિદમાં દાખલ નથી, તો ત્યાં આવવાથી એતિકાફ ફાસિદ થઈ જશે. (મુસ્લિમ : ૧ / ૧૪૨, હદીસ નં. ૬ – ૨૯૭, અબૂદાવૂદ ૧ / ૩૩૪ હદીસ નં. ૨૪૬૭)

(નોંધ : જો એતિકાફ કરનારાના ઘરેથી કોઈ ખાવાનું લાવનારો ન હોય તો ઈજાઝત છે કે એતિકાફ કરનારો જઈને ખાઈ લે કે એ પણ શરઈ હાજતમાં દાખલ છે. ) (બહરુર્રાઈક : ૨ / ૩૨૬)

## (૧૫) એતિકાફની હાલતમાં નોકરોને કામ સોંપવું

**સવાલ (૧૫૯૧) :** કેટલાક લોકો એતિકાફની હાલતમાં પોતાના નોકરોને બોલાવીને જમાતખાનાથી બહાર તેને બધા કામો સોંપે છે, હાલાં કે તેના ઘરે ખેતીનું કામ કરનારા બીજા લોકો છે, શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદની બારી અને દરવાજા પર ઉભા રહીને રિશ્તેદારો અને સગા સંબંધીઓ સાથે વાતો કરવી અને પોતાના નોકરોને હિદાયત આપવી જાઈઝ છે. તેનાથી એતિકાફ પર કોઈ વાંધો નહીં આવે. (બુખારી : ૨ / ૯૧૮, હદીસ નં. ૬૨૧૯, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) એતિકાફની હાલતમાં ઘરેથી ગરમ પાણી મંગાવીને જનાબતનું ગુસલ કરવું.

**સવાલ (૧૫૯૨) :** કેટલાક લોકો જનાબતના ગુસલ માટે ખાસ કરીને ઘરેથી ગરમ પાણી મંગાવે છે શું આ જાઈઝ છે ? શું એતિકાફમાં આ પ્રકારની ઈજાઝત છે ?

શું જુમ્આના ગુસલ માટે તેની ઈજાઝત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઠંડું પાણી વાપરવાથી નુકસાન થતું હોય, તો જનાબતના ગુસલ માટે ઘરેથી ગરમ પાણી મંગાવવું જાઈઝ છે.

જો કોઈ વ્યકિત જુમ્આના ગુસલ માટે મસ્જિદથી બહાર નીકળે, તો તેનો એતિકાફ તુટી જશે, અલબત્ત એવું કરી શકે છે કે ગરમ પાણીનો ગુસલખાનામાં બંદોબસ્ત કરે. પેશાબ– સંડાસ માટે જયારે મસ્જિદમાંથી બહાર જાય તો ફારિગ થયા પછી જેટલું જલ્દી બને જુમ્આનું ગુસલ કરી લે. (ફતાવા ફલાહિય્યહ : ૨ / ૮૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) એતિકાફની હાલતમાં મસ્જિદમાં હજામને બોલાવીને વાળ કપાવવા

**સવાલ (૧૫૯૩) :** અમુક લોકો એતિકાફની હાલતમાં હજામને બોલાવીને પોતાના વાળ કપાવે છે. શું એતિકાફની હાલતમાં એવું કરવાથી એતિકાફ સહીહ થશે ? અને જો એતિકાફ સહીહ ન થશે તો તેનો સહીહ તરીકો શું છે ? અને તેના હુકમો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદની સફાઈનો ખ્યાલ રાખતા નમાઝના વખત સિવાય જો વાળ કપાવે, તો જાઈઝ છે. (તહતાવી : ૭૦૩, અહસનુલ ફતાવા : ૪ / ૫૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) એતિકાફની હાલતમાં જમાતખાનાથી બહાર વાતો કરવી

**સવાલ (૧૫૯૪) :** અમારી મસ્જિદમાં બે–ત્રણ લોકો એતિકાફમાં બેઠા છે, એ લોકો જમાતખાનાથી બહાર ખાવા માટે બેસે છે, તો દુન્યવી વાતોમાં મશગુલ થાય છે, અથવા વુઝૂ કરવા અથવા બીડી પીવા માટે જાય છે તો પોતાના નોકરોને કામ સોંપે છે, તો એતિકાફમાં વાતો કરવી અથવા કામ સોંપવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફ કરનારો જરૂરત વગર દીની અથવા દુન્યવી ગરજથી મસ્જિદથી બહાર નીકળશે તો એતિકાફ ફાસિદ થઈ જશે. ખાવા માટે બહાર જાય અથવા બીડી પીવા મસ્જિદથી બહાર એક – બે મિનિટ માટે પણ નીકળશે તો એતિકાફ ફાસિદ થઈ જશે. એવી રીતે નોકરોને અને મજૂરોને મસ્જિદથી બહાર નીકળીને હુકમ કરશે તો એતિકાફ તુટી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૨)

અલબત્ત મસ્જિદમાં બેસીને ખાવા ખાવું જાઈઝ છે. તેના માટે બહાર ન નીકળે. (બહરુર્રાઈક : ૨ / ૩૨૬, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨/૪૪૪)

વુઝૂ અથવા પેશાબ –સંડાસ માટે એતિકાફ કરનારો બહાર નીકળે અને કંઈક વાતો નોકરોને બતાવી દે, તો જાઈઝ છે, એવી રીતે મુસલમાન મજુરોને જરૂરી વાતો મસ્જિદમાં બોલાવીને બતાવી દે અથવા બિન મુસ્લિમ મજુરોને મસ્જિદથી બહાર બોલાવીને, જાતે મસ્જિદમાં રહીને હુકમ આપે, તો એતિકાફ નહીં તુટે. (તહતાવી : ૭૦૫, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) એતિકાફ કરનારાએ વાળ કપાવવા મસ્જિદની બહાર ચબુતરા પર જવું

**સવાલ (૧૫૯૫) :** એતિકાફ કરનારો એતિકાફની હાલતમાં મસ્જિદના ચબુતરા પર જઈને વાળ કપાવી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ચબુતરો મસ્જિદની શરઈ હદમાં દાખલ છે અને એતિકાફ કરનારો એ ચબુતરાવાળા ભાગમાં બેઠો છે અને માથું બહાર કાઢીને વાળ કપાવી રહયો છે, તો તેમાં કોઈ વાંધો નથી. અલબત્ત વાળ કપાવવા મસ્જિદથી બહાર નીકળવું જાઈઝ

નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) નાબાલિગ અને એતિકાફ

**સવાલ (૧૫૯૬) :** નાબાલિગ બાળકોનું એતિકાફમાં બેસવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો એ નાબાલિગ છોકરો મસ્જિદનો અદબ જાળવી શકે છે અને મસ્જિદમાં એતિકાફ કરવાથી કોઈ ફિતનાનો ભય ન હોય, તો જાઈઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૦૮, બહરુર્રાઈક : ૨ / ૩૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) જરૂરત વગર એતિકાફ કરનારાનું મસ્જિદથી બહાર નીકળી જવું

**સવાલ (૧૫૯૬) :** એતિકાફની હાલતમાં જો કોઈ વ્યકિત ભુલથી, મસ્જિદની બહાર નીકળી જાય, તો શું તેનો એતિકાફ તુટી જશે ? જો તેનો એતિકાફ તુટી જાય છે, તો તેની ઉપર કેટલા દિવસના એતિકાફની કઝા વાજિબ થશે. દસ દિવસની અથવા માત્ર એક જ દિવસની ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફની હાલતમાં વ્યકિત માટે જો યાદ અપાવનાર હોય કે તમે એતિકાફ માં છો, માટે એતિકાફ કરનારો જો શરઈ અને તબઈ જરૂરત વગર થોડી વાર માટે પણ મસ્જિદથી બહાર નીકળી જશે, તો તેનો એતિકાફ તુટી જશે.

(ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૨૧૨)

માત્ર એક જ દિવસના એતિકાફની કઝા વાજિબ થશે, ન કે દસ દિવસની. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) એતિકાફ કરનારાએ પોતાના રિશ્તેદારો અને સંબંધીઓના જનાઝામાં હાજર રહેવું

**સવાલ (૧૫૯૮) :** એતિકાફ કરનારના કોઈ નજીકના રિશ્તેદાર ખાસ કરીને તેના માતા – પિતા અથવા તે સિવાય કોઈ નજીકના રિશ્તેદારનું મૃત્યુ થઈ જાય, તો તે તેના મકાન પર મય્યિત પાસે જઈને બેસી શકે છે કે નહીં ? તેમજ તેના જનાઝામાં શરીક થઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ છે. (અબૂદાવૂદ : ૧ / ૩૩૫, હદીસ નં. ૨૪૭૨, ઈબ્ને માજહ : ૧૨૭, હદીસ નં. ૧૭૭૬, ૧૭૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) એતિકાફ કરનારાએ અઝાન આપવી

**સવાલ (૧૫૯૯) :** એતિકાફ કરનારો અઝાન આપી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફ કરનારો મસ્જિદથી બહાર નીકળશે તો તેનો એતિકાફ ફાસિદ થઈ જશે, અલબત્ત તેના માટે મસ્જિદના કોઈ ખુણાથી અથવા મસ્જિદની સીડીથી, જયારે કે સીડી મસ્જિદની શરઈ હદમાં હોય, છત પર ચઢીને અઝાન આપવી જાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) બિમારીને કારણે એતિકાફની હાલતમાં પલંગ પર સુવું

**સવાલ (૧૬૦૦) :** એક વ્યકિતએ એતિકાફ કર્યો, પછી તે બિમાર પડી ગયો અને સુવા માટે મસ્જિદમાં પલંગ લઈ ગયો, તો તેના માટે એતિકાફની હાલતમાં પલંગ પર સુવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફનો અર્થ છે, અલ્લાહ માટે તેના ઘરમાં રોકાવવું, રમઝાનુલ મુબારકમાં છેલ્લા દસ દિવસનો એતિકાફ સુન્નતે મુઅક્કદહ છે. એટલે સુવા માટે પથારી વગેરે લઈને જવું જાઈઝ છે, અને જરૂરત હોય તો પલંગ લઈને જવું અને તેની ઉપર સુવું પણ જાઈઝ છે, અલબત્ત નમાઝીઓને તકલીફ ન હોય અને સફોમાં ખલેલ ન પડે, તેનો ખ્યાલ રાખવો જરૂરી છે. (ઈબ્ને માજહ : ૧ / ૧૨૭, હદીસ નં. ૧૭૭૪, અલ મુઅજમુલ અવસત : ૮ / ૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) એતિકાફની હાલતમાં દૈનિક વર્તમાનપત્રનું વાંચન કરવું

**સવાલ (૧૬૦૧) :** એતિકાફની હાલતમાં જમાતખાનામાં "ટાઈમ્સ ઓફ ઈન્ડિયા" "ગુજરાત મિત્ર" અને "અલ જમીઅત" વગેરે પેપરો વાંચવા અને શેર વગેરે વિશે માહિતી મેળવવી કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફની હકીકત દુનિયા છોડીને અલ્લાહના દરવાજા પર પડી જવું છે. (અલ મબ્સૂત : ૩ / ૧૧૫) એટલે જરૂરત પ્રમાણે તો જાઈઝ છે. (અલ બિનાયહ ફી શર્હે

હિદાયા : ૪ / ૧૩૨) પરંતુ એ અમલને પ્રોત્સાહન આપવામાં નહીં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬)એતિકાફ કરનારાનું ખાવાનું ખાઈને વાસણ મસ્જિદમાં જ છોડી દેવા

## (૨૭) મસ્જિદના ઈમામની હાજરીમાં ગેર ઈમામે ઈમામત માટે આગ્રહ કરવો

**સવાલ (૧૬૦૨, ૧૬૦૩) :** (૧) કેટલાક એતિકાફ કરનારા, અમુક વખતે ઈફતાર કરીને અને ખાવાનું વગેરે ખાઈને વાસણ, દસ્તરખ્વાન પર જમાતખાનામાં જ છોડી દે છે, અને ફજરની નમાઝ સુધી પડયા રહે છે, તો એવું કરવું જાઈઝ છે ?

(૨) અનેક ઉલમાએ કિરામ અને મસ્જિદના ઈમામની હાજરી છતાં, એક દીનદાર વ્યકિત નમાઝ પઢાવે છે અને કહે છે કે હું જયારે હાજર રહીશ તો જાતે જ નમાઝ પઢાવીશ અને ઈમામને નમાઝ પઢાવવાથી રોકે છે, તો શું તેમનો આ અમલ દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ અમલ અયોગ્ય અને સુધારવા લાયક છે, ખાધા પછી વાસણો ઉઠાવી લેવા જોઈએ. જમાતખાનામાં વાસણો રહેવા દેવા, મસ્જિદની સફાઈ અને સ્વચ્છતાની વિરુદ્ધ છે. (અબૂદાવૂદ : ૧ / ૬૬, હદીસ નં. ૪૫૫, નય્લુલ અવતાર : ૧ / ૧૭૭)

(૨) વર્ણન કરેલ અમલ જાઈઝ નથી. હદીસની વિરુદ્ધ છે. ઈમામતનો હક ઈમામને જ છે. ઈમામ સાહેબની ઈજાઝત વગર ઈમામત કરવી દુરુસ્ત નથી. (તિરમિઝી : ૧ / ૮૨, હદીસ નં. ૩૫૬, મજમઉલ અન્હુર : ૧ / ૧૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૨૮) મસ્જિદમાં ટોપી, કુર્તો અને પાટલુન વગેરે લટકાવવું

**સવાલ (૧૬૦૪) :** ટોપી, કુર્તો, પાટલુન અને લુંગી વગેરે મસ્જિદના જમાતખાના માં એવી રીતે લટકાવવા, કે લોકોની નજર તેની ઉપર પડતી હોય, કેવું છે ? તેમજ મસ્જિદમાં આમ તેમ વાસણો પડયા રહે છે, શું આ મસ્જિદની શાન પ્રમાણે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્જિદ અલ્લાહ તઆલાનું ઘર છે. તેના અદબનો ખ્યાલ રાખવો અને તેની સફાઈનો ખ્યાલ રાખવો જરૂરી છે. (અબૂદાવૂદ : ૧ / ૬૬, હદીસ નં. ૪૫૫) કોઈ પણ વ્યકિતનું આ રીતે બેઅદબી સાથે મસ્જિદનો ઉપયોગ કરવો જાઈઝ નથી. માત્ર એતિકાફ કરનારા માટે કેટલાક ખાસ કામોની ઈજાઝત આપવામાં આવી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૨, મજમઉલ અન્હુર : ૧ / ૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) આખરી અશરહના એતિકાફની નિય્યત કેવી રીતે કરે ?

**સવાલ (૧૬૦૫) :** રમઝાનના આખરી અશરાના એતિકાફની નિય્યત દરરોજ અલગ અલગ કરી શકે છે કે નહીં ? શું અલગ અલગ નિય્યત કરવાથી મસ્નૂન એતિકાફનો સવાબ મળશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રમઝાનના આખરી અશરહ એટલે દસ દિવસનો એતિકાફ સુન્નતે મુઅક્કદહ (અલલ કિફાયા) છે. (નુરૂલ ઈઝાહ : ૨૬૫) તેના માટે વીસમા રોઝાના ગુરૂબે આફતાબથી પહેલા મસ્જિદ પહોંચી જવું જરૂરી છે.

(મુસ્લિમ : ૧ / ૩૭૧, હદીસ નં. ૬–૧૧૭૨)

એતિકાફ કરનારો દસ દિવસના એતિકાફની નિય્યત એક સાથે કરશે, તો મસ્નૂન એતિકાફનો સવાબ મળશે અને દરરોજ અલગ નિય્યત કરવાથી મસ્નૂન એતિકાફનો સવાબ નહીં મળે, બલકે એ નફલી એતિકાફ હશે અને સુન્નત અદા થશે નહીં. (ઈમ્દાદુલ ફતાવા : ૨ / ૧૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) એતિકાફની હાલતમાં માત્ર લુંગી, બનિયાન અને ટોપી પહેરીને નમાઝ પઢવી

**સવાલ (૧૬૦૬) :** એતિકાફની હાલતમાં માત્ર લુંગી, બનિયાન અને ટોપી પહેરીને મસ્જિદના જમાતખાનામાં નમાઝ પઢી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુરુષ માટે તેના શરીરના જે અંગો છુપાવવા ફર્ઝ છે, જો તે અંગો છુપાય ગયા હોય, તો નમાઝ થઈ જાય છે એટલે સવાલની સુરતમાં નમાઝ થઈ જશે. (સૂરએ અઅરાફ : ૩૧) અલબત્ત આ હાલતમાં નમાઝ પઢવી મકરૂહ છે.

જે કપડા પહેરીને મહોલ્લાવાળાઓથી અને મિત્રોથી મુલાકાતમાં શરમ અનુભવે છે એવા કપડા પહેરીને નમાઝ માટે આવવું કરાહતથી ખાલી નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૬૪૦, ૬૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) એતિકાફ કરનારાએ પોતાની પત્ની સાથે વાત કરવી

**સવાલ (૧૬૦૭):** એતિકાફ કરનારો પોતાની પત્ની સાથે વાત કરી શકે છે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફ કરનારાની પત્ની જો મસ્જિદમાં આવી અથવા મસ્જિદની બારી પાસે હાજર હોય અને એતિકાફ કરનારો વાત કરે, તો તેની ઈજાઝત છે, ઈમામ બુખારી(રહ.)એ નિયમાનુસાર આ બાબતે બાબ કાયમ કર્યો છે."ઓરતોની પોતાના પતિ સાથે મુલાકાત કરવી. (પતિના) એતિકાફની હાલતમાં" (બુખારી : ૧ / ૨૭૩)

રસૂલુલ્લાહ (સલ.) ની પત્નીઓએ આપ (સલ.) ના એતિકાફની હાલતમાં, આપ (સલ.) થી વાતચીત કરી છે. હઝરત સફિય્યહ (રદિ.) થી વાતચીતમાં વખત થઈ ગયો, તો આપ (સલ.) તેમને ઘરે પહોંચાડીને અને માનવીય તકાઝાથી ફારિગ થઈને આવ્યા. (બુખારી : ૧ / ૨૭૩, હદીસ નં. ૨૦૩૮)

એટલે જરૂરી દુન્યવી વાતો અથવા દીની મશવરો અથવા દીની વાતો કરવી જાઈઝ છે.

ઉમ્દતુલ કારી : ૧૧ / ૧૫૨ માં વર્ણન કરેલી હદીસની વિગતમાં છે કે આ (હદીસ) થી નીચેના કેટલાક મસાઈલ સાબિત થાય છે.

(૧) જરૂરી દીની અથવા દુન્યવી કામ માટે ઔરત ઘરની બહાર નીકળી શકે છે.

(૨) ઓરત પોતાનો પતિ જો એતિકાફમાં હોય, તો તેની મુલાકાત માટે જઈ શકે છે.

(૩) એતિકાફ કરનારો એકાંતમાં બેસીને પોતાની પત્ની સાથે વાત કરી શકે છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) એતિકાફની હાલતમાં ટ્યુશન કરાવવું

**સવાલ (૧૬૦૮) :** એતિકાફની હાલતમાં ટ્યુશન કરાવવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વેતન સાથે મસ્જિદમાં ટ્યુશન કરાવવું મકરૂહ છે, માટે એતિકાફની હાલત માં ટ્યુશન કરાવવું મકરૂહ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (33) એતિકાફ કરનારા માટે આખી રાત મસ્જિદની લાઈટ અને પંખા ચલાવવા

**સવાલ (૧૬૦૯) :** એતિકાફ કરનારા માટે આખી રાત મસ્જિદની લાઈટ અને પંખા ચાલું રાખવા કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એતિકાફ કરનારો મસ્જિદનો હક અદા કરવા માટે મસ્જિદમાં રોકાયો છે, એટલે જાઈઝ છે કોઈ વાંધો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૪૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (3૪) એતિકાફને ફાસિદ કરનારી વસ્તુઓ

**સવાલ (૧૬૧૦) :** રમઝાનનો એતિકાફ અને નફલી એતિકાફ કયા કારણોથી તુટી જાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દીની, તબઈ અને કુદરતી જરૂરતો (પેશાબ, સંડાસ, ગુસલની હાજત) વગર એતિકાફ કરનારો મસ્જિદથી બહાર નીકળશે તો તેનો એતિકાફ ફાસિદ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૨, બહરુર્રાઈક : ૨ / ૫૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (3૫) મસ્જિદમાં ચાલતા – ફરતા ઝિક્ર કરવું

**સવાલ (૧૬૧૧):** કોઈ વ્યકિત મસ્જિદના જમાતખાનામાં હોય અને અલ્લાહનું ઝિક્ર ચાલતા – ફરતા કરે, શું આ જાઈઝ છે ? અથવા રમઝાનુલ મુબારકમાં એતિકાફ કરનારો બેસીને થાકી જાય અને મસ્જિદમાં ચહલ કદમી – ચાલવા લાગે અને સાથે ઝિક્ર પણ કરે, તો શું તેની ઈજાઝત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝિક્ર માટે કોઈ ખાસ જગ્યાની શરત નથી, જયાં ચાહે ઝિક્ર કરી શકે છે. એટલે કોઈ મસ્જિદમાં હોય અને કોઈ જરૂરત અથવા તબઈ તકાઝાને કારણે મસ્જિદના એક કિનારાથી બીજા કિનારે ચાલી રહયો હોય અને સાથે ઝિક્ર પણ કરે, તો તેમાં કોઈ વાંધો નથી.

એતિકાફ કરનારા માટે શરઈ અથવા તબઈ જરૂરત વગર મસ્જિદથી બહાર

નીકળવું જાઈઝ નથી. તેનાથી એતિકાફ ફાસિદ થઈ જાય છે. મસ્જિદમાં ચાલતા – ફરતા કોઈ ઝિક્ર કરે, તો જાઈઝ છે. (બહરુર્રાઈક : ૨ / ૩૨૫)

અલબત્ત કારણ વગર મસ્જિદમાં ફરવાથી બચવું જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) એતિકાફ કરનારાએ વુઝૂ કરવા જમાતખાનાથી બહાર નીકળવું

**સવાલ (૧૬૧૨) :** એતિકાફ કરનારો જો નફલ નમાઝ અથવા કુર્આનની તિલાવત માટે વૂઝૂ કરવા ઈચ્છે અને વુઝૂખાનુ મસ્જિદના જમાતખાનથી બહાર છે, તો શું તેના માટે ગુંજાઈશ છે કે વુઝૂ કરવા માટે બહાર નીકળે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નફલ ઈબાદતના વુઝૂ માટે જમાતખાનાની બહાર નીકળવું જાઈઝ નથી. ફર્ઝ નમાઝ માટે વુઝૂ કરવું અથવા ઈસ્તિન્જા માટે નીકળવું અને ત્યાર પછી વુઝૂ કરવું જાઈઝ છે. ઈસ્તિન્જા માટે નીકળ્યા બાદ જો પાણી તૈયાર છે તો ગુસલ પણ કરી શકે છે. પરંતુ કોઈ નફલ ઈબાદત માટે વુઝૂ અને જુમ્આના ગુસલ માટે નીકળવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) વાલિદૈનની ફરમાંબરદારી અને મહોલ્લાની મસ્જિદમાં એતિકાફ

**સવાલ ( ૧૬૧૩) :** (૧) અમારા મહોલ્લામાં "અલમ્ તર" ની તરાવીહ થાય છે. અમારા મહોલ્લાનો એક મુસ્લિમ ભાઈ બીજા મહોલ્લામાં પુરા કુર્આનની તરાવીહ સાંભળવાની ગરજથી જાય છે. તેને રમઝાનના આખરી અશરામાં એતિકાફની નિય્યત કરી છે. તેના માતા – પિતા એ કહે છે કે તને પોતાના મહોલ્લાની મસ્જિદમાં એતિકાફ કરવાનો છે.

સવાલ એ છે કે આ વ્યકિત પોતાના મહોલ્લાની મસ્જિદમાં જયાં "અલમ્ તર" ની તરાવીહ થાય છે ત્યાં એતિકાફ કરે અથવા જે મસ્જિદમાં તે તરાવીહ પઢે છે. ત્યાં એતિકાફ કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મહોલ્લાની મસ્જિદ જેમાં "અલમ્ તર" ની તરાવીહ થાય છે, તેમાં એતિકાફ

કરે અને ત્યાં જ તરાવીહ પઢી લે, કારણ કે માતા – પિતાએ એ મસ્જિદમાં એતિકાફ કરવાની ઈજાઝત આપી છે. તરાવીહમાં પુરું કુર્આન સાંભળવું જો કે સુન્નત છે, પરંતુ તેની અદાયગી માટે વાલિદૈનની વાત ન માનીને, તેમને તકલીફ પહોંચાડવી સહીહ નથી.

તેમજ એ એતિકાફને કારણે ઈફતારી અથવા સેહરીનો બંદોબસ્ત માતા–પિતા, ભાઈ, ભત્રીજા, પૌત્ર વગેરેએ કરવો પડશે અને મહોલ્લાની મસ્જિદ નજીક હોવાને લીધે બંદોબસ્તમાં સહુલત રહે છે. એટલે વાલિદૈનનું કહેવું માનો અને મહોલ્લાની મસ્જિદમાં એતિકાફ કરો. (બુખારી : ૧ / ૩૨૪, હદીસ નં. ૨૪૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



# હજનું બયાન

عن ابن عباس رضى الله عنهما، قال قال النبى صلى الله عليه وسلم

لاتسافر المرأة إلا مع ذى محرم، ولا يدخل عليها رجل إلا ومعها

محرم فقال: رجل يارسول الله ، إنى أريد أن أخرج فى جيش كذا وكذا

وامرأتى تريد الحج ،فقال: اخرج معها

**તર્જુમો** : હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે હુઝૂર (સલ.) એ ફરમાવ્યું: કે કોઈ ઓરત મહરમ વગર સફર ન કરે અને જયાં સુધી ઓરતની પાસે તેનો મહરમ મૌજૂદ ન હોય ત્યાં સુધી કોઈ પરાયો માણસ તેની પાસે ન આવે. એક માણસે કહયું કે યા રસૂલલ્લાહ (સલ.) ! હું ફલાણા જિહાદમાં જવા માંગુ છું અને મારી પત્નીનો ઈરાદો હજનો છે, આપે ફરમાવ્યું કે તમે તમારી પત્ની સાથે હજમાં જાઓ.

(બુખારી : ૧ / ૨૫૦, હદીસ નં. ૧૮૬૨, મુસ્લિમ : ૧ /૪૩૪, હદીસ નં.૪૨૪–૧૩૪૧)

# હજ્જ :

# ફર્ઝો, શરતો અને અરકાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# હજ્જ : ફર્ઝો, શરતો અને અરકાન

## (૧) હજ્જ કયારે ફર્ઝ થાય છે ?

**સવાલ (૧૬૧૪) :** વ્યકિત પર હજ કયારે ફર્ઝ થાય છે ? હજ ફર્ઝ થવા માટે કેટલી શરતો છે ? શરતોની વિસ્તૃત સમજુતી આપવા વિતંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નીચેની સાત શરતો મોજૂદ હોવાથી હજ ફર્ઝ થાય છે. તેમાંથી એક પણ શરત મૌજૂદ ન હોય, તો હજ ફર્ઝ નહીં થાય. (ગુન્યતુન્નાસિક ફી બુગ્યતુલ મનાસિક : ૧૧)

તે સાત શરતો આ છે :

(૧) ઈસ્લામ (૨) હજ ફર્ઝ હોવાનું ઈલ્મ હોવું (૩) સમજદાર હોવું (૪) બાલિગ હોવું (૫) આઝાદ હોવું (૬) શકિત હોવી (૭) હજનો વખત હોવો.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૮)

પહેલી શરત : ઈસ્લામ છે. માટે હજ માત્ર મુસલમાન પર જ ફર્ઝ છે. કાફિર, યહૂદી, નસરાની અને પારસી પર ફર્ઝ નથી. (ગન્યતુન્નાસિક ફી બુગ્યતુલ મનાસિક : ૧૧)

બીજી શરત : હજનું ઈલ્મ હોવું એટલે જો કોઈ વ્યકિત દારૂલ હર્બમાં રહેતો હોય અને તેને ઈસ્લામ કબૂલ કરી લીધો હોય, પરંતુ તેને હજ ફર્ઝ હોવા વિશે ઈલ્મ ન થયું, તો તેની ઉપર હજ ફર્ઝ ન થઈ, જો એવી હાલતમાં તેનું મૃત્યુ થઈ ગયું તો અલ્લાહ તઆલાને ત્યાં તેની કોઈ પકડ નહીં થાય. ઈન્શાઅલ્લાહ

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૯)

અલબત્ત જો કોઈ વ્યકિત દારૂલ ઈસ્લામ અથવા દારૂલ અમનમાં રહે છે અથવા દારૂલ હર્બમાં રહે છે, પરંતુ બે વ્યકિતઓએ તેને હજ ફર્ઝ હોવા વિશે મસ્અલો બતાવી દીધો છે. તો તેની ઉપર હજ ફર્ઝ થઈ જશે, દારૂલ ઈસ્લામમાં રહીને મસ્અલો ન જાણવો ઉજર નથી. બલકે હજ ન કરવાના ગુનાહની સાથે મસ્અલો ન જાણવાનો ગુનોહ થશે. (ઈબ્ને માજહ : ૧ / ૨૦, હદીસ નં. ૨૨૪)

ત્રીજી અને ચોથી શરત : સમજદાર અને બાલિગ હોવું, તેથી પાગલ અને નાબાલિગ પર હજ ફર્ઝ નથી. જો એ બંને હજ કરશે, તો હજ ફર્ઝની પૂર્તિ તેમના માટે નહીં થાય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૦)

પાંચમી શરત : આઝાદ હોવું, માટે ગુલામ અને બાંદી પર હજ ફર્ઝ નથી, ગુલામ જો પોતાના આકાની ઈજાઝતથી પણ હજ કરી લે, તો હજ ફર્ઝ અદા નહીં થાય, આઝાદ થયા પછી જો શકિત હોય, તો બીજી વખતે હજ કરવી જરૂરી થશે.

(સૂરએ આલિ ઈમરાન : ૯૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૭)

છટ્ઠી શરત : શકિત હોવી, તેથી જે લોકો મક્કા થી દુર રહે છે, તેમની પાસે એટલી રકમનું હોવું જરૂરી છે કે મક્કા જઈ શકે અને પરત આવી શકે એ પણ જરૂરી છે કે ત્યાં જઈને ખાવા – પીવા અને મકાનનો ખર્ચ તેમજ ઘરેથી નીકળી અને પરત આવતા સુધી ઘરવાળાઓના ખર્ચનો બંદોબસ્ત હોય, જો આવું છે, તો તેની ઉપર હજ ફર્ઝ છે. અલબત્ત જરૂરત પુરતી રકમ જરૂરી છે. જરૂરત વગર મોજશોખ તેમજ હદિયા અને તોહફા માટે રકમ હોવી હજ ફર્ઝ હોવાની શરત નથી. તે સિવાય પણ હજ ફર્ઝ થઈ જશે. (ફત્હુલ કદીર : ૨ / ૪૧૬)

હાં, શરત એ છે કે માલ જરૂરતથી વધારે હોય, ખેડૂત પાસે બળદગાડું જરૂરતમાં દાખલ છે, એવી રીતે આલિમ પાસે કિતાબો જરૂરતમાં દાખલ હશે.

(મજમઉલ અન્હુર : ૧ / ૨૬૧)

સાતમી શરત : હજનો વખત હોવો, એ જ વખતમાં (શકિત હોવાથી) હજ ફર્ઝ થશે, માટે એક વ્યકિત પાસે રમઝાનુલ મુબારકની ૨૧મી તારીખે ૩૦ હજાર રૂપિયા કોઈએ હદિયો આપ્યો અને આ રકમ હજના સફર અને ઘરવાળાઓના ખર્ચ માટે શરત નં. ૬ પ્રમાણે કાફી છે. પરંતુ એ વ્યકિતનું ૨૮ રમઝાનમાં મૃત્યુ થઈ ગયું તો તેની ઉપર હજ ફર્ઝ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) પહેલા કરજની અદાયગી અથવા હજની અદાયગી

**સવાલ (૧૬૧૫) :** બે ભાઈ છે, તેમાંથી એક ભાઈ ઈન્ડિયામાં રહે છે અને એક સઉદીમાં રહે છે બંને ભાઈઓને જિમ્મે થોડુ કરજ છે પરંતુ તેઓ હજ અદા કરવા માંગે છે. સઉદીમાં રહેનાર ભાઈ પર છ હજાર રૂપિયાનું કરજ છે અને હજ તેની ત્રણ હજારમાં થાય છે. હવે હજના દિવસો નજીક આવી ગયા છે, તો એ બંને ભાઈઓએ હજ કરવું જોઈએ કે પહેલા કરજ અદા કરવું જોઈએ ? જો કરજની અદાયગીથી પહેલા હજ કરે, તો તેમના હજની કબૂલિયતમાં અને સવાબમાં કોઈ ખામી આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માથે કરજ હોવાથી હજ અદા કરવી ફર્ઝ નથી, તેમ છતાં જો હજ કરી લીધી તો હજ અદા થઈ જશે, જે ભાઈ સઉદીમાં રહે છે તેના માટે હજ અદા કરી લેવી બહેતર છે અને જે ઈન્ડિયામાં રહે છે તેના માટે કરજ અદા કરવું બહેતર છે. જોકે બંને ભાઈઓ જો હજ અદા કરી લે, તો હજ અદા થઈ જશે. પરંતુ હજ પછી ખૂબ જ તાકીદથી કરજ અદા કરવુ જરૂરી છે. (ફતાવા કાઝીખાન : ૧ / ૩૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કરજદારનું કરજ

**સવાલ (૧૬૧૬) :** "મસાઈલે હજ" પાન નં. ૩૩ પર હજ ફર્ઝ હોવાની શરતોમાં શરત નં.૫ માં લખ્યું છે કે હજ ફર્ઝ થવાની એક શરત એ પણ છે કે હજ કરનારો આઝાદ હોય.

અહીંયા યુ.કે વાળા બેંકમાંથી વ્યાજ પર કરજ લે છે અને પોતાના જિમ્મે કરજ બાકી રાખે છે, અદા કરતા નથી. તેમજ ઓરતોના ઘરેણા બેંકોમાં મુકીને વ્યાજ પર રૂપિયા લે છે અને હજ પઢવા જાય છે.

કરજ અદા ન કરવામાં તેમનું વિચારવું છે કે જો અમે કરજ અદા કરી દઈશું, તો અમારી સરકાર અમારી પાસેથી ટેકસ વધારે વસૂલ કરશે. એટલે પોતાના જિમ્મે કરજ રાખે છે અને હજ માટે જાય છે, તો તેનો શું હુકમ છે ? એક બાજુ હુકૂમત તરફથી મળનારા બધા લાભોથી ફાયદો ઉઠાવવો છે અને ટેકસમાંથી મુકિત મેળવવા કરજ બાકી રાખે છે. હુકૂમત તરફથી મળતા લાભો નીચે પ્રમાણે છે :

(૧) કોઈ માજૂર – વિકલાંગ હોય તો તેની સંપૂર્ણ જવાબદારી ઉઠાવવી (૨) બિમાર હોવાની હાલતમાં ઈન્શ્યોરન્સ આપવું (૩) ડોકટરી ફી આપવી. (૪) એક ટાઈમની દવા (૫) હોસ્પિટલમાં દરેક પ્રકારની ફી (૬) એક બાળક પાછળ એક પાઉન્ડથી દોઢ પાઉન્ડનું એલાઉન્સ (૭) બાળજન્મની ફી (૮) નાના બાળકો માટે ફરવાની નાની ગાડી.

ઉપરાંત બ્રિટિશ સરકાર કોઈ પણ પ્રકારના ભેદભાવ વગર દરેક પ્રકારની સહુલતો, જે ત્યાંના કાનૂન પ્રમાણે પ્રજાને મળવા જોઈએ, આપે છે. જેમકે આફ્રિકા વગેરે દેશોમાં આપે છે. આટલી બધી સહુલતો મળવા છતાં પણ લોકો ટેકસથી બચવા માટે કરજ અદા કરતા નથી અને હજ પર હજ કરે છે, તો તેમની હજ સહીહ

થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આઝાદ હોવાનો મતલબ એ છે કે પહેલા ગુલામ પ્રથા હતી. યુદ્ધોમાં કેદી બનાવીને લાવવામાં આવતા પુરુષોને 'ગુલામ' અને ઓરતને "બાંદી" કહેવામાં આવતી હતી.

હજની ફર્ઝીયત માટે જરૂરી છે કે વ્યકિત આઝાદ હોય, ગુલામ અથવા બાંદી ન હોય. (મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૩/૩૫૫, હદીસ નં. ૧૪૮૭૫)

સવાલની વિગત પ્રમાણે કેટલાક લોકો બેંકમાંથી માત્ર બતાવવા અને ટેકસથી બચવા માટે વ્યાજ પર કરજ લે છે અને યુ.કે. હુકૂમતને ધોકો આપે છે. તેને કારણે તેઓ ગુનેહગાર જરૂર થશે. પરંતુ તેમની ફર્ઝ હજ અદા થઈ જશે, કારણ કે એ વ્યકિત ગુલામ નથી.

જેમકે દાઢી મુંડાવવી અથવા કપાવવી ગુનોહ છે. પરંતુ આવો વ્યકિત નમાઝ પઢે છે, રોઝા રાખે છે, તો તેમની નમાઝ અને રોઝા અદા થઈ જશે. એવી રીતે વ્યાજ પર કોઈ રકમ લીધી અને કારોબાર કર્યો, તો તેની ફર્ઝ હજ અદા થઈ જશે. (ફત્હુલ કદીર : ૨ / ૪૦૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જરૂરતથી વધારાનું મકાન અથવા જમીન હોય, તો હજ ફર્ઝ થશે કે નહીં ?

**સવાલ (૧૬૧૭) :** જો કોઈ વ્યકિત પાસે જરૂરતથી વધારે મકાન, જમીન અને બીજી વસ્તુઓ હોય કે જો તે વેચવામાં આવે, તો હજનો જરૂરી ખર્ચ નીકળી જાય, તો શું એવા વ્યકિતને તે વેચીને હજ કરવી જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપર વર્ણન કરેલી હાલતમાં તેની ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે. એટલે જરૂરી છે કે જમીન, મકાન, સાધનો, કિતાબો અને એવી બીજી વસ્તુઓ વેચીને હજમાં જાય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હજના ખર્ચમાં મદીનાનો ખર્ચ દાખલ નથી

**સવાલ (૧૬૧૮) :** કોઈ વ્યકિત પાસે માત્ર એટલી રકમ છે કે મક્કા મુકર્રમા જઈ શકે છે, મદીના મુનવ્વરા  જવા માટે તેની પાસે રૂપિયા નથી, તો આવા વ્યકિત પર

હજ ફર્ઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મદીના જવા આવવાનો ખર્ચ જરૂરતમાં દાખલ નથી, બેશક મદીના મુનવ્વરાની હાજરી નેઅમત છે અને તેમાં ખૂબ જ સવાબ છે, માટે જેનામાં શકિત હોય તેણે જવું જ જોઈએ. પરંતુ એ જરૂરી ખર્ચમાં શામિલ નથી, તેનો અર્થ એ છે કે તેનો ખર્ચ ન હોય, તો પણ હજ ફર્ઝ થઈ જાય છે. (સૂરએ આલિ ઈમરાન : ૯૭, અહકામુલ કુર્આન : ૨ / ૩૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) વ્યાજ પર રકમ લઈને હજ કરવી

**સવાલ (૧૬૧૯) :** એક વ્યકિતનો વેપાર ખૂબ જ નફાકારક છે, તેમાં એટલા રૂપિયા રોકેલા છે કે તેના ઘરના બધા સભ્યો હજ કરી શકે. પરંતુ રૂપિયા ચાર મહિના પછી વસૂલ થશે. તો શું આ લોકો ગેર મુસ્લિમ અથવા મુસલમાન પાસેથી વ્યાજ પર રૂપિયા અથવા કરજ લઈને હજનો બંદોબસ્ત કરી શકે છે ? ત્રણ વર્ષ પહેલા જ હજ ફર્ઝ થઈ ગઈ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વ્યાજ પર રકમ લઈને હજમાં જવું જાઈઝ નથી. મુસ્લિમ અથવા કોઈ પણ ગેર મુસ્લિમ પાસેથી કરજ લઈ શકો છો. હજ ત્રણ વર્ષ પહેલા ફર્ઝ થઈ ગઈ છે. તો વહેલી તકે આ ફરીઝો અદા કરવાની સઆદત હાસિલ કરી લેવી જોઈએ. (ફત્હુલ કદીર : ૨ / ૪૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) હજના દિવસોમાં જે વ્યકિત માત્ર ઉમરહની નિય્યતથી મક્કામાં દાખલ થયો, તો તેની ઉપર હજ ફર્ઝ થશે કે નહીં ?

**સવાલ (૧૬૨૦) :** હજના દિવસોમાં કોઈ વ્યકિત માત્ર ઉમરહની નિય્યતથી મક્કામાં દાખલ થયો, તો તેની ઉપર હજ ફર્ઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ ફર્ઝ થવા માટે સવારીની સાથે ખાવા – પીવાનો ખર્ચ અને શકિત પણ જરૂરી છે, અને ફકીરે પણ મક્કા પહોંચતા પહેલા મિકાતથી ઉમરહનું એહરામ બાંધીને મક્કામાં દાખલ થવું જરૂરી છે. માટે જયારે ઉમરહનો એહરામ બાંધીને કોઈ પણ વ્યકિત બયતુલ્લાહ શરીફની સામે હાજર થઈ ગયો અને હજના દિવસો

(શવ્વાલથી ઝિલહજ્જની દસ તારીખ સુધી) છે અને ખાવા – પીવા અને રહેવાનો ખર્ચ પણ છે, તો તમામ ઉલમાની નજીક તેની ઉપર હજ ફર્ઝ થઈ જાય છે. (ઝુબ્દતુલ મનાસિક : ૧ / ૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જો કોઈની પાસે જરૂરત જેટલો માલ હોય

**સવાલ (૧૬૨૧) :** એક વ્યકિત પર કોઈ જાતનું કર્ઝ નથી. ૨૦ હજાર રૂપિયા વેપારમાં લાગેલા છે, એ રકમ સિવાય તેની પાસે કોઈ સોનું, ચાંદી વગેરે નથી, સવાલ એ છે કે એ વ્યકિત પર હજ કર્ઝ થશે કે નહીં ? જો એ હજમાં જાય તો દુકાનનો બધો સામાન વેચવો પડે, એટલે તેના માટે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં એ વ્યકિત પર હજ ફર્ઝ નથી , કારણ કે ૨૦ હજારની મુડીથી તેની રોજની જરૂરત પુરી થાય છે, એટલે આ માલ તેનો અસલી જરૂરતમાં દાખલ છે, કારણ કે ૨૦ હજાર રૂપિયા કારોબારમાંથી કાઢી લેવામાં આવે, તો તેનો વેપાર ખતમ થઈ જશે અને ભવિષ્યમાં તેની જરૂરતો પુરી નહીં થાય, એટલે એવા વેપારી પર હજ ફર્ઝ નથી, પરંતુ જયારે તે ૪૦ હજારનો માલિક બની જાય, તો હજ ફર્ઝ થઈ જશે. કારણ કે ૨૦ હજારથી વેપાર કરી શકે છે. જે ગુજરાન માટે કાફી છે. ટૂંકમાં પુછેલી સુરતમાં હજ ફર્ઝ નહીં થાય. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૧, હિદાયહ : ૧ / ૧૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) હજની અદાયગીની શરતો

**સવાલ (૧૬૨૨) :** હજની અદાયગીમાં કેટલી શરતો છે. વિગતવાર જવાબ આપશો. શું હજ અદા કરવા માટે તમામ શરતોનું એક સાથે મોજુદ હોવું જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજની અદાયગી માટે નીચેની શરતો હોવી જરૂરી છે. હજની અદાયગી માટે એ શરતોનું એક સાથે હોવું જરૂરી છે :

(૧) તંદુરસ્તી (૨) કેદમાં ન હોય તેમજ બાદશાહ અથવા સરકાર તરફથી કોઈ પ્રકારની રૂકાવટ ન હોય. (દુર્રે મુખ્તાર મઅ રદુલ મુહતાર : ૨ / ૪૫૯) (૩) રસ્તો સલામત હોય એટલે રસ્તામાં લડાઈ ન હોય અને ન તો લુટફાટનો ખતરો હોય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૩)

ઉપરની ત્રણે શરતો મર્દ અને ઓરત બંને માટે છે. બાકીની બે શરતો માત્ર ઓરતો માટે છે. (૪) ઓરત સાથે મહરમનું હોવું અને (૫) ઓરતનું ઈદ્દતમાં ન હોવું. (રદ્દુલ મહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૪)

પહેલી શરત : તંદુરસ્તી આ શરત પ્રમાણે આંધળો, લંગડો અને લુલા વ્યકિત પર હજ ફર્ઝ થઈ જાય છે પરંતુ એવા વ્યકિત માટે જાતે હજમાં જવું મુશ્કેલ હોય, તો કોઈ બીજાને હજમાં મોકલી હજ્જે બદલ કરાવે, તો ફર્ઝ હજ અદા થઈ જશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૯)

બીજી શરત : "કેદમાં ન હોય" આજના જમાનામાં સરકારી કાનૂન પ્રમાણે લોકોને મંજુરી આપવામાં આવે છે. જો કોઈને મંજૂરી ન મળી અને તેનું મૃત્યુ થઈ ગયું, તો મૃત્યુ પહેલા, તેણે વસિય્યત કરવી જરૂરી છે. પછી હજ કરવાથી તેની જવાબદારી પૂર્ણ થઈ જશે. (દુર્રુલ મુહતાર અલા રદ્દિલ મુખ્તાર : ૨ / ૪૫૯)

ત્રીજી શરત : 'રસ્તો સલામત હોય' આ શરત પ્રમાણે જો હજની બધી શરતો કોઈની અંદર મોજૂદ હોય, પરંતુ રસ્તામાં લડાઈ ચાલું છે અને જે રસ્તેથી જવા માંગે છે ત્યાં ખતરો છે, તો હજમાં જવું જરૂરી નથી, પરંતુ ખતરો દુર થતા તરત જ હજમાં જવું જરૂરી છે અને જો લડાઈ ચાલું જ રહેશે એવો ખતરો હોય કે લડાઈ ખતમ થતા સુધી તે વ્યકિત જીવતો નહીં રહે, તો તેણે હજ્જે બદલની વસિય્યત કરવી જરૂરી છે એટલે કે જો મોટે ભાગે જહાઝોને ડુબાડી દેવામાં આવે છે અથવા ખતમ કરી દેવામાં આવે છે, તો એવી સુરતમાં શાંતિ ન હોવી સમજવામાં આવશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૩)

ચોથી શરત : "ઓરત સાથે મહરમનું હોવું" એટલે જરૂરી છે કે ઓરત સાથે તેનો પતિ અથવા દીનદાર મહરમ (જેમની સાથે નિકાહ હમેશા માટે હરામ છે) હોય, બનેવી, ફુવા અને માસા મહરમ નથી. જો ઓરત સાથે સફરમાં જવા માટે તેનો પતિ અથવા મહરમમાંથી કોઈ ન હોય તો તેના માટે હજમાં જવું જાઈઝ નથી. જો જશે તો ગુનેહગાર થશે. (મજમઉલ મન્હુર : ૧ / ૨૬૨)

પાંચમી શરત : "ઓરતનું ઈદ્દતમાં ન હોવું" ઓરત માટે એ પણ જરૂરી છે કે તે ઈદ્દતમાં ન હોય, જો ઈદ્દતમાં હશે, તો તેની ઉપર હજ અદા કરવી જરૂરી નથી, ભલે ઈદ્દત પતિના મૃત્યુની હોય કે નિકાહ તુટી જવાની હોય અથવા તલાકને કારણે હોય, ઈદ્દતની હાલતમાં જશે, તો ગુનેહગાર થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૪૨) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) મહરમનો ખર્ચ ઓરતના જિમ્મે છે

**સવાલ (૧૬૨૩) :** હજના સફરમાં ઓરત સાથે મહરમનું હોવું શરત છે, સવાલ એ છે કે મહરમનો ખર્ચ કોની ઉપર છે, જાતે તેની ઉપર અથવા ઔરત ઉપર, જેની સાથે તે જઈ રહયો છે ?

જો ઓરત ખર્ચ ઉઠાવવા છતાં, કોઈ મહરમ સાથે જવા તૈયાર ન થાય તો ઔરત એવી હાલતમાં શું કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મહરમ જેની સાથે જશે, તેનો ખર્ચ ઓરત આપશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૪)

જો ઓરત ખર્ચ ઉઠાવવા તૈયાર હોય છતાં તેની સાથે જવા કોઈ તૈયાર ન હોય, તો ઓરત પર જરૂરી છે કે હજમાં જવાથી રોકાય જાય અને વસિય્યત કરે કે મારા મૃત્યુ પછી કોઈને મોકલીને મારા તરફથી હજ કરાવી લેવી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) તમામ પ્રકારના મહરમ સાથે હજમાં જવું જાઈઝ છે

**સવાલ (૧૬૨૪) :** (૧) મહરમ અનેક પ્રકારના હોય છે : નસબી, દૂધના રિશ્તાને લીધે, સુસરાલી રિશ્તાને લીધે. સવાલ એ છે કે શું ઓરત હજ માટે આ ત્રણે પ્રકારના મહરમોમાંથી કોઈની પણ સાથે જઈ શકે છે અથવા તેની કોઈ વિગત છે ?

(૨) તેમજ મહરમ જો નાબાલિગ અથવા પાગલ હોય, તો ઓરત તેમને પોતાની સાથે હજના સફરમાં લઈ શકે છે અથવા નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મહરમનો સંબંધ ભલે નસબથી હોય જેમકે પિતા, ભાઈ, કાકા, ભત્રીજો અને ભાણીયો વગેરે અથવા દુધના રિશ્તેદારોને કારણે હોય જેમકે દૂધ શરીક પિતા, દૂધ શરીક ભાઈ વગેરે અથવા સુસરાલી રિશ્તાને કારણે હોય જેમકે જમાઈ, સસરા વગેરે, આ બધાની સાથે ઓરત માટે હજમાં જવું જાઈઝ છે.

(બદાઈઉસ્સનાઈઅ: ૨/ ૧૨૪)

પરંતુ આજે બેદીની અને બેહયાઈનો માહોલ છે, એટલે સુસરાલી અથવા દૂધના રિશ્તાના મહરમો સાથે હજમાં જવું યોગ્ય નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૪)

તેથી ફુકહાએ કિરામે લખ્યું છે કે યુવાન સાસુએ પોતાના જમાઈથી પડદો કરવો જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૪)

(૨) આપના બીજા સવાલનો જવાબ એ છે કે મહરમનું સમજદાર અને બાલિગ હોવું જરૂરી છે. માટે નાબાલિગ અને પાગલ એવો મહરમ નથી, જેની સાથે હજ કરવામાં આવે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) જે વિધવા પાસે મહરમ ન હોય તો તે શું કરે ?

**સવાલ (૧૬૨૫) :** (૧) એક ઓરત વિધવા છે, તેની પાસે કોઈ મહરમ પણ નથી અને તેની પાસે એટલા રૂપિયા છે કે તેની ઉપર હજ ફર્ઝ થઈ જાય છે, તો શું માત્ર હજમાં જવાને લીધે તેણે નિકાહ કરવા જરૂરી છે કે નહીં ?

(૨) અને જો તે મહરમ વગર હજમાં જતી રહી, તો તેની હજ અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) વિધવા ઓરતને જો કોઈ મહરમ ન મળે, તો માત્ર હજમાં જવા માટે શાદી કરવી જરૂરી નથી. (તોહફતુલ ફુકહા :૧ / ૩૮૭)

(૨) ઓરત મહરમ વગર હજમાં જશે, તો હજ અદા થઈ જશે, પરંતુ તે ગુનેહગાર થશે. (બુખારી : ૧ / ૨૫૦, હદીસ નં. ૧૮૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ૬૦–૭૦ વર્ષની વૃદ્ધ ઓરત માટે મહરમ હોવું શર્ત છે કે નહીં ?

**સવાલ (૧૬૨૬) :** હજના સફરમાં મહરમ સાથે હોવાની શરત માત્ર યુવાન ઓરત માટે છે અથવા વૃદ્ધ ઓરતો માટે પણ ?

એ પણ બતાવશો કે શું કોઈ ઓરત મહરમને પોતાની સાથે હજમાં જવા પર મજબૂર કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) અસલ મસ્અલો તો એ જ છે કે મક્કા મુકર્રમાથી દૂર રહેનારી ઓરત માટે મહરમનું હોવું જરૂરી છે. ભલે તે ઓરત યુવાન હોય કે વૃદ્ધ હોય.

(તોહફતુલ ફુકહા : ૧ / ૩૮૮)

મહરમ અથવા પતિની સાથે સફરની શરત અને અસલી મકસદ એ છે કે સફરમાં ફિતનાથી હિફાઝત છે, માટે વૃદ્ધ ઓરત જેમાં ગુનાહ અને ફિતનાનો ખતરો ન હોય, તેનું ગેર મહરમ સાથે સફરે હજમાં જવું જાઈઝ છે. માટે ફિતનાનો ખતરો ન હોવાને કારણે હઝરત થાનવી (રહ.) એ પણ વૃદ્ધ ઓરત માટે ગુંજાઈશ નકલ કરી છે. એટલે મહરમ અથવા પતિની સાથેની શરતથી ૬૦–૭૦ વર્ષની ઓરત બાકાત રહેશે, પરંતુ વૃદ્ધ, કમજોર ઓરતની ખિદમત અને સહારા માટે કોઈનું સાથે હોવું જરૂરી છે. (ઈમ્દાદુલ ફતાવા : ૪ / ૨૦૧)

(૨) ઓરત મહરમને સાથે લઈ જવા માટે મજબૂર કરી શકતી નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) ઓરતનું કોઈ ગેર મહરમ સાથે હજના સફરમાં જવું

**સવાલ :** વૃદ્ધ વિધવા ઓરતનું ગેર મહરમ રિશ્તેદાર સાથે હજના સફરમાં જવું જાઈઝ છે કે નહીં ? જામિઅહ હુસૈનિય્યહથી એક ફતવો આવ્યો છે, તેમાં એ વાત છે કે વૃદ્ધ ઓરત પણ હજના સફરમાં મહરમ વગર નહીં જાય. સવાલ એ છે કે આ સિલસિલામાં શરીઅત પ્રમાણે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનો સવાલ તારીખ ૨૦ / ૭ / ૧૯૮૯ એ મળ્યો, તે વાંચ્યો અને જવાબ જે જામિઅહ હુસૈનિય્યહથી તારીખ ૨૯ / ૭ / ૧૯૮૯ એ આપ્યો છે, તે પણ વાંચ્યો, જવાબ સહીહ છે.

ઓરત યુવાન, વૃદ્ધ કોઈ પણ ઉમરની હોય, હજનો સફર અથવા કોઈ બીજો સફર જે ૪૮ માઈલનો હોય, તેમાં મહરમ રિશ્તેદાર વગર જવું જાઈઝ નથી. માટે સવાલની સુરતમાં વિધવાનું ગેર મહરમ રિશ્તેદારો સાથે પણ જવું જાઈઝ નથી.

(બુખારી : ૧ / ૧૪૭, હદીસ નં. ૧૦૮૬)

જો મહરમ વગર હજ કર્યુ, તો ભલે ફર્ઝ હજ અદા થઈ જશે, પરંતુ મહરમ વગર સફર કરવાનો ગુનોહ જરૂર લાગશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૬૫) યાદ રહે કે જેવી રીતે હરમ શરીફમાં નેકીનો સવાબ વધારે છે, એવી રીતે ગુનાહનો વબાલ પણ વધારે થશે. (મુસન્નફે અબ્દુર્રઝઝાક : ૫ / ૨૭ –૨૮, હદીસ નં. ૮૮૭૦) માટે વર્ણન કરેલ ઓરત માટે જરૂરી છે કે પોતાના સગાં ભત્રીજા અથવા ભાણેજ વગેરે

મહરમ રિશ્તેદારો સાથે હજમાં જાય, જો મહરમ રિશ્તેદાર ન હોય, તો ત્રણ દીનદાર વ્યકિતઓને બોલાવીને પોતાના તરફથી હજ્જે બદલની વસિય્યત કરી દે અને હજની પુરી રકમ તેમને હવાલે કરી બેંકમાં જમા કરાવી દે, વર્ણન કરેલ ઓરતના મૃત્યુ પછી તેના તરફથી હજ્જે બદલ કરાવવાથી તેની ફર્ઝ હજ અદા થઈ જશે અને શરીઅતના હુકમના પાલનને કારણે ગેર મહરમની સાથે હજના સફરના મુકાબલામાં સવાબ પણ વધારે મળશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ગેર મહરમ સાથે હજના સફરનો શરઈ હુકમ

**સવાલ (૧૬૨૮) :** અમારી ઓળખાણવાળી હિન્દા ઓરત છે, તે આ વર્ષે હજમાં જવા માંગે છે, તેની સાથે કોઈ મહરમ મર્દ નથી. પરંતુ લંડનથી તેની બહેન અને બનેવી હજમાં આવવાના છે. આ બધા મળીને હજના અરકાન અદા કરવાનો ઈરાદો રાખે છે.

સવાલ એ છે કે શું એ ઓરત અહીંયા (ગુજરાત) થી મહરમ વગર હજના સફર પર જઈ શકે છે ? જો તે હજના સફર પર જઈ શકે છે, તો તેની રીત શી રહેશે?

જો તેની સાથે મક્કા અથવા રિયાધમાં તેની બહેન અને બનેવી મળવાના હોય, તો અહીંયાથી આ ઓરત એકલી સફર કરી શકે છે કે નહીં ? અને તેનો બનેવી તેનો મહરમ બની શકે છે કે નહીં ? અહીંયાના મહરમો આર્થિક રીતે કમજોર છે, એટલે એ ઓરત તેમની સાથે સફરે હજમાં જઈ શકતી નથી. લંડનના મહરમ એટલે પોતાની બહેન અને બનેવી સાથે હજ કરવા માંગે છે, ઉમ્મીદ છે કે સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મહરમ વગર ઓરતે શરઈ સફર કરવો જાઈઝ નથી, બનેવી મહરમમાં દાખલ નથી. કારણ કે પોતાની પત્નીના મૃત્યુ પછી અથવા તેનાથી અલગ થવાથી અને તલાક અને ઈદ્દત પુરી થયા પછી, તેની બહેન એટલે પોતાની સાળીથી નિકાહ કરવા જાઈઝ છે. એટલે બનેવી સાથે સફરમાં જવું જાઈઝ નથી.

(બુખારી : / ૨૫૦, હદીસ નં. ૧૮૬૨)

તેના જાઈઝ હોવાની એક સુરત એ છે કે પોતાના કોઈ માલદાર મહરમ સાથે સફર કરે અથવા કોઈ ગરીબ મહરમના સફરનો ખર્ચ તે ઓરત ઉઠાવે અને તેને

પોતાની સાથે હજના સફરમાં સાથે લઈ જાય.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૪)

પરંતુ જો મહરમ ગરીબ છે અને એ ઓરત તે ગરીબ મહરમનો ખર્ચ ઉઠાવવાની શકિત ધરાવતી નથી, તો ઓરતે એકલું જવું જાઈઝ નથી. કારણ કે આવી હાલતમાં ઓરત પર હજ અદા કરવું જરૂરી નથી. હજ અદા કરવા માટે મહરમનું હોવું જરૂરી છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૩) પરંતુ ઓરત ઉપર હજ ફર્ઝ થઈ જશે, અલબત્ત અદા કરવું વાજિબ નથી, એટલે વસિય્યત કરવી જરૂરી છે. જિંદગીમાં મહરમ સાથે ન જઈ શકતી હોય, તો વસિય્યત કરશે કે મારા મૃત્યુ પછી હજ્જે બદલ કરવામાં આવે, હજ ન કરવાથી એ ઓરત ગુનેહગાર થશે નહીં, પરંતુ જો વસિય્યત પણ ન કરે, તો ગુનેહગાર થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) છોકરા અથવા છોકરીના સસરા સાથે હજના સફરમાં જવું

**સવાલ (૧૬૨૯) :** મોહતરમ હઝરત મુફતી સાહેબ ! સવાલ એ છે કે કોઈ ઓરત પોતાના છોકરા અથવા છોકરીના સસરા સાથે હજના સફરમાં જઈ શકે છે કે નહીં ? એટલે છોકરા અથવા છોકરીના સસરા તેનો મહરમ બની શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરતની સાથે સફરમાં એવા મહરમનું હોવું જરૂરી છે, જેનાથી નિકાહ હમેશાંને માટે હરામ હોય અને તે ત્રણ પ્રકારના રિશ્તા છે. નસબી રિશ્તો, જેમકે પિતા, દાદા, છોકરો, પૌત્ર, ભત્રીજો, ભાણેજ અને દુધનો રિશ્તો જેમકે દુધ શરીક ભાઈ વગેરે અને સુસરાલી રિશ્તો જેમકે જમાઈ, સસરા વગેરે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૯)

એટલે જ સાળીનો બનેવી સાથે સફર કરવો જાઈઝ નથી કારણ કે સાળી બનેવી પર હમેશાં માટે હરામ નથી. બહેનની તલાક અથવા મૃત્યુ પછી, બનેવીથી તેના નિકાહ જાઈઝ છે.

આપે જે સુરત લખી છે, તેમા છોકરાનો સાળો હોય અથવા છોકરીનો સાળો, તેમનાથી નિકાહ કરવા એ છોકરા અને છોકરીની મા નો જાઈઝ છે. જો ઓરત તેની સાથે સફર કરશે તો ગેર મહરમની સાથે સફર કરવાનો ગુનોહ લાગશે, પરંતુ હજ

અદા થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) શું મારી સાળી હજના સફરમાં મારી સાથે જિદ્દહ સુધી સાથે આવી શકે છે ?

**સવાલ (૧૬૩૦) :** આ વર્ષે મારો ઈરાદો હજ કરવાનો છે, મારા આ ઈરાદાને જાણીને મારી સાળી પણ તૈયાર થઈ છે અને તે મારી સાથે હજમાં આવવા માંગે છે, તો શું એ મારી સાથે હજના સફરમાં જિદ્દહ સુધી આવી શકે છે ? જિદ્દહમાં મારી સાળીનો છોકરો છે, તે ત્યાંથી તેની સાથે હજમાં જશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજમાં જવા માટે ઓરત સાથે મહરમનું હોવું જરૂરી છે. આપના લખવા પ્રમાણે જો આપની સાળી આપની સાથે સફરમાં જવા માંગે છે, જો કે આપ તેના માટે ગેર મહરમ છો. એટલે જિદ્દહ સુધી પણ એ આપની સાથે જઈ શકતી નથી, મહરમ વગર સફર કરવાનો ગુનોહ લાગુ પડશે, જો કે હજ અદા થઈ જશે.

ولا تحج بلا احدهما فإن حجت جاز مع الكراهة

(મજમઉલ અન્હુર : ૧ / ૨૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) અંધ ઓરતનો વાલી ન હોવાને કારણે બીજી ઓરત સાથે હજમાં જવું

**સવાલ (૧૬૩૧) :** એક ઓરત બંને આંખોથી અંધ છે. તેનો કોઈ વાલી કે સરપરસ્ત નથી. તે માલદાર છે અને હજનો ઈરાદો રાખે છે, બીજી ઓરત તેની ખિદમત કરે છે, તેની શાદી પણ થઈ ગઈ છે, એ બીજી ઓરત નેક, દીનદાર અને નમાઝી છે.

અંધ ઓરત હજનો ઈરાદો ધરાવે છે, અને ચાહે છે કે તે બીજી ઓરત જે તેને ત્યાં ખિદમત કરે છે, તેને પોતાના ખર્ચે હજ માટે લઈ જાય. સવાલ એ છે કે આવી સુરતમાં તેની હજ કબૂલ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ મુસ્લિમ ઓરત માટે જરૂરી છે કે તે પોતાના શરઈ સફર માટે કોઈ

મહરમને પોતાની સાથે લઈ જાય. મહરમ એ છે, જેનાથી હમેશાં માટે નિકાહ કરવા હરામ હોય, મહરમ વગર સફર કરવાથી ઓરત ગુનેહગાર થશે.

(બુખારી : ૧ / ૧૪૭, હ.ન. ૧૦૮૬)

હજ જો કે એક મહાન ઈબાદત છે, પરંતુ મહરમની શરત પુરી ન થવાને લીધે તેના માટે આ ઈબાદત વાજિબ રહેશે નહીં. તેમ છતાં જો તે મહરમ વગર હજમાં જશે તો હજ ફર્ઝ જિમ્મેથી અદા થઈ જશે, જો કે ગુનેહગાર થશે. તેમજ સાથે બીજી ઓરતને તેના મહરમ વગર લઈ જવી ગુનોહ છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૫)

આવી હાલતમાં એ ઓરત માટે જરૂરી છે કે પોતાના કોઈ મહરમ સાથે હજ કરે. મહરમ ન હોવાની સુરતમાં બે ગવાહોની હાજરીમાં એક વસિય્યતનામું લખી દે કે મારા મૃત્યુ પછી મારા માલમાંથી મારા તરફથી હજ્જે બદલ કરવામાં આવે, અને તેના માટે રકમ પણ પોતાના માલમાંથી અલગ કરી દે. તેના મૃત્યુ પછી જયારે તેની તરફથી હજ્જે બદલ કરવામાં આવશે, તો તેનો પુરે પુરો સવાબ તેને મળી જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ /૨૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ઓરતનું, ઓરતોના કાફલા સાથે હજમાં જવું

**સવાલ (૧૬૩૨) :** એક ઓરત છે, તેની ઉપર હજ ફર્ઝ છે, પરંતુ તેની પાસે કોઈ મહરમ નથી, પરંતુ તેના ઈલાકાથી ઘણી ઓરતો હજમાં જઈ રહી છે, સવાલ એ છે કે શું આ ઓરત, તે ઓરતો સાથે હજમાં જઈ શકે છે ? ગુનેહગાર તો નહીં થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરતોની જમાત સાથે કોઈ ઓરત વગર મહરમે જવા માંગે, તો એ જાઈઝ નથી. કારણ કે ઓરતોની જમાત અથવા ગ્રુપનું હોવું, ઓરતોને મહરમથી મુકિત અપાવતું નથી, આ સુરતમાં મહરમ વગર જવું નાજાઈઝ અને હરામ છે. (દારે કુત્ની : ૩ / ૨૨૭, હદીસ નં. ૨૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) હજના સફરમાં પત્નીનું પોતાના પતિથી ઈજાઝત લેવી જરૂરી છે કે નહીં ?

**સવાલ (૧૬૩૩) :** જનાબ મુફતી અહમદ બેમાત સાહેબ ! મારો પતિ સાત વર્ષથી વિદેશમાં છે, ત્યાં જતા ચાર મહિના પહેલા અંદરો અંદરના ઝઘડાને લીધે હું મારા

પિતાને ઘરે આવી ગઈ હતી. પતિને ગયે સાત વર્ષ થઈ ગયા છે, પરંતુ તેમનો કોઈ પત્ર આવ્યો નથી અને અમારા બે છોકરા છે, તેમના માટે પણ કોઈ ખર્ચ મોકલ્યો નથી, આ વર્ષે મારો, મારા ભાઈની સાથે હજમાં જવાનો ઈરાદો છે, તો મને મારા પતિથી પત્ર દ્વારા ઈજાઝત લેવી જરૂરી છે કે નહીં ? જો પત્રનો જવાબ ન આવે તો હું શું કરું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઓરત પર હજ ફર્ઝ થઈ ગઈ છે, તો પતિની ઈજાઝત વગર પોતાના કોઈ મહરમ રિશ્તેદાર દા.ત. ભાઈ વગેરે સાથે તે હજમાં જઈ શકે છે. જો તેને પતિથી ઈજાઝત માંગી અને પતિએ મનાઈ કરી દીધી. તો પણ તેને પોતાના મહરમ રિશ્તેદાર સાથે હજમાં જવું જોઈએ, તેની શરીઅતમાં ઈજાઝત છે.

જો હજ ફર્ઝ ન હોય, તો પતિની ઈજાઝત વગર જવું જાઈઝ નથી.

(મજમઉલ અન્હુર : ૧ / ૨૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) જો મહરમ સાથે સફરમાં ભૂતપૂર્વ પતિ પણ હોય ?

**સવાલ (૧૬૩૪) :** તલાકશુદા ઓરત પોતાના મોટા છોકરા સાથે હજમાં જઈ રહી છે, પરંતુ સાથે તલાક આપનારો તેનો ભૂતપૂર્વ પતિ પણ છે, તો શું આ સફર જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મોટો છોકરો બાલિગ અને સમજદાર છે, તો જવું જાઈઝ છે, કોઈ વાંધો નથી, કારણ કે છોકરો તેના માટે મહરમ છે, અને મહરમ સાથે હજમાં જવું જાઈઝ છે. પરંતુ ઓરતે ભૂતપૂર્વ પતિથી પડદો કરવો જરૂરી છે. (સૂરએ નૂર : ૩૦, ૩૧ ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) કાકીનું ભત્રીજા સાથે હજના સફરમાં જવું

**સવાલ (૧૬૩૫) :** (૧) ઈબ્રાહીમ દાઉજીનો છોકરો યુસૂફ ઈબ્રાહીમ પોતાની માતા સાથે હજમાં જઈ રહયો છે, તેની સાથે તેની બે સગી કાકીઓ જેમની ઉમર ૭૦ વર્ષની છે, હજમાં જવા માંગે છે. તો આ બંને પોતાના સગા ભત્રીજા સાથે હજમાં જઈ શકે છે કે નહીં ?

(૨) જો હમણાં એ બંને હજમાં ન જાય, તો ભવિષ્યમાં ઉમર વધવાથી અને કમજોરીને કારણે હજથી વંચિત રહી જાય એવી શકયતા છે, અને ફર્ઝ હજની

જવાબદારી બાકી રહી જાય. હાજી યુસૂફ ઈબ્રાહીમ જે પોતાની માતાને પણ પોતાની સાથે લઈ જઈ રહયો છે, એ શરીઅતનો પાબંદ અને પરહેજગાર તેમજ નેક છે. તો એ બંને સગી કાકીઓને હજમાં લઈ જઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત માટે ગેર મહરમ (જેની સાથે નિકાહ કરવા જાઈઝ હોય) ની સાથે સફરમાં જવું જાઈઝ નથી, ખાસ કરીને હજ જેવા મુબારક સફરમાં ખૂબ જ એહતિયાતની જરૂરત છે. (બુખારી : ૧ / ૧૪૭, હદીસ નં. ૧૦૮૬)

ઓરત માટે હજની અદાયગીની એક શરત એ પણ છે કે તેની સાથે સફરમાં પતિ અથવા મહરમ હોય, માટે યુસૂફ ઈબ્રાહીમની બંને કાકીઓ માટે શરઈ હુકમ છે કે તેઓ મહરમ વગર હજમાં ન જાય. યુસૂફ ઈબ્રાહીમ તેમના માટે મહરમ નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૯)

રહી વાત એ કે હમણાં એ બંને હજમાં નહીં જાય, તો એ વાતનો ખતરો છે કે તેઓ જિંદગીમાં હજ નહીં કરી શકે, આ ઉઝર શરીઅતમાં મોઅતબર નથી, કારણ કે કોઈ ઓરત પર હજ અદા કરવું ત્યારે જરૂરી બને છે, જયારે કે તેની સાથે મહરમ હોય, જો મહરમ ગરીબ હોય, તો તેને (શકિત હોય તો) પોતાના ખર્ચે હજમાં લઈ જાય અને જો મહરમ હાજર ન હોય (અથવા હાજર હોય, પરંતુ ગરીબ હોય અને મહરમનો ખર્ચ ઉઠાવવાની ઓરતમાં શકિત ન હોય) તો વસિય્યત લખી દે કે મારા મૃત્યુ પછી મારા માલમાંથી હજ્જે બદલ કરાવવામાં આવે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૯)

એટલે યુસૂફ ઈબ્રાહીમની બંને કાકીઓ એ વસિય્યત તૈયાર રાખે કે મારા મૃત્યુ પછી કોઈને હજ્જે બદલ માટે મોકલવામાં આવે. આ રીતે વસિય્યત લખવાથી બંને પોતાની જવાબદારીથી મુકત થઈ જશે અને ફર્ઝ હજ પણ અદા થઈ જશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૨૨)

યુસૂફ ઈબ્રાહીમ એ બંનેનો સગો ભત્રીજો નથી. શરીઅતમાં એ બંનેના નિકાહ એક બીજા સાથે જાઈઝ છે. જો બંને કાકીઓ યુસૂફની સગી માસી હોત, તો હજ માટે યુસૂફની સાથે તેમનું જવું જાઈઝ હતું, એટલે જો એ બંને યુસૂફ ઈબ્રાહીમ સાથે જશે, જે તેમના માટે ગેર મહરમ છે, તો ગુનોહ થશે. પરંતુ હજ ફર્ઝ અદા થઈ જશે. (દુર્રે મુખ્તાર મઅ રદુલ મુહતાર : ૨ / ૪૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ઓરત અને સફર

**સવાલ (૧૬૩૬) :** મારી એક વિધવા બહેન ભારતમાં છે. મારો ઈરાદો છે કે હું તેને અહીંયા ઈંગ્લેન્ડ બોલાવું અને અહીંયાથી જો તેનો ઈરાદો હોય તો આ વર્ષે હજમાં લઈ જાઉ,બહેનની પરિસ્થિતિ સારી નથી કે તે પોતાના રૂપિયાથી હજ કરી શકે, તો આ સુરતમાં તે એકલી ઈંગ્લેન્ડ આવી જાય અને અહીંયાથી અમે બંને હજમાં જઈએ, તો શરીઅતમાં તેની ઈજાઝત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરતનું મહરમ વગર સફર કરવો જાઈઝ નથી, ભલે તે હજનો સફર હોય કે અન્ય સફર, મહરમ વગર સફર કરશે તો ગુનેહગાર થશે. પરંતુ તે ઈંગ્લેન્ડ આવી જાય અને આપ હજ માટે પોતાની સાથે લઈ જાવ, તો કરાહત વગર હજ અદા થઈ જશે. આપ ભાઈ છો એટલે આપની સાથે હજના સફરથી તે ગુનેહગાર નહીં થાય.

(ઈબ્ને માજહ : ૨ / ૨૦૮, હદીસ નં. ૨૮૯૮)

મારો મશવરો એ છે કે જયારે તેની ઉપર હજ ફર્ઝ નથી, તો જરૂરત વગર ઈંગ્લેન્ડ સુધીનો એકલો સફર કરાવીને ગુનોહ પોતાના જિમ્મે કેમ લઈ રહયા છો, આપ તેની ઉપર હજ માટે જે ખર્ચ કરવા માંગો છો, તે ભારત મોકલી આપો, જેથી તે અહીં રહીને ઈજ્જત સાથે જિંદગી ગુજારે અને પોતાના બાળકોને દીની તાલીમ અપાવીને તમારા માટે સદકએ જારિયહ બને. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) ઈદ્દતની હાલતમાં હજમાં જવું સહીહ નથી

**સવાલ (૧૬૩૭) :** એક ઓરતના જિમ્મે હજ ફર્ઝ છે, હજના મહિના પણ આવી ગયા છે, પરંતુ તે ઈદ્દતમાં છે, સવાલ એ છે કે એ ઓરત માટે હજમાં જવું જરૂરી છે? જો ન ગઈ તો ગુનેહગાર થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત પર હજ અદા કરવી ત્યારે જરૂરી છે, જયારે કે બીજી શરતોની સાથે આ શરત પણ જોવા મળે કે તે ઈદ્દતમાં ન હોય. જો ઈદ્દતમાં હશે તો તેની ઉપર હજ અદા કરવી જરૂરી નથી, ભલે ઈદ્દત પતિના મૃત્યુની હોય અથવા નિકાહ તુટી જવાથી હોય અથવા તલાકને કારણે હોય, આ હાલતમાં હજમાં ન જવાથી તે ગુનેહગાર નહીં થાય, બલકે તેની વિરુદ્ધ જો ઈદ્દતની હાલતમાં જશે તો ગુનેહગાર થશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) ઓરતનું પિતરાઈ ભાઈ અને ફોઈના છોકરા સાથે હજમાં જવું

**સવાલ (૧૬૩૮) :** એક ઓરત હજનો ઈરાદો રાખે છે, તેના પતિનું મૃત્યુ થઈ ગયું છે, તેમજ બીજા મહરમ દા.ત. ભાઈ અને ભાણેજ વગેરે પણ વિદેશમાં રહે છે અને ન તો તેમના આવવાની ઉમ્મીદ છે, એવી હાલતમાં તે પોતાના બીજા રિશ્તેદાર દા.ત. તે ભત્રીજા અથવા ભાણેજ, જે તેની ફોઈનો છોકરો અથવા માસીના છોકરાઓ છે, તેમની સાથે હજ અદા કરવા જાય, તો જાઈઝ છે કે નહીં ? હજ અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત જવાન હોય કે વૃદ્ધ, હજમાં જવા માટે તેની સાથે પતિ અથવા એવા મહરમનું હોવું જરૂરી છે, જેની સાથે તેના નિકાહ હમેશાં માટે હરામ હોય, મહરમ નસબી હોય જેમકે સગો ભાઈ, ભત્રીજો, ભાણેજ અથવા દુધ શરીક ભાઈ અથવા સુસરાલી રિશ્તો હોય, દા.ત. સસરા, આ બધાની સાથે હજમાં જઈ શકે છે.

તે સિવાય જેમની સાથે નિકાહ કરવા જાઈઝ છે. દા.ત. ફોઈના છોકરા, પિતરાઈ ભાઈ, માસીના છોકરા અથવા તેમની અવલાદ, તેમની સાથે હજમાં જવું જાઈઝ નથી. આ એવા રિશ્તેદાર છે જેમની સાથે નિકાહ હરામ નથી.

(મજમઉલ અન્હુર : ૧ / ૨૬૨)

ગેર મહરમ સાથે હજમાં જવું જાઈઝ ન હોવા છતાં જો કોઈ ગેર મહરમ સાથે જતી રહી અને હજ કરી લે, તો હજ થઈ જશે. અલબત્ત ગેર મહરમ સાથે સફર કરવાનો ગુનોહ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૫) એવી સુરતમાં હજની અદાયગી મકરૂહે તહરીમી સાથે થશે. (શામી : ૨ / ૨૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) ઓરતનું માસીના છોકરા અથવા તેમની અવલાદ સાથે હજમાં જવું

**સવાલ (૧૬૩૯) :** ઓરત પોતાના હજના ફરીઝાની અદાયગી માટે મામાના છોકરા અથવા ફોઈના છોકરા અથવા તેમની અવલાદ સાથે જઈ શકે છે કે નહીં ?

જો નથી જઈ શકતી અને તેના જિમ્મે હજ ફર્ઝ છે, તો તે શું કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગેર મહરમ સાથે સફર કરવો જાઈઝ નથી, ભલે એ સફર હજનો હોય કે કોઈ બીજો, કોઈ ઓરત માટે તેના મામાનો છોકરો અથવા ફોઈનો છોકરો મહરમ નથી, કારણ કે તેમની સાથે નિકાહ કરવા જાઈઝ છે. એટલે એ રિશ્તેદારો સાથે (મહરમ વગર) હજના સફરમાં જવું જાઈઝ નથી. હજ ફર્ઝ અદા કરવા માટે પોતાના મહરમ રિશ્તેદાર સાથે જાય, જો મહરમ હજમાં જવાની હાલતમાં ન હોય, તો ઓરત (જો શકિત હોય તો) પોતાના ખર્ચથી પોતાની સાથે લઈ જાય.

અને જો તેનો મોકો ન હોય, તો ઓરત પોતાની પાસે વસિય્યત લખીને તૈયાર રાખે કે મારા જિમ્મે હજ ફર્ઝ હતું, પરંતુ મહરમ ન હોવાને કારણે હું હજ અદા કરી શકી નથી, એટલે મારા મૃત્યુ પછી કોઈને મારા તરફથી હજ્જે બદલમાં મોકલવો, વારસદારોના હજ્જે બદલ કરવાથી ઓરત જવાબદારીમાંથી મુકત થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) પહેલા હજ કે છોકરીની શાદીનો બંદોબસ્ત ?

**સવાલ (૧૬૪૦) :** એક વ્યકિત પાસે પોતાની જરૂરીયાતથી એટલી વધારે રકમ છે કે જેનાથી આસાનીથી હજ કરી શકાય છે. પરંતુ તેણે પોતાની છોકરીની શાદી કરવાની છે અને પોતાના યુવાન છોકરા માટે કોઈ દુકાન વગેરે બનાવવાની છે. છોકરીની શાદીમાં બિરાદરી અથવા સમાજના રિવાજ પ્રમાણે દહેજ વગેરે વધુ માત્રામાં આપવું પડે છે. નહીં તો છોકરીની શાદી પોતાની જ્ઞાતિમાં કરવી મુશ્કેલ છે, પછી જયારે આખો સમાજ દહેજ અને બીજા રીત રીવાજમાં સંડોવાયેલો છે. તો એકલો તેના માટે પોતાના ત્યાંથી આ રિવાજ ખતમ કરવો પણ મુશ્કેલ છે, નહીં તો છોકરીની શાદી થઈ શકતી નથી. તો શું આવી શકલમાં હજમાં જવું જરૂરી છે અથવા છોકરીની શાદીમાં દહેજ વગેરે માં આ રૂપિયા ખર્ચ કરવા જરૂરી છે અથવા એ રૂપિયા હજમાં ખર્ચ કરવા જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) લખેલી સુરતોમાં હજ કરવી ફર્ઝ થશે. છોકરીની શાદીની રસમો અને કારોબારની શરૂઆત મહત્વનું નથી.

مقتضاه تقديم الحج على التزوج وان كان واجبا عند التوقان وهو صريح مافي العناية . شامى " إذا وجد مايحج به وقد قصد التزوج يحج به ولايتزوج ؛ لأن الحج فريضة أوجبها الله تعالى على عبده . ( عالمگیری )

ઈસ્લામ ગેર શરઈ રિવાજોને ખતમ કરવા આવ્યો છે, માટે એ રિવાજોને લીધે હજમાં મોડું કરવું અને ટાળવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) હજ અદા કરવાથી પહેલા ઉમરહ માટે જવું

**સવાલ (૧૬૪૧) :** જો કોઈ વ્યકિત હજ અદા કર્યા વગર ઉમરહ કરવા જાય તો શું હુકમ છે ? શું તેની ઉપર હજ ફર્ઝ થઈ જાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાનની શાન એ હોવી જોઈએ કે પહેલા હજ કરે, પછી ઉમરહ કરે. પરંતુ જો કોઈ પહેલા ઉમરહમાં ગયો, તો પણ તેનો ઉમરહ અદા થઈ જશે અને ગરીબ છે, તો ઉમરહમાં જવાથી તેના ઉપર હજ ફર્ઝ નહીં થાય, અલબત્ત જો તે હજના દિવસોમાં મક્કામાં હોય, તો પછી તેની ઉપર હજ ફર્ઝ થઈ જશે, તે વખતે હજ કરવું જરૂરી છે. નહીં તો હજ જિમ્મે બાકી રહેશે.

.. أن الفقير إذا وصل إلى المواقيت صار حكمه حكم أهل مكة ، فيجب عليه وان لم يقدر على الراحلة . (ફત્હુલ કદીર : ૨ / ૪૧૯)

અને માલદાર પર તો પહેલા જ હજ ફર્ઝ છે, તેને તો દરેક હાલતમાં હજ અદા કરવી જરૂરી છે. (સૂરએ આલિ ઈમરાન : ૮૭, દારે કુત્ની : ૩ / ૨૧૩, હદીસ નં. ૨૪૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) હજ સહીહ હોવાની શરતો

સવાલ (૧૬૪૨) : મુફ્તી સાહેબ ! સલામ મસ્નૂન, મારી ઉપર હજ ફર્ઝ છે, તમારાથી પૂછવું છે કે હજ સહીહ અને દુરુસ્ત થવાની શરતો કેટલી છે ? વિસ્તૃત સમજુતી આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ સહીહ હોવાની નવ શરતો છે : (૧) ઈસ્લામ (૨) એહરામ, એહરામ વગર હજ સહીહ થશે નહીં (૩) હજનો સમય એટલે હજના અરકાનને તેમના વખતમાં અદા કરવા (૪) જગ્યાનું હોવું એટલે દરેક રૂકનને તેની જગ્યા અને સ્થળે કરવું, જેમકે તવાફ મસ્જિદે હરામમાં, અરફાતના મેદાનમાં અને મુઝદલિફા માં રોકાવવું અને રમી મીનામા. એવી રીતે બધા કાર્યોને શરીઅતના બતાવેલા હુકમો પ્રમાણે તેની જગ્યાએ કરવા (૫–૬) દરેક કામની ઓળખ અને સમજ હોવી (૭) અરફાતના મેદાનમાં થોભતા પહેલા સંભોગથી બચવું, માટે જો વુકૂફ – થોભતા પહેલા સંભોગ કરી લીધો, તો હજ ફાસિદ થઈ જશે. આવતા વર્ષે તેની કઝા કરવી પડશે. (૮) હજના કાર્યો ભલે શરતો હોય અથવા વાજિબાતમાંથી અથવા અરકાન માંથી, જાતે જ કરવા, બીજાથી કરાવવા જાઈઝ નથી. (૯) જે વર્ષે એહરામ બાંધે એ જ વર્ષે હજ કરે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) ફોઈ સાસુ સાથે મહરમ બનીને હજમાં જવું

## (૩૧) હજનો બધો ખર્ચ બીજો વ્યકિત ઉઠાવે, તો ફર્ઝ હજ અદા થશે કે નહીં ?

**સવાલ (૧૬૪૩) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ બે મસ્અલાઓમાં.....

(૧) મારી એક સગી ફોઈ સાસુ છે, તે હજમાં જવા માંગે છે, અને સાથે મહરમ તરીકે તે મને લઈ જવા માંગે છે, તો શું હું તેમની સાથે હજમાં જઈ શકું છું અને તેમના માટે મહરમ બની શકું છું ?

(૨) ઉપરોકત વાત થઈ ગયા પછી મારા પિતા કહે છે કે જો તે તને હજમાં લઈ જાય છે તો હું તારી પત્નીનો ટીકિટ ખર્ચ આપીશ, જેથી બંને પતિ – પત્નીની હજ થઈ જાય. તો તેમાં કોઈ વાંધો તો નથી ? બંને સવાલોના વિસ્તૃત જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઓરત એવી વ્યકિત સાથે હજમાં જઈ શકે છે, જેનાથી નિકાહ હમેશાં માટે હરામ હોય, જેમકે સગો ભાઈ, કાકા, ભત્રીજો, ભાણેજ, મામા, દુધ શરીક ભાઈ એવી રીતે સુસરાલી રિશ્તાઓમાંથી તે લોકો જેનાથી નિકાહ હમેશાં માટે

હરામ હોય છે, જેમકે જમાઈ વગેરે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૨)

ફોઈ સાસુથી નિકાહ હમેશાં માટે હરામ નથી, બલકે ત્યાં સુધી હરામ છે, જયાં સુધી ભત્રીજી નિકાહમાં છે. (કારણ કે ભત્રીજાના મૃત્યુ અથવા તલાક પછી તેની ફોઈ સાથે નિકાહ જાઈઝ છે. એટલે ફોઈ સાસુ સાથે નિકાહની મનાઈ હંગામી છે.) માટે ફોઈ સાસુ સાથે હજના સફરમાં મહરમ બનીને તમારું જવું જાઈઝ નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૭)

(૨) સસરા પોતાની વહુને હજની રકમ આપે છે અને તે પોતાના પતિની સાથે હજમાં જાય છે, તો તેમાં કોઈ વાંધો નથી, તેની ફર્ઝ અદા થઈ જશે. ( ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) પતિના ભાણેજના પુત્ર સાથે ઓરતે હજના સફરમાં જવું

**સવાલ (૧૬૪૪) :** મરહુમ મુહમ્મદ કાસિમ દાઉજીના પત્ની મરહુમના ભાણેજના છોકરાને હજના સફરમાં લઈ જઈ શકે છે કે નહીં ? તે વિશે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત માટે કોઈ પણ શરઈ સફર કરવો, જેનું અંતર ૪૮ માઈલ છે, તે પોતાના ઝીરહમ મહરમ રિશ્તેદારો સિવાય, કોઈ પરાયા સાથે અથવા એકલી જઈ શકતી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૧૮, ૨૧૯)

ઝી રહમ રિશ્તેદાર એટલે જેની સાથે ઓરતે હમેશાં નિકાહ કરવા હરામ હોય, ભલે તે નસબી, દુધ શરીક અથવા સુસરાલી રિશ્તો હોય.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૪)

મરહુમના ભાણેજ અથવા તેના છોકરાનો એ ઓરત સાથે શું રિશ્તો છે, તેની વિગત સવાલમાં નથી, અસલ એ છે કે જો એ વિધવા અને તેમની વચ્ચે નિકાહ સહીહ થતા હોય, તો તેમની સાથે સફર કરવો જાઈઝ નથી. નહીં તો જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) ભત્રીજી અથવા ભત્રીજીના પતિ સાથે ઓરતે હજના સફરમાં જવું

**સવાલ (૧૬૪૫) :** હું એક વિધવા ઓરત છું, અલ્લાહ તઆલાના ફઝલથી મારી આર્થિક સ્થિતિ એટલી સારી છે કે હું મારી ભત્રીજી અને તેના પતિને પોતાની સાથે

હજમાં લઈ જઈ શકું અને તેમનો ખર્ચ પણ હું ઉઠાવી લઈશ, તો શું શરીઅત મને એ વાતની ઈજાઝત આપે છે કે હું તેમની સાથે હજના સફરમાં જઈ શકું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત માટે કોઈ પણ સફર શરઈ, જેનું માપ ૪૮ માઈલ હોય, પોતાના શરઈ મહરમ રિશ્તેદારો સિવાય બીજા કોઈની સાથે અથવા એકલું જવું જાઈઝ નથી. શરઈ મહરમ રિશ્તેદારો તેને કહે છે કે જેમની સાથે ઓરતનો હમેશાં માટે નિકાહ હરામ હોય, ભલે તે દુધ શરીક, નસબી અથવા સુસરાલી રિશ્તો હોય.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૪)

અને આપની ભત્રીજીના પતિ સાથે તમારો નિકાહ હમણાં તો ભત્રીજીને કારણે થઈ શકતો નથી. પરંતુ જો ભત્રીજી તેમના નિકાહમાં ન હોય, તો નિકાહ દુરુસ્ત છે, માટે આપનું તેમની સાથે હજના સફરમાં જવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) ભાણેજ અથવા તેના છોકરા સાથે ઓરતનું હજના સફરમાં જવું

**સવાલ (૧૬૪૬) :** ઓરત પોતાના ભાણેજ અથવા ભાણેજના છોકરા અથવા ભાણેજના છોકરાની પત્ની સાથે હજમાં જઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં સગા ભાણેજ અથવા ભાણેજના છોકરા સગી માસી માટે મહરમ છે, અને સગી માસી અથવા પિતાની સગી માસી સાથે નિકાહ હમેશાં હરામ છે. માટે વર્ણન કરેલા સગા ભાણેજ અથવા તેના છોકરા સાથે સફરમાં ઓરત જઈ શકે છે. અલબત્ત ભાણેજના છોકરાની પત્ની સાથે સફરમાં જઈ શકતી નથી. કારણ કે એ સુરતમાં કોઈ મહરમ પુરુષ નથી અને મહરમ વગર હજમાં જવું જાઈઝ નથી. (સૂરએ નિસાઅ : ૨૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) નફલ હજ માટે કોઈ ઓરત ગેર મહરમ સાથે જઈ શકે છે કે નહીં ?

**સવાલ (૧૬૪૭) :** એક ઓરતે ફર્ઝ હજ અદા કરી લીધી છે, પરંતુ તેને હજ

કરવાનો ખુબ જ શોખ છે, તો પોતાના મહરમ સિવાય બીજા કોઈની સાથે હજમાં જઈ શકે છે કે નહીં ? ગુનેહગાર થશે કે નહી ? હજ અદા કરવાથી હજ અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેવી રીતે ફર્ઝ હજ માટે ઓરતનું વગર મહરમે સફર કરવું જાઈઝ નથી, એવી રીતે નફલી હજમાં વગર મહરમે ઓરતનું જવું જાઈઝ નથી અને નફલ હજ માટે તો પતિની હાજરીમાં તેની ઈજાઝત લેવી પડશે, પતિની ઈજાઝત વગર નફલ હજમાં જશે તો ઓરત ગુનેહગાર થશે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૩)

નફલ હજ કરવાનો ઘણો સવાબ છે, પરંતુ દેશના હાલાત અને મજબુર લોકોની જરૂરતોને ધ્યાનમાં રાખીને મસ્જિદ અને મદરસામાં આગળ પડતો ભાગ લેવો અને તેમાં માલ ખર્ચ કરવો વધારે સવાબનું કારણ છે. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૪૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) હજના દિવસો સિવાય મક્કા જવાથી હજ ફર્ઝ થતી નથી

**સવાલ (૧૬૪૮) :** વેપાર માટે અથવા તબ્લીગી જમાતમાં અથવા ઉમરહ માટે કોઈ વ્યકિત મક્કા જાય તો શું તેની ઉપર હજ ફર્ઝ થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે કોઈ (આફાકી) વ્યકિત મક્કામાં જવાનો ઈરાદો કરે તો હનફી મસ્લક પ્રમાણે તેની ઉપર એહરામ બાંધવું જરૂરી છે, ભલે હજનો ઈરાદો હોય અથવા વેપારનો, અથવા બીજા કામનો. એહરામ દરેક હાલતમાં જરૂરી છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૧)

પરંતુ હજનો હુકમ એ છે કે હજના દિવસોમાં મક્કા મુકર્રમામાં મોજૂદ હોય (અને તે પહેલા હજ ફર્ઝ અદા ન કરી હોય) તો તેની ઉપર હજ ફર્ઝ થઈ જાય છે. હજના દિવસો ન હોય તો (માત્ર મક્કામાં રહેવાથી) તેની ઉપર હજ ફર્ઝ નહીં થાય. માટે ફર્ઝીયત માટે હજના દિવસો હોવા જરૂરી છે.

وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيْلًا ؕ

(સૂરએ આલિ ઈમરાન : ૯૭)

માટે જો કોઈ વ્યકિત મક્કામાં હોય અને હજના દિવસો આવતા પહેલા ત્યાંથી નીકળી જાય એટલે મક્કા છોડી દે તો હજ ફર્ઝ થશે નહીં. (ફત્હુલ કદીર : ૨ /

૪૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) હજના દિવસો કયાંથી કયાં સુધી ?

**સવાલ (૧૬૪૯) :** હજના દિવસો કયારે શરૂ થાય છે ? અને તે કેટલા હોય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી શવ્વાલથી ઝિલહજ્જની દસમી તારીખ સુધી હજના દિવસો છે. (અહકામુલ કુર્આન : ૧ / ૩૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) શું હજ્જે બદલ કરનાર પર કાબાની ઝિયારત કરવાથી પોતાની ઉપર હજ ફર્ઝ થઈ જાય છે ?

**સવાલ (૧૬૫૦) :** હજ્જે બદલ કરનાર પર કાબા શરીફની ઝિયારત કરવાથી હજ ફર્ઝ થઈ જાય છે કે નહીં ? અને તેમાં અમીર અને ગરીબમાં કોઈ ફર્ક છે અથવા બંને માટે અલગ હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માલદાર પર તો હજ ફર્ઝ જ છે, પરંતુ ફકીર જયારે હજ્જે બદલ માટે જશે, તો હજના દિવસોમાં બયતુલ્લાહની ઝિયારતથી તેની ઉપર હજ ફર્ઝ થઈ જશે. અલબત્ત અમુક ઉલમાએ કિરામની નજીક તેની ઉપર હજ ફર્ઝ થતી નથી. કારણ કે તે પોતાની શકિતથી આવ્યો નથી, બલકે બીજાના મોકલવાથી આવ્યો છે. (મજમઉલ અન્હુર : ૧ / ૩૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) બાળકની હજ

## (૪૦) બાલિગની ઓછામાં ઓછી અને વધુમાં વધુ મુદ્દત

**સવાલ (૧૬૫૧) :** હઝરત મુફતી સાહેબ ! મારો છોકરો મુહમ્મદ ઘોરી સઉદીમાં રહે છે, તે આ વર્ષે ત્યાંથી હજ કરવા માંગે છે, તેની ઉમર ૧૮ થી ૧૯ વર્ષની છે, તો તેની હજ સહીહ છે કે નહીં ? જો સહીહ છે, તો હજ ફર્ઝ અદા થશે કે નફલ ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરાને બાલિગ થવાની ઓછામાં ઓછી ઉમર ૧૨ વર્ષ અને છોકરી માટે નવ વર્ષ છે, જે તેની નિશાનીઓથી જાહેર થાય છે. અલબત્ત છોકરો અથવા છોકરી કમજોર હોય અને બાલિગની કોઈ નિશાની ન જોવાય, તો ઉલમાએ કિરામે

બાલિગની વધુમાં વધુ મુદ્દત બંને માટે ૧૫ વર્ષ બતાવી છે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૬૧)

પંદર વર્ષ પછી જે છોકરો અથવા છોકરી હજ કરે અને ફર્ઝની નિય્યતથી કરે, તો ફર્ઝ હજ અદા થઈ જશે, માટે આપનો છોકરો પણ જો ફર્ઝની નિય્યતથી હજ કરશે, તો તેની ફર્ઝ હજ અદા થઈ જશે. (ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૨૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) હજ માટે બ્લેકમાં બહારથી ડોલર અથવા રેનથી ટિકિટ ખરીદવી

**સવાલ (૧૬૫૨) :** અહીંયાની સરકાર હજ માટે આ દેશની કરન્સીથી ટિકિટ આપતી નથી, જો હજમાં જવું હોય, તો બહારથી ડોલર અથવા રેનથી ટિકિટ લેવી પડે છે, અને સરકાર ડોલર અથવા રેન બજાર ભાવથી નથી આપતી, તો શું બ્લેકમાં ડોલર અથવા રેન ખરીદીને હજ કરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો હજ ફર્ઝ થઈ ગઈ છે, તો પોતાની રકમથી હજ અદા કરવી જરૂરી છે, જો સરકાર રકમ ન આપે, તો પણ કોઈ પણ રીતે રૂપિયા મેળવીને હજ અદા કરવી જરૂરી છે. એવી સુરતમાં શરીઅત પ્રમાણે તમે ગુનેહગાર નહીં થાવ. અલબત્ત જો સરકારી કાનૂનની વિરુદ્ધ થઈ રહયું હોય તો ઈજ્જત અને આબરૂની હિફાઝતનો ખ્યાલ રાખો. (જવાહિરુલ ફિકહ : ૪ / ૩૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) હુકૂમત તરફથી વૃદ્ધ પેન્શન અને બેરોજગારી પર આપવા માં આવતી રકમથી મરહૂમીન તરફથી હજ્જે બદલ કરવી

**સવાલ (૧૬૫૩) :** એક વ્યકિત અહીંયાથી ઈંગ્લેન્ડ ગયો અને ત્યાંથી તેને કાનૂની દ્રષ્ટિએ નાગરિકતા મળી ગઈ. પછી ત્યાંથી હુકૂમત તરફથી તેને વૃદ્ધ અને બેરોજગારીને કારણે મહિને અમુક રકમ આપવામાં આવતી હતી. એ વ્યકિતને જો કે તેના છોકરાઓએ ઈંગ્લેન્ડ બોલાવ્યો હતો. એટલે તેઓ તેનો બધો ખર્ચ ઉઠાવતા હતા, માટે હુકૂમત તરફથી મળેલી રકમ તેણે જમા કરી રાખી હતી અને એ વ્યકિત પોતાની ફર્ઝ હજ અદા કરી ચુકયો છે, હવે એ રકમથી તે પોતાના મરહૂમીનો તરફથી હજ્જે બદલ અદા કરવા માંગે છે, તો શું શરીઅતની દ્રષ્ટિએ મરહુમીન

તરફથી હજ્જે બદલ માટે એ રૂપિયા ખર્ચ કરવાની ગુંજાઈશ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હુકૂમત તરફથી એ રકમ કાનૂનની દ્રષ્ટિએ સહાયરૂપે આપવામાં આવે છે. તો એ લેવી જાઈઝ છે. શરત એ છે કે એ રકમ લેવામાં જુઠનો સહારો લેવામાં ન આવ્યો હોય, અને જયારે એ સહાય લેવી જાઈઝ છે, તો તેના દ્વારા હજ્જે બદલ કરવું પણ સહીહ થશે, પરંતુ જો હુકૂમતની સહાય મેળવવા માટે જુઠનો સહારો લઈને પોતાને બેરોજગાર સાબિત કરવામાં આવ્યો હોય, તો એ સુરતમાં રકમ લેવી હરામ થશે. (સૂરએ નિસાઅ : ૨૯) અને એ હરામ રકમથી હજ જેવી મહાન ઈબાદત સહીહ નહીં થાય. અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા પાક છે અને પાક માલને કબૂલ કરે છે. (સૂરએ બકરહ : ૧૭૨) અને તિરમિઝીમાં છે કે અલ્લાહ તઆલા પાક છે અને પાક ચીજને પસંદ કરે છે. (તિરમિઝી : ૨ / ૧૦૭, હદીસ નં. ૨૭૯૯)

માટે હરામ માલ ખર્ચ કરીને સવાબની ઉમ્મીદ રાખવાથી ઈમાનનો ખતરો છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) બાળ નિરોધી ઓપરેશન કરાવ્યા પછી ઓરતની હજ અને ઉમરહ સહીહ થશે કે નહીં ?

**સવાલ (૧૬૫૪) :** અમે સાંભળ્યું છે કે ઓરતે બાળ નિરોધી ઓપરેશન કરાવ્યું હોય, તે હજ અને ઉમરહમાં જઈ શકતી નથી, શું આ વાત શરઈ દ્રષ્ટિએ સહીહ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ યોગ્ય કારણ વગર બાળ નિરોધી ઓપરેશન કરાવવું ગુનાહનું કામ છે. જો આ ગુનોહ કોઈનાથી થઈ જાય, તો તે તૌબા અને ઈસ્તિગ્ફાર કરે. (બુખારી : ૨ / ૬૬૪, હદીસ નં. ૪૬૧૫) એવી ઓરત જો હજ અને ઉમરહ કરશે, તો અદા થઈ જશે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) જન્મ નિયંત્રણનું ઓપરેશન કરાવનારી ઓરતની હજ

**સવાલ (૧૬૫૫) :** પત્નીએ પતિની ઈજાઝતથી નસબંધીનું ઓપરેશન કરાવ્યું, પછી તે હજ માટે ગઈ, તો શું તેની હજ સહીહ થશે ? અને શું પતિની હજ પણ દુરુસ્ત થશે, હાલાંકે તેણે પોતાની ખુશીથી પોતાની પત્નીનું ઓપરેશન કરાવ્યું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરતનું ઓપરેશન ભલે પતિની ખુશીથી હોય કે તેની ખુશીથી ન હોય, હજની સાથે તેનો કોઈ સંબંધ નથી. જરૂરત વગર નસબંધી કરાવવી એક અલગ ગુનોહ છે, તેના માટે તૌબા – ઈસ્તિગ્ફાર જરૂરી છે. અલબત્ત હજ એક અલગ ઈબાદત છે, તેનો પતિ ગુનેહગાર પણ થશે. જો કે બંનેની હજ અદા થઈ જશે. નસબંધી કરાવવાને કારણે હજ પર કોઈ અસર નહીં પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) કરજ લઈને નફલ હજ કરવી

**સવાલ ( ૧૬૫૬) :** અલ્લાહના ફઝલથી મેં ઈ.સ. ૧૯૮૪માં ફર્ઝ હજ અદા કરી હતી. પરંતુ મારી પત્નીએ હજુ સુધી હજ કરી નથી, હવે તેને પોતાના પિતા તરફથી વારસામાં એટલા રૂપિયા મળ્યા છે, જેને કારણે તેની ઉપર હજ ફર્ઝ છે. પરંતુ તે મારા વગર કોઈની સાથે હજમાં જવા તૈયાર નથી અને મારી ઉપર હમણાં એક લાખ ૨૦ હજારનું કરજ છે, જે મેં મારા પિતા પાસેથી લીધું હતું, મારી બીજી જાયદાદમાં લગભગ ૩ અથવા ૪ લાખનું એક મકાન છે, જે મેં ભાડે અથવા વેચવા માટે તૈયાર કરાવ્યું હતું. પંદર અથવા સત્તર વીઘા ખેતીની જમીન અને કેટલીક રહેવા માટેની ખુલ્લી જમીન છે. હું મારી પત્નીની રકમથી પોતાની નફલ હજ કરવા માંગતો નથી, એટલે મેં મારા પિતા પાસેથી કરજ લીધું છે, શું આ દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવો કરજદાર વ્યકિત, જેના કરજનો તકાદો કરનાર તકાદો કરી રહયો હોય, તેને કરજ અદા કર્યા વગર નફલ હજ અદા કરવાની ઈજાઝત નથી. (ફતાવા કાઝીખાન : ૧ / ૩૧૩) પરંતુ જો કરજ આપનારનો કોઈ તકાઝો ન હોય, જેમ કે વર્ણન કરેલી સુરતમાં તમે તમારા પિતા પાસેથી કરજ લીધું છે, અથવા કરજદાર પાસે કરજની અદાયગીનો પુરો બંદોબસ્ત હોય, જેમકે આપની પાસે છે, તો નફલ હજ કરવાની ગુંજાઈશ છે. તેમજ પોતાની પત્ની સાથે જવામાં જરૂરત પણ છે, એટલે તમારા માટે કરજ લઈને નફલ હજ કરવી જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬) કરજ હોવા છતાં હદિયાની રકમથી હજ કરવી

**સવાલ (૧૬૫૭) :** એક છોકરો પોતાના પિતાને આઠ – દસ હજાર રૂપિયાનો

માલિક બનાવીને હજ ફર્ઝ અદા કરવાનો હુકમ આપી રહયો છે, પરંતુ બીજી બાજુ પિતાના માથે સોસાયટી અને બીજા લોકોનું લગભગ સાત – આઠ હજારનું કરજ છે, તો આવી સુરતમાં પિતાને એ રકમથી પહેલા પોતાનું કરજ અદા કરવું બહેતર છે અથવા હજ કરવી ? જો તે હજ અદા કરે તો હજ ફર્ઝ અદા થશે કે નફલ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરાએ પોતાના પિતાના અદબનો ખ્યાલ રાખવો જોઈએ, પિતાને હુકમ કરવો યોગ્ય નથી. (સૂરએ ઈસ્રાઅ : ૨૩) છોકરો પોતાના પિતાને આઠ –દસ હજાર રૂપિયાનો માલિક બનાવી રહયો છે, તો પિતા તેનો માલિક બની જશે. માલિક બની ગયા પછી હજ ફર્ઝ થવાની શરતમાં એ છે કે વ્યકિત પર કરજ ન હોય અને અવર જવરનો જરૂરી ખર્ચ પાસે હોય. તેમજ હજની પુરી મુદત સુધી પોતાના બાળ–બચ્ચાઓનો પણ પુરો ખર્ચ હોય. હવે પિતાને દસ હજાર રૂપિયાનો માલિક બનાવ્યા પછી તેમાંથી સાત હજાર રૂપિયાનું પોતાનું કરજ અદા કરશે, તો માત્ર ત્રણ હજાર રૂપિયા વધશે, તેનાથી હજના સફરનો ખર્ચ પુરો નહીં થાય, એટલે પિતા પર હજ ફર્ઝ નહીં થાય, (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૧) તેમજ કરજની અદાયગી હજથી પહેલા જરૂરી છે, એટલે છોકરાનું પોતાના પિતાને હજ અદા કરવાની તાકીદ કરવી યોગ્ય નથી. બલકે છોકરા માટે જરૂરી છે કે પિતાને પોતાના કરજથી મુકિત અપાવે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૧) પછી હજની અદાયગી માટે દરખ્વાસ્ત કરે, પરંતુ કરજ છતાં જો હજ અદા કરશે, તો હજ ફર્ઝ અદા થઈ જશે. (ફતાવા કાઝીખાન : ૧ / ૧૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૭) હજ માટે આપવામાં આવેલી રકમથી કરજ અદા કરવું

**સવાલ (૧૬૫૮) :** છોકરાએ પિતાને આઠ – નવ હજાર રૂપિયાના માત્ર અને માત્ર હજ અદા કરવા માટે માલિક બનાવ્યા છે અને તેને પોતાના પિતાને કહયું કે કરજનો મામલો તમે જાણો, હું તો આ રકમ માત્ર હજ અદા કરવા જ આપી રહયો છું, તો શું આ હાલતમાં પિતા ઉપર હજ ફર્ઝ થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરત વખતે પિતા પોતાના પુત્રનો માલ ખર્ચ કરી શકે છે. રસૂલુલ્લાહ (સલ.) નો ઈર્શાદ છે " اَنت و مالک لأبیک " તુ અને તારો માલ બંને તારા પિતા માટે છે. (ઈબ્ને માજહ : ૨ / ૧૬૫, હદીસ નં. ૨૨૯૧)

છોકરો પિતાને હજની નિય્યતથી જે રકમનો માલિક બનાવશે, પિતા તેનો માલિક બની જશે. ત્યાર પછી પિતા માટે વર્ણન કરેલી રકમ હજ માટે ખર્ચ કરવી જરૂરી નથી. કરજની અદાયગીમાં પણ વાપરી શકે છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૫૦૨)

અને કરજ જિમ્મે હોવાથી હજ ફર્ઝ પણ થશે નહીં. (ફતાવા કાઝીખાન : ૧ / ૧૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૮) ફર્ઝ હજ છોડીને માત્ર ઉમરહ કરનારા માટે હુકમ

સવાલ (૧૬૫૯) : હજ અદા કર્યા વગર ઉમરહ કરવા જાઈઝ છે કે નહીં ? મેં એવું વાંચ્યું છે કે ઉમ્મતે મુહમ્મદિય્યહના લોકો પર, જયારે કે તેઓ નિસાબના માલિક હોય અને શકિત ધરાવતો હોય, તો હજ ફર્ઝ થઈ જાય છે, જયારે કે ઉમરહ નફલ ઈબાદત છે.

આજકાલ કેટલાક મુસલમાનો ભટકતા ભટકતા મક્કા પહોંચી જાય છે. હજના દિવસો આવતા પહેલા તેઓ માત્ર ઉમરહ કરીને પરત આવી જાય છે, અને હજ કરવાની કોઈ પરવા કરતા નથી. એવા લોકોનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ અને ઉમરહ બંને અલગ અલગ ઈબાદતો છે. ઉમરહ સુન્નતે મુઅક્કદા છે. કોઈ મક્કા મુકર્રમા પહોંચી જાય, ભલે ગરીબ હોય કે માલદાર, તેની ઉપર હજ ફર્ઝ થઈ જશે. (શરત એ છે કે કોઈ રૂકાવટ ન હોય અને હજના દિવસો મક્કા મુકર્રમામાં મેળવ્યા હોય) અલબત્ત તે માત્ર ઉમરહ કરીને પરત આવી જશે, તો તેનો ઉમરહ અદા થઈ જશે. પરંતુ હજ કર્યા વગર આવવાથી તે ગુનેહગાર થશે.

(ફત્હુલ કદીર : ૩ / ૧૧૧)

એક મુસલમાનની શાન તો એ છે કે તે ફુઝૂલખર્ચીથી પોતાને બચાવે અલબત્ત ફરતા ફરતા પણ જો ઉમરહ કરી લેશે, તો ઉમરહ અદા થઈ જશે. દિલોના ભેદ જાણનાર ખુદા છે. આપણા માટે કોઈનાથી બદગુમાન થવું દુરુસ્ત નથી. દરેક મોમિન વિશે સારું ગુમાન રાખવાનો રસૂલુલ્લાહ (સલ.) એ હુકમ આપ્યો છે અને કુર્આને કરીમમાં પણ બદગુમાનીથી બચવાની તાકીદ કરવામાં આવી છે. (સુરએ હુજૂરાત : ૧૨, બુખારી : ૨ / ૮૯૬, હદીસ નં. ૬૦૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૯) વાજિબ હજમાં બાલિગ છોકરો પિતાના તાબેઅ નથી

**સવાલ (૧૬૬૦) :** ઝૈદ સમજદાર બાલિગ છોકરો છે અને તે સઉદી અરબમાં રહે છે. તેના માતા – પિતા ભારતમાં રહે છે. તેમની આર્થિક પરિસ્થિતિ સારી નથી જેણે કારણે તેમને હજ કરી નથી અને હમણાં કોઈ આશા પણ દેખાતી નથી કે નજીકના ભવિષ્યમાં તેઓ માલદાર બને અને હજમાં જાય. બીજી બાજુ ઝૈદ પાસે હજની રકમનો બંદોબસ્ત થઈ ગયો છે. તેણે પોતે હજ કરવાની મંજુરી ભારતમાં મોજૂદ પોતાના માતા – પિતા પાસેથી મેળવી લીધી છે અને માતા – પિતાએ પણ ખુશીથી ઈજાઝત આપી દીધી છે. માટે ઝૈદ હજ માટે જઈ રહયો છે, તો આ હજ તેના માટે ફર્ઝ કહેવાશે અથવા નફલ ? તેમજ બાલિગ અવલાદ હજ, ઝકાત, ફિતરા અને કુરબાનીમાં સ્વતંત્ર છે અથવા પોતાના માતા – પિતાને તાબેઅ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે તે બાલિગ થઈ જાય, તો એ સ્વતંત્ર થઈ જાય છે. એટલે શરીઅતની જવાબદારીઓ તેને જાતે અદા કરવાની હોય છે. નહીં તો શરઈ દ્રષ્ટિએ તેની પુછ થશે. દા.ત. ફર્ઝ નમાઝ ન પઢે, તો શરીઅતની દ્રષ્ટિએ તેને જાતે પુછવામાં આવશે, રોઝા ન રાખે, તો તેનો જવાબ તેણે જાતે આપવાનો છે, હાં, જયાં સુધી નાબાલિગ છે, ત્યાં સુધી તે હુકમોનો પાબંદ નથી. (અબૂદાઉદ : ૨ / ૬૦૪, હદીસ નં. ૪૪૦૩)

સવાલની સુરતમાં હજ, ઝકાત, સદકએ ફિત્ર અને કુરબાની વગેરેની સંપૂર્ણ જવાબદારી ઝૈદના માથે રહેશે, જયારે તે શકિતશાળી હોય. માટે ઝૈદે જે હજનો ઈરાદો કર્યો છે, તે તેના પોતાના તરફથી કહેવાશે, તેમાં માતા – પિતાની ઈજાઝત જરૂરી નથી. શરત એ છે કે માતા – પિતાને તેની ખિદમતની જરૂરત ન હોય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૨૦,૬૨૧) **ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.**

## (૫૦) હજમાં વેપાર કરવાનો હુકમ

**સવાલ (૧૬૬૧):** એક વ્યકિત ફર્ઝ હજ માટે બયતુલ્લાહના સફર પર જઈ રહયો છે અને સાથે વેપાર માટે માલ પણ ત્યાં લઈ જવા માંગે છે અને ત્યાંથી વેપાર માટે કોઈ માલ લાવવા માંગે છે, તો શું તેની ઈજાઝત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો સફરનો હેતુ માત્ર વેપાર છે, એવી રીતે કે જો વેપાર ન હોય તો આ સફર

ન કરતો, તો એવી નિય્યતથી હજ કરવી ખૂબ જ બુરૂ અને સવાબથી મેહરૂમીનું કારણ છે અને એ હાલતમાં વેપારમાં બરકત નહીં થાય. ભલે હજનો ફર્ઝ જિમ્મેથી અદા થઈ જશે.

બીજી સુરત એ છે કે હજની નિય્યતથી સફર કરી રહયો છે, એવી રીતે કે જો વેપારનો સામાન ન હોત, તો પણ આ સફર જરૂર કરતો, તો એ સુરતમાં જો પેહલેથી નિય્યત કરી હોય કે મક્કામાં વેપાર પણ કરીશ, તો આ સફર હજનો તો છે પરંતુ ખાલિસ નથી. માટે આ સુરતમાં હજ અને વેપાર બંને જાઈઝ છે પરંતુ ઈખ્લાસની વિરુદ્ધ છે.

ત્રીજી સુરત એ છે કે વેપારની પહેલેથી કોઈ નિય્યત ન હતી, પરંતુ કોઈ વસ્તુની કિંમત વધારે મળી રહી છે, તો તે વેચી દીધી અને કોઈ ચીજ સસ્તી મળી રહી હતી, તો તે ખરીદી લીધી, તો તેમાં કોઈ વાંધો નથી અને ઈખ્લાસની વિરુદ્ધ પણ નથી. અલબત્ત વેપારની નિય્યતથી કોઈ ચીજ ન લઈ જાય અને ન લાવે, તો ઈખ્લાસનો સૌથી ઉચ્ચ દરજ્જો છે. (સુરએ બકરહ : ૧૯૮, બયાનુલ કુર્આન : ૧ / ૧૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૧) વેપારની નિય્યતથી હજ કરવી

**સવાલ (૧૬૬૨) :** વેપાર માટે હજ કરવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાઈઝ નથી, હરામ છે, હજ જેવા પવિત્ર અમલ અને મુસ્લિમ કોમની સાફ – સ્વચ્છ છબીને બદનામ કરવા સમાન છે. આ હેતુથી હજના સફરમાં જનારો સખત ગુનેહગાર થશે. ઈખ્લાસ વગર હજ કબૂલ નહીં થાય. (મુસ્લિમ : ૨ / ૪૧૧, હદીસ નં. ૪૬–૨૯૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૨) હજનો સફર અને વેપાર

**સવાલ (૧૬૬૩) :** શહેરના ઘણા માલદાર લોકો, વેપારની નિય્યતથી હજમાં જાય છે, અમુક આ હેતુથી દસ–દસ હજ કરી ચુકયા છે. પરંતુ તેમના રૂકૂઅ અને સિજદામાં બિલ્કુલ સુકૂન નથી. કારણ કે તેઓ એટલા જલ્દી રૂકૂઅ અને સિજદા કરે છે કે કદાચ ત્રણ વખતે પણ સહીહ રીતે સુબ્હાનલ્લાહ ન પઢી શકે, એવા લોકોને જોઈને ઘણું દુ:ખ થાય છે. ભલા તેમની હજ કેવી રીતે દુરુસ્ત થશે ? તે લોકોની હજ થશે કે નહીં ? જો કોઈ દર વર્ષે વેપારની નિય્યતથી હજ કરે, તો કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કયો વ્યકિત હજ,સદકો, નમાઝ અને બીજી ઈબાદતો દેખાવા માટે, વેપારને વધારવા માટે અથવા ખ્યાતિ માટે કરે છે, તેનું જ્ઞાન તો માત્ર અલ્લાહ તઆલાને જ છે, જે આંતરિક અને બાહયને જાણનાર છે. આપનો કોઈ પર હુકમ લગાવવો જાઈઝ નથી. (સુરએ અન્આમ : ૩)

અલબત્ત આપનું એ લખવું કે વેપારની ગરજથી હજમાં જવું જાઈઝ છે કે નહીં ? તો યાદ રાખો ! ઈમામ બુખારી (રહ.) એ સૌથી પહેલી હદીસ "ઈન્નમલ્ અઅમાલુ બિન્નિય્યાત" બયાન કરી છે, તેનો મતલબ છે કે આમાલનો આધાર નિય્યત પર છે, જેવી નિય્યત હશે, તેવી અમલની કબૂલિયત હશે. હવે આપ જાતે વિચારી લો, જો મકસદ માત્ર વેપાર જ છે, તો હજનો સવાબ કયાંથી મળશે, હાં, હજના ઈરાદાથી કોઈ જાય અને જરૂરી વસ્તુઓ ખરીદી લાવે, તો તેમાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૩) રિશ્વત આપીને હજનું ફોર્મ મંજુર કરાવવું

**સવાલ (૧૬૬૪) :** શું ફરમાવે છે, ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામ નીચેના મસ્અલામાં :

એક વ્યકિત મુંબઈનો રહેવાસી છે અને તેની ઉપર હજ ફર્ઝ છે. પરંતુ મુંબઈથી સમુદ્રી જહાઝ માટે હાજીઓની ડ્રોમાં તેનું ફોર્મ મંજુર નથી થયું, તેને જોઈતું હતું કે હવાઈ જહાજથી જતો રહેતો, હવાઈ જહાઝથી જનારા ઓછા હોય છે. એટલે સહુલતની સાથે તેનું ફોર્મ મંજૂર થઈ જતું, પરંતુ તેને એવું ન કર્યુ બલકે તેને બીજા રાજયથી રિશ્વત આપીને અને બીજાનો હક મારીને ફોર્મ મંજૂર કરાવ્યું છે, તો શું આ રીતે ફોર્મ મંજૂર કરાવવું જાઈઝ છે ? જો આ રીતે કોઈ હજના સફરમાં જાય, તો તે પોતાના ફરીઝાથી મુકત થઈ જશે કે નહીં. મહેરબાની કરીને વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો હવાઈ જહાઝથી જવાની શકિત નથી અને સમુદ્રી જહાઝથી મંજુર ન થયું તો આ વર્ષે જવું જરૂરી નથી. આવતા વર્ષે જાય. (સૂરએ આલિ ઈમરાન : ૯૭, અહકામુલ કુર્આન : ૨ / ૩૦૮) આ વર્ષે સમુદ્રી જહાઝમાં જવા માટે રિશ્વત આપવી જાઈઝ નથી. જાતે રિશ્વત આપવી નાજાઈઝ છે, જો તેમાં બીજાનો હક જતો હોય, તો તેની બુરાઈ

વધી જશે. (અબૂદાવુદ : ૫૦૪, હદીસ નં.૩૫૮૦)

જો કોઈ આ રીતે હજમાં ગયો, તો સખત ગુનેહગાર થશે. તેનું આ કાર્ય નાજાઈઝ છે, પરંતુ તેના જિમ્મેથી હજ ફર્ઝ અદા થઈ જશે અને તેનું હજ દુરુસ્ત ગણાશે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૪) કરજની રકમથી હજ કરવી

**સવાલ : (૧૬૬૫) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને ઈઝામ નીચેના મસ્અલા વિશે ....

સો વ્યકિતઓ ભેગા મળીને નક્કી કરેલી તારીખ પર (દરેક વ્યકિત પાંચસો રૂપિયા) જમા કરાવે છે. દરેક વ્યકિતના નામની ચીઠ્ઠી બનાવવામાં આવે છે, પછી ચિઠ્ઠી ઉપાડયા પછી જેનું નામ નીકળે છે, તેને ભેગી થયેલી રકમ આપી દેવામાં આવે છે. દા.ત. પહેલી વખતે ઝૈદનું નામ નીકળ્યું, તો તેને કુલ જમા રકમ આપી દેવામાં આવે અને હવે તેના નામની ચિઠ્ઠી બીજી વખતે નહીં આવે, એવી રીતે બીજા મહિને બીજા બાકી લોકોનું નામ લખી ચિઠ્ઠી ઉપાડવામાં આવે છે અને વર્ણન કરેલી રકમ ચિઠ્ઠીમાં જેનું નામ નીકળ્યું તેને આપી દેવામાં આવે છે અને તેનું નામ લિસ્ટમાંથી બાદ થઈ જાય છે, આ રીતે દરેક વ્યકિતને જયાં સુધી પોતાની જમા રકમ ન મળી જાય,પાંચસો – પાંચસો રૂપિયા દર મહિને ભરવા જરૂરી છે.

આ રીતે આ સિલસિલો ચાલુ રહે છે, અહીંયા સુધી કે દરેક વ્યકિતને જમા રકમ પ્રાપ્ત થઈ જાય છે અને દરેક વ્યકિતએ ઉપાડેલી રકમ પણ ભરાય જાય છે. વર્ણન કરેલી સુરતમાં દરેક વ્યકિત રાજી રહે છે.

સવાલ એ છે કે દા.ત. ઝૈદને પહેલા મહિને જ ૫૦ હજાર રૂપિયા મળી ગયા હાલાંકે તેના માત્ર ૫૦૦ રૂપિયા જ જમા થયા છે, તો એ રૂપિયાથી ઝૈદ હજ કરી શકે છે કે નહીં ? જો કરી શકે છે તો તેના જિમ્મેથી હજ ફર્ઝ અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ પરસ્પર મદદની સુરત છે અને જે વ્યકિતને આ રકમ મળે છે, તેને આ રકમ કરજ રૂપે મળે છે. જેનો નંબર મોડો આવે છે. તે એ મોડા પર પોતાની ખુશી વ્યકત કરી ચુકયો છે. એટલે એ રકમથી હજ કરવામાં કોઈ વાંધો નથી. જો કે એ રકમથી તેની ઉપર હજ ફર્ઝ થતી નથી, પરંતુ જો હજ ફર્ઝની નિય્યતથી હજ કરશે, તો હજ ફર્ઝ અદા થઈ જશે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૫૫) જે બિમારને તંદુરસ્તીની ઉમ્મીદ ન હોય, તેના તરફથી હજ્જે બદલ કરવું

**સવાલ (૧૬૬૬) :** મારી એક બહેન છે, લાંબા સમયથી બિમાર છે, ઘણું ઓછું ચાલી ફરી શકે છે, તે એ લાયક નથી કે જાતે હજ માટે જઈ શકે, શું તેના તરફથી હજ્જે બદલ દુરુસ્ત છે ?

મારી બહેન પાસે ઘરેણાં છે, શું તેને કારણે તેની ઉપર હજ ફર્ઝ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કમજોરી અને બિમારી એવી હોય કે જિંદગીમાં તંદુરસ્તીની અને હજને લાયક બનવાની કોઈ ઉમ્મીદ ન હોય, તો એવા માઝુર તરફથી હજ્જે બદલ જાઈઝ છે. જો હજ્જે બદલ પછી આપની બહેન જાતે હજની અદાયગી પર શકિત ધરાવશે, તો બીજી વખતે હજ કરવી જરૂરી થશે. (બહરુર્રાઈક : ૩ / ૬૫)

ઘરેણાં જાતે તમારી બહેનની માલિકીના હોય અને તેમની ઉપર કરજ ન હોય, તેમજ બિમારીમાં ખર્ચ કરવાની પણ કોઈ જરૂરત ન હોય, એટલે રકમ જરૂરતથી વધારે હોય અને માલ એટલો હોય કે સફરનો પુરો ખર્ચ થઈ જાય, તો એવી સુરતમાં હજ ફર્ઝ થઈ જાય છે. (સૂરએ આલિ ઈમરાન : ૯૭, અહકામુલ કુર્આન : ૨ / ૩૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૬) ગુનાહમાં સંડોવાયેલા વ્યકિતથી સંબંધ તોડવો અને એવી જ હાલતમાં હજ કરવી

**સવાલ (૧૬૬૭) :** મારો એક ભાઈ છે, તેની ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે. તે આ વર્ષે હજમાં જવાનો છે, પરંતુ આજથી ત્રણ – ચાર મહિના પહેલા તેને પોતાના બીજા નંબરના છોકરાની શાદી કરી છે. સમાજના કેટલાક રીત – રિવાજોને લીધે, તેનો મોટો છોકરો, માતા – પિતા, ત્રણ ભાઈ અને બહેન – બનેવી તેનાથી નારાજ થઈ ગયા છે અને નિકાહમાં પણ હાજર નથી રહયા. (એટલે આવીને જતા રહયા)

મારા મોટા ભાઈ, જે હજમાં જવાના છે, તેમનું નારાજ ખાનદાનવાળાઓથી પત્ર વ્યવહાર, વાતચીત અને અવર જવરનો કોઈ સિલસિલો નથી, હવે જો રિશ્તેદારો મુલાકાત માટે જાય છે, અથવા માતા – પિતાથી માફી માંગે છે, તો

ઈજ્જત દાવ પર લાગે છે, આમ તો તેમની કોઈ બેઈજ્જતી નહીં કરે, પરંતુ તેમને એવું લાગે છે કે તેમની ઈજ્જત ઘટી જશે.

માતા – પિતા ૮૦–૮૫ વર્ષની ઉમરે પહોંચી ગયા છે, તેમનો ગુજારો છોકરાની સહાયથી અને એક તૃત્યાંશ એકર જમીન છે, જમીનની આવક ન હોવા બરાબર છે. અસલ ગુજારો તો છોકરાની સહાયથી જ થાય છે, જયારથી મોટા ભાઈને પોતાના માતા – પિતાથી સંબંધ નથી, ત્યારથી તેમણે પોતાની માસિક સહાય પણ બંધ કરી દીધી છે.એટલે માતા – પિતાની નારાજગી વધારે છે.

સવાલ એ છે કે એવી હાલતમાં જયારે કે કુટુંબીજનો નારાજ છે, મારા ભાઈ હજમાં જતા રહે, તો હજ કબૂલ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ માતા – પિતા અથવા રિશ્તેદાર સાથે વાતચીત એટલે બંધ કરી દે કે સામેવાળો ગુનેહગાર છે, તો જાઈઝ છે, સંબંધ તોડનારો ગુનેહગાર નહીં થાય. બલકે ગુનાહ કરનારાથી સંબંધ તોડવો જરૂરી છે. સમાજના નાજાઈઝ અને નિર્લજ્જતાના કામોમાં સાથ આપવો ના જાઈઝ અને હરામ છે. فَلَا تَقْعُدْ بَعْدَ الذِّكْرٰى مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ નસીહત કર્યા પછી જાલિમ કોમની સાથે ન બેસવું.

(બયાનુલ કુર્આન આયત નં. ૬૮)

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) એ પોતાના છોકરાને રસૂલુલ્લાહ (સલ.) ની હદીસ સંભળાવી કે જો ઓરતો મસ્જિદમાં જવાની ઈજાઝત માંગે, તો ન રોકવી. તેમના છોકરાએ કહયું કે હું તો ઈજાઝત નહીં આપું, તેની ઉપર હઝરત અબ્દુલ્લાહ (રદિ.) ખૂબ જ નારાજ થઈ ગયા અને પોતાના છોકરાથી સંબંધ તોડી નાંખ્યો. (ઈબ્ને માજહ : ૧ / ૩ હદીસ નં. ૧૬)

એવી રીતે હઝરત અબ્દુલ્લાહ બિન મુગફફલ (રદિ.) એ પોતાના ભત્રીજાને કાંકરી ફેંકતા રોકયા, તેમના ભત્રીજાએ ફરીથી કાંકરી ફેંકવાની શરૂ કરી, તો તેમણે ફરમાવ્યું કે હું રસૂલુલ્લાહ (સલ.) ની હદીસ સંભળાવી રહયો છું અને તુ તેની ઉપર અમલ નથી કરતો, છેવટે સંબંધ તોડી નાંખ્યો અને વાતચીત બંધ કરી દીધી.

(બુખારી : ૨ / ૮૨૩, હદીસ નં. ૫૪૭૯)

હઝરત આયશા (રદિ.) એ પોતાના ભાણેજ હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબેર (રદિ.) થી એક દીની મામલામાં વાત ન કરવાની કસમ ખાઈ લીધી.

(બુખારી : ૧ / ૪૯૭, હદીસ નં. ૩૫૦૫)

એટલે ગુનાહ કરનારાથી સંબંધ તોડી નાંખવો જાઈઝ છે. પરંતુ માતા – પિતા સહાયના હકદાર હોય, તો મદદ કરવી જરૂરી છે, તેની સ્પષ્ટતા હદીસમાં આવી છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૯૨)

ઈજ્જત અને ઝિલ્લત અલ્લાહના હાથમાં છે, જેને ચાહે ઈજ્જત આપે અને જેને ચાહે ઝલીલ કરી દે છે. (સૂરએ આલિ ઈમરાન : ૨૬)

સમાજની જાહેરી ઈજ્જતની પરવા કર્યા વગર શરીઅતના હુકમોની પાબંદી જરૂરી છે. દુનિયામાં નાક નથી કપાતી, એટલે આપનો ભાઈ (આ યકીન પછી કદાચ હવે નારાજ રિશ્તેદાર શરીઅતના હુકમોની પાબંદી કરશે અને રીત રિવાજોથી દૂર રહેશે.) શરઈ તકાઝા પ્રમાણે દુરી ખતમ કરી નાંખો, તો તેનાથી બેઈજ્જતી નહીં મળે, બલકે ઈજ્જતમાં વધારો થશે. તેમજ માતા – પિતાને જોઈએ કે નાજાઈઝ કામ છોડી દે અને રીત રિવાજોથી પરહેજ કરે.

તેમ છતાં તમારો ભાઈ ખોટો છે અને મતભેદ દુર કર્યા વગર હજમાં જતો રહે, તો પણ તેની હજ અદા થઈ શકે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૭) સઉદીમાં સ્થાયી બિન અરબ લોકો માટે પાંચ વર્ષની અંદર બીજી હજ કરવી

**સવાલ (૧૬૬૮) :** સઉદીમાં સ્થાયી બિન અરબ લોકો માટે હુકૂમતે એ કાનૂન બનાવ્યો છે કે એક વખત કોઈ (સ્થાયી બિન અરબ) હજ કરી લે, તો પાંચ વર્ષ માટે હજ કરી શકતો નથી. સવાલ એ છે કે કાનૂનની વિરુદ્ધ કોઈ બિન અરબ પાંચ વર્ષની અંદર બીજી વખતે હજ કરે, તો શું હુકમ છે ? યાદ રહે કે સઉદી હુકૂમતના કાનૂન વિરુદ્ધ કોઈ બીજી વખતે હજ કરતા પકડાઈ જાય, તો દેશ નિકાલ થશે (એટલે તેની વિઝા કેન્સલ કરી તેને પોતાના દેશમાં મોકલી દેવામાં આવશે.) પરંતુ અનુભવ છે કે કોઈ પકડાતું નથી. ટુંકમાં આ સુરતમાં બીજી વખતે હજ કરવાની શરીઅતમાં ગુંજાઈશ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં જો કોઈ નુકસાન ન થતું હોય, તો હજ કરવાની ગુંજાઈશ છે કે " لا طاعة لمخلوق في معصية " (ઈબ્ને અબી શયબહ : ૬ / ૫૪૫, હદીસ નં. ૩૩૭૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૮) જયારે પિતા પોતાના રૂપિયાથી હજ કરાવે, તો પુત્રની ફર્ઝ હજ અદા થઈ જશે ?

**સવાલ (૧૬૬૯) :** એક વ્યકિતના પાંચ છોકરા છે, માલ ભેગો છે. બધા ભાઈઓ સાથે રહે છે અને ભાઈઓની અવલાદ પણ છે અને બધાની પરિસ્થિતિ પણ સારી છે, તેથી એવી હાલતમાં જયારે કે માલ ભેગો છે, પિતા પોતાના છોકરાઓને રૂપિયા આપીને હજ કરાવી રહયા છે. તો શું એ છોકરાઓની ફર્ઝ હજ અદા થઈ જશે અથવા જયારે માલ પોતાના કબ્જામાં આવશે, ત્યારે ફરી ફર્ઝ અદા કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પિતા હદિયા રૂપે માલ આપે તો છોકરા તેના માલિક બની જશે. માટે તે રકમથી ફર્ઝ હજ અદા થઈ જશે. (મુઅત્તા માલિક : ૨૮૪, હદીસ નં. ૮૦૫) બાદમાં અદા કરવાની જરૂરત નહીં રહે. (ફત્હુલ કદીર : ૨ / ૪૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૯) રોજગારી માટે સઉદીમાં સ્થાયી વ્યકિતની હજ અને ઉમરહ

**સવાલ (૧૬૭૦) :** (૧) એક વ્યકિત અહીંયા (ગુજરાત, ઈન્ડિયા) થી રોજગારી માટે સઉદી અરબ ગયો છે, તે હજના દિવસોમાં ત્યાંથી હજ અદા કરે, તો ફર્ઝ હજ અદા થશે કે નહીં ?

(૨) તે વ્યકિત દર જુમેરાતે અથવા જુમ્આએ ઉમરહનો ઈરાદો રાખે છે, તો તેનો ઉમરહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) મક્કા અથવા જિદ્દહમાં નોકરીના હેતુથી સ્થાયી હિન્દુસ્તાની ત્યાંથી હજ કરે, તો તેની ફર્ઝ હજ અદા થઈ જશે, તેમાં શંકાનું કોઈ કારણ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૦૪)

(૨) જુમેરાત, જુમ્આ અથવા કોઈ દિવસે ઉમરહ કરે, તો ઉમરહ સહીહ થશે. અલબત્ત જે લોકો મીકાતની અંદર રહે છે, તે લોકોએ હજના દિવસોમાં ઉમરહ નહીં કરવો જોઈએ. જો હજ કરવાનો ઈરાદો હોય, તો પહેલી શવ્વાલથી ૧૨ ઝિલહજ્જ સુધી ઉમરહ ન કરે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર :૨ / ૪૭૨, ૪૭૩) ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## (૬૦) હજના ઈરાદાથી જમા કરેલી રકમને બીજા કામોમાં ખર્ચ કરવી

**સવાલ (૧૬૭૧) :** મારી પાસે પોતાની કમાઈના ૧૩૦૦ રૂપિયા જમા છે, જે એટલા માટે જમા કર્યા હતા, જેથી પોતાની વાલિદાને એ રૂપિયાથી હજ અદા કરાવીશ. પરંતુ વાલિદા કમજોરી અને આંખથી ઓછું દેખાવાને કારણે હજમાં જવાનો ઈન્કાર કરે છે, તો એ રકમને હું મારા અંગત ઉપયોગમાં અથવા વેપારમાં લગાવી શકું છું કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આપની વાલિદા પાસે કોઈ વખતે હજ ફર્ઝ થવા જેટલી રકમ મોજુદ હતી અને હજ અદા કરી નથી, તો હજ ફર્ઝ, કમજોરીને કારણે રદ નહીં થાય. બલકે આપની વાલિદાની હજ્જે બદલ માટે કોઈ બીજાને મોકલીને હજ કરાવવી ફર્ઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૪) આપે તમારી કમાઈના ૧૩૦૦ રૂપિયા વાલિદાને હજ કરાવવાના ઈરાદાથી જમા કર્યા છે. તેમને તે રકમના માલિક બનાવ્યા નથી અને આટલી રકમથી આ જમાનામાં હજ પણ થઈ શકતી નથી અને વાલિદા હજ કરવાથી ઈન્કાર કરે છે, તો એ રકમને આપ પોતાના વેપારમાં અથવા બીજા કોઈ કામમાં વાપરી શકો છો. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૫૦૨) અલબત્ત જો તમારી પાસે વધારે રકમની વ્યવસ્થા છે અને જાતે હજ કરી ચુકયા છો અને વાલિદાએ હજ ફર્ઝ અદા કરી નથી, તો તેમની તરફથી હજ્જે બદલ કરવાનો સવાબ છે. (દારે કુતની : ૩ / ૩૦૦, હદીસ નં. ૨૬૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬૧) શકિત ન ધરાવનાર બયતુલ્લાહ પહોંચી હજના અરકાન અદા કરી લે, તો હજ ફર્ઝ અદા થઈ જશે

**સવાલ (૧૬૭૨):** મારી પત્ની પર હજ ફર્ઝ નથી, પરંતુ છોકરા સાથે હજ અદા કરવા ચાહે છે. એવી રીત બતાવો કે હજ ફર્ઝ અદા થઈ જાય અને ભવિષ્યમાં તે માલની માલિક બની જાય, તો પણ તેની ઉપર હજ ફર્ઝ ન થાય. હમણાં તે એટલા માલની માલિક નથી કે તેની ઉપર હજ ફર્ઝ થઈ જાય. શું હું એવું કરું કે મારી પત્ની અને એ છોકરાને ૨૦ હજાર ડોલર (જે હજમાં ખર્ચ થશે) નો માલિક બનાવી દઉ ?

જેથી તે માલદાર થઈ જાય અને હજ ફર્ઝ થઈ જાય, પરંતુ શું એ સુરતમાં બીજા વારસદારોને પણ એટલા જ આપવા પડશે ? યાદ રહે કે એ બંને સિવાય મારો એક પુત્ર સલીમ છે, જેને બે – ત્રણ વર્ષમાં હજમાં મોકલવાનો ઈરાદો છે, અને કોઈ બીજો વારસદાર નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે કોઈ નાદાર, ગરીબ બયતુલ્લાહ પહોંચી જાય, હજનો એહરામ બાંધી અને હજના અરકાન અદા કરી લે, તો હજ ફર્ઝ અદા થઈ જશે. તમારી પત્ની ભલે પોતે હજની તાકત ન રાખતી હોય, આપ ખર્ચ આપીને તેમને બયતુલ્લાહ રવાના કરશો, અને તે હજ કરશે, તો તેની હજ ફર્ઝ અદા થઈ જશે. બીજી વખતે માલની માલિક બન્યા પછી હજ કરવી જરૂરી નથી. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૦)

તમે એવું કરી શકો છો કે દસ–દસ હજાર ડોલરના માલિક પોતાની પત્ની અને છોકરાને બનાવી દો, તે જાતે માલદાર બની જશે અને હજ ફર્ઝ અદા કરી લેશે.

આપ પોતાની પત્ની અને પુત્રને હજ માટે જે રકમના માલિક બનાવી રહયા છો, એટલી જ રકમ બીજા વારસદાર એટલે પુત્ર સલીમને આપવી જરૂરી નથી, હા, તેને આપ એ વાતનું યકીન અપાવી દો કે "બે – ત્રણ વર્ષમાં તમને પણ હજ માટે મોકલવાનો છું. " એવી સુરતમાં કોઈનો કોઈ હક બરબાદ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



والميقات : الوقت المضروب للفعل . والموضع ، يقال : هذا } ميقات أهل الشام، للموضع الذي يحرمون منه ، وفي الحديث ( أنه وقت لأهل المدينة ذا الحليفة). و ( ميقات الحاج : موضع إحرامهم ) وعبارة النهاية : ومواضع الإحرام : مواقيت الحاج ، والهلال ، ميقات الشهر ، ونحو ذلك كذلك . وتقول : { وقته فهو موقوت ، إذا بين للفعل وقتا يفعل فيه .

( تاج العروس من جواهر القاموس - محمد بن محمد بن عبد الرزاق الحسيني ، أبو الفيض ، الملقب به مرتضى ، البيدي ( م : ٢٠٥ اه ) : ۱۳۳/۵ ، مادة : وقت ، ت : مجموعة من المحققين ، ط : دار الهداية )

**તર્જુમો :** મીકાત એટલે કોઈ કામ અને જગ્યા માટે નકકી કરેલ વખત, કહેવાય છે કે આ સીરિયા– શામ માટે મીકાત છે, એટલે તે જગ્યા જયાંથી તેઓ એહરામ બાંધે છે. હદીસ શરીફમાં છે કે બેશક આપ (સલ.) એ મદીનાવાળાઓ માટે મીકાત ઝુલહુલયફા નક્કી કરી છે અને દરેક હાજીની મીકાત તેના એહરામ બાંધવાની જગ્યાઓ છે. અને નિહાયહમાં છે કે હાજીઓના એહરામ બાંધવાની જગ્યા તે હાજીઓની મીકાત અને ચાંદ અને મહિના વગેરેને ખાસ કરવું છે, એવું કહેવાય છે કે તેનો વખત નક્કી છે એટલે કોઈ કામ માટે વખત નકકી કરવામાં આવે છે, તો તે વખતમાં કામ કરે છે. (તાજુલ ઉરૂસ : ૫ / ૧૩૩)

# મીકાતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# મીકાતનું બયાન

## (૧) મીકાતનો મતલબ અને હિન્દુસ્તાનીઓની મીકાત

**સવાલ (૧૬૭૩) :** મીકાત કોને કહે છે અને હિન્દુસ્તાનથી હજમાં જનારાઓની મીકાતનું નામ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નકકી વખત અને નકકી જગ્યાને મીકાત કહે છે. (તાજુલ ઉરૂસ મિન જવાહિરિલ કામૂસ : ૫ / ૧૩૩) જવાહિરુલ ફિકહમાં છે કે હિન્દુસ્તાન, પાકિસ્તાન અને બાંગ્લાદેશવાળાઓની મીકાત હવાઈ જહાઝના સફરમાં કરને મનાઝિલ અને ઝાતે ઈરક છે. તેનાથી પહેલા અહેરામ બાંધી લેવું જરૂરી છે. જો કોઈએ ન બાંધ્યું અને જહાઝ મીકાતની હદમાં દાખલ થઈ ગયું, તો દમ વાજિબ થશે. પરંતુ જિદ્દહ પહોંચ્યા પછી ફરી તેને એહરામ બાંધી લીધું, તો વાજિબ થયેલ દમ કેન્સલ થઈ જશે. કારણ કે પ્રખ્યાત કથન પ્રમાણે જિદ્દહ મીકાત છે અને એક મીકાત પસાર થયા પછી બીજી મીકાતથી એહરામ બાંધી લેવામાં આવે, તો દમ કેન્સલ થઈ જાય છે. (જવાહિરુલ ફિકહ : ૧ / ૪૭૪) અલબત્ત જાણીજોઈને આવું કરવું એટલે પોતાની મીકાતથી એહરામમાં મોડુ કરવું સખત ગુનોહ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મદીનાથી જિદ્દહ પરત ફરનારા વેપારી પર ઉમરહ જરૂરી છે ?

**સવાલ (૧૬૭૪) :** જે લોકો ભારતથી રોજગાર માટે સઉદી અરબ જાય છે, પછી મદીના જાય છે અને અમુક દિવસ રોકાયા પછી જિદ્દહ પરત આવે છે, તો એવા લોકો મદીનાથી પરત મક્કા મુકર્રમા ઉમરહ કરીને આવે અથવા પછી સીધો જિદ્દહ આવી જાય અને ઉમરહ ન કરે, શું ઉમરહ ન કરવામાં કોઈ વાંધો છે ? અથવા ઉમરહ કરવો જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જિદ્દહ, મદીના, તાઈફ, રિયાધ વગેરે દેશોમાં વેપાર અથવા નોકરી વગેરેની

ગરજથી જનારા પર હજ અથવા ઉમરહ વાજિબ નહીં થાય. પરંતુ મક્કા મુકર્રમા જવાના ઈરાદાથી પહોંચે અને હજના દિવસો હોય, તો બયતુલ્લાહ પર નજર પડતા જ હજ ફર્ઝ થઈ જશે. (ફત્હુલ કદીર : ૨ / ૪૧૯) અને મક્કા મુકર્રમામાં દાખલ થવાના ઈરાદાથી આવ્યો છે, અને હજના દિવસો નથી, તો એહરામ વગર દાખલ થવું મના છે, તેમજ ઉમરહ કરવો જરૂરી છે માટે ઉમરહ કરે. પૂછેલા સવાલમાં મદીનાથી જિદ્દહ આવનારા પર ઉમરહ વાજિબ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૧) ફકત અલ્લાહ તઆલ વધુ જાણનાર છે.

## (૩) જિદ્દહવાળાઓ એહરામ કયાંથી બાંધે ?

## (૪) આફાકી, હિલ્લી અને હરમીના એહરામ વિશે.

**સવાલ ( ૧૬૭૫)** : એક વ્યકિત જિદ્દહમાં રહે છે, અને જિદ્દહ હરમની હદથી બહાર અને મીકાતની અંદર છે, એટલે હિલમાં દાખલ છે, તો એ વ્યકિત હજનું એહરામ કયાંથી બાંધે ? જો પોતાના ઘર એટલે જિદ્દહથી ન બાંધે અને મક્કા જઈને એહરામ બાંધે, તો તેની હજમાં કોઈ નુકસાન આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જિદ્દહમાં રહેનારો ભલે ત્યાંનો અસલી રહેવાસી હોય અથવા વેપાર અને નોકરી માટે આવ્યો હોય અથવા પોતાના કોઈ રિશ્તેદારને મળવા માટે આવ્યો હોય. બધાનો હુકમ "એહલે હિલ" નો છે. તેમને " داخل ميقات، خارج من حدود حرم " કહેવાય છે. તેનો હુકમ એ છે કે આમ હાલતમાં મક્કા મુકર્રમા એહરામ વગર જઈ શકે છે.

દા.ત. જુમ્આ પઢવા માટે અથવા કોઈને મળવા માટે અથવા વેપાર માટે અથવા કોઈ બીજી ગરજથી જવું હોય, તો એહરામ વગર જવામાં કોઈ વાંધો નથી. અલબત્ત હજ અને ઉમરહની નિય્યત હોય, તો હરમની હદમાં દાખલ થતા પહેલા એહરામ બાંધી લેવું જરૂરી છે અને જિદ્દહથી એહરામ બાંધવું અફઝલ અને મુસ્તહબ છે. આ વાતને ફુકહાએ આ શબ્દોમાં બયાન કર્યુ છે .

( وقته ) أي وقت الاحرام لاهل داخلها للحج أو العمرة ( الحل ) بالكسر وهو مابين المواقيت والحرم (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૬)

એટલે જે લોકો મીકાતની અંદર અને હરમની બહાર રહે છે. તેમની મીકાત

હિલ છે, તે હરમની હદમાં દાખલ હોવાથી પહેલા જયાંથી ચાહે એહરામ બાંધી શકે છે. શામી, હિન્દિય્યહ વગેરે ફિકહની કિતાબોમાં એવું જ લખ્યું છે.

અલ્લામા શામીએ અમુક ઉલમાના હવાલાથી લખ્યું છે કે જયારે હિલવાળાઓ માટે આ હુકમ છે તો જિદ્દહ હિલમાં છે, એટલે જિદ્દહના રહેવાસીઓને જયારે હજ અને ઉમરહ કરવા હોય, તો એહરામ વગર હરમની હદમાં દાખલ થવું જાઈઝ નથી. નહીં તો દમ વાજિબ થશે પરંતુ હજ કરનારો વ્યકિત જયારે અરફાતના મેદાનમાં જઈને તલબિયહ પઢી લેશે અને ત્યાંથી તલબિયહ પઢતો મુઝદલિફા અને મીનામાં આવી જશે, તો હરમની જે બેહુરમતી થઈ હતી (તલબિયહ કહેતા પ્રથમ હિલ તરફ જવાને કારણે) તેની ભરપાઈ થઈ જશે અને દમ કેન્સલ થઈ જશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૭૮)

અને આલમગીરીમાં છે હિલ સિવાયના લોકો એહરામ વગર મક્કા મુકર્રમામાં રહે છે, તેમના માટે હજનું એહરામ મક્કાથી જ બાંધવું જાઈઝ છે, અને ઉમરહનું એહરામ તેઓ તન્ઈમ અથવા જિઅરાના જઈને બાંધશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૧)

એહરામના સિલસિલામાં ખુલાસો એ છે કે

(૧) આફાકીનું હજ અને ઉમરહ માટે મીકાતથી એહરામ બાંધવું જરૂરી છે.

(ઉમ્દતુલ કારી : ૧૦ / ૨૦૫)

(૨) હિલવાળાઓ માટે ઘરેથી એહરામ બાંધવુ મુસ્તહબ છે.

(ફત્હુલ કદીર : ૨ /૪૨૭)

(૩) હિલવાળાઓએ હરમની હદમાં દાખલ થતા પહેલા એહરામ બાંધી લેવું જરૂરી છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૭૮)

(૪) મીકાતમાં દાખલ થનારો વગર એહરામે હજની નિય્યતે હરમમાં દાખલ થઈ ગયો અને મક્કા જઈને તેને એહરામ બાંધ્યું તો જયારે અરફાતમાં જઈને તલબિયહ પઢશે, તો તેની ઉપર જે દમ વાજિબ થયો હતો, તે કેન્સલ થઈ જશે.

(બહરુર્રાઈક : ૨ / ૩૪૩)

(૫) અને તે જ વ્યકિત જયારે ઉમરહ માટે નીકળશે, તો હરમમાં એહરામ વગર દાખલ થવાથી તેની ઉપર દમ વાજિબ થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૬૬)

(૬) આફાકી અથવા હિલ્લી જયારે મક્કામાં અમુક દિવસ પહેલા વેપાર વગેરેના હેતુથી આવીને રોકાયો હોય, તો તે મક્કીના હુકમમાં છે. મક્કાથી એહરામ

બાંધવું તેના માટે જાઈઝ છે. (બહરુર્રાઈક : ૨ / ૩૪૪)

(૭) જિદ્દહમાં રહેનારા લોકો માટે મશવરો છે કે હિલો બહાનુ કર્યા વગર હજ જેવી મહાન ઈબાદત જે વર્ષમાં માત્ર એક જ વખત અદા કરવાની હોય છે. શંકા વગર અદા કરવા જિદ્દહથી જ એહરામ બાંધી લે. એ જ એહતિયાતનો તકાઝો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) જિદ્દહથી હજ કરવા અને વિદેશથી હજ કરવાના સવાબમાં કોઈ તફાવત હોય છે ?

**સવાલ (૧૬૭૬) :** અહીં જિદ્દહમાં હિંદ અને પાક વગેરેથી આવીને વસવાટ કરનારા લોકોના હજના સવાબ અને પોતાના દેશથી ખર્ચ કરીને આવનારા લોકોથી ઓછો હશે? અથવા સવાબમાં બંને બરાબર હશે ? અહીંયા એક ભાઈનું કહેવું છે કે જે હાજી પોતાના દેશથી રૂપિયા ખર્ચ કરીને આવે છે, તેમનો સવાબ અમારાથી વધારે હશે, તેઓ અસલી હજ કરે છે, તો આ વિશે શરીઅત શું કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલિયંવ્ વ મુસલ્લિમા

જિદ્દહ અને સઉદીના રહેનારા, ભલે ત્યાંના અસલી રહેવાસી હોય અથવા હિંદ અને પાકથી આવીને વસ્યા હોય, ખૂબ જ ખુશનસીબ લોકો છે. દર વર્ષે તેઓ હજ કરે છે અને દર જુમ્આના અલ્લાહ તઆલાનું ઘર "કાબતુલ્લાહ" ની ઝિયારત કરે છે અને મીકાત અને હિલમાં રહેવાથી તેમની ઉપર મીકાત અને હિલના પણ અહકામ લાગુ પડે છે.

અને રહી વાત હજના સવાબની, તો હદીસ શરીફમાં છે : ઈન્નમલ આ'માલુ બિન્નિય્યાત" કે અમલનો આધાર નિય્યત પર છે. ફર્ઝ હજનો ઈરાદો હોય અથવા નફલ હજનો, સવાબ પુરે પુરો મળશે. દુનિયાના ખુણામાંથી આવનારાનો ઈરાદો પણ હજનો છે અને સફર ભલે સમુદ્રી હોય કે હવાઈ, મકસદ સુધી પહોંચવાનો એક ઝરીયો છે. એવી રીતે સફર માટે રૂપિયા ખર્ચ કરવા એક સબબ છે, અસલ મકસદ નથી અલબત્ત મુખ્ય સબબ વગર અસ્તિત્વમાં આવતો નથી. સબબનું હોવું પણ જરૂરી છે, એટલે તેનો સવાબ જરૂર મળશે, બાકી હજના સવાબમાં વ્યકિત કયાંથી પણ હજ કરે, કોઈ ફરક પડતો નથી, શું રસૂલુલ્લાહ (સલ.) અને સહાબા (રદિ.) જે આવી પવિત્ર જગ્યામાં રહેતા હતા, તેમના સવાબમાં કોઈ કમી રહેશે ! માટે એ ભાઈનું અસલી અને નકલીનો ફરક કરવો ખોટું છે, હજનો સવાબ તો

બધાને બરાબર મળશે, હા સફરના ખર્ચ અને તકલીફને કારણે દૂરથી આવનારાને તેની હેસિયત પ્રમાણે વધારે સવાબ મળશે. એ એક અલગ વાત છે. (બુખારી : ૧ / ૯૦૫, હદીસ નં. ૬૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મક્કામાં એહરામ વગર દાખલ થવું

**સવાલ (૧૬૭૭) :** મોહતરમ હઝરત મુફતી સાહેબ ! સવાલ એ છે કે અમને એજન્ટે બતાવ્યું છે કે આપણે મદીના મુનવ્વરા જઈ રહયા છે, એટલે અમે એહરામ બાંધ્યું ન હતું પરંતુ કફીલ અમને પહેલા મક્કા લઈ આવ્યો, તો અમે મક્કામાં એવી હાલતમાં દાખલ થયા કે અમે એહરામમાં ન હતા, અને અમે એ સિલસિલામાં મજબુર હતા અને ઉમરહ પણ અમે મોડેથી કર્યા, તો આ વિશે શું હુકમ છે ?

બીજી વાત એ છે ઉમરહ અમે ઈદની રાત્રે કર્યા છે, તો શું આ વર્ષે અમારા ઉપર હજ ફર્ઝ થશે ? અને આ બધું મેં કરજ લઈને કર્યુ છે. મારી પાસે ગુંજાઈશ નથી, તો શું કરજની હાલતમાં હજ અદા થશે કે નહીં ? અને કયું હજ અદા થશે ? અને માતા – પિતા કરજને પોતાના જિમ્મે લઈ લે છે, તો પછી કયુ હજ અદા થશે ? વિસ્તૃત જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલ પ્રમાણે આપ એહરામ વગર મક્કામાં દાખલ થયા, એટલે દમ વાજિબ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૧) જો હમણાં તમારી પાસે દમ અદા કરવાની ગુંજાઈશ ન હોય, તો તેમાં ગુંજાઈશ સુધી મોડું કરવું પણ જાઈઝ છે.

આ જ વર્ષે આપ હજ અદા કરી શકો છો અને કરજને લીધે હજમાં કોઈ નુકસાન નહીં આવે, ફર્ઝ હજની નિય્યત કરશો, તો ફર્ઝ હજ અદા થઈ જશે. (ફત્હુલ કદીર : ૨ / ૪૧૯) અને માતા – પિતા કરજની જવાબદારી લે છે, તો તેમનું એહસાન છે, તેમના માટે જરૂરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن ابن عمر ، أن النبي صلى الله عليه وسلم ، قال : إحرام المرأة في وجهها وإحرام الرجل في رأسه .

( سنن الدارقطني ( م : ٣٨٥ ه ) : ٣/٣٦رقم الحديث : ٢٧٦١، كتا لحج ، باب المواقيت ، ت : شعيب الأرنؤوط ، وجماعة من العلماء ، ط : مؤسسة الرسالة ، بيروت - لبنان )

**તર્જુમો : હઝરત ઈબ્ને ઉમર (રદિ.) રસૂલુલ્લાહ (સલ.) નો ઈર્શાદ નકલ કરે છે કે ઓરતનું એહરામ તેના ચહેરામાં છે અને મર્દનું એહરામ માથામાં એટલે માથું અને ચહેરો બંનેમાં છે.** (દારે કુતની : ૩ / ૩૬૩, હદીસ નં. ૨૭૬૧)

# એહરામ અને તલબિયહનું બયાન

بسم الله الرحمن الرحيم

# એહરામ અને તલબિયહનું બયાન

## (૧) એહરામ બાંધવાનો તરીકો

**સવાલ (૧૬૭૮) :** અમે આખું કુટુંબ મુંબઈથી હજ માટે જવા માંગીએ છીએ આ વિશે આપ અમને માર્ગદર્શન આપશો અને એહરામ બાંધવાનો તરીકો શું છે ? અને તે વખતના સુન્નત અને મુસ્તહબ આમાલ કયા છે ? ઓરત અને મર્દના એહરામમાં કઈ ફરક છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે મીકાત અથવા મીકાત આવવાથી પહેલા મુંબઈથી જ (અથવા જયાંથી પણ આપનું વિમાન હોય) એહરામ બાંધવાનો ઈરાદો હોય, તો વાળ સાફ કરી લો એટલે માથાના વાળ મુંડાવી લો અથવા કપાવી નાંખો એવી રીતે બગલ અને દુંટીની નીચેના વાળ પણ સાફ કરી લો હાથ અને પગના નખ પણ કાપી લો, આ મોકાથી જો પત્ની સાથે હોય તો સંભોગ કરવો મુસ્તહબ છે. ત્યાર બાદ એહરામની નિય્યતથી ગુસલ કરી લો. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૨)

જો ગુસલની વ્યવસ્થા ન હોય, તો વુઝૂ કરી લો. પછી સીવેલા કપડા પગના મોજા, માથાથી ટોપી વગેરે તમામ ચીજો ઉતારીને બે ચાદર એવી રીતે પહેરી લો કે એક લુંગીની જેમ બાંધો અને બીજાથી શરીર ઢાંકી લો. ત્યાર પછી અત્તર અથવા ખુશ્બૂ હોય તો લગાવો. (આ હુકમ મર્દો માટે છે, ઓરતો સામાન્ય કપડા જે પહેરે છે, તે પહેરે અને ખુશ્બૂ પણ નહીં લગાવે) ત્યાર પછી બે રકાત માથું ઢાંકીને પઢો અને સલામ ફેરવતા જ માથાથી ટોપી ઉતારીને માથું ખોલી નાંખો અને ત્યાંથી જ હજ અને ઉમરહની નિય્યત કરી લો. નિય્યતથી મુરાદ દિલથી પાકો ઈરાદો કરવો છે અને જબાનથી બોલવું મુસ્તહબ છે. નિય્યત પછી ત્રણ વખત ઊંચી અવાજે આ શબ્દો પઢો.

لبيك اللهم لبيك، لبيك لاشريك لك لبيك، إن الحمد والنعمة لك والملك، لا شريك لك

ત્યાર પછી દુરૂદ શરીફ પઢીને જે દુઆ માંગવી હોય તે માંગો, એવી રીતે તમારો એહરામ મુકમ્મલ થઈ ગયો. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૪૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) એહરામ બાંધતી વખતે ફર્ઝ અથવા નફલની સ્પષ્ટ નિય્યત ભૂલી ગયો

**સવાલ (૧૬૭૯) :** મુફ્તી સાહેબ ! મારી ઉપર હજ ફર્ઝ છે. મેં એહરામ બાંધતી વખતે ફર્ઝ અથવા નફલનો શબ્દ કહયો નથી, તો મારા વિશે શું હુકમ છે ? મારી કઈ હજ થશે હજુ મેં ફર્ઝ હજ અદા કરી નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજનો એહરામ બાંધતી વખતે જો આપે ફર્ઝ અથવા નફલ નક્કી કર્યુ નથી અને આપે હજુ સુધી હજ ફર્ઝ અદા કરી નથી, તો આપની ફર્ઝ હજ જ અદા થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મક્કા મુકર્રમાથી જિદ્દહ જનારો જયારે બીજી વખતે મક્કા આવે, તો એહરામ બાંધીને આવશે ?

**સવાલ (૧૬૮૦) :** હું આ વર્ષે હજમાં જવાનો છું, મુંબઈથી એહરામ બાંધીને મક્કા મુકર્રમા જઈશ. મક્કામાં ચાર – પાંચ દિવસ રોકાઈને ફરી જિદ્દહ મારા એક રિશ્તેદારને મળવા આવવાનો ઈરાદો છે. ત્યાં બે દિવસ રોકાણ કરીશ , તો શું ત્યાંથી વાપસી પર મારા માટે બીજી વખતે એહરામ બાંધવું જરૂરી છે ? અમુક જાહિલોને જોયા છે કે મક્કા મુકર્રમામાં કેટલાક દિવસો રોકાઈને શોપિંગ માટે જિદ્દહ આવે છે. પોતાના કામકાજથી જયારે તેઓ ફારિગ થાય છે, તો એહરામ વગર મક્કા મુકર્રમામાં દાખલ થઈ જાય છે અને તેમની ઉમરહની કોઈ નિય્યત હોતી નથી. માત્ર ખરીદવાની નિય્યત હોય છે, તો શું તેમના માટે એહરામ જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જિદ્દહથી મક્કા મુકર્રમા પરત આવનારા માટે બીજી વખતે એહરામ બાંધવાની જરૂરત નથી. એહરામ વગર પણ મક્કા મુકર્રમા આવી શકે છે.

(ઈબ્ને અબી શયબહ : ૩ / ૨૦૯, હદીસ નં. ૧૩૫૧૭)

અલ્લાહ તઆલા તમારા ઉમરહને કબૂલ ફરમાવે અને ઈમાન પર ઈસ્તિકામત નસીબ ફરમાવે. ત્યાંના પવિત્ર સ્થળો પર જયારે દુઆ કરો, તો અમને પણ યાદ રાખજો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તલબિયહ વગર એહરામની શરૂઆત

**સવાલ (૧૬૮૧) :** એક વ્યકિતએ એહરામની નિય્યત તો કરી છે, પરંતુ તલબિયહ નથી પઢી, તો તેનું એહરામ શરૂ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એહરામની નિય્યતની સાથે તલબિયહ અથવા તેના જેવું ઝિક્ર, સુકે હદી અથવા હજની કુરબાની માટે જાનવર નકકી કરવું જરૂરી છે. માત્ર નિય્યતથી એહરામ શરૂ નહીં થાય .(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મુંગાની તલબિયહ પઢવાનો તરીકો

**સવાલ (૧૬૮૨) :** તલબિયહ જબાનથી પઢવું જરૂરી છે અથવા દિલથી પણ પઢી શકે છે. એક વ્યકિત મુંગો છે, તે કેવી રીતે તલબિયહ પઢે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલબિયહ જબાનથી પઢવું જરૂરી છે. દિલ દિલમાં પઢવું સહીહ નથી. મુંગા વ્યકિતને જોઈએ કે તે જબાનને હરકત આપે ભલે તે બોલી ન શકે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૮૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) તલબિયહ પઢવામાં મર્દ અને ઓરત વચ્ચે ફરક

**સવાલ (૧૬૮૩) :** (૧) તલબિયહ કયાં સુધી પઢવું જરૂરી છે ? (૨) શું મર્દ અને ઓરતની તલબિયહ પઢવામાં કોઈ ફરક છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) હાજી શયતાનને કાંકરી મારતા (એટલે દસમી ઝિલહજ્જે) જ અને ઉમરહ કરનારો તવાફ કરતા જ તલબિયહ પઢવાનું બંધ કરી દે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૫૬)

(૨) મર્દ અને ઓરતના તલબિયહ પઢવામાં એ ફરક છે કે મર્દ તો અવાજથી તલબિયહ પઢશે પરંતુ ઓરતો ધીમેથી પઢશે, તેમને જોરથી પઢવું મના છે. (ફતાવા સિરાજિય્યહ : ૧૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) જે કામો એહરામની હાલતમાં કરવા નાજાઈઝ છે

**સવાલ (૧૬૯૪) :** મને હજમાં જવાનું છે. મેં ઉલમાથી સાંભળ્યું છે કે એહરામની હાલતમાં ઘણી વસ્તુઓ ના જાઈઝ છે. એટલે તમારાથી દરખ્વાસ્ત છે કે એહરામની

હાલતમાં જે વસ્તુઓ ના જાઈઝ છે, તે જરા તફસીલથી બતાવો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) પત્ની સાથે સંભોગ અથવા સંભોગને ભડકાવનારી વસ્તુઓ દા.ત. શહવત સાથે પ્યાર અથવા અડકવું વગેરે. (૨) સાથીઓ સાથે લડાઈ – ઝઘડો કરવો. (૩) જમીનના જાનવરોનો શિકાર કરવો અથવા તેનું માર્ગદર્શન આપવું અથવા શિકારમાં કોઈ પ્રકારની મદદ કરવી. (૪) કોઈ પક્ષીની પાંખો કાપી નાંખવી અથવા કાઢી નાંખવી અથવા તેનું ઈંડુ તોડી નાંખવું, જુ મારવી અથવા જુને તડકામાં નાંખવી અથવા જુ વાળા કપડા જુ મારવા માટે તડકામાં મુકવા, અથવા એ વસ્તુઓ તરફ માર્ગદર્શન આપવું, (૫) ખુશ્બૂ લગાડવી, નખ કાપવા અને વાળ કપાવવા (૬) મર્દોએ માથું ઢાંકવું, (૭) મર્દોએ સીવેલા કપડા પહેરવા (૮) બુટ અથવા ચપ્પલ એવા પહેરવા કે તેનાથી પગનું ઉપસેલું હાડકું ઢંકાઈ જાય અને (૮) મર્દ અને ઓરત બંને માટે ચેહરા પર કપડું રાખવું. (સૂરએ બકરહ : ૧૯૭, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જે કામો એહરામમાં કરવા મકરૂહ છે

**સવાલ (૧૬૮૫) :** હઝરત મુફતી સાહેબ ! એહરામના મકરૂહાત કયા કયા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નીચેની ચીજો એહરામની હાલતમાં મકરૂહ છે :

(૧) બદનનો મેલ કાઢવો અથવા બદનને સાબુથી ધોવું (૨) માથામાં અથવા દાઢીમાં કાંસકી કરવી અથવા તેને એવી રીતે ખંજવાળવું કે વાળ તુટવા અથવા જુ પડવાનો ખતરો હોય. વાળ ન તુટે અને જુ હોય તો ન પડે એવી રીતે ધીરેથી ખંજવાળવું જાઈઝ છે (૩) દાઢીમાં ખિલાલ કરવો, જો કરવો હોય તો એવી રીતે કરે કે વાળ ન તુટે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૪) (૪) ખુશ્બૂ પકડવી અથવા સુંઘવી અથવા ખુશ્બૂ વાળાની દુકાન પર ખુશ્બૂ સુંઘવાની નિય્યતથી બેસવું, હાં, ઈરાદા વગર ખુશ્બૂ આવી જાય, તો તેમાં કોઈ વાંધો નથી. (ફતાવા કાઝીખાન) (૫) નાક અથવા મોઢાને કપડાથી ઢાંકવું, હાથ મુકવામાં કોઈ વાંધો નથી. (૬) ખુશ્બૂવાળુ ખાવાનું જે રાંધવામાં ન આવ્યું હોય, (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૪૧) (૭) લુંગીના બંને છેડાઓને આગળથી સીવવા પરંતુ જો કોઈ વ્યકિત સતર છુપાવવાના હેતુથી સીવે તો જાઈઝ છે, જો કે બહેતર નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) એહરામમાં જાઈઝ વસ્તુઓ

**સવાલ (૧૬૮૫) :** એહરામની હાલતમાં કઈ કઈ વસ્તુઓ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) મેલ દુર કર્યા વગર અને ખુશ્બૂવાળો સાબુ વાપર્યા વગર જરૂરત પ્રમાણે ગરમ અથવા ઠંડા પાણીથી ગુસલ કરવું. (ફતાવા તાતારખાનિયહ : ૩ / ૫૯૨) (૨) રાંધેલુ ખુશ્બૂદાર ખાવાનું ખાવું. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૪૧) (૩) તકિયા પર માથું મુકવું (ગુન્યતુન્નાસિક : ૨૫૪) (૪) પાણીમાં ડુબકી મારવી, કપડા ધોવા, એવી રીતે વીંટી પહેરવી. (ફત્હુલ કદીર : ૨ / ૪૪૪) (૫) રૂપિયાઓની હિફાઝત માટે પટ્ટો (જેમાં ખિસ્સુ હોય છે.) પહેરવો જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૪) (૬) ઘરમાં બેસવું, તંબુમાં દાખલ થવું, છત્રી ઓઢવી, કોઈ છાંયડામાં બેસવું (૭) અરીસામાં જોવું, મિસ્વાક કરવું, દાંત કઢાવવા, તુટેલા નખને કાપવા, ખુશ્બૂ વગરનો સુરમો લગાડવો, ફોલ્લી ફોડવી, ઝખમ સાફ કરવું, ઈજેકશન લગાવવું (૮) તકલીફ આપનારા જાનવર જેમકે સાંપ, વિંછી, માંખી, માંકડ, ચાંચડ વગેરેને મારવા. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૫૨) (૯) એવું તમાકુવાળુ પાન કે જેમાં ઈલાયચી, લવિંગ અથવા કોઈ ખુશ્બૂવાળી વસ્તુ ન હોય, ખાવી. (૧૦) હાથ અથવા પગ વગેરેના ફાટેલા ભાગમાં તેલ અથવા મલમ જેમાં ખુશ્બૂ ન હોય લગાડવું. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઉમરહનો એહરામ બાંધનારો સઈ પછી શું કરે ?

**સવાલ (૧૬૮૭):** જે વ્યકિતએ ઉમરહનું એહરામ બાંધ્યુ હતું, તે સફા અને મરવહની સઈ પછી શું કરશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર ઉમરહ અથવા હજ્જે તમત્તુઅનું એહરામ બાંધનારાએ સફા અને મરવહની સઈથી ફારિગ થઈને આખા માથાના વાળ રેઝરથી મુંડાવવા અથવા કાતરથી કતરાવવા વાજિબ છે. પરંતુ મુંડાવવા સુન્નત છે જોકે કતરાવવા પણ જાઈઝ છે. યાદ રહે કે આ હુકમ મર્દો માટે છે. (મુસ્લિમ : ૧ / ૪૨૦, હદીસ નં. ૩૧૬–૧૩૦૧) ઓરતો માટે કતરાવવા જરૂરી છે. તેમના માટે મુંડાવવા જાઈઝ નથી. મુંડાવ્યા અથવા કતરાવ્યા પછી ઉમરહ પુર્ણ થઈ ગયો અને હજ્જે તમત્તુઅ કરનારાનો પણ ઉમરહ પૂર્ણ થઈ ગયો, હવે એહરામની પાબંદીઓ ખતમ થઈ ગઈ. (તિરમિઝી : ૧ / ૧૮૨,

હદીસ નં.૯૧૪, ૯૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) હજમાં પહેરેલા એહરામના કપડાનો ઉપયોગ

**સવાલ (૧૬૮૮) :** મોહતરમ હઝરત મુફતી સાહેબ !

અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ બાદ શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં કે મારા પિતા હજમાં ગયા હતા, ત્યાંથી એહરામ લઈને આવ્યા છે, તો એહરામના એ કપડાને જાતે વાપરવા અથવા તેમાં બાળકોના કપડા બનાવવા જાઈઝ છે કે નહીં ? અથવા કોઈ ગરીબ અને નાદારને સદકો કરી દેવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એહરામના કપડા જાતે હાજી વાપરે, અથવા બાળકો માટે કપડા બનાવે, અથવા સદકો કરે ત્રણે જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) એહરામની હાલતમાં ઓરતોએ ચહેરો ખુલ્લો રાખવાની હિકમત

**સવાલ (૧૬૮૯) :** ઈસ્લામમાં ઓરતો માટે પડદાનો હુકમ તાકીદથી છે. જયારે હજ અને ઉમરહ દરમિયાન ઓરતો માટે ચહેરો ખુલ્લો રાખવાનો હુકમ છે, ઉપરાંત અમુક ઓરતો મદીનામાં પણ પડદા વગર હોય છે, તેની હિકમત શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : ઓરતોનું એહરામ તેમનો ચહેરો છે. (દારે કુતની : ૩ / ૩૬૩) એટલે એહરામની હાલતમાં ઓરતોએ પોતાનો ચહેરો ખુલ્લો રાખવો જોઈએ. તમામ અહકામની અસલ હિકમત માત્ર અલ્લાહ તઆલા જ જાણે છે. હાજી અથવા ઉમરહ કરનારો અલ્લાહ તઆલાનો આશિક હોય છે, માટે તેમાં તેની કસોટી છે કે બંદો અલ્લાહના ઈશ્કમાં બંદાથી બેપરવા થાય છે કે નહીં ? (ઉમ્દતુલ અહકામ : ૨ / ૫૨, હદીસ નં. ૨૧૪) અલબત્ત હજ પછી સામાન્ય સંજોગોમાં ઓરતોએ પડદા વગર રહેવું સખત ગુનોહ છે. (મુસ્લિમ : ૨ / ૨૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) એહરામ બાંધ્યા પછી મુહરિમનું ખુશ્બૂદાર શરબત પીવું

**સવાલ (૧૬૯૦) :** મુંબઈથી હવાઈ જહાઝમાં સવાર થયા પછી એહરામની

હાલતમાં હવાઈ જહાઝમાં શરબત આપવામાં આવે છે. તેમાં એસેન્સની ખુશ્બૂ હોય છે એટલે અમુક લોકોનું કહેવું છે કે એહરામ પહેર્યા પછી ખુશ્બૂવાળી વસ્તુ ખાવી અથવા પીવી જાઈઝ નથી, માટે તેઓ નથી પીતા જયારે કે અમુક લોકો કહે છે કે શરબતમાં કોઈ વાંધો નથી અને તે લોકો પી લે છે તે વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરબત અને તે સિવાય અન્ય પીણાં એહરામની હાલતમાં પીવા જાઈઝ છે,પરંતુ ખુશ્બુદાર ચીઝ રાંધ્યા વગર ખાવી મકરૂહ છે. દા.ત. ઈલાયચી, તજ, લવિંગ વગેરે કાચા ખાવા મકરૂહ છે, પરંતુ જો તે ચીજોને કોઈ ચીજમાં નાંખીને રાંધવામાં આવે, તો તેનું ખાવું જાઈઝ છે. (મુઅલ્લિમુલ હુજ્જાજ : ૧૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૧૪) દસમી ઝિલહજ્જે હજના અરકાન પુરા કર્યા પછી પત્ની સાથે સંભોગ કયારે દુરુસ્ત છે ?

**સવાલ (૧૬૯૧):** દસમી ઝિલહજ્જે કુરબાની પછી હલક અને ગુસલ કરીને મક્કા મુકર્રમા પહોંચીને તવાફે ઝિયારત કરી લીધો. તો હવે પત્ની સાથે સંભોગ માટે બીજી વખત ગુસલ કરવું જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દસમી ઝિલ હજના તવાફે ઝિયારત પછી પત્ની સાથે સંભોગ હલાલ છે, તવાફ પછી ગુસલ કરવું જરૂરી નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) એહરામની ચાદર ધોવાનો હુકમ

**સવાલ (૧૬૯૨) :** કારીન અને મુફરિદે અનેક દિવસો સુધી એહરામમાં રહેવાને લીધે તેના એહરામની લુંગી અને ચાદર ગંદી અને મેલી થઈ જાય છે અને અમુક વખતે બદનના પરસેવાની બદબૂ આવવા લાગે છે. સવાલ એ છે કે કારીન અને મુફરિદ ગુસલ કરીને ચાદર ધોઈ શકે છે કે નહીં ? તેમજ એહરામની ચાદરને બદલી શકે છે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મેલા કપડાં ધોવા જાઈઝ છે. તેમાં કોઈ વાંધો નથી, અલબત્ત મેલ દુર

કરવાની નિય્યત હોવી જોઈએ, મુહરિમ માટે ગુસલ કરવું જાઈઝ છે. અલબત્ત સાબુ લગાવવો અને મેલ દુર કરવા માટે બદનને ઘસવું મકરૂહ છે. (મજમઉલ અન્હુર : ૧ / ૨૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) સતર ખુલી જવાના ખતરાથી એહરામની લુંગીનું મોઢું સીવી દેવું

**સવાલ (૧૬૯૩) :** જો સતર ખુલી જવાનો ખતરો હોય, તો કારીન અને મુફરિદ બીજી લુંગીઓની જેમ સીવીને એહરામની લુંગી પહેરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો સતર ખુલવાનો ખતરો હોય, તો એહરામની લુંગીને સીવીને પહેરવાની ગુંજાઈશ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) એહરામની ચાદરના બંને છેડાઓને સીવીને લુંગીની જેમ બનાવી લેવી

**સવાલ (૧૬૯૪) :** એહરામની તે ચાદર જેને આપણે લુંગી તરીકે વાપરીએ છીએ, તેના બંને છેડાઓને સીવી લેવામાં આવે, તો શું એહરામની હાલતમાં તેને પહેરી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાદરના છેડાઓને સીવીને લુંગી જેવી શકલમાં બનાવી લેવી જાઈઝ છે. પરંતુ એહરામની ચાદરને સીવ્યા વગર પહેરવી અફઝલ છે.

આ બાબતમાં અસલ એ છે કે દરેક તે કપડું, જેને સીવવાને કારણે બદનને અનુકુળ આવી જાય. તે પહેરવું જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૮૯) જોકે લુંગીને સીવવાથી તે બદનની અનુકુળતા પ્રમાણે નથી હોતી, માટે તેનું પહેરવું મના નથી. (બહરુર્રાઈક : ૩ / ૭) પરંતુ અફઝલ તરીકો ચાદરને ખુલ્લી છોડી દેવી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) મુહરિમનું ઉઝરને કારણે કાન અને આંખ પર કપડાની પટ્ટી બાંધવી

**સવાલ (૧૬૯૫) :** જો કોઈ મુહરિમ બિમાર અથવા માઝૂર હોય અને તબીયત

ખરાબ હોવાને કારણે માત્ર કાન અથવા આંખ પર બે– અઢી ઈંચની કપડાની પટ્ટી બાંધવા માંગે, તો બાંધી શકે છે કે નહીં ? આંખ પર એટલા માટે પટ્ટી બાંધવાની જરૂરત છે કે જયાં સુધી આંખ પર પટ્ટી બાંધતો નથી, ત્યાં સુધી તેને ઊંઘ આવતી નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મજબુરીની હાલતમાં આંખો પર પટ્ટી બાંધવી જાઈઝ છે.

(અલમબ્સૂત : ૪ / ૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) એહરામની હાલતમાં ચડ્ડીનો ઉપયોગ

**સવાલ (૧૬૯૬)** એક વ્યકિતને અંડકોષની શિકાયત છે , તેને કારણે તે ચડ્ડી પહેરવા પર મજબુર છે. નહીં તો બિમારીમાં વધારો થવાનો ખતરો છે.

હવે સવાલ એ છે કે એ વ્યકિત એહરામની હાલતમાં ચડ્ડીને વાપરી શકે છે કે નહીં ? જેમકે પાસપોર્ટ અને રૂપિયા વગેરેની હિફાઝત માટે થેલી વાપરી શકાય છે, એવી રીતે શરીરની હિફાઝત માટે અને વધુ બિમારીથી બચવા માટે ચડ્ડી પહેરવાની ગુંજાઈશ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જનાબનો કયાસ અને બીજા મસાઈલના વાંચન પછી અહકરની રાય એ છે કે તે વ્યકિત, જેને અંડકોષની બિમારી છે, અને ચડ્ડી ન પહેરવાની સુરતમાં રોગ વધવાની શકયતા છે, તે ચડ્ડીને બદલે લંગોટ પહેરે કે તેમાં જરૂરત પણ પુરી થઈ જશે અને સીવેલા કપડા પહેરવાથી પણ બચી જશે. કે એહરામની હાલતમાં તેને પહેરવાની ઈજાઝત નથી.

આ મસ્અલા (ચડ્ડી પહેરવા)ની સ્પષ્ટ ઈબારત મળવી મુશ્કેલ છે, જોકે તેનું એક ઉદાહરણ ઝુબ્દતુલ મનાસિક પાન નં. ૮૫,૮૬ ના એક મસ્અલામાં છે કે "મર્દ ઠંડીને કારણે જો હાથ પર નાનો રૂમાલ અથવા મોટો રૂમાલ લપેટી લે, તો જાઈઝ છે, પરંતુ તેના માટે મોજા, ચામડા, રૂ અથવા સુતરાઉ કપડા પહેરવા મના છે.

એટલા માટે ચડ્ડીને બદલે લંગોટનો ઉપયોગ કરવામાં આવે. (બહરુર્રાઈક : ૩ / ૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ઉમરહ અથવા હજના એહરામથી નીકળવાનો તરીકો

**સવાલ (૧૬૯૭):** હજ અને ઉમરહથી હલાલ થવાનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બયતુલ્લાહનો તવાફ, સફા અને મરવહની સઈ પછી વાળ મુંડાવ્યા અથવા કપાવ્યા પછી ઉમરહ કરનારો હલાલ થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૪૯)

હજનું એહરામ બાંધનારો હજના અરકાન પુરા કર્યા બાદ દસમી ઝિલહજ્જ ના દિવસે જમ્રએ અકબાની રમી અને જો મુતમત્તેઅ અથવા કારિન હોય, તો ઝબહ કરીને હલક અથવા કસર કરાવવાથી હલાલ થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૫૮)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن ابن عباس قال الطواف بالبيت صلاة، ولكن الله احل فيه المنطق،
فمن نطق فلا ينطق الا بخير

**તર્જુમો :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) થી રિવાયત છે ફરમાવ્યું કે બયતુલ્લાહનો તવાફ  નમાઝની જેમ છે. પરંતુ તેમાં અલ્લાહ તઆલાએ વાત કરવાને હલાલ કર્યુ છે, માટે જે કોઈ પણ વાત કરે તો ભલાઈ વગર કોઈ વાત ન કરે.

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૩ / ૧૩૭, હદીસ નં. ૧૨૮૦૮)

عن ابي سعيد، انه كان يأمر بنيه اذا طافوا أن لا يلغوا في طوفهم، ولا يعصوا
خلسة، ولا يكلموا أحدا حتى يقضوا طوافهم ان استطاعوا

**તર્જુમો :** હઝરત અબૂ સઈદ (રદિ.) થી રિવાયત છે કે તેઓ પોતાના છોકરાઓને હુકમ આપતા હતા કરે જયારે તેઓ તવાફ કરે, તો તવાફની વચ્ચે બેકાર વાત ન કરે અને જયાં સુધી શકય હોય તવાફ પુરો થતા સુધી કોઈનાથી વાત ન કરે.

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૩ / ૧૩૭, હદીસ નં. ૧૨૮૦૯)

# તવાફ, સઈ, વાળ કપાવવા અથવા મુંડાવવાનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# તવાફ, સઈ, વાળ કપાવવા અથવા મુંડાવવાનું બયાન

## (૧) તવાફનો અર્થ અને તેની નિય્યત

**સવાલ (૧૬૯૮) :** તવાફ કોને કહે છે, તવાફ માટે નિય્યત કરવી જરૂરી છે, કે નહી? અને નિય્યત કરવાનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફનો અર્થ છે કોઈ વસ્તુની ચારે બાજુ ચક્કર લગાવવો. હજ અને ઉમરહના બયાનમાં "તવાફ" નો અર્થ કાબતુલ્લાહની ફરતે સાત વખતે એક ખાસ રીતે ચક્કર મારવા, નિય્યત કરીને બયતુલ્લાહની ફરતે સાત ચક્કર લગાવવાને તવાફ કહે છે, એક ચક્કરને "શવ્ત" કહે છે. (ગુન્યતુન્નાસિક : ૩૯)

તવાફ માટે નિય્યત ફર્ઝ છે, નિય્યત વગર ગમે તેટલા ચક્કર લગાવવામાં આવશે તે તવાફ નહીં કહેવાય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૮)

તવાફની નિય્યત કરતા એ રીતે કહે : હે અલ્લાહ ! હું તવાફ કરું છું મારા માટે આસાન ફરમાવ અને કબુલ ફરમાવ. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઈસ્તિલામનો મતલબ અને તેનો તરીકો

**સવાલ (૧૬૯૯) :** ઈસ્તિલામ કોને કહે છે અને તેનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્તિલામનો મતલબ છે કે હજરે અસ્વદને બોસો આપવો અથવા હાથથી સ્પર્શ કરવો.

તેનો તરીકો એ છે કે બંને હાથ હજરે અસ્વદ પર એવી રીતે રાખે, જેવી રીતે સિજદહમાં જમીન પર રાખે છે, પછી પોતાનું મોઢું પોતાની બંને હથેળીઓ વચ્ચે મુકીને અદબથી બોસો આપે, જો ભીડને કારણે બોસો ન આપી શકે, તો પોતાની હથેળી હજરે અસ્વદને સ્પર્શ કરે અને એ હથેળીને બોસો આપે, જો ભીડને કારણે

હાથ લગાડવા પણ શકય ન હોય, તો હજરે અસ્વદની સામે બંને હાથ ખભા અથવા કાનો બરાબર ઉઠાવીને એ ખ્યાલ કરે કે હું આ હાથોને હજરે અસ્વદ પર મુકી રહયો છું, પછી બંને હથેળીઓને બોસો આપી દે. (બહરુર્રાઈક : ૨ / ૩૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ઈજતિબા અને રમલનો મતલબ અને તેનો વખત

**સવાલ (૧૭૦૦) :** ઈજતિબા અને રમલનો શું મતલબ છે ?

આ બંને અમલ કયારે કરવામાં આવે છે અને કયા લોકો કરશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"ઈજતિબા" કહે છે જમણી બગલથી ચાદર કાઢીને ડાબા ખભા પર નાંખવી અને "રમલ" એ છે કે ખભા હલાવીને એવી રીતે ચાલવું, જેમકે પહેલવાન અખાડામાં ચાલે છે.

આ બંને અમલ એ તવાફમાં કરવામાં આવે, જેની પછી સઈ કરવાની છે, રમલ માત્ર તવાફના પહેલા ત્રણ ચક્કરોમાં જ સુન્નત છે.

(અબૂદાવૂદ : ૧ / ૨૫૯, હદીસ નં. ૧૮૮૩)

આ બંને કામ મર્દો માટે સુન્નત છે, ઓરતો માટે નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) માઝૂર વ્યકિત રમલ છોડી શકે છે ?

**સવાલ (૧૭૦૧) :** એક વ્યકિત કમજોર અને બીમાર છે, રમલ કરવાની શકિત નથી, તો શું તેની હજમાં કોઈ ખરાબી તો પેદા નહીં થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ વ્યકિત કમજોરી અથવા બીમારીને લીધે રમલ ન કરી શકે, તો તેમાં કોઈ વાંધો નથી. (ગુન્યતુન્નાસિક : ૧૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) તવાફના પ્રકાર અને અમુક શબ્દોનો ખુલાસો

**સવાલ (૧૭૦૨) :** હઝરત મુફતી સાહેબ !

હજની સઆદતનો મોકો મળી રહયો છે, આ મોકા પર તરબિયતી કેમ્પમાં હાજરીનો મોકો મળ્યો, ત્યાં અમુક પારિભાષિક શબ્દો સાંભળવા મળ્યા, પરંતુ તેની હકીકત સમજમાં ન આવી, આપથી દરખ્વાસ્ત છે કે તેની હકીકત સ્પષ્ટ કરી આપો.

તવાફ, મતાફ અને શૌત કોને કહે છે અને તવાફના કેટલા પ્રકાર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફનો અર્થ કોઈ વસ્તુની ચારેબાજુ ચક્કર મારવા છે, નિય્યત કરીને બયતુલ્લાહની ફરતે સાત ચક્કર મારવાને તવાફ કહે છે, તવાફ કરવાની જગ્યાને મતાફ કહે છે. બયતુલ્લાહનો એક ચક્કર "શૌત" કહેવાય છે. (મવસુઅતુલ ફિકહિય્યહ કુવૈત : ૨૯ / ૧૨૧, લિસાનુલ અરબ : ૭ / ૩૩૭)

તવાફના સાત પ્રકાર છે :

(૧) તવાફે કુદૂમ : આફાકીનું હજનો એહરામ બાંધીને મસ્જિદે હરામમાં આવીને તવાફ કરવાને "તવાફે કુદૂમ" કહેવાય છે. આ તવાફ સુન્નત છે, (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૯૪) (૨) તવાફે ઝિયારત : આ હજનું રૂકન છે. તેનો સમય દસમી ઝિલહજ્જથી બારમી ઝિલહજ્જ સુધી છે. (ગુન્યતુન્નાસિક : ૨૨૯) (૩) તવાફે વિદાઅ : જયારે બયતુલ્લાહથી રવાના થઈને પોતાના વતન પરત આવે છે, તે વખતે આ તવાફ કરવામાં આવે છે. આ તવાફ વાજિબ છે, અલબત્ત હૈઝવાળી ઓરત પર આ તવાફ વાજિબ નથી, તે માત્ર બહારથી બયતુલ્લાહની ઝિયારત કરી લે. (દુર્રે મુખ્તાર : ૨ / ૫૨૮–૫૨૩) (૪) તવાફે ઉમરહ : આ એ તવાફ છે, જે ઉમરહનો એહરામ બાંધીને કરવામાં આવે છે, આ ઉમરહનો રૂકન છે. (અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૧૨૧) (૫) તવાફે નઝર : આ તવાફ મન્નત માનવાને લીધે વાજિબ થાય છે. (અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૧૨૩) (૬) તવાફે તહિય્યહ : મસ્જિદે હરામમાં દાખલ થતા જે તવાફ કરવામાં આવે છે, તેને તવાફે તહિય્યહ કહે છે. આ તવાફ મુસ્તહબ છે. (મવસુઅતુલ ફિકહિય્યહ :૨૯ / ૧૨૩) (૭) તવાફે નફલ : આ દરેક વખતે કરવામાં આવે છે, પરંતુ જો જમાત થઈ રહી હોય, અથવા ખુત્બો ચાલતો હોય, તો તે વખતે તવાફ કરવો જાઈઝ નથી. (મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૧૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) સહીહ તવાફની શરતો

**સવાલ (૧૭૦૩) :** તવાફ મુકમ્મલ અદા થાય, તે માટે કઈ વાતોનો ખ્યાલ રાખવો જરૂરી છે ? વિગતવાર જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નીચેની વાતોનો ખ્યાલ રાખવાથી ઈન્શાઅલ્લાહ તવાફ મુકમ્મલ થઈ જશે.

તેમાંથી કેટલીક તવાફની શરતો છે. અમુક વાજિબ અને અમુક મસ્નૂન, એ તમામ વાતોનો ખ્યાલ રાખવો જરૂરી છે.

(૧) વુઝૂ હોવું. (બદાઈઉસ્સનાઈઅઃ ૨ / ૧૨૯) (૨) સતર છુપાવવું (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૯) (૩)બદન અને કપડાનું પાક હોવું (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૯) (૪) પેદલ – પગપાળા તવાફ કરવો જયારે કે તેની શકિત હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩૦) (૫) તવાફમાં હતીમને પણ શામિલ કરવો. (બદાઈઉસ્સનાઈઅઃ ૨ / ૧૩૨) (૬) હજરે અસવદથી તવાફ શરૂ કરવો. (બદાઈઉસ્સનાઈઅઃ ૨ / ૧૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સઈની વ્યાખ્યા, તરીકો અને તેનો વખત

**સવાલ (૧૭૦૪) :** સઈ કોને કહે છે, તેનો તરીકો શું છે ? એ કયાં અને કયા વખતે કરવામાં આવે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સઈનો અર્થ દોડવું, શરીઅતની પરિભાષામાં સફા અને મરવહ વચ્ચે ખાસ તરીકાથી સાત ચક્કર લગાવવાનું નામ સઈ છે. (અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૧૧) સઈનો વખત તવાફ કર્યા પછી તરત છે, તવાફથી પહેલા સઈ દુરુસ્ત નથી, જો તવાફથી પહેલા કોઈ સઈ કરવા લાગે, તો તેને સઈ ફરી કરવી વાજિબ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૦૦) સઈ કરવાનો તરીકો આ છે.

સૌથી પહેલા સફા પર એટલું ચઢે કે બયતુલ્લાહ શરીફ નજર આવે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૦૦) પછી સઈની નિય્યત કરે, નિય્યત કરવી સુન્નત છે, દિલથી નિય્યત કરવી કાફી છે, પરંતુ જબાનથી પણ નિય્યતના શબ્દો કહેવા મુસ્તહબ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૬૧)

નિય્યત એ રીતે કરે "હે અલ્લાહ ! હું સઈનો ઈરાદો કરું છું, તુ એને કબૂલ ફરમાવ અને મારા માટે આસાન ફરમાવ."

એવી રીતે નિય્યત કરીને બંને હાથ ખભા સુધી ઉઠાવે, જેમકે નમાઝમાં તહરીમા વખતે ઉઠાવવામાં આવે છે. ત્યાર પછી અલ્લાહુ અકબર લા ઈલાહ ઈલ્લલ્લાહ" જોરથી પઢે અને ખૂબ જ ખુશૂઅ ખુઝૂઅ સાથે દુઆ માંગે કે આ જગ્યા દુઆની કબૂલિયતની છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૦૦)

એક બીજી રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ (સલ.) એ અલ્લાહુ અકબર ત્રણ

વખત અને "લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ લહૂલ મુલ્કુ વલહુલ હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઈન કદીર" એક વખત પઢીને દુઆ કરી હતી.

(અબૂદાઉદ : ૧ / ૨૬૨, હદીસ નં. ૧૯૦૫)

સફા પર દુઆ માંગીને મરવહ તરફ જાય, સફા અને મરવહ વચ્ચે પણ અલ્લાહ તઆલા તરફ ધ્યાન તવજ્જુહ કરીને જબાન અને દિલથી દુઆ માંગતો રહે.

(બહરુર્રાઈક : ૨ / ૩૫૮)

સફાથી ૭૦ અથવા ૮૦ ફુટ પર લીલો – ગ્રીન થાંભલો છે, (અને રાત્રે ગ્રીન લાઈટ સળગે છે) ત્યાંથી બીજા ગ્રીન થાંભલા સુધી મર્દોએ દોડવું સુન્નત છે. ત્યાર પછી પોતાની અસલી ચાલથી ચાલે, મરવહ પર ચઢીને બયતુલ્લાહની જમણી બાજુ થોડો વળાંક લઈને એવી રીતે દુઆ કરે, જેવી રીતે સફા પર હાથ ઉઠાવીને તકબીર સાથે દુઆ કરી હતી, જયારે સફાથી શરૂ કરી મરવહ પર પહોંચે, તો એક ચક્કર પુરો થઈ ગયો, મરવહથી ઉતરીને સફા પર જવા માટે પહેલા ચક્કરમાં જે અમલ કર્યો હતો, એવી રીતે અમલ કરે, બલકે સાતે ચક્કર એવી રીતે કરતો રહે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૦૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) એહરામ વગર સઈ કરવી

**સવાલ (૧૭૦૫) :** જો કોઈ વ્યકિત પોતાની સઈ સાત ઝિલહજ્જે એહરામ વગર કરે, તો તેની સઈનો એતિબાર થશે કે નહીં ? જો સઈનો એતિબાર ન થાય, તો તેને દમ આપવો પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સઈનો વખત એહરામ પછી છે, જો કોઈ વ્યકિત એહરામ વગર સઈ કરશે, તો તેને દમ આપવો વાજિબ છે, કારણ કે એહરામ સઈ માટે શરત છે અને શરત વગર અમલ પૂર્ણ થશે નહીં. (અલ મસ્લક : ૨૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) વ્હીલચેર પર બેસીને સઈ કરવી

**સવાલ (૧૭૦૬) :** પેદલ સઈ કરવી જરૂરી છે, અથવા વ્હીલચેર (પૈડાવાળી ખુરસી) પર બેસીને સઈ કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પેદલ સઈ કરવી જરૂરી છે, પરંતુ ઉઝર હોય, જેમકે બિમારીને કારણે

ચાલવાની શકિત ન હોય, તો વ્હીલચેર પર બેસીને સઈ કરવી જાઈઝ છે, (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) જો તવાફે કુદૂમ પછી સઈ કરી હોય, તો તવાફે ઝિયારત પછી સઈની જરૂરત નથી

**સવાલ (૧૭૦૭):** અમુક લોક કિરાનનું એહરામ બાંધીને મક્કા પહોંચ્યા, તવાફ કર્યા, મકામે ઈબ્રાહીમ પાસે નફલ નમાઝ પઢી, ઝમઝમનું પાણી પીધું, સફા અને મરવહની સઈ કરી, પછી મીના, અરફાત અને મુઝદલિફામાં કયામ કર્યો, મીના આવીને દસ ઝિલહજ્જે મોટા શયતાનને કાંકરી મારી, ત્યાર પછી કુરબાની કરી, પછી હલક બાદ ગુસલ કર્યુ અને કપડા પહેરીને તવાફે ઝિયારત કરી ફારિગ થયા, પરંતુ તવાફે ઝિયારત પછી સફા અને મરવહની સઈ ન કરી, તો આ સિલસિલામાં શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કારિન જયારે મક્કા પહોંચે, તો ઉમરહનો તવાફ અને સઈ કરે, (હમણાં હલક અને કસર ન કરાવે) ત્યાર પછી હજ માટે તવાફે કુદૂમ અને સઈ કરવાનો ઈરાદો હોય, તો રમલ અને ઈજતિબાઅ પણ કરે અને સફા મરવહની સઈ કરી લે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૫૧)

સવાલની સુરતમાં તવાફે કુદૂમ પછી સફા અને મરવહની સઈ કરી લેવામાં આવી છે, એટલે તવાફે ઝિયારત પછી સઈ કરવી જરૂરી નથી, તેની સઈ થઈ ગઈ. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) તવાફે કુદૂમ પછી જો સઈ કરી લીધી, તો બીજી વખતે સઈ કરવાની જરૂરત નથી.

**સવાલ (૧૭૦૮) :** અમુક હાજીઓ તંબુમાં મવલાનાથી મસ્અલા માલૂમ કરી રહયા હતા એટલામાં અમે પણ પહોંચી ગયા અને મવલાનાથી પૂછયું કે અમે કિરાન હજની નિય્યત કરી છે, જયારે મક્કા આવ્યા તો તવાફ અને સઈ બધું કર્યુ, પરંતુ તવાફે ઝિયારત કરવા ગયા તો સઈ ન કરી, અમે આ સહીહ કર્યુ કે ખોટું ? તો મવલાનાએ કહયું કે ફરી જાઓ અને સઈ કરો. અમે તવાફે વિદાઅ પછી સઈ કરી, તો શું અમારી સઈ દુરુસ્ત થઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ લોકોએ તવાફે કુદૂમની સાથે સઈ કરી હતી, એટલે તવાફે ઝિયારત પછી સઈની જરૂરત ન હતી. મવલાનાએ જે બીજી વખતે સઈ કરવાની વાત કહી, તે દુરુસ્ત નથી, હાં, જે લોકોએ તવાફે કુદૂમની સાથે સઈ કરી નથી અને તેમણે હમણાં સઈ કરી, તો સઈ અદા થઈ ગઈ, પરંતુ મોડું થવાને કારણે એક પ્રકારની કરાહત પેદા થઈ ગઈ. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ઓરતોએ વાળ કપાવવાનો તરીકો

**સવાલ (૧૭૦૯) :** ઓરતો કેવી રીતે વાળ કપાવશે ? શું ઓરતને પણ હલક અથવા કસર બંનેનો અધિકાર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત માટે વાળ કાપવાનો તરીકો એ છે કે સૌ પ્રથમ વાળના ત્રણ ભાગ કરીને એક ભાગ જમણી બાજુ, બીજો ભાગ ડાબી બાજુ અને ત્રીજો ભાગ પાછળ તરફ કરે પછી દરેક ભાગમાંથી એક એક ઈંચ જેટલા વાળ જાતે કાપી લે અથવા કોઈ મહરમથી કપાવે. ઓરતો માટે કસર (કપાવવા) જરૂરી છે. તેમના માટે હલક (મુંડાવવા) જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) જેમના વાળ નાના હોય તે શું કરે ?

**સવાલ (૧૭૧૦) :** મર્દને કસર અને હલકનો અધિકાર છે, પરંતુ જો કોઈ વ્યકિતના વાળ ખૂબ જ નાના હોય તો શું કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો વાળ એક ઈંચથી પણ નાના છે, તો પછી અસ્તરો ફેરવવો (એટલે હલક કરવું) જ જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) વાળ સાફ કરવાનો પાવડર અથવા સાબુથી વાળને દુર કરવા

**સવાલ (૧૭૧૧) :** જો કોઈ હાજી કાતરથી હલક કરવાને બદલે, વાળ સાફ

કરવાનો પાવડર અથવા સાબુ વડે વાળને દૂર કરે, તો કાફી થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જી, હાં, વાળ સાફ કરવાના પાવડર અથવા સાબુથી વાળ દૂર કરી દેવાથી પણ વાજિબ અદા થઈ જાય છે. (રદુલ મહુતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૧૬) પરંતુ અસ્તરાથી વાળ સાફ કરવા મુસ્તહબ છે. (બહરુર્રાઈક : ૨ / ૩૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) વાળ કપાવવા અથવા હલક કરાવવા હરમમાં જરૂરી છે ?

**સવાલ (૧૭૧૨) :** જિદ્દહનો રહેનારો એક વ્યકિત ઉમરહ માટે ગયો, ઉમરહના અરકાન પુરા કરીને હલક કરાવવા બેઠો, પરંતુ ચોથા ભાગના માથાનો જ કસર કરાવી શકયો, કારણ કે ત્યાં ખૂબ જ ભીડ હતી, ત્યાર પછી તે પોતાના વતન જિદ્દહ આવી ગયો અને આખા માથાને કસર કરાવ્યું, તો શું હરમમાં જ આખા માથાનું કસર કરાવવું જરૂરી છે ? વર્ણન કરેલી સુરતમાં દમ વાજિબ થશે કે નહીં ? જો થશે તો તેનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચોથા ભાગના વાળ કપાવવા અથવા મુંડાવવા વાજિબ છે. આખા માથાના વાળ મુંડાવવા સુન્નત છે, એટલે જયારે ચોથા ભાગના માથાના વાળ કપાવી લીધા, તો વાજિબ અદા થઈ ગયું, માટે દમ વાજિબ નહીં આવે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૧૬) પરંતુ યાદ રહે કે મીનામાં વાળ કપાવવા અથવા મુંડાવવા સુન્નત છે અને હરમની હદમાં વાજિબ છે. એટલે જો હરમની હદથી બહાર નીકળીને હલક કે કસર કરાવ્યું તો દમ વાજિબ થશે. સવાલની સુરતમાં હરમની હદમાં વાળ કપાવવામાં આવ્યા છે, માટે દમ વાજિબ નહીં થાય. (ઝુબ્દતુલ મનાસિક : ૧૭૧,૧૭૨)

## (૧૬) હજ અથવા ઉમરહમાં વાળ કપાવવાની મિકદાર

**સવાલ (૧૭૧૩) :** ઉમરહ કર્યા પછી વાળ કપાવવાની ઓછામાં ઓછી મિકદાર કેટલી છે ? ઘણાં લોકો એવું કરે છે કે ઉમરહ કર્યા પછી માથાના વાળ અમુક જગ્યાએથી કાતરથી કાપી લે છે અને ઘણાં લોકો વાળોને ખૂબ જ નાના કરાવી દે છે, એટલે એક ઈંચ અથવા તેનાથી પણ ઓછા, અડધો ઈંચ વાળ કપાવે છે, સવાલ એ

છે કે શરઈ દ્રષ્ટિએ કેટલા વાળ કપાવવા જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આખા માથાના ચોથા ભાગના વાળ કપાવવા (ભલે હલક હોય અથવા કસર) વાજિબ છે, પરંતુ મકરૂહ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૪૧) હજ અથવા ઉમરહ પછી માથાના વાળ મુંડાવવા (હલક કરાવવા) કસર કરાવવા કરતા વધારે સવાબનું કામ છે. (બુખારી : ૧ / ૨૩૩, હદીસ નં. ૧૭૨૮)

જો કોઈને કસર કરાવવાના હોય, તો આંગળીના વેઢાથી કંઈક વધારે વાળ કપાવે, કારણ કે માથામાં નાના – મોટા વાળ હશે, તો બધા બરાબર થઈ જાય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૪૧) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) હજ અને ઉમરહમાં માથાના વાળ કેટલા કપાવવા ?

**સવાલ (૧૭૧૪) :** હજ અને ઉમરહમાં હલાલ થતી વખતે માથાના વાળ કપાવવાનો શરઈ હુકમ શું છે ? કેટલા વાળ કાપવામાં આવશે ? શું મુંડાવવા જરૂરી છે. અથવા વાળનો અમુક ભાગ કાપવો પણ કાફી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એહરામ ભલે હજનું હોય કે ઉમરહનું, હલાલ થવા માટે (માથાના ચોથા ભાગનો) હલક કે કસર વાજિબ છે. અલબત્ત મુંડાવવા મસ્નૂન છે, આપ (સલ.) એ હલક કરાવનારાઓ વિશે ત્રણ વખતે " اللهم ارحم المحلقين " ના શબ્દોથી રહમની દુઆ ફરમાવી, જયારે કે કસર કરાવનારા માટે ચોથી વખત દુઆ ફરમાવી.

(બુખારી : ૧ / ૨૩૩, હદીસ નં. ૧૭૨૮)

એટલે ઉલમાએ લખ્યું છે કે હલક, કસરના મુકાબલામાં અફઝલ છે. આખા માથાને મુંડાવવું મુસ્નૂન છે, ચોથા ભાગના માથાના વાળ મુંડાવવા વાજિબ છે, જો કપાવવા હોય, તો વાળને એક ઈંચ જેટલા કપાવે, જોકે વાળ નાના મોટા હોય છે, એટલે એક ઈંચથી વધારે કાપવા બહેતર છે. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) તવાફના મકરૂહાત

**સવાલ (૧૭૧૫) :** તવાફના મકરૂહાત કયા કયા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નીચેની વસ્તુઓ તવાફમાં મકરૂહ છે :

(૧) જરૂરત વગર તવાફમાં વાત કરવી. (મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૩ / ૧૩૭, હદીસ નં. ૧૨૮૦૮) (૨) વેપાર અથવા તે વિશે કોઈ વાત કરવી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૭) (૩) ઊંચા અવાજે કુર્આન શરીફ પઢવું અથવા દુઆ કરવી કે તેનાથી નમાઝ પઢનારાઓને ખલેલ પહોંચે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩૧) (૪) નાપાક કપડામાં તવાફ કરવો. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૨૯) (૫) રમલ અથવા ઈજતિબાઅને ઉઝર વગર છોડી દેવું (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૯૮) (૬) હજરે અસ્વદના ઈસ્તિલામને ઉઝર વગર છોડી દેવું. (બુખારી : ૧ / ૨૧૯, હદીસ નં. ૧૬૧૩) (૭) તવાફના ચક્કરોમાં ખુબ જ મોડુ કરવું (એટલે ઉઝર વગર ખૂબ જ ધીમે થોભી થોભીને ચાલવું. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૯૮) (૮) સતત બે તવાફ એ રીતે કરવા કે વચ્ચે બે રકાત તવાફની ન પઢવી અલબત્ત જો મકરૂહ વખત હોય, તો એક સાથે અનેક તવાફ કરી લેવા, પછી સહીહ વખતમાં તેની નમાઝો અદા કરી લેવી જાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૯૯) (૯) તવાફમાં ઈસ્તિલામ વખતે બંને હાથોને ઉઠાવવા સુન્નત અને તેને વિરુદ્ધ કરવું મકરૂહ છે. (મુઅલ્લિમુલ હુજ્જાજ : ૧૩૦) (૧૦) ખુત્બો અથવા ફર્ઝ નમાઝ થઈ રહી હોય ત્યારે તવાફ કરવો. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૭) (૧૧) તવાફ કરતા કોઈ વસ્તુ ખાવી, અમુક ઉલમાએ પીવાને પણ મકરૂહ લખ્યું છે, ભલે પાણી હોય અથવા શરબત અથવા કોલ્ડ્રીંક વગેરે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૯૭) (૧૨) પેશાબ અથવા પાખાનાના તકાઝા વખતે તવાફ કરવો. (અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૧૪૧) (૧૩) સખત ભુખ અથવા ગુસ્સાની હાલતમાં તવાફ કરવો. (અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૧૪૧) (૧૪) તવાફની હાલતમાં નમાઝની જેમ હાથ બાંધવા. (મુઅલ્લિમુલ હુજ્જાજ : ૧૩૦) (૧૫) કુલા–નિતંબ, કુખ અથવા ગરદન પર હાથ મુકીને તવાફ કરવો. (મુઅલ્લિમુલ હુજ્જાજ : ૧૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) તવાફના ચક્કરોમાં શંકા થઈ જાય તો શું કરે ?

**સવાલ (૧૭૧૬) :** એક જમાત તવાફ કરી રહી હતી, કે ઝૈદને તવાફના ચક્કરોમાં શંકા થઈ ગઈ કે કેટલા થયા ? તો હવે તે શું કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શંકાની હાલતમાં જો સાથે તવાફ કરનારામાંથી કોઈ દીનદાર બતાવે કે

આટલા ચક્કર થયા છે, તો તેની વાત પર અમલ કરવો મુસ્તહબ છે, પરંતુ જો આ ખબર બે દીનદાર કરે તો તેમની વાત પર અમલ કરવો વાજિબ છે.

જો કોઈ બતાવનાર ન હોય, તો તવાફના રૂકનમાં શંકા થઈ જાય, તો સાત ચક્કર ફરીથી કરે અને નવેસરથી તવાફ કરે, જો વાજિબ તવાફમાં શંકા થઈ જાય તો જે ચક્કર વિશે શંકા હોય, માત્ર તે જ દોહરાવે, તવાફ સુન્નત અથવા નફલમાં શંકા થઈ જાય, તો જે તરફ વધુ ખ્યાલ હોય, તે અપનાવે એટલે ગાલિબ ગુમાન પર અમલ કરે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૯૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) તવાફ માટે કોઈને મહેનતાણા-મજુરી પર નક્કી કરવો

**સવાલ (૧૭૧૭) :** એક વ્યકિત માઝૂર અથવા ખૂબ જ કમજોર છે, જાતે તવાફ કરી શકતો નથી, તેને એક વ્યકિતને મહેનતાણા પર નક્કી કર્યો છે કે તેને વ્હીલચેર અથવા સાઈકલ પર તવાફ કરાવે, તો શું આવું કરવું જાઈઝ છે ? તેની મજુરી લેવા દેવામાં શરઈ દ્રષ્ટિએ કોઈ વાંધો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બિમાર અને કમજોરો માટે વ્હીલચેર અને સાઈકલ પર બેસીને તવાફ કરવો સહીહ છે, (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩૪) અને કોઈ વ્યકિતને આ કામ માટે મહેનતાણા પર નક્કી કરવો કે તે તેને વ્હીલચેર અથવા સાઈકલ પર બેસાડીને તવાફ કરાવે તો જાઈઝ છે. તેની મજૂરી આપવામાં અને લેવામાં કોઈ વાંધો નથી. કારણ વગર સાઈકલ, વ્હીલચેર વગેરે પર તવાફ કરશે, તો દમ વાજિબ થશે. તેમજ ગુનેહગાર પણ થશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) રમીનો અર્થ, વખત અને તરીકો

**સવાલ (૧૭૧૮) :** રમી કોને કહે છે, તેનો વખત અને તરીકો કયો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"રમી" જમ્રહ પર કાંકરી મારવાને કહે છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩૭) દસમી તારીખે ફકત એક જ જમ્રહની રમી કરવી વાજિબ છે. અગિયારમી અને બારમી તારીખે રોકાય ગયો, તો એ દિવસે પણ ત્રણે જમરાતની રમી કરવી વાજિબ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩૮)

રમીનો તરીકો એ છે કે સૌપ્રથમ જમ્રએ ઉલાની જડમાં સાત કાંકરીઓ મારીને એક તરફ હટી જાય અને કિબ્લા તરફ થઈને દુઆ કરે.

જમ્રએ ઉલાથી ફારિગ થઈને જમ્રએ વુસ્તા પર આવે, અહીંયા પણ સાત કાંકરીઓ મારીને, લોકોથી એક તરફ થઈને દુઆ માંગે.

ત્યાર પછી જમ્રએ અકબાની રમી કરે, જમ્રએ અકબાની રમી બાદ રોકાવવું અને દુઆ માંગવી હદીસથી સાબિત નથી. માટે રમી પછી અહીંયાથી તરત જ રવાના થઈ જાય. (અબૂદાવુદ : ૧ / ૨૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) રમીએ જમ્રહમાં પ્રતિનિધિ અને નાયબની રમી કરવાનો તરીકો

**સવાલ (૧૭૧૯) :** એક વ્યકિત મોટી ભીડને કારણે જાતે રમી કરવા જતો નથી બલકે કોઈ શકિતશાળી, તંદુરસ્તને પોતાનો નાયબ બનાવે છે, શું આ સહીહ છે ? જો સહીહ છે તો નાયબનું તેની તરફથી રમી કરવાનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મર્દ, ઓરત, કમજોર, બિમાર બધાએ જાતે રમી કરવી જરૂરી છે, બીજાને નાયબ બનાવવો જાઈઝ નથી. (ગુન્યતુન્નાસિક : ૨૪૩)

હા, શરઈ ઉઝરને કારણે નાયબ બનાવવો જાઈઝ છે, દા.ત. વ્યકિત એટલો બિમાર હોય કે બેસીને નમાઝ પઢવી તેના માટે જાઈઝ હોય, અથવા બિમારીને કારણે જમ્રહ સુધી પહોંચવામાં ખૂબ જ તકલીફ થાય અને બિમારી વધી જવાનો ખતરો હોય અથવા પેદલ ચાલવાની શકિત ન હોય અને સવારી પણ ન મળતી હોય, તો એવો વ્યકિત રમીમાં બીજાને નાયબ બનાવી શકે છે. (ગુન્યતુન્નાસિક : ૨૪૩)

નાયબ માટે રમીનો તરીકો એ છે કે તે પહેલા પોતાના તરફથી ત્રણે જમ્રાઓની રમી કરી લે, ત્યાર પછી માજૂર તરફથી રમી કરે, એવી રીતે બીજા અને ત્રીજા વ્યકિતની, જેટલા લોકોએ નાયબ બનાવ્યો હોય, એક પછી એક કરતો રહે, પરંતુ એ રીતે રમી કરવી કે પહેલા પોતાના તરફથી એક કાંકરી નાંખે, પછી માઝુર તરફથી નાંખે, આ મકરૂહ છે. (ગુન્યતુન્નાસિક : ૨૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) રમીના અમુક મસાઈલ

**સવાલ (૧૭૨૦) :** જયારે રમીનો દિવસ આવ્યો તો અમે દસમી ઝિલહજ્જે મોટા

શયતાનને કાંકરીઓ મારી અને અગિયારમી ઝિલહજ્જે વચ્ચે, મોટા અને નાના શયતાનને તરતીબથી કાંકરી મારીને આવી ગયા અને ત્રીજા દિવસે એટલે ૧૨ ઝિલહજ્જે કાંકરી મારતા પહેલા મવલાનાથી રમી વિશે પૂછયું, તો મવલાનાએ બતાવ્યું કે જાઓ નાના શયતાનને ચૌદ કાંકરી મારો, (એટલે સાત કાંકરી ગઈકાલની અને સાત આજની) અને પછી વચ્ચેના અને મોટા શયતાનને કાંકરી મારવી, અમે એવું કર્યુ, તો શું હનફી મસલક પ્રમાણે અમારી રમી સહીહ થઈ ? તંબુમાં બેઠેલા ઈન્ડિયા, પાકિસ્તાન અને બાંગ્લાદેશના ઉલમા અગિયારમીએ તરતીબથી કાંકરી ન મારવાને લીધે કઝા અને દમ વાજિબ હોવાનું બતાવે છે, શું આ સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અગિયારમી અને બારમી ઝિલહજ્જે તરતીબથી રમી કરવી સુન્નત છે, પહેલા નાના (જમ્રએ ઉલા) પછી વચ્ચેના (જમ્રએ વુસ્તા) અને પછી મોટા (જમ્રએ અકબા) પર રમી કરવી મસ્નૂન છે. આપે રમી સુન્નતથી વિરુદ્ધ કરી છે. તેમ છતાં અદા થઈ ગઈ, (અલમસ્લક : ૩૪૦–૩૪૨) બારમીએ તે વ્યકિત કઝા કરે, જેને અગિયારમીએ ન કરી હોય. (અલ મસ્લક : ૩૫૨) સુન્નત વિરુદ્ધ અમલ પર દમ વાજિબ થતો નથી. મવલાના સાહેબે આપને ખોટો મસ્અલો બયાન કર્યો છે. (અલ મસ્લક : ૩૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) રમીએ જિમારથી પહેલા મીના છોડવાને લીધે દમ વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૧૭૨૧) :** અમારા એક રિશ્તેદાર આ વર્ષે હજમાં ગયા હતા, તેમની સાથે આ પ્રકારનો પ્રસંગ બન્યો કે હજના દિવસોમાં મીનાના રોકાણ દરમિયાન એક દિવસ જુમ્આ હતી, તેઓ જુમ્આની અદાયગી માટે મક્કા મુકર્રમા જતા રહયા, એટલે કે શયતાનને કાંકરી માર્યા પહેલા જ મીનાથી રવાના થઈ ગયા, પરંતુ જુમ્આની અદાયગી પછી તરત જ આવીને તેમણે કાંકરીઓ મારી, તો શું અગિયારમી ઝિલહજ્જની રમીથી પહેલા, મીનાથી જતા રહેવાથી તેમની ઉપર દમ વાજિબ થશે ? હાલાંકે તેમણે જુમ્આ પછી આવીને રમી કરી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ વર્ષે (ઈ.સ. ૧૯૭૪) અગિયારમી ઝિલહજ્જે જુમ્આ હતી, રમીનો વખત

અગિયારમી ઝિલહજ્જના ઝવાલથી લઈને ગુરૂબ સુધી રહે છે.. એટલે કોઈ વ્યકિત મક્કા મુકર્રમા તવાફે ઝિયારત અથવા જુમ્આ અદા કરવા માટે ગયો, અને પરત આવીને તેણે ગુરૂબથી પહેલા રમી કરી લીધી, તો તેને શરીઅત વિરુદ્ધ કોઈ કામ કર્યુ નથી, માટે સવાલની સુરતમાં હાજી સાહેબ પર હજમાં કોઈ ખરાબી નહીં આવે.

પૂછેલી સુરતમાં જુમ્આની અદાયગી પછી તરત જ આવીને ગુરૂબથી પહેલા રમી કરી છે એટલે મસ્નૂન વખતમાં રમી કરી છે. એટલે સુન્નત તરીકા પ્રમાણે અમલ થયો છે, તેમાં કોઈ દમ વાજિબ નહીં થાય. અલબત્ત રાત્રે મર્દો માટે રમી કરવી મકરૂહ છે, પરંતુ દમ વાજિબ નહીં થાય અને ઓરતો માટે ભીડને કારણે રાતમાં પણ રમી મકરૂહ નથી. (ગુન્યતુન્નાસિક : ૨૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) રમીએ જિમારથી પહેલા મીના છોડવાને લીધે દમ વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૧૭૨૨) :** (ઉપર સંબંધિત) જો દમ વાજિબ થાય છે, જેમકે અમુક ઉલમાએ કિરામ ફરમાવે છે, તો વર્ણન કરેલ વ્યકિત હમણાં પોતાના વતન "રિયુનિયન" માં આવી ગયો છે, તો તે દમ કઈ જગ્યાએ અદા કરે ? જો દમ વાજિબ ન હોય, તો આ ગલતીને લીધે તેણે શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપર વર્ણન કરેલ તફસીલ પ્રમાણે દમ બિલ્કુલ વાજિબ નથી. હજના અરકાનમાં કોઈ પણ પ્રકારની ખામી આવી નથી, એટલે જે વ્યકિત વાજિબ દમની વાત કરી રહયો છે, તે બિલ્કુલ ગલત છે, અંદાજાથી જવાબ આપી રહયા છે, તો ગુનેહગાર થશે, આ મોટી અજ્ઞાનતાની વાત છે કે વ્યકિત જ્ઞાન વગર લોકોને માર્ગદર્શન આપતો રહે, એટલે મસ્અલા બતાવવામાં ખૂબ જ સાવચેતીની જરૂરત છે. (શર્હે ઉકૂદ : ૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૨૬) હજમાં ઓરતોના ખાસ મસાઈલ

**સવાલ (૧૭૨૩):** હજમાં ઓરતોના તે મસાઈલ, જે મર્દોથી વિભિન્ન છે, કયા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરતોના તે અહકામ જે મર્દોથી અલગ છે, તે નીચે પ્રમાણે છે.

(૧) ઓરતો માટે રમલ અને ઈજતિબા જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ

મુખ્તાર : ૨ / ૫૨૮) (૨) સફા અને મરવહની સઈમાં ઓરતો માટે ગ્રીન થાંભલાઓ વચ્ચે દોડવું સુન્નત નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૨૮) (૩) ઓરતોનું બુલંદ અવાજથી તલબિયહ પઢવું મના છે, કારણ કે અપરિચિત વ્યકિત સુધી તેની અવાજ પહોંચશે, તે જાઈઝ નથી. માત્ર એટલા અવાજથી પઢે કે જાતે સાંભળી લે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧/૧૪૯) (૪) ઓરતો એહરામની હાલતમાં પણ સિવેલા કપડા પહેરશે, (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૪૯) (૫) ઓરતો માટે માથાના વાળ મુંડાવવા હરામ છે, માત્ર વાળ કતરાવે. (બહરુર્રાઈક : ૨ / ૬૨૧, ૬૨૨) (૬) હૈઝ અને નિફાસની હાલતમાં ઓરત કોઈ પણ પ્રકારનો તવાફ કરી શકતી નથી. અને એવી હાલતમાં મસ્જિદમાં આવવું પણ જાઈઝ નથી. (રદ્દુલ મુહતર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) તવાફે ઝિયારતનો વખત

**સવાલ (૧૭૨૪) :** તવાફે ઝિયારતની હજમાં હેસિયત શું છે અને તેનો વખત કયા સુધી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફે ઝિયારત હજનો મહાન રૂકન છે, તેનો વખત દસમી તારીખથી બારમી તારીખના ગુરૂબ સુધીનો રહે છે, પરંતુ દસમીએ આ તવાફની અદાયગી મુસ્તહબ છે, માટે દસમી ઝિલહજ્જે રમી, કુરબાની પછી હલક કરીને તવાફે ઝિયારત કરવી જોઈએ, બારમી તારીખ પછી એ તવાફનું કરવું મકરૂહે તહરીમી છે. તેનાથી દમ વાજિબ થાય છે. (અલમબ્સૂત : ૪ /૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) હૈઝવાળી સ્ત્રીએ ૧૨ મી તારીખ પછી તવાફે ઝિયારત કરવી

**સવાલ (૧૭૨૫):** શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં કે એક ઓરતને ૧૦,૧૧, ૧૨ ત્રણે તારીખમાં, જે તવાફે ઝિયારતનો વખત છે. માસિક ચાલું છે, તે બાર તારીખ પછી પાક થઈ, હવે તે તવાફે ઝિયારત કરવા માંગે છે, કરી શકે છે કે નહીં ? તેની ઉપર દમ વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ઓરત હૈઝ અથવા નિફાસને કારણે ૧૨મી તારીખ પછી તવાફે ઝિયારત

કરી રહી છે, તો કોઈ વાંધો નથી, તેની ઉપર દમ વાજિબ નહીં થાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) તવાફે વિદાઅ અને હૈઝવાળી ઓરત

**સવાલ (૧૭૨૬) :** તવાફે વિદાઅ કયા લોકો પર વાજિબ છે ? તેનો વખત શું છે ? જો કોઈ ઓરતને તવાફે વિદાઅ વખતે માસિક ચાલુ હોય, તો તેના વિશે શું હુકમ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફે વિદાઅ મીકાતથી બહાર રહેનારાઓ માટે વાજિબ છે.

તેનો વખત તવાફે ઝિયારત પછી છે, જયારે મક્કા મુકર્રમાથી વાપસીનો ઈરાદો હોય, તે વખતે બયતુલ્લાહનો વિદાઈ તવાફ કરવામાં આવે છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૨૩)

જો કોઈ ઓરતને હૈઝ આવી ગયું અને તેનો પતિ અથવા મહરમ, જેની સાથે તેણે સફર કર્યો છે, રવાના થઈ રહયો હોય, તો એવી સુરતમાં ઓરતો માટે આ તવાફ વાજિબ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) તવાફે વિદાઅ પછી મક્કામાં રોકાવવાનો હુકમ

**સવાલ (૧૭૨૭) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલા વિશે કે એક વ્યકિતએ મક્કા મુકર્રમાથી રવાના થવાનો પાકો ઈરાદો કરી લીધો, તવાફે વિદાઅથી ફારિગ થઈ ગયો, પરંતુ અચાનક તેને કોઈ કામને લીધે થોડા વધુ દિવસો મક્કામાં રોકાવવાનું થઈ ગયું, તો શું હવે વાપસી વખતે બીજી વખતે તેના માટે તવાફે વિદાઅ કરવું વાજિબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફે વિદાઅ કર્યા પછી કોઈ કારણસર મક્કામાં રોકાવવાનું થઈ ગયું, તો પછી જયારે રવાના થવાનો ઈરાદો હોય, તે વખતે બીજી વખત તવાફ કરવો મુસ્તહબ છે. વાજિબ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) તવાફે વિદાઅ વગર પરત ફરવાનો હુકમ

**સવાલ (૧૭૨૮) :** એક વ્યકિત જલદીમાં તવાફે વિદાઅ કર્યા વગર મક્કાથી રવાના

થઈ ગયો, મીકાતની હદથી નીકળ્યા પછી તેને કોઈએ બતાવ્યું કે તમે તવાફે વિદાઅ નથી કર્યો, એટલે તમારા જિમ્મે દમ વાજિબ થઈ ગયો છે, આપનાથી વિનંતી છે કે અમને શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે (મક્કા સિવાયનો અથવા એવો વ્યકિત જે મીકાતની અંદર રહેતો હોય) વ્યકિત તવાફે વિદાઅ કર્યા વગર મક્કાથી રવાના થઈ ગયો, તો જયાં સુધી તે મીકાતથી ન નીકળે, પરત આવીને તવાફ કરવો તેના માટે વાજિબ છે, તેમાં એહરામની શરત નથી, જો મીકાતથી નીકળી ગયો, જેમકે આપે સવાલમાં લખ્યું છે, તો હવે તેની ઉપર બે કામમાંથી કોઈ એક કામ જરૂરી છે. એક દમ અદા કરે એટલે જાનવર મોકલીને અથવા કોઈને હુકમ કરીને હરમની હદમાં એક બકરો ઝબહ કરાવી દે, અથવા એહરામ બાંધીને મક્કા પરત જાય અને ઉમરહ કરીને પછી તવાફે વિદાઅ કરી લે, અને આ સુરતમાં જે તવાફે વિદાઅમાં મોડુ થયું છે, તેનાથી દમ વાજિબ નહીં થાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) તવાફે વિદાઅ દરમિયાન ઓરતને હૈઝ આવી જાય, તો શું કરે ?

**સવાલ (૧૭૨૯) :** હજ્જે બયતુલ્લાહથી વતન વાપસીથી પહેલા તવાફ દરમિયાન મારી પત્નીને હૈઝ – માસિક આવી ગયું, તો હવે શું કરવામાં આવે ? પોતાના વતન પહોંચીને જાનવર કુરબાન કરવું પડશે અથવા મક્કામાં ? અને કયા જાનવરની કુરબાની વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વતન વાપસી વખતે તવાફે વિદાઅ દરમિયાન જો હૈઝ આવી ગયું અને પાક થયા પછી ઓરતે એ તવાફને દોહરાવી લીધો, તો કોઈ ચીજ વાજિબ નહીં થાય, જો તવાફ દોહરાવ્યા વગર વતન આવી ગઈ, તો એક નાના જાનવર (બકરા)ની કુરબાની વાજિબ છે, (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૫૧, ૫૫૨) અને તે હરમની હદમાં ઝબહ કરવું જરૂરી છે, વતનમાં કુરબાની કરવામાં આવી તો કાફી નથી, (અબૂદાવૂદ : ૧ / ૨૪૬, હદીસ નં. ૧૯૦૭) તેનો આસાન રસ્તો એ છે કે જો કોઈ વ્યકિત મક્કા મુકર્રમા જઈ રહયો હોય, તો તેને કુરબાનીનો જિમ્મેદાર બનાવી દે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) હૈઝવાળી ઓરતનું હરમે મક્કી અને મદનીમાં દાખલો, તવાફ અને સઈનો હુકમ

**સવાલ (૧૭૩૦) :** હૈઝવાળી ઓરત હરમે મક્કી અથવા મદનીમાં દાખલ થઈ શકે છે કે નહીં ? તેમજ તવાફ અને સઈ વિશે તેનો શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હૈઝવાળી ઓરત બીજી મસ્જિદોની જેમ મસ્જિદે હરામ અને મસ્જિદે નબવીમાં પણ દાખલ થઈ શકતી નથી. (બુખારી : ૧ / ૪૩, હદીસ નં. ૨૯૪) એટલે હૈઝની હાલતમાં તવાફની મનાઈ છે, બાકી અરકાન હૈઝની હાલતમાં અદા કરી શકે છે. સફા અને મરવહની સઈ કરી શકે છે. (અલ મુહીતુલ બુરહાની : ૧ / ૨૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) હજના દિવસોમાં એહરામ પછી હૈઝ શરૂ થયું, તો શું હુકમ છે ?

**સવાલ (૧૭૩૧) :** જો કોઈ ઓરતને હજના દિવસોમાં એહરામ પછી હૈઝ શરૂ થઈ ગયું, તો તે શું કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હૈઝ માત્ર કાબાના તવાફમાં મનાઈ છે, માટે એહરામથી પહેલા અથવા ત્યાર પછી હૈઝ આવી ગયું, તો તવાફ સિવાય બીજા અરકાન કરતી રહે, મીના, અરફાના મેદાનમાં થોભવું અને મુઝદલિફામાં થોભવું વગેરે બધા કામો અદા કરી શકે છે. આ કામોથી પહેલા તવાફ ન કરે. (બહરુર્રાઈક : ૨ / ૩૭૪) એ તમામ અરકાન પછી ( જો પાક થઈ ગઈ હોય, તો) દસમી ઝિલહજ્જે તવાફે ઝિયારત કરી લે, જો કુરબાનીના દિવસો સુધી પાક ન થઈ, તો બારમી ઝિલહજ્જની સાંજ સુધી રાહ જુએ, જો ગુરૂબે આફતાબથી પહેલા પાક થઈ ગઈ તો તવાફ કરી લે, જો બારમી ઝિલહજ્જની સાંજ (ગુરૂબ) થી પહેલા પાક થઈ ગઈ અને એટલો વખત બાકી છે કે જલદીથી ગુસલ કરીને તવાફના ચાર ચક્કર પુરા કરવા શકય હોય તો તેના માટે જરૂરી છે કે તવાફ કરી લે અને જો તેને આટલો વખત મળવા છતાં મોડું કર્યુ અને તવાફ ન કર્યો તો એક બકરીની કુરબાની કરવી પડશે, એવી રીતે કુરબાનીના દિવસોમાં કુરબાની પછી તેને

એટલો વખત મળ્યો કે તે તવાફ કરી શકે એમ હતી, પરંતુ જાણીજોઈને મોડું કર્યુ અને હૈઝ – માસિક આવી ગયું તો એ હાલતમાં પણ દમ વાજિબ છે.

(બહુર્રરાઈક : ૨ / ૩૭૪)

જો જાણીજોઈને મોડું કર્યુ નથી બલકે હૈઝ પહેલાથી ચાલું હતું અથવા અચાનક આવી ગયું અને પુરા ત્રણ દિવસ કુરબાનીના પસાર થઈ ગયા પરંતુ હૈઝ બંધ થયું નથી, તો જયારે બંધ થઈ જાય, ત્યારે તવાફ કરશે. એ સુરતમાં કોઈ દમ લાગુ નહીં પડે. (ફત્હુલ કદીર : ૩ / ૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) મક્કા પહોંચ્યા પછી હૈઝ શરૂ થઈ જાય તો ઓરત શું કરે ?

**સવાલ (૧૭૩૨) :** એક ઓરત ફકત ઉમરહ કરવાના ઈરાદાથી મક્કા પહોંચી અને હૈઝ શરૂ થઈ ગયું તો હવે તે ઉમરહના અરકાન કેવી રીતે અદા કરે ?

તેમજ જો તે હજ કરવા પણ માંગે તો કેવી રીતે હજના અરકાન અદા કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉમરહનો એહરામ બાંધનારી ઓરત જો આઠમી ઝિલહજ્જની પહેલા હૈઝથી પાક થઈ જાય તો ઉમરહ અદા કરશે, જો કિરાન અને ઉમરહ કરવાની નિય્યતથી આવી હોય અને હજના અરકાન સુધી તેને ઉમરહ માટે તવાફ કરવાનો મોકો ન મળ્યો, તો હજના અરકાન શરૂ કરી દે અને હૈઝથી ફારિગ થઈ તેમજ હજના અરકાન પૂરા કર્યા પછી ઉમરહની કઝા કરે. મકામે તન્ઈમથી એહરામ બાંધી લેવું કાફી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૩૫)

હજના દિવસો સિવાય બીજા દિવસોમાં ઉમરહ કરનારી ઓરતને જો હૈઝ આવી ગયું તો તેણે પાક થતા સુધી રોકાવું પડશે અને જો હૈઝની હાલતમાં તવાફ કરશે તો ઉમરહ દુરુસ્ત થઈ જશે. પરંતુ સખત ગુનેહગાર થશે. તેમજ દમ (બકરી ઝબહ કરવી) વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) હજના દિવસોમાં ઓરતને હૈઝ આવી ગયું તો....

**સવાલ (૧૭૩૩) :** હજનો મહિનો ચાલી રહયો હોય, અને કોઈ ઓરત હજ માટે સફર શરૂ કરી દે અને જે દિવસે મક્કા મુકર્રમામાં પહોંચે તે જ દિવસે હૈઝ શરૂ થઈ

જાય, તો એવી હાલતમાં તે શું કરે ? શું તેના માટે નમાઝ માફ છે ? હજના દિવસોમાં તે કયો તરીકો અપનાવશે ? જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરતને એહરામ પછી હૈઝ આવી જાય, તો તે તવાફ અને નમાઝ સિવાય હજના બાકીના અરકાન પુરા કરશે, પહોંચતા જ હૈઝ આવી ગયું અને ઉમરહનો એહરામ હતો તો રોકાય જાય, હૈઝ ખતમ થાય પછી ઉમરહ કરે, એહરામની હાલત ચાલુ રહેશે. જો ઝિલહજ્જની આઠમી તારીખ આવી જાય તો તે મીના જશે, હૈઝની હાલતમાં મીના જવામાં કોઈ વાંધો નથી. હૈઝ વાળી ઓરતની નમાઝ માફ છે, વુકૂફે અરફા, વુકૂફે મુઝદલિફા, રમીએ જિમાર, કુરબાની વગેરે હૈઝની હાલતમાં જાઈઝ છે, ફર્ઝ તવાફ પાક થયા પછી કરશે, હૈઝના કારણે હજથી પહેલા ઉમરહ ન કરી શકી તો હજ પછી ઉમરહની કઝા કરશે. (બુખારી : ૧ / ૨૩૯, હદીસ નં. ૧૭૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) હૈઝની હાલતમાં તવાફે ઝિયારતનો હુકમ

**સવાલ (૧૭૩૪) :** હૈઝની હાલતમાં તવાફે ઝિયારતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હૈઝની હાલતમાં તવાફે ઝિયારત જાઈઝ નથી, બલકે પાક થયા પછી અદા કરે, તેની ઉપર કોઈ દમ વાજિબ નહીં થાય અને જો હૈઝની હાલતમાં તવાફે ઝિયારત કરી લીધો, તો તે ઓરત સખત ગુનેહગાર થશે અને એક બુદના (મોટા જાનવર)ની કુરબાની વાજિબ થશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૫૧,૫૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) હૈઝની હાલતમાં તવાફે વિદાઅનો હુકમ

**સવાલ (૧૭૩૫) :** હૈઝની હાલતમાં તવાફે વિદાઅનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હૈઝથી પાક થયા પછી તવાફે વિદાઅ કરે, જો મક્કાથી રવાનગીનો વખત થઈ ગયો છે, તો હૈઝવાળી ઓરત માટે તવાફે વિદાઅ માફ છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) હૈઝવાળી ઓરત તવાફે ઝિયારત પાક થયા પછી કરે

**સવાલ (૧૭૩૬) :** હુકમ એ છે કે હૈઝવાળી ઓરત, હૈઝની હાલતમાં તવાફ કરી

શકતી નથી, તો હજના રૂકનની અદાયગી વગર તેના હજનો શું હુકમ છે ? તે શું કરે? પાક થયા પછી તવાફે ઝિયારત કરે ? હજના દિવસો પછી જો તવાફ કરે, તો સહીહ થશે કે આવતા વર્ષે અદા કરવો પડશે ? શું મોડું થવાની સુરતમાં દમ લાગું પડશે ? તવાફે વિદાઅ વખતે જો હૈઝ આવી જાય, તો ઓરત શું કરે ?

મહેરબાની કરીને વર્ણન કરેલા સવાલોના જવાબો આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફે ઝિયારત ફર્ઝ છે, પરંતુ હૈઝ અને નિફાસની હાલતમાં તવાફ દુરુસ્ત નહીં થાય. માટે હૈઝ અને નિફાસથી પાક થઈને તવાફે ઝિયારત કરશે અને મોડું થવાને કારણે હજમાં કોઈ નુકસાન નહીં આવે. કારણ કે વર્ણન કરેલી વસ્તુ (હૈઝ અને નિફાસ) અલ્લાહ તરફથી છે એટલે કુદરતી છે હૈઝની હાલતમાં તવાફે ઝિયારત ન કરે, નહીં તો દમ લાગું પડશે, (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૫૧,૫૫૨) બે–ત્રણ દિવસ રાહ જુએ, જયારે હૈઝ બંધ થઈ જાય, તો તવાફ કરે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૧૮,૫૧૯)

પરંતુ તવાફે વિદાઅ માટે પાક થવાની રાહ જોવી જરૂરી નથી, જો મક્કા મુકર્રમાથી જવાનો વખત આવી જાય, તો તવાફે વિદાઅ કર્યા વગર જતી રહે, હૈઝને કારણે ઓરતના જિમ્મેથી તવાફે વિદાઅ માફ થઈ જશે અને હજમાં કોઈ નુકસાન નહીં આવે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) તવાફે ઝિયારત પહેલા કોઈ ઓરતને હૈઝ શરૂ થઈ જાય તો શું કરે ?

**સવાલ (૧૭૩૭) :** તવાફે ઝિયારત હજનો રૂકન છે, હજના દિવસોમાં એક ઓરતને હૈઝના દિવસો શરૂ થઈ ગયા, જો તે હજના દિવસો પછી પાક થાય છે તો તવાફે ઝિયારત કયારે કરે ? અને જો હજના દિવસો બાદ તરત જ હવાઈ જહાઝનો સફર હોય અને તે પહેલા હૈઝ બંધ ન થાય, તો તેને શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

'તવાફે ઝિયારત'' કુરબાનીના દિવસોમાં કરવી જરૂરી છે, પરંતુ ઓરત હૈઝની હાલતમાં હોય અને કુરબાનીના દિવસો (૧૦ થી ૧૨ ઝિલહજ્જ) માં હૈઝ બંધ ન થાય, તો કુરબાનીના દિવસો પછી જયારે પણ તે પાક થઈ જાય, તવાફે ઝિયારત

કરી લે અને તેની ઉપર આ મોડું થવાથી કોઈ દમ વાજિબ નહીં થાય.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૨૮)

જો કુરબાનીના દિવસોમાં પાક ન થઈ અને પાક થયા પહેલા જ વાપસીનું હવાઈ જહાઝ છે, તો તે રદ કરી દે અને બીજા જહાઝમાં જાય, જો હૈઝની હાલતમાં તવાફ કરશે તો ગુનેગાર થશે, પરંતુ વતન જવાની ઈજાઝત થશે અને એક ઊંટની કુરબાની વાજિબ થશે અને હજ અદા થઈ જશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૫૧, ૫૫૨)

જો તવાફે ઝિયારત વગર ઓરત રવાના થઈ જાય, તો પરત આવીને તવાફે ઝિયારત કરવું જરૂરી છે, નહીં તો મર્દ માટે હલાલ નહીં થાય.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૩૨)

પરત આવીને તવાફે ઝિયારત કરવા માટે કોઈ મુદ્દત નક્કી નથી, જિંદગીમાં જયારે પણ શકય હોય, પરત આવે અને તવાફે ઝિયારત કરી લે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૫૧૮, ૫૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) હૈઝવાળી ઓરત માટે તવાફે ઝિયારતનો હુકમ

**સવાલ (૧૭૩૮) :** હજના અરકાનમાં એક રૂકન તવાફે ઝિયારત છે. તેની અદાયગી માટે પાક હોવું જરૂરી છે. હવે એક ઓરત જે હજમાં છે તેને તવાફે ઝિયારત પહેલા હૈઝ શરૂ થઈ ગયું. જે ૫–૬ દિવસ સુધી ચાલું રહેશે. આ દિવસોમાં હૈઝની આદત એ ઓરતને હમેશાંથી છે. એ ઓરતની એ જ દિવસોમાં વાપસીની ટિકિટ છે, જેને બદલી શકાતી નથી, એવી સુરતમાં તવાફે ઝિયારત કેવી રીતે અદા કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફે ઝિયારત વગર ઓરત હલાલ નહીં થાય, ૫–૬–૭ જેટલા દિવસો પણ હૈઝના છે, જયારે ખતમ થઈ જાય, ત્યારે તવાફે ઝિયારત કરે ટિકિટ બદલાવી નાંખે.

જે ઈબાદત જિંદગીમાં એક જ વખત કરવામાં આવે છે, તેના માટે હજારો રૂપિયા ખર્ચ થાય છે. ટિકિટના બુકિંગ વખતે જ તેનો ખ્યાલ રાખે. ૭ – ૮ દિવસ મોડું કરે, કારણ કે હૈઝ આવવાના વખતમાં આદત છતાં વહેલું મોડું થઈ શકે છે, એટલે બુકિંગ માટે સાવચેતી રૂપે જેમની સાથે જવાન ઓરત હોય, ૭–૮ દિવસ

મોડુ કરાવે કે તવાફે ઝિયારત કરીને પરત આવી શકે, અલબત્ત તવાફે વિદાઅ હેઝવાળી ઓરતથી માફ થઈ જાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) મક્કી અને બયતુલ્લાહનો તવાફ

**સવાલ (૧૭૩૯) :** રમઝાન પછી મક્કામાં મોટા ભાગે જુમ્આના દિવસે ખૂબ જ ભીડ હોય છે, તેને લીધે બયતુલ્લાહનો તવાફ કરવો ખૂબ જ મુશ્કેલ હોય છે. એટલે હું માત્ર નમાઝ પઢીને ચાલ્યો આવું છું, તવાફ નથી કરતો, તો શું તવાફ ન કરવાને લીધે દમ વાજિબ થશે ? અથવા બાદમાં તવાફ કરવા પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મીકાતની અંદર રહેનારાઓ માટે બયતુલ્લાહનો તવાફ, તહિય્યતુલ મસ્જિદ સમાન છે, માટે આ તવાફ સુન્નત છે અને હનફી મસ્લક પ્રમાણે સુન્નત છોડવાને કારણે દમ વાજિબ થતો નથી, જો આપ મસ્જિદે હરામમાં તવાફની નિય્યતથી જાઓ, તો તવાફ કરો અને નમાઝની નિય્યત હોય, તો નમાઝ અદા કરો.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૯૨,૪૯૩)

ટુંકમાં ભીડને કારણે તવાફ ન કર્યો, તો દમ વાજિબ થશે નહીં, મક્કા મુકર્રમામાં રહેનારાઓ માટે બહેતર એ છે કે હજના દિવસોમાં નફલી તવાફ ન કરે. આફાકી એટલે મીકાત બહારથી આવનારા લોકો માટે હરમને ખાલી કરી દે, જેથી તેઓ આસાની સાથે તવાફ કરી શકે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) તવાફ પછી જમાત શરૂ થઈ જાય, તો તવાફની બે રકાત ક્યારે પઢે ?

**સવાલ (૧૭૪૦) :** એક વ્યકિત એહરામ બાંધીને અસરની નમાઝ પહેલા હરમ શરીફ પહોંચ્યો અને તવાફ કરવા લાગ્યો, હજુ તવાફ પુરો જ થયો હતો કે અસરની જમાત શરૂ થઈ ગઈ, તેને લીધે તવાફની બે રકાત પઢી શકયો નહીં, તો જમાત પછી તવાફની બે રકાત પઢી શકે છે કે નહીં ? જો ન પઢી શકતો હોય, તો તેના માટે (તવાફની બે રકાત નમાઝ પઢયા વગર) સઈ કરવાની ગુંજાઈશ છે અથવા મગરિબ સુધી રાહ જુએ અને મગરિબ પછી સઈ કરીને તવાફની બે રકાત પઢે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અસરની નમાઝથી પહેલા તવાફ પૂર્ણ થયો કે અસરની નમાઝ માટે ઈકામત

કહેવામાં આવી, તો અસરની નમાઝમાં શામિલ થવું જરૂરી છે જો કે અસરની નમાઝ પછી હનફી મસ્લકમાં કોઈ સુન્નત અથવા નફલ નથી, એટલે અસર પછી સઈ કરી લે અને મગરિબની ફર્ઝ નમાઝ પછી સુન્નતથી પહેલા તવાફની બે રકાત અદા કરી લે. (અલ મસ્લક : ૨૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) તવાફ અને દુઆ

**સવાલ (૧૭૪૧) :** હજ અને ઉમરહમાં તવાફના દરેક ચક્કરની અલગથી દુઆ બતાવવામાં આવે છે. સાતે ચક્કરોની અલગ દુઆ છે. જિદ્દહથી મક્કા પહોંચ્યા પછી એક વખત તવાફ અને સઈ મુઅલ્લિમો અથવા તેના પ્રતિનિધિઓ કરાવે છે. તે વખતે તેઓ જીપમાં બેસીને તવાફ કરાવે છે અને દુઆ પઢાવે છે. તેમાં પરેશાની એ હોય છે કે પાછળના લોકો ઠીકથી એ દુઆ સાંભળી શકતા નથી, અમુક વખતે પાછળના લોકો ગલત પણ પઢી લે છે. ઘણાં લોકોનું કહેવું છે કે જો દુઆ ન સંભળાય, તો તેની જગ્યાએ ત્રીજો કલીમો પઢી લેવામાં આવે તો પણ કાફી છે. વધુમાં ઘણાં લોકો તવાફ દરમિયાન કિતાબ સાથે રાખીને તેમાં જોઈને પઢે છે, તો શું દરેક ચક્કરની નક્કી કરેલી દુઆ પઢવી જરૂરી છે ? અથવા ત્રીજો કલિમો પઢવો કાફી થઈ જશે ? જો મોઢે યાદ ન હોય તો કિતાબ સાથે રાખી શકાય છે ? અથવા મોઢે યાદ કરવું જરૂરી છે ? આ વિશે શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફના ચક્કર દરમિયાન દુઆ કરવી નબીએ કરીમ (સલ.) થી સાબિત છે.

(અબૂદાવૂદ : ૧ / ૨૬૦, હદીસ નં. ૪ / ૧૮૯૨)

દુઆ જે પણ ભાષામાં માંગવામાં આવે, જાઈઝ છે. અરબી ભાષામાં પણ જરૂરી નથી. (એઅલાઉસ્સુનન : ૪ / ૧૩૧)

મુઅલ્લિમોના પ્રતિનિધિઓ એટલા જલ્દી જલ્દી પઢાવતા હોય કે સાફ સમજમાં ન આવે, તો માત્ર કલિમો પઢતા રહેવું અથવા ગુજરાતી અને ઉર્દૂ ભાષામાં દુઆ માંગવી પણ જાઈઝ છે. બહેતર એ છે કે તવાફ દરમિયાન નબીએ કરીમ (સલ.) એ બતાવેલી દુઆઓ પઢવાનો એહતિમામ કરે અને કુર્આને કરીમની તિલાવત ન કરે. (અલ મુહીતુલ બુરહાની : ૫ / ૩૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

عن ابن عباس رضي الله عنهما ، قال : جاءت امرأة من خثعم عام حجة الوداع ، قالت : يا رسول الله إن فريضة الله على عباده في الحج أدركت أبي شيخا كبيرا لا يستطيع أن يستوي على الراحلة فهل يقضي عنه أن أحج عنه ؟ قال : نعم . ( صحيح البخاري : ١ /٢٥٠ ، رقم الحديث : ١٨٥٤ ، ١٨٥٥ ، كتاب الحج ، باب الحج عمن لا يستطيع الثبوت على الراحلة ، ط : ديوبند الصحيح لمسلم : ١ ٤٣١ ، رقم الحديث : ٤٠٧- ( ١٣٣٤ ، ١٣٣٥ ) ، كتاب الحج ، باب الحج عن العاجز لزماندوهرم ونحوهما ، أو للموت ، ط : ديوبند )

**તર્જુમો :** હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) ની પાછળ ફઝલ ( ઈબ્ને અબ્બાસ) સવાર હતા. એવામાં બની ખસ્અમની એક ઓરત આવી. ફઝલ (રદિ.) તેમના તરફ જોવા લાગ્યા અને તે ફઝલને જોવા લાગી. રસૂલુલ્લાહ (સલ.) ફઝલના મોઢાને બીજી તરફ ફેરવવા લાગ્યા, તે ઓરતે પૂછયું કે યા રસૂલુલ્લાહ ! ખુદા તઆલાની હજ મારા પિતા પર એવા વખતે ફર્ઝ થઈ કે તે ખૂબ જ વૃદ્ધ હતા. સવારી પર બરાબર બેસી પણ શકતા ન હતા. શું હું તેમના તરફથી હજ કરી લઉં ? આપે ફરમાવ્યું : હા.

(બુખારી : ૧ / ૨૫૦, હદીસ નં. ૧૮૫૪, ૧૮૫૫)

# હજ્જે બદલનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# હજ્જે બદલનું બયાન

## (૧) હજ્જે બદલ : અર્થ અને શરતો

**સવાલ (૧૭૪૬)** : હજ્જે બદલ કોને કહે છે અને હજ્જે બદલ માટે કોઈને મોકલવાની શરત શી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત પર હજ ફર્ઝ થઈ ગઈ હોય, અને હજનો સમય પણ તેને મળ્યો હોય, પરંતુ તે વખતે હજ અદા ન કરી શકયો અને હમણાં તેનામાં હજ કરવાની બિલ્કુલ શકિત નથી, અથવા એવી બિમારીમાં છે કે તેનાથી તંદુરસ્ત થવાની બિલ્કુલ ઉમ્મીદ નથી, જેમકે લકવો થઈ ગયો અથવા અંધ થઈ ગયો એટલે સફર કરવાની તેમનામાં શકિત ન રહી, તો એવા વ્યકિતના જિમ્મે ફર્ઝ બને છે કે પોતાના તરફથી કોઈને મોકલીને હજ કરાવે અથવા વસિય્યત કરે કે મારા મૃત્યુ પછી મારા માલમાંથી હજ કરાવવામાં આવે, તેને હજ્જે બદલ કહે છે.

(બુખારી : ૧ / ૨૫૦, હદીસ નં. ૧૮૫૪, ૧૮૫૫)

હજ્જે બદલની શરત એ છે કે તે બિમારી મૃત્યુ સુધી બાકી રહે, જો હજ્જે બદલ કરાવ્યા પછી બિમારમાં શકિત આવી ગઈ કે તે સફર કરી શકે છે, તો બીજી વખતે ફરી તેના માટે જરૂરી છે કે જાતે હજ કરે. (ગુન્યતુન્નાસિક : ૪૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હજ્જે બદલમાં જનારો, જો પોતાના ફર્ઝ હજની નિય્યત કરી લે ?

**સવાલ ( ૧૭૪૭)** : કોઈ વ્યકિત પર હજ ફર્ઝ હોય અને તે બીજાના હજ્જે બદલમાં જઈ રહયો હોય અને સાથે પોતાના ફર્ઝ હજની નિય્યત પણ કરી લે , તો તેનું ફર્ઝ હજ અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ માત્ર એકનું અદા થશે. બંનેનું નહીં, માટે હજ્જે બદલ કરનારાએ

પોતાના હજની નિય્યત કરવી જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૦૧) જો તે પોતાના હજની નિય્યત કરશે, તો હજ્જે બદલ અદા નહીં થાય, અને બધો ખર્ચ મોકલનારને પરત કરવો પડશે. (મજમઉલ અન્હુર : ૧ / ૩૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) હજ્જે બદલમાં તમત્તુઅનો હુકમ

**સવાલ (૧૭૪૮) :** જે વ્યકિતને હજ્જે બદલ માટે મોકલવામાં આવી રહયો છે તે એહરામ બાંધતી વખતે હજના કયા પ્રકારનો એહરામ બાંધશે ? શું તેના માટે હજ્જે તમત્તુઅ કરવાની ઈજાઝત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ્જે બદલ કરનારો, મોકલનારની ઈજાઝત વગર તમત્તુઅ કરી શકતો નથી. અલબત્ત જો મોકલનારે તેને અધિકાર આપ્યો હોય કે આપ જે પ્રકારના હજનો એહરામ બાંધવા માંગો બાંધી શકો છો. તો હજ્જે ઈફરાદ અને હજ્જે કિરાનનું એહરામ બાંધવામાં તો કોઈ વાંધો નથી. પરંતુ હજ્જે તમત્તુઅ વિશે ઉલમામાં મતભેદ છે. અમુક ઉલમા મોકલનારાની ઈજાઝત છતાં હજ્જે તમત્તુઅને નાજાઈઝ કહે છે અને કહે છે કે મોકલનારાનું હજ અદા નહીં થાય. આ જ મત મુલ્લા અલી કારી (રહ.), મવલાના રશીદ અહમદ ગંગોહી (રહ.) અને મવલાના ખલીલ અહમદ સાહેબ સહારનપુરી (રહ.) નો છે.

જો કે ઘણા ઉલમાએ કિરામે મજબુરીને કારણે આ સુરતમાં તમત્તુઅને જાઈઝ કહયો છે, એટલે સખત મજબુરીમાં હજ્જે તમત્તુઅ કરશે, તો જાઈઝ થશે અને ઈન્શાઅલ્લાહ કબૂલ થવાની ઉમ્મીદ છે. (જવાહિરૂલ ફિકહ : ૧ / ૫૧૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) હજ્જે બદલનો તરીકો

**સવાલ (૧૭૪૯) :** હું હજ્જે બદલમાં જવા માંગુ છું, તો મને એહરામ કયાંથી અને કેટલા દિવસ પહેલા બાંધવું જોઈએ ? જો જહાઝથી સીધા મદીના લઈ ગયા તો શું મદીના જઈને એહરામ બાંધી શકું છું. કારણ કે સરકાર કયારેક તો મક્કા તો કયારેક મદીના લઈ જાય છે, અને હું મદીના શરીફ પહેલા જવા માંગુ છું. એટલે જો પહેલા મદીના જતો રહયો તો લાંબી મુદ્દત સુધી એહરામ બાંધી રાખવું મુશ્કેલ છે. તેમજ હજ્જે બદલનો સહીહ તરીકો કયો છે ? કેવી રીતે આ હજ કરવી જોઈએ ? વિસ્તૃત

જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ્જે બદલમાં જો આપ પોતાના પિતા અથવા ભાઈ તરફથી જઈ રહયા છો અને મરહુમે વસિય્યત કરી નથી, આપ જાતે તેમના તરફથી મુકિત માટે હજ કરી રહયા છો, તો હજ્જે તમત્તુઅ કરી લો. એટલે પહેલા ઉમરહનો એહરામ બાંધો અને ઉમરહ કરીને એહરામ ખોલી દો, પછી હજના દિવસોમાં હજનું એહરામ બાંધીને હજ કરો. આ રીતે હજ અદા થઈ જશે. તેમાં એહરામ બાકી રાખવાની કોઈ પરેશાની નહીં થાય. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૫૩)

પરંતુ જો મરહૂમ તરફથી હજ્જે બદલની વસિય્યત કરવામાં આવી છે અને આપ તેમના રૂપિયાઓથી જઈ રહયા છો, તો આપને મીકાતથી, ઉમરહને બદલે હજનું એહરામ બાંધવું પડશે એટલે હજ્જે ઈફરાદ કરવું પડશે, પરંતુ એ કે મરહૂમ તરફથી હજ્જે તમત્તુઅની ઈજાઝત હોય, તો ઉમરહનો એહરામ બાંધીને હજ્જે તમત્તુઅ કરી શકાય છે. પરંતુ ઈજાઝત છતાં હજ્જે તમત્તુઅ બહેતર નથી. કારણ કે અમુક ઉલમાએ કિરામના મતે હજ્જે બદલમાં હજ્જે તમત્તુઅ સામાન્ય રીતે જાઈઝ નથી. ભલે મય્યિત તરફથી ઈજાઝત હોય કે ન હોય. (મુઅલ્લિમુલ હુજ્જાજ : ૨૮૪)

અને જો આપ સીધા મદીના શરીફ જવા માંગો છો અને ત્યાંની મીકાતથી હજનું એહરામ બાંધવા માંગો છો, એ સહીહ નથી. પોતાની રાહત માટે હજમાં મોકલનારનું હજ ખરાબ કરવું જોઈએ નહીં, (મુઅલ્લિમુલ હુજ્જાજ : ૨૮૫)

હજ્જે બદલમાં જનારાને જોઈએ કે સૌથી છેલ્લા જહાઝમાં મીકાતથી એહરામ બાંધીને મક્કા જઈને સીધો હજ અદા કરે તેમાં કોઈ નુકસાન અને એહરામની લાંબી મુદ્દતની પરેશાની વગર હજ અદા થઈ જશે. ત્યાર પછી મક્કા અથવા મદીનામાં જેટલું રોકાવવું હોય, રોકાય શકે છે, હજ્જે બદલમાં વસિય્યત કરવામાં આવી છે, તો આજ સૌથી બહેતર તરીકો છે, એટલે છેલ્લા જહાઝમાં જતા મીકાતથી એહરામ બાંધવું અને હજ અદા કરવી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હજ્જે બદલ કરનારાનું મોકલનારની ખુશીથી હજ્જે તમત્તુઅ કરવું

**સવાલ (૧૭૫૦) :** (૧) હજ્જે બદલ કરનારો મોકલનારાની ખુશીથી "હજ્જે

તુમત્તુઅ" કરી શકે છે કે નહીં ?

(૨) હજના ત્રણે પ્રકારમાંથી હજ્જે બદલમાં કઈ સુરત બહેતર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧–૨) મોકલનારની ઈજાઝતથી જનારો હજ્જે તમત્તુઅ કરી શકે છે, પરંતુ બહેતર નથી. (ઈરશાદુસ્સારી : ૬૪૭, ૬૪૮) હજ્જે બદલ માટે જનારો વ્યકિત છેલ્લા જહાઝમાં જાય અને માત્ર હજનું જ એહરામ બાંધે, આ તેના માટે બહેતર છે, તેમાં તેને વધુ દિવસો સુધી એહરામમાં રહેવું પડે નહીં. હજ્જે બદલ કરનારા માટે મુફરિદ બિલ હજ્જ સૌથી બહેતર છે. (અલ મસ્લક : ૬૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) હજ્જે બદલમાં તમત્તુઅ કરવું

**સવાલ (૧૭૫૧) :** આપે પોતાની કિતાબ " મસાઈલે હજ" માં પેજ નંબર ૧૧૭ પર હજ્જે બદલમાં તમત્તુઅ વિશે લખ્યું છે કે હજ્જે બદલમાં જે વ્યકિત મોકલે છે તેની ઈજાઝતથી પણ તમત્તુઅ કરવું જાઈઝ નથી. જો મોકલનાર તમત્તુઅની રજા આપશે તો હજ કરનાર ઉપર તાવાન લાઝિમ આવશે નહીં. પરંતુ મોકલનારની હજ અદા થશે નહીં તો સવાલ એ છે કે તમત્તુઅ કયા હજ્જે બદલમાં જાઈઝ નથી. હજ્જે બદલની અમુક સુરતો છે.

(૧) એક માલદારે જેની ઉપર હજ ફર્ઝ હતી, પરંતુ તે પોતાની જિંદગીમાં કોઈ કારણે પોતાની હજ અદા કરી શકયો નહીં, તેણે પોતાના વારસદારોને વસિય્યત કરી હતી કે મારા મરણ પછી મારા તરફથી હજ કરાવી લેવી.

(૨) એક વ્યકિત પર તેની જિંદગીમાં હજ ફર્ઝ ન હતી. પરંતુ તેના વારસદારો એ તેના મૃત્યુ પછી કોઈને તેના તરફથી હજ્જે બદલ કરવા મોકલ્યો.

(૩) એક વ્યકિત પર તેની જિંદગીમાં હજ ફર્ઝ હતી. પરંતુ ન તે હજ કરી શકયો અને ન વસિય્યત કરી શકયો, જો કે તેના વારસદારોએ તેના માલના ત્રીજા ભાગમાંથી કોઈને હજ્જે બદલ માટે મોકલ્યો, તો વર્ણન કરેલી ત્રણે સુરતોમાંથી કઈ સુરતમાં હજ્જે બદલમાં તમત્તુઅ કરવું જાઈઝ નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી સુરતમાં તમત્તુઅ જાઈઝ નથી, બીજી અને ત્રીજી સુરતમાં વારસદારો મય્યિતના હકમાં એહસાન કરનારા છે, એટલે તેમાં હજ્જે તમત્તુઅ જાઈઝ છે.

પરંતુ જયારે વારસદારો હજારો રૂપિયા ખર્ચ કરીને મય્યિત તરફથી કોઈને હજ્જે બદલ માટે મોકલી રહયા છે, તો જનારાને છેલ્લી ફલાઈટથી મોકલે અને તેને એ વાતની તાકીદ કરે કે મીકાતથી પોતાનું એહરામ બાંધે, કારણ કે જયારે છેલ્લી ફલાઈટથી જશે, તો માત્ર છ – સાત દિવસ જ એહરામમાં રહેવા પડશે અથવા તેનાથી પણ ઓછા, અલબત્ત તમારી લખેલી બીજી અને ત્રીજી સુરતમાં મોકલનાર ની ઈજાઝતથી તમત્તુઅ જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) વાલિદૈનની હજ બાકી હોય, અને સાસુ તરફથી હજ્જે બદલ કરે

**સવાલ ( ૧૭૫૨)** : એક વ્યકિત સઉદી અરબમાં રહે છે, તેણે પોતાની હજ કરી લીધી છે, હવે તે પોતાની મરહૂમ સાસુ તરફથી હજ કરવા માંગે છે, પરંતુ સવાલ એ છે કે જાતે તેના માતા – પિતા જે જીવતા છે, અને અહીંયા હિંદુસ્તાનમાં રહે છે, તેમણે હજ કરી નથી અને તેમની આર્થિક પરિસ્થિતિ નબળી છે, કે તેઓ હજ કરી શકે, જયારે કે છોકરો સઉદીમાં સારુ એવું કમાય છે.

તો આ સુરતમાં એ વ્યકિતનું પોતાની સાસુ તરફથી હજ કરવું કેવું છે ? શું તેની મરહુમ સાસુ તરફથી હજ અદા થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલી સુરતમાં જમાઈનું પોતાની સાસુ તરફથી હજ્જે બદલ કરવું સહીહ છે, આ હજ અદા થઈ જશે. અલબત્ત પોતાના માતા – પિતામાંથી જે લોકો પર હજ ફર્ઝ થઈ હોય અને હજ અદા ન કરી હોય, તેમના તરફથી હજ અદા કરશે તો વધારે સવાબ મળશે. (દારે કુત્ની : ૩ / ૩૦૦, હદીસ નં. ૨૬૧૦)

રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે કોઈ વ્યકિત કાફિર પડોશી સાથે સારો વર્તાવ કરે, તો એક સવાબ અને મુસલમાન પડોશી સાથે સારો વર્તાવ કરે, તો ડબલ સવાબ અને મુસલમાન રિશ્તેદાર પડોશી સાથે સારો વર્તાવ કરે, તો તેમાં ત્રણ ગણો સવાબ છે. (૧) પડોશીનો (૨) મુસલમાન હોવાનો (૩)રિશ્તેદારીનો.

(ફત્હુલ બારી : ૧૦ / ૪૪૨, હદીસ નં. ૬૦૧૪, ૬૦૧૫)

માટે બહેતર એ છે કે પહેલા પોતાના નજીકના રિશ્તેદારોના હકો અદા કરો અને જેમની ઉપર હજ ફર્ઝ હતી અને મૃત્યુ પામી ગયા (અથવા મોજુદ છે પરંતુ માઝુરી અથવા બિમારીને કારણે ચાલવા ફરવાની તાકત નથી.) તેમના તરફથી

હજ્જે બદલ કરો. જો કોઈ એવી સુરત ન હોય, તો પછી સાસુ તરફથી જયારે કે તેમની ઉપર હજ ફર્ઝ હતી અને અદા કર્યા વગર મૃત્યુ થઈ ગયું છે, તો હજ્જે બદલ કરી લો, કે તેનાથી એક મુસલમાનનું ફર્ઝ અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) નફલ હજનો સવાબ મરહૂમોને પહોંચાડવો બહેતર છે અથવા જીવતા રિશ્તેદારોને ?

**સવાલ (૧૭૫૩) :** અલ્હમ્દુલિલ્લાહ મેં ફર્ઝ હજ અદા કરી લીધી છે, હવે નફલ હજ કરવા ઈચ્છુ છું, તો તેનો સવાબ મરહૂમોને પહોંચાડવો બહેતર છે અથવા જીવતા રિશ્તેદારોને ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મરહૂમ માતા – પિતા અને દાદા –દાદી જેમના જિમ્મે હજ ફર્ઝ હતી અને તેમણે હજ અદા કરી નથી. તેમના તરફથી હજ્જે બદલ કરવું વધારે સવાબનું કામ છે. (દારે કુત્ની : ૩ / ૨૯૯, હદીસ નં. ૨૬૦૮)

જો તેમણે હજ કરી લીધી હતી, તો બીજા નજીકના રિશ્તેદારો તરફથી હજ્જે બદલ કરવું જોઈએ. જીવતા લોકો માટે તો હજના ઘણા મોકા છે, એટલે પહેલા મૃત્યુ પામેલા રિશ્તેદારો માટે હજ્જે બદલ કરવું જોઈએ. પરંતુ સૌથી પહેલા પોતાના ફર્ઝ હજની અદાયગીને જરૂરી સમજવી જોઈએ. (અબૂદાવૂદ : ૧ / ૨૫૨, હદીસ નં.૧૮૧૧)

## (૯) કેનેડામાં રહેનારા માઝૂર વ્યકિતનું હિંદુસ્તાનથી હજ્જે બદલ કરાવવું

**સવાલ (૧૭૫૪) :** કેનેડામાં અમારા એક ભાઈ રહે છે તેમની ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે. પરંતુ તેમને લકવા થઈ ગયો છે. જમણો હાથ અને ડાબો પગ સુકાય ગયા છે. ચાલવું, ફરવું, ઉઠવું, બેસવું બધું મુશ્કેલ છે, અહીંયા સુધી કે કપડા પહેરવામાં બીજાના મોહતાજ છે, બલકે બિસ્તર પર સુવા માટે જયાં સુધી બીજો વ્યકિત તેમના પગ ઉઠાવીને બિસ્તર પર ન મુકે સુઈ શકતા નથી, એ જ હાલત કારમાં બેસતી વખતે થાય છે, તો એવી સુરતમાં જો તેમના માટે હજ્જે બદલનો હુકમ હોય, તો તે હજ્જે બદલ કેનેડાથી કરાવવામાં આવે, અથવા ઈન્ડિયાથી પણ કરાવી શકાય છે. જો તેમાં ગુંજાઈશ હોય તો સવાલ એ છે કે કેનેડાથી તો લોકો હવાઈ જહાઝથી હજ

માટે જાય છે, જયારે કે ઈન્ડિયાથી મોટે ભાગે પાણીના જહાઝ મારફતે જાય છે, તો તેમાં કોઈ ફરક તો નહીં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં જો કે બિમારી એવી છે, જે સારી થવાની આશા નથી માટે એવો બિમાર હજ્જે બદલ કરાવી શકે છે. (ફતાવા કાઝીખાન : ૧ / ૩૦૯) પછી બિમારને છૂટ છે કે તે હજ્જે બદલ માટે કોઈને કેનેડાથી મોકલે અથવા હિંદુસ્તાનથી મોકલે, હજ ફર્ઝ અદા થઈ જશે. (ઝુબ્દતુલ મનાસિક : ૨ / ૧૫૩)

એવી રીતે જો વસિય્યત કરે કે મારા મૃત્યુ પછી હિંદુસ્તાનથી હજ્જે બદલ કરાવવામાં આવે, તો એ પણ જાઈઝ છે, પરંતુ સામાન્ય વસિય્યત કરી અને મૃત્યુ થઈ ગયું, તો હવે કેનેડાથી જ હજ્જે બદલ કરાવી શકે છે, તેમાં તેને અધિકાર છે, (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૫૯) અને બહેતર એ છે કે કોઈ એવા વ્યકિતને હજ્જે બદલ માટે મોકલે, જેણે પહેલા હજ કરી લીધી હોય. (અબૂદાવૂદ : ૧ / ૨૫૨, હદીસ નં. ૧૮૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) હજ્જે બદલ જિદ્દહથી કરાવવું

**સવાલ (૧૭૫૫) :** મરહૂમ તરફથી હજ્જે બદલ જિદ્દહથી કરાવી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મરહુમે વસિય્યત કરી છે, તો એક તૃત્યાંશ માલમાંથી હિંદુસ્તાનથી જ હજ્જે બદલ માટે જવું અથવા કોઈને મોકલવો જરૂરી થશે.

(અલ મુહીતુલ બુરહાની : ૨ / ૪૮૨)

અને જો વસિય્યત કરી ન હોય, પરંતુ છોકરો અથવા ભાઈ વગેરે પોતાના તરફથી હજ કરે છે અને સવાબ બક્ષે છે, અથવા મરહૂમ તરફથી એહરામ બાંધીને તેના તરફથી હજ કરે છે, તો તેમાં હિંદુસ્તાનથી હજ કરવી જરૂરી નથી. જિદ્દહ બલકે મક્કા મુકર્રમાથી પણ હજ કરી શકાય છે. તેમાં કોઈ વાંધો નથી, અને અલ્લાહ તઆલાથી ઉમ્મીદ છે કે મરહૂમના જિમ્મેથી હજ ફર્ઝ અદા થઈ જશે.

(فإن فسر المال) أو المكان ( فالأمر عليه ) أي على ما فسره ( وإلا فيحج) عنه ( من بلده ) قياسا لا استحسانا فليحفظ ، فلو أحج الوصي عنه من غيره لم يصح ( إن وفي به ) أي بالحج من بلده ( ثلثه ) وإن لم يف فمن حيث يبلغ

استحسانا ( درمختار )

و في الشامية : وإن لم يوص به فتبرع الوارث عنه بالاحجاج أو الحج بنفسه ، قال أبو حنيفة يجزيه إن شاء الله تعالى بالقوله صلى الله عليه وسلم للخثعمية أرأيت لو كان على أبيك دين ، الحديث انتهى . ( شامی)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) વાલિદાની જિંદગીમાં તેમના તરફથી હજ્જે બદલ કરવું

## (૧૨) એક વ્યકિતનું હજ્જે બદલમાં જવું, જેણે જાતે હજ ન કરી હોય

**સવાલ (૧૭૫૬) :** મારી વાલિદા પર હજ ફર્ઝ થઈ ગઈ છે, પરંતુ તે ઘણી કમજોર છે, માત્ર ઘરમાં જ ચાલવું ફરવું રહે છે, મહોલ્લામાં અથવા કયાંક જવું હોય, તો બળદગાડામાં અથવા રિકશા વગર જઈ શકતી નથી અને પોતાની સાથે કોઈ મહરમને લઈ જવાની તેમાં શકિત નથી. તો એવી સુરતમાં વાલિદા તરફથી હું જાતે હજ્જે બદલમાં જઈ શકું છું કે નહીં ? જયારે કે મારી ઉપર હજ ફર્ઝ થઈ નથી અને ન તો એ પહેલા કોઈ હજ કરી છે. શરીઅત પ્રમાણે માર્ગદર્શન આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપની વાલિદા સાથે કોઈ મહરમનું જવું જરૂરી છે, જો મહરમનો ખર્ચ તેમની પાસે નથી, તો હજ ન કરવામાં તેમને કોઈ ગુનોહ નહીં થાય, માત્ર વસિય્યત લખી દે કે મારા મૃત્યુ પછી મારા માલમાંથી હજ્જે બદલ કરાવવામાં આવે, તો જયારે હજ્જે બદલ કરાવી દેવામાં આવશે, તેમની હજ અદા થઈ જશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૬૪)

પરંતુ સવાલમાં આપે લખ્યું છે કે મારી વાલિદાને ઘરમાં ચાલવા, ફરવા સિવાય મહોલ્લામાં અથવા બીજી જગ્યાએ જવું મુશ્કેલ છે, (એટલે બીજાની મદદની મોહતાજ છે.) તો આ સિલસિલામાં અરજ છે કે ઉલમાએ કિરામે લખ્યું છે કે હજમાં (જાતે જવા માટે) બદનની તંદુરસ્તી અને સલામતી જરૂરી છે. જયારે આપની વાલિદા મહોલ્લામાં પણ જવા માટે બળદગાડા અથવા રિકશાની મોહતાજ છે, તો

એવી સુરતમાં હજ ફર્ઝ થઈ જવાના કારણે તે કોઈ બીજાને પોતાની તરફથી હજમાં મોકલી શકે છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૮)

પરંતુ વર્ણન કરેલી કમજોરી મૃત્યુ સુધી ચાલે એ જરૂરી છે, જો મૃત્યુથી પહેલા તંદુરસ્ત થઈ ગઈ, તો તે હજ્જે બદલ કાફી નહીં થાય, ફરીથી હજ કરવી જરૂરી થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૫૮)

અને સવાલમાં છે કે આપે જાતે હજ કરી નથી, તો હજ્જે બદલમાં એવા વ્યકિતને મોકલવો જરૂરી છે જેણે જાતે હજ કરી હોય. જો કે તમે જાણો છો કે હજ ફર્ઝ અદા કરી નથી એટલે તેની ગુંજાઈશ છે, અને હજ્જે બદલ સહીહ થઈ જશે. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૪૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) વારસદારોએ પોતાના વાલિદ તરફથી કોઈને હજ્જે બદલમાં મોકલવો

**સવાલ (૧૭૫૭) :** (અ) મારા વાલિદ સાહેબ જનાબ અહમદ યુસૂફ દાઉજીના મૃત્યુને નવ મહિના થયા, તેમના તરફથી અમે પોતાના ભાઈ અશરફ અહમદ દાઉજીને હજ્જે બદલ માટે મોકલવા માંગીએ છીએ અને ઘરે અમારી બે યુવાન બહેનો પણ છે. આ હજ્જે બદલ વિશે શરઈ હુકમ શું છે ?

(બ) મારો એક ફોઈનો છોકરો લંડનમાં રહે છે. જે પોતાની ખુશીથી મારી વાલિદા અને ભાઈ માટે સફરનો ખર્ચ ઉઠાવવા માંગે છે, તો તેના ખર્ચથી જઈ શકે છે અથવા મારે પુરો ખર્ચ કરવો જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(અ) જો આપના પિતાએ હજ્જે બદલની વસિય્યત કરી છે, તો તેને પુરી કરવી જરૂરી છે, નહીં તો આપ ગુનેહગાર થશો. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૨૨) અને જો વસિય્યત કરી નથી, પરંતુ તમામ વારસદારો બાલિગ સમજદાર હોય, કોઈ પણ નાબાલિગ ન હોય, તો તમામની ખુશીથી કોઈ એકને હજ્જે બદલ માટે મોકલવો સવાબનું કામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૫૯) ઈન્શાઅલ્લાહ આપના વાલિદ સાહેબ તરફથી ફર્ઝ હજ અદા થઈ જશે. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૪૮૭)

આપની વાલિદાને આપના વાલિદે મરહૂમના વારસામાંથી જે આઠમો હિસ્સો મળ્યો છે અથવા તો તેમાંથી હજનો ખર્ચ કાઢે અથવા તમે સમજદાર બાલિગ વારસદારો ખર્ચ ઉઠાવી લો. બંને શકલમાં વાલિદાની ફર્ઝ હજ અદા થઈ જશે.

(બ) આપની ફોઈનો છોકરો પોતાની ખુશીથી તમારો અને તમારી વાલિદાનો હજનો ખર્ચ ઉઠાવી લે, તો જાઈઝ છે. (ફત્હુલ કદીર : ૨ / ૪૧૦) બહેતર એ છે કે તે સફરના ખર્ચનો તમને માલિક બનાવી દે, પછી તમે પોતાની જરૂરીયાત પ્રમાણે ખર્ચ કરતા રહો, તેનાથી હજ્જે બદલ અને વાલિદા બંનેની હજ અદા કરવી જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) હજ્જે બદલ માટે મુકવામાં આવેલા સોનાથી, અમાનતદાર કોને હજ્જે બદલમાં મોકલે અથવા મય્યિતના વારસદારો ?

**સવાલ (૧૭૫૮) :** એક વ્યકિત સાત વર્ષ પહેલા મૃત્યુ પામ્યો છે, તેને મૃત્યુ પહેલા પોતાના તરફથી હજ્જે બદલના ખર્ચ માટે એક વ્યકિત પાસે ૧૬ તોલા સોનું અમાનતરૂપે મુકાવ્યુ હતું, જો આ અમાનતદાર મરહૂમની વસિય્યત પ્રમાણે એ સોનાને હજ્જે બદલ માટે ખર્ચ ન કરે અને ન એ વિશે મય્યિતના વારસદારોથી કોઈ મશવરો કરે, તો એ વ્યકિત વિશે શું હુકમ છે ?

અમાનત રાખનારો વ્યકિત પોતાની ઈચ્છા પ્રમાણે મય્યિત તરફથી કોઈ વ્યકિતને હજ્જે બદલ માટે મોકલી શકે છે કે નહીં ? અમાનત મુકનારો વ્યકિત જાતે હજ્જે બદલમાં જાય અથવા તે કોઈ બીજાને મોકલી આપે, અને આ વાત મરહૂમના વારસદારોને મંજુર ન હોય તો હજ્જે બદલ અદા થશે કે નહીં ?

મરહૂમના બે છોકરા અને ચાર છોકરીઓ છે. તેમાંથી કોઈની પરવાનગી જરૂરી છે ? જો વર્ણન કરેલ અમાનતદાર વ્યકિત ઉમર લાયક છે અને મરહૂમની વસિય્યત પર અમલ કર્યા વગર મરી ગયો, તો તેનો શું હુકમ છે ?

મરહૂમના બંને છોકરાઓએ હજ અદા કરી નથી, તો શું તેના બંને છોકરાઓમાંથી કોઈ એક હજ્જે બદલ માટે જઈ શકે છે કે નહીં ?

અમાનત રાખનારા વ્યકિતનું કહેવું છે કે વારસદાર હજ્જે બદલ અદા કરી શકતા નથી, શું આ સહીહ છે ?

મરહૂમના વારસદારો જાતે જ હજ્જે બદલની વ્યવસ્થા કરવા તૈયાર છે, તો શું તે વ્યકિત પાસે મુકવામાં આવેલી અમાનતની માંગણી કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા સવાલમાં મરહૂમની વસિય્યત પ્રમાણે તેના તરફથી હજ્જે બદલમાં કોઈને મોકલવો ફર્ઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૨૨) અને જેટલું શકય હોય, તેમાં

જલ્દી કરવી જોઈએ. મય્યિતે જે વ્યકિતને હજ્જે બદલના ખર્ચ માટે અમાનત આપી છે, તે જાતે પણ હજ્જે બદલ માટે જઈ શકે છે અને પોતાના સિવાય બીજાને પણ મોકલી શકે છે. હજ્જે બદલ અદા કરવાની જવાબદારી અમાનત રાખનારાની છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૧૩) જો કારણ વગર મોડું કરશે, તો તે ગુનેહગાર થશે, કારણ કે તે વ્યકિત જાતે જ જવાબદાર છે એટલે તેણે વારસદારોથી તેની ઈજાઝત અથવા મશ્વરો કરવાની જરૂરત નથી જો કે મશવરો કરવો બહેતર છે.

મરહૂમ તરફથી વર્ણન કરેલી અમાનત દ્વારા હજ્જે બદલની વસિય્યત કરવામાં આવી છે, તો વસિય્યત મય્યિતના માલના એક તૃત્યાંશ ભાગમાં લાગુ પડશે. તેનાથી વધુ ભાગમાં નહીં, જો હજ્જે બદલનો ખર્ચ કુલ માલના એક તૃત્યાંશથી વધારે છે, તો પછી વારસદારોની રઝામંદી જરૂરી છે, જો તમામ વારસદારો રાજી હોય, તો હજ્જે બદલની અદાયગી જરૂરી થશે, નહીં તો નહીં.

(અલ મબ્સૂત : ૨૭ / ૧૫૩, ૧૫૪)

અમાનત મુકેલા ૧૬ તોલા સોના સિવાય મરહૂમનો કોઈ બીજો માલ નથી, તો એ જ કુલ માલ સમજવામાં આવશે અને એક તૃત્યાંશ એટલે સવા પાંચ તોલા સોના દ્વારા હજ્જે બદલ થશે અને બાકી સોનાના હકદાર મરહૂમના વારસદારો હશે અને એ અમાનત સિવાય અન્ય બીજો માલ છે, તો હજ્જે બદલ બાદ જે કંઈ વધે, તે તમામ વારસદારોનો હક લાગશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૨૩)

હજ્જે બદલ માટે મરહૂમે પોતે કોઈને નક્કી કર્યો નથી, માટે કોઈ પણ વ્યકિત તેના તરફથી હજ્જે બદલ કરી શકે છે. વારસદારો પણ હજ્જે બદલ માટે જઈ શકે છે, પરંતુ આનો અધિકાર એ વ્યકિતને હશે જેને આ અમાનતનો જિમ્મેદાર બનાવવામાં આવ્યો છે, વારસદારોને તેમના વારસાઈ હક સિવાય કોઈ વસ્તુ અમાનતદાર પાસેથી માંગવાનો હક નથી.

હજ્જે બદલ માટે મુસ્તહબ એ છે કે કોઈ એવા વ્યકિતને મોકલવામાં આવે, જેણે પોતાની ફર્ઝ હજ અદા કરી લીધી હોય, કોઈ એવો વ્યકિત જેની ઉપર હજ ફર્ઝ નથી, તો તે પણ હજ્જે બદલ કરી શકે છે, પરંતુ બહેતર એ નથી અને એવો વ્યકિત જેની ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે, તેમ છતાં તેણે હજ અદા ન કરી હોય, તેણે હજ્જે બદલમાં જવું મકરૂહ છે, પરંતુ તેમ છતાં જો તેણે મરહૂમ તરફથી હજ્જે બદલ અદા કરી, તો હજ અદા થઈ જશે. (અલ મુહીતુલ બુરહાનીઃ ૨ / ૪૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ઓરત, મર્દ તરફથી હજ્જે બદલ કરી શકે છે કે નહીં ?

**સવાલ (૧૭૫૯) :** કોઈ ઓરત કોઈ મર્દ તરફથી હજ્જે બદલ કરી શકે છે ? એવી રીતે પત્ની પોતાના પતિ તરફથી કોઈ મહરમ સાથે હજના સફર પર રવાના થાય, તો જાઈઝ છે ? અથવા કોઈ અજનબી ઓરત કોઈ અજનબી મર્દ તરફથી હજ કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મર્દ તરફથી હજ્જે બદલ માટે તેની પત્ની અથવા અજનબી ઓરત જઈ શકે છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૨/૬૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) હજ્જે બદલની એક શકલ

**સવાલ (૧૭૬૦) :** મારો એક મિત્ર સઉદી અરબમાં રહે છે, તેની ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે અને તેના મરહુમ વાલિદ સાહેબ પર પણ હજ ફર્ઝ હતી, પરંતુ તેમણે કોઈ ખાસ કારણથી પોતાની હજ કરી નહીં, હવે આ વ્યકિતને શું પહેલા પોતાની હજ અદા કરવી જોઈએ કે પોતાના વાલિદ તરફથી હજ્જે બદલ, જો તેણે પહેલા પોતાના વાલિદ સાહેબ તરફથી હજ્જે બદલ અદા કરી, તો પિતા તરફથી જવાબદારી પૂર્ણ થઈ ગઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનો મિત્ર પ્રથમ પોતાની હજ ફર્ઝ અદા કરે. (મુસ્લિમ : ૧ / ૩૦,૩૧, હદીસ નં. ૧૦–૧૨) ત્યાર પછી પોતાના પિતા તરફથી હજ્જે બદલ કરે, અથવા પોતાની હજ ફર્ઝ જાતે અદા કરે અને કોઈ નેક દીનદાર જે હજ કરી ચુકયો હોય, તેને રૂપિયા આપે અને તેના દ્વારા વાલિદ સાહેબ તરફથી હજ્જે બદલ કરાવે. પોતાની ફર્ઝ હજ અદા કર્યા વગર વાલિદ સાહેબ તરફથી હજ્જે બદલ કરવી મકરૂહ થશે. (બુખારી : ૧ / ૨૦૫, હદીસ નં. ૧૫૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) જો એક તૃત્યાંશ માલ હજ માટે કાફી ન હોય, તો ?

**સવાલ (૧૭૬૧) :** એક વ્યકિત પર હજ ફર્ઝ હતી, મૃત્યુ વખતે વસિય્યત પણ કરી, પરંતુ મરહુમના એક તૃત્યાંશ માલમાં એટલી રકમ નથી કે તેનાથી હજ્જે બદલ થઈ શકે, તો આ સુરતમાં શું કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક તૃત્યાંશ માલમાંથી જયાંથી પણ હજ થઈ શકે ત્યાંથી હજ કરાવવી જોઈએ, ભલે જિદ્દહથી હોય અથવા જિદ્દહથી પણ નજીકના કોઈ ઈલાકાથી હોય. (બહરુર્રાઈક : ૩ / ૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) વસિય્યત ન કરવાથી વારસદારોએ હજ ન કરી

**સવાલ (૧૭૬૨) :** મૃત્યુ પામનાર વ્યકિતએ છોડેલા માલમાં એક તૃત્યાંશ રકમ એટલી છે કે તેનાથી મૃત્યુ પામનારનું હજ્જે બદલ થઈ શકે છે, પરંતુ મૃત્યુ પામનારાએ પોતાના હજ વિશે કોઈ વસિય્યત કરી નથી અને વારસદારો કોઈને હજ માટે મોકલી રહયા નથી, તો શું તે (વારસદારો) ગુનેહગાર થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અમુક વખતે માણસ દુનિયાની મુહબ્બતમાં ફરાઈઝ અને વાજિબાતથી ગાફિલ થઈ જાય છે, જેનો અસર આખિરતની જિંદગીમાં જાહેર થઈ શકે છે. મરહુમને અલ્લાહ તઆલાએ માલ આપ્યો હતો, છતાં તેણે ફર્ઝ હજ અદા કરી નહીં અને ન તો વસિય્યત કરી, એટલે ગુનેહગાર થશે અને શકય છે કે તેણે પોતાની ભુલની સજા ભોગવવી પડે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૨૧)

જયારે તેણે હજની વસિય્યત કરી નથી, તો વારસદારો પર વાજિબ અને જરૂરી નથી કે તેઓ તેના તરફથી હજ કરાવે. જો વારસદારો મરહુમના હજ માટે કોઈને મોકલી રહયા છે, તો આશા છે કે અલ્લાહ તઆલા મરહુમના હકમાં કબૂલ ફરમાવી લે, અને તેઓ સજાથી બચી જશે. જો કે વારસદારો પર વાજિબ નથી, જો તેઓ આવું કરે છે, તો તેમના તરફથી એહસાન થશે. (બુખારી : ૧ / ૨૪૯, ૨૫૦, હદીસ નં. ૧૮૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) એક ઓરતનું બીજી મરહુમા ઓરત તરફથી હજ્જે બદલ કરવું

**સવાલ (૧૭૬૩):** એક મરહુમા ઓરત તરફથી એક નેક ઓરતને હજ્જે બદલ માટે મોકલવામાં આવી રહી છે અને હજ્જે બદલ માટે જનારી ઓરતનો પતિ પણ તેની સાથે પોતાની હજ અદા કરવા જાય, તો પતિની પોતાની હજ અને તે ઓરતની બીજી મરહુમા ઓરત તરફથી હજ્જે બદલ અદા કરવું સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં એક ઓરત બીજી મરહુમ ઓરત તરફથી હજ્જે બદલ કરે અને તેનો પતિ તેની સાથે રહે અને પોતાની હજ અદા કરે, તો બંનેની હજ અદા થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૧૩) પરંતુ ઓરત હજ્જે બદલ માટે જઈ રહી છે, તો હજ્જે બદલની શરતોનું ધ્યાન રાખવું જરૂરી છે, દા.ત. હજ્જે બદલ માટે જનારી ઓરતે જો પોતાની હજ ફર્ઝ અદા કરી નથી, તો તેણે હજ્જે બદલ માટે ન જવું જોઈએ. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૪૭૮) તેમજ મૃત્યુ પામનારી ઓરતે જો હજ્જે બદલ માટે વસિય્યત કરી હોય, તો મીકાતથી હજનું એહરામ બાંધવું જરૂરી છે. (બહરુર્રાઈક : ૩ / ૬૬) ટુંકમાં હજ્જે બદલમાં જનારી ઓરત માટે હજ્જે બદલની શરતોનું ધ્યાન રાખવું જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) બીજા તરફથી હજ કરતી વખતે નિય્યત શું કરવી જોઈએ ?

## (૨૧) હજ્જે બદલમાં એહરામનો તરીકો

**સવાલ (૧૭૬૪) :** મારો સારો સઉદી અરબમાં નોકરી કરે છે, ત્યાં રોકાણ દરમિયાન તેણે બે હજ કરી છે. હવે ત્રીજી વખતે પોતાના મરહુમ કાકા તરફથી હજ કરવા માંગે છે, તો નિય્યત શું કરે ? હઝરતથી વિનંતી છે કે એહરામનો તરીકો પણ બયાન ફરમાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુસલ અને લવાઝિમાતે ગુસલ (નખ કાપવા, દુંટી નીચેના વાળ સાફ કરવા, મેલ ખુબ સારી રીતે દુર કરવો) થી ફારિગ થઈ જાય, જો પરણિત હોય તો પોતાની પત્નીનો હક પણ અદા કરે. પછી એહરામની ચાદર બાંધીને સૌથી પહેલા બે રકાત નમાઝ પઢે. પછી તલબિયહ પઢે પછી હજ અથવા ઉમરહ જે કરવું હોય તેની નિય્યત કરે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૨)

નિય્યત કરતી વખતે દિલથી પાકો ઈરાદો કરે, બહેતર એ છે કે જબાનથી પણ કહે કે હે અલ્લાહ ! હું મારા કાકા (જે નામ હોય તે લે) તરફથી હજ અથવા ઉમરહનું એહરામ બાંધુ છું, તું મારા માટે આસાન કર અને એને કબૂલ ફરમાવ. દરેક વખતે

કાકાનું નામ લેવું જરૂરી નથી. માત્ર નિય્યત વખતે નામ લઈ લે, કાફી છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) હજ્જે બદલ પોતાના ભાણેજથી કરાવવું

**સવાલ (૧૭૬૫) :** માસી પોતાના ભાણેજને મહરમ તરીકે પોતાની સાથે હજમાં લઈ જાય છે અને છોકરો કોઈ પ્રકારની નોકરી કે ધંધો કરતો નથી. તો છોકરાની હજ ફર્ઝ અદા થઈ શકે કે નફલ ? અને જો માસી છોકરાનો પુરો ખર્ચ હદિયા રૂપે આપી દે તો શું ફર્ઝ હજ અદા થઈ જશે ?

માસી પોતાના ભાણેજને પોતાના પતિના હજ્જે બદલ માટે લઈ જાય, તો એ દુરુસ્ત છે કે નહીં અને હજ્જે બદલની નિય્યતથી થઈ શકે કે નહીં ? યાદ રહે કે પતિએ હજ્જે બદલની વસિય્યત કરી નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) માસી પોતાના ભાણેજ જે સાહિબે નિસાબ અને હજની શકિત ધરાવતો નથી, હજ માટે લઈ જાય અને તે ભાણેજ હજ ફર્ઝનું એહરામ બાંધે, તો ફર્ઝ હજ અદા થશે, ભલે માસી પોતાના ભાણેજને ખર્ચનો માલિક બનાવે કે ન બનાવે, જો તે મક્કા પહોંચી ગયો, તો તેની ઉપર હજ ફર્ઝ થઈ ગયું. (ફત્હુલ કદીર : ૨ / ૪૧૯)

(૨) જો પતિ પર હજ ફર્ઝ હતી અને હજ અદા કરવાની વસિય્યત પણ કરી છે, તો જેણે ફર્ઝ હજ અદા કરી નથી, તેનાથી હજ્જે બદલ કરાવવું મકરૂહ છે, કારણ કે હજ્જે બદલમાં હજ મીકાતી હોવું જરૂરી છે એટલે મીકાતથી હજનું એહરામ બાંધવું જરૂરી છે અને આ વ્યકિત ઉમરહનો એહરામ બાંધશે, તે અમુક ઉલમાએ કિરામની નજીક જાઈઝ નથી. પરંતુ પૂછેલી સુરતમાં, જયારે કે પતિએ વસિય્યત કરી નથી ઓરત, પતિ માટે હજ્જે બદલ રૂપે પોતાના ભાણેજને લઈ જાય, તો તેમાં કોઈ વાંધો નથી, હજ અદા થઈ જશે. એવી સુરતમાં હજ્જે બદલનું મીકાતી હોવું જરૂરી નથી. (અલ મુહીતુલ બુરહાની : ૨ / ૪૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) વાલિદા તરફથી હજ્જે બદલની નિય્યત કરીને માઝૂર થઈ જવું

**સવાલ (૧૭૬૬) :** મારી વાલિદાનો ઈન્તિકાલ થઈ ગયો છે. ઈન્તિકાલના વર્ષ બાદ

મેં દિલમાં એ નિય્યત કરી હતી કે હું મારી વાલિદા તરફથી હજ કરીશ. મેં પોતાની હજ તો અદા કરી લીધી, પરંતુ હમણાં મારી તબિયત ઠીક નથી, માટે હું વાલિદા તરફથી હજ માટે જઈ શકતો નથી. તો હવે હું શું કરું ? શું હું ઈસાલે સવાબ માટે કોઈ બીજી રીત અપનાવું, તેનાથી હજ અદા થઈ જાય, અથવા પછી કોઈ બીજાને હજ્જે બદલ માટે મોકલું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આપે માત્ર દિલમાં જ નિય્યત કરી હતી, જબાનથી કંઈ કહયું ન હતું, માત્ર એ વાતનો ઈરાદો કર્યો હતો કે વાલિદા તરફથી હજ કરીશ, તો જો વાલિદા પર હજ ફર્ઝ હતી અને તેમણે પોતાની જિંદગીમાં હજ કરી ન હતી અને ન તો વસિય્યત કરી હતી, તો બહેતર છે કે તેમના તરફથી હજ કરાવી લો, અને જો હજ ફર્ઝ ન હતી, તો પછી કોઈ એવું કામ કરો જેનાથી વાલિદાને હમેશાં માટે સવાબ પહોંચતો રહે, દા.ત. કોઈ મદ્રસો અથવા મસ્જિદમાં કોઈ વસ્તુ બનાવી દો અથવા રકમ આપીને સદકએ જારિહયનો સવાબ હાસિલ કરો. (મુસ્લિમ : ૧ / ૪૧, હદીસ નં. ૧૪–૧૬૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) વસીના જિમ્મે મય્યિતના વતનથી હજ્જે બદલ કરાવવું જરૂરી છે

**સવાલ (૧૭૬૭) :** એક વ્યકિતએ વસિય્યત કરી કે મારા રૂપિયાથી હજ કરાવી લેવી. સવાલ એ છે કે વસી (વસીય્યત કરનાર) જિદ્દહમાં મુકીમ કોઈ વ્યકિતથી હજ્જે બદલ કરાવી શકે છે કે નહીં ? અથવા અહીંયા (કરમાલી, ગુજરાત, ઈન્ડિયા) થી કોઈને મોકલવો પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિત પર જો હજ ફર્ઝ હતી અને તેણે વસિય્યત કરીને એક વ્યકિતને હજની રકમ આપીને વકીલ બનાવ્યો છે, તો મય્યિતની જયાં વફાત થઈ છે ત્યાંથી જ હજ કરાવવી જરૂરી છે એવી જગ્યાએથી જયાંથી વ્યકિત સવારે જઈને સાંજે પરત આવી જાય. દા.ત. ઉમરવાડા, કોસંબા, કીમ અથવા ભરૂચથી આપ હજ્જે બદલ માટે મોકલશો, તો હજ અદા થશે. જો મુંબઈથી મોકલશો તો જાઈઝ નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૨૨) એવી રીતે કોઈને જિદ્દહથી મોકલશો, તો પણ મય્યિત તરફથી હજ અદા થશે નહીં. વકીલ જેને રકમ આપવામાં આવી છે, તે ગુનેહગાર

થશે અને જિદ્દહથી મોકલ્યો તો જે ખર્ચ થયો છે, તે વકીલને આપવો પડશે અને બીજી વખતે વતનથી કોઈને હજ માટે મોકલવો જરૂરી બનશે. (ઝુબ્દતુલ મનાસિક : ૨ / ૧૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) હજ્જે બદલઃ મૃત્યુ પામનારના સ્થળેથી જરૂરી છે ?

**સવાલ (૧૭૬૮) :** એક વ્યકિતએ પોતાના હજની વસિય્યત કરી, તેના વારસદારો બીજા માણસને હજમાં મોકલવા માંગે છે, હજ્જે બદલ માટે જનારો વ્યકિત પોતાના દેશથી જિદ્દહ જાય છે અને ત્યાં સ્થાયી થઈ જાય છે, તો આ રીતે કરવું જાઈઝ છે ? તેમજ જનારા વ્યકિત માટે પોતાના દેશથી એહરામ બાંધવું જોઈએ કે નહીં અને કોના હજનું એહરામ બાંધે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા સવાલમાં જયારે મરહૂમે હજ્જે બદલની વસિય્યત કરી છે, તો હજ્જે બદલમાં જનારા વ્યકિત માટે જિદ્દહમાં રોકાવવાની નિય્યતથી જવું જાઈઝ નથી, તેનો સફર હિન્દુસ્તાનથી મક્કા શરીફનો હોવો જોઈએ અને હજ્જે ઈફરાદનું એહરામ બાંધે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) મુફરિદ માટે કુરબાનીનો હુકમ

**સવાલ (૧૭૬૯) :** એક વ્યકિત જિદ્દહમાં મુકીમ છે, અને પોતાની મરહુમ નાની તરફથી નફલ હજ કરવા માંગે છે, તો હજની કુરબાની પોતાના વતન (ગુજરાત, ઈન્ડિયા) માં કરી શકે છે અથવા પછી મક્કામાં જ કરવી પડશે ? જો અહીંયા (ગુજરાતમાં) કરે, તો કોઈ વાંધો આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજની કુરબાનીથી શું મુરાદ છે ? વિગતથી લખો તો જવાબ આપી શકાય.

નોંધ : જિદ્દહમાં રહેનારો વ્યકિત હજ્જે ઈફરાદ કરશે, હજ્જે તમત્તુઅ નહીં. માટે તેની ઉપર દમે તમત્તુઅ લાઝિમ આવશે નહીં. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) નફલી હજ અને ઉમરહ

**સવાલ (૧૭૭૦) :** એક વ્યકિત જિદ્દહમાં મુકીમ છે. તેનાથી ઈન્ડિયામાં મુકીમ વ્યકિતએ પોતાની દાદી તરફથી હજ કરવા માટે કહયું છે, પરંતુ ન તો તેની દાદી

ઉપર હજ ફર્ઝ હતી અને ન તો તેમણે વસિય્યત કરી હતી. એ નફલી હજ થશે. તો જિદ્દહમાં મુકીમ વ્યકિત માટે તેને અદા કરવાનો તરીકો કયો હશે ?

નોંધ : હજ્જે ઈફરાદનો ઈરાદો છે અને ઈન્ડિયામાં હજની કુરબાની કરવાનો ઈરાદો છે, તો શું આ દુરુસ્ત છે ?

એક વ્યકિત હયાત છે, તેના નામના ઉમરહ (નફલ) જિદ્દહથી કરી શકીએ છીએ કે નહીં ? અને નફલ તવાફ કરી શકીએ છીએ કે નહીં ? દા.ત. માતા – પિતા જીવિત છે, તેમણે અલ્લાહના ફઝલથી હજ અને ઉમરહ કરી લીધા છે. તેમ છતાં તેમના તરફથી નફલ ઉમરહ અને તવાફ કરવાનો ઈરાદો છે, તો શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ તમારી દાદી તરફથી નફલ હજ કરવા માંગો છો, તો એહરામ બાંધતી વખતે તેની નિય્યત કરો કે હું ફલાણા તરફથી હજ કરું છું, જબાનથી કહેવું મુસ્તહબ છે, માત્ર દિલથી ઈરાદો કરી લેવો પણ કાફી છે, એહરામ પછી જે અરકાન અદા કરવાના છે, તે અદા કરતા રહો, તેને અદા કરતી વખતે નિય્યતની જરૂરત નથી. નિય્યત માત્ર મીકાત પર કરવાની છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૧૩)

કારણ કે આપ જિદ્દહમાં છો, એટલે તમે મીકાતથી અંદર છો, માટે તમને માત્ર હજનું એહરામ બાંધવાનું છે, અને હજ્જે ઈફરાદમાં કુરબાની વાજિબ નથી, તમત્તુઅ અને કિરાનમાં દમે શુક્ર વાજિબ છે. માટે વર્ણન કરેલી સુરતમાં કુરબાનીને વાજિબ સમજવી જાઈઝ નથી. હા, જો સવાબની નિય્યતથી ઈન્ડિયામાં કુરબાની કરાવો છો, તો તેનો સવાબ મળી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૩૯)

જીવંત અને મુર્દા બંને તરફથી જેટલા ચાહે, ઉમરહ અને તવાફ નફલની નિય્યતથી કરી શકો છો. સવાબ પહોંચી જશે, ઉમરહ કરતી વખતે નિય્યત કરો અથવા કર્યા પછી, ટુંકમાં સવાબ મળી જશે. (મુસ્લિમ : ૨ / ૪૧ હદીસ નં. ૧૪– ૧૬૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) હજ્જે ઈફરાદ, તમત્તુઅ અને કિરાનમાં દમ (કુરબાની)

**સવાલ (૧૭૭૧) :** એક વ્યકિત મરહૂમ તરફથી હજ્જે બદલ, તેની વસિય્યત વગર પોતાના તરફથી કરી રહયો છે તે જિદ્દહમાં મુકીમ છે અને મરહૂમનો વારસદાર અથવા રિશ્તેદાર નથી, તો શું તેનું જિદ્દહથી હજ કરવું મરહૂમ તરફથી કાફી થઈ જશે ? અને તે હજની કુરબાની વિશે શું હુકમ છે ? પોતાના વતન (ગુજરાત – ઈન્ડિયા)

માં કરે, તો થઈ જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વસિય્યત વગર જો તે પોતાની તરફથી જિદ્દહથી હજ્જે બદલ કરે તો ઈન્શાઅલ્લાહ ફર્ઝ હજ અદા થઈ જશે. (રદ્દુલ મુહતાર આ દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૯૯) તેની ઉપર દમે તમત્તુઅ વાજિબ નથી. કારણ કે મક્કા અને તેની આસપાસ રહેનારાઓને માત્ર હજનું એહરામ બાંધવાનું છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ચાલવા, ફરવાથી માઝૂર વ્યકિતએ પોતાની જિંદગીમાં હજ્જે બદલ કરાવવું

**સવાલ (૧૭૭૨) :** મારી વાલિદા પર હજ ફર્ઝ છે. પરંતુ હજુ સુધી હજ અદા કરી શકી નથી. હવે કમજોરી અને અશકિત એટલી વધી છે કે હજની અદાયગીની તાકત નથી. તેમજ કોઈ સહાયક મહરમને સાથે લઈ જવાની શકિત પણ નથી. માત્ર એટલા રૂપિયા છે કે જાતે પોતાની હજ કરી શકે.

ઘરમાં તો ચાલી શકે છે, પરંતુ એક મહોલ્લાથી બીજા મહોલ્લામાં ચાલીને જવાની શકિત નથી. એવી રીતે બીજા ગામ જવું હોય, તો જો ગાડી વગેરે છે તો જઈ શકે છે, ટુંકમાં ચાલવા ફરવા પર શકિત નથી, એવી હાલતમાં તે પોતાના છોકરાને હજ્જે બદલમાં મોકલવા માંગે છે, તો શું તેની જિંદગીમાં આ રીતે હજ્જે બદલ કરવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) સફર જો લાંબો હોય એટલે ૪૮ માઈલથી દૂર હોય, તો ઓરત સાથે મરહમનું હોવું જરૂરી છે, હજનો સફર ખૂબ જ લાંબો છે, એટલે મહરમ વગર આપની વાલિદાએ હજમાં જવું યોગ્ય નથી. મહરમને લઈ જવાનો ખર્ચ નથી, માટે તમારી વાલિદા હજ નહીં કરે, તો ગુનેહગાર થશે નહીં. વસિય્યત લખી દે કે હું મરી જઉ તો મારા તરફથી હજ્જે બદલ અદા કરી લેવામાં આવે.

(૨) આપની વાલિદા એટલા કમજોર થઈ ગયા છે કે હજના સફરની શકિત ધરાવતા નથી, ફુકહાએ લખ્યું છે કે હજની અદાયગી માટે બદનની સલામતી અને તંદુરસ્તી હોવી જરૂરી છે. આપની વાલિદા બીજા મહોલ્લા સુધી જવામાં ગાડીની મોહતાજ છે અથવા બીજાની મદદની મોહતાજ છે. માટે જો તેમની ઉપર હજ ફર્ઝ

છે. (જેવું કે આપે લખ્યું છે) તો જિંદગીમાં જ બીજાને હજ્જે બદલ માટે મોકલી શકે છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૯)

શરત એટલી કે કમજોરી એટલે ઉઝર મૃત્યુ સુધી બાકી રહે. જો તંદુરસ્ત થઈ જાય તો બીજી વખતે આપની વાલિદાને હજમાં જવું પડશે. (ગુન્યતુન્નાસિક : ૪૧૬)

પૂછેલી સુરતમાં હજ્જે બદલે એવા વ્યકિતને મોકલવામાં આવે, જેણે પોતાની હજ કરી લીધી હોય, તેમ છતાં જો આપે પોતાની ફર્ઝ હજ અદા કરી નથી, અને હજ્જે બદલ કરશો, તો પણ હજ અદા થઈ જશે, પરંતુ આવું કરવું મકરૂહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) નાબાલિગ બાળકો માટે હજ અને ઉમરહનો તરીકો

## (૩૧) એહરામની ચાદરો પર બાળકોની નાપાકી લાગી જાય, તો શું કરે ?

**સવાલ ( ૧૭૭૩) :** હું હજ માટે જઈ રહયો છું, મારી સાથે બંને છોકરાઓને પણ લઈ જઈ રહયો છું, મારો મોટો છોકરો ત્રણ વર્ષનો છે અને બીજો છોકરો એક વર્ષનો છે.

સવાલ એ છે કે એ બંનેએ હજ અને ઉમરહનું એહરામ બાંધવું જરૂરી છે કે નહીં ? અને એહરામ કેવી રીતે બાંધવું પડશે ? સામાન્ય કપડાઓમાં અથવા મર્દની જેમ બે ચાદરોમાં ?

મારા બંને છોકરાઓની હજ અને ઉમરહની અને તવાફની નિય્યત કોના જિમ્મે હશે અને કેવી રીતે હશે ? છોકરાઓ તરફથી કુરબાની કરવી પડશે કે નહીં ? તેમજ તેમના એહરામની નમાઝ અલગથી પઢવી પડશે અથવા એક જ નમાઝમાં નિય્યત કાફી થશે ? તવાફ પછી બે – બે રકાત અલગ અલગ પઢવી પડશે અથવા બે રકાતમાં બંનેની નિય્યત કાફી છે ? એક જ તવાફ બંને માટે કાફી થઈ જશે અથવા બંને તરફથી અલગ અલગ તવાફ કરવા પડશે ? ઉમરહ પછી હજ માટે એહરામ બાંધવું પડશે કે નહીં ? અને જો બાંધે તો કેવી રીતે ? અને નિય્યત કેવી કરવી પડશે ? અને કુરબાની કરવી પડશે કે નહીં ?

જયારે હું એહરામના કપડા પહેરું અને મારા છોકરાઓની કોઈ નાપાકી તેમાં લાગી જાય તો બીજા કપડા બદલી શકાય કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના છોકરા જેની ઉમર એકની ૩ વર્ષ અને એકની માત્ર ૧ વર્ષની છે, હજુ કશું સમજવાની શકિત ધરાવતા નથી, માટે સૌથી પહેલા તમે નમાઝ અને તલબિયહ પઢીને નિય્યત કરીને ઉમરહ અથવા હજનું એહરામ બાંધી લો. ત્યાર પછી નમાઝ પઢયા વગર બાળકોની એહરામની લુંગીવાળી ચાદર, લપેટી લો અને બદનની ઉપર કપડું નાંખી લો, ત્યાર પછી બંને છોકરાઓ તરફથી અલગ અલગ એહરામની નિય્યત કરો અને તલબિયહ પઢો. જયારે આટલું કરશો તો બંને છોકરાઓનું એહરામ શરૂ થઈ જશે.

મક્કા મુકર્રમા પહોંચ્યા પછી એક છોકરાને ઉઠાવીને અથવા ચલાવીને તવાફ, ઉમરહ અને સફા – મરવહની સઈ કરી લે, બંનેનું હલક કરાવી લે. ઉમરહ અદા થઈ જશે.

એવી રીતે હજ માટે તેમના પિતા પોતાના છોકરાઓ તરફથી હજની નિય્યત કરવાથી અને તલબિયહ પઢવાથી હજનો એહરામ શરૂ થઈ જશે. મીના, અરફાત, મુઝદલિફામાં થોભવાથી વાજિબ અને ફર્ઝ અદા થઈ જશે. કાંકરીઓ તો વાલિદ સાહેબ મારે અથવા ત્રણ વર્ષના બાળકથી શરત પ્રમાણે મરાવે, વાજિબ બંને સુરતોમાં અદા થઈ જશે. (મુસ્લિમ : ૧ / ૪૩૧, હદીસ નં. ૪૦૯–૧૩૩૬)

એહરામના મનાઈ કરેલા કામો કોઈ છોકરાથી થઈ જાય, તો ન તો દમ વાજિબ થશે અને ન સદકો. (અલ મસ્લક : ૧૫૮)

તવાફ પછીની બે રકાત ન બાળકો પર વાજિબ છે ન વાલિદ પર, એવી રીતે કુરબાની પણ બાળકો તરફથી નથી. (મનાસિક : ૨૨૨) માત્ર અરકાનમાં વાલિદ સાહેબ નાયબ બનશે.

બંને બાળકો તરફથી એહરામ, તલબિયહ અને તવાફ અલગ અલગ કરવું પડશે.

(૨) એહરામની હાલતમાં મર્દ અથવા ઓરતના કપડા પર નાપાકી લાગી જાય, તો તેનું ધોવું પણ કાફી છે અને બદલવું પણ જાઈઝ છે. (અલ મસ્લક : ૧૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) વારસદારની સામે કોઈને હજ પર મોકલવાનો વિચાર વસિય્યત નથી

**સવાલ ( ૧૭૭૪) :** એક માણસે પોતાની જિંદગીમાં પોતાના છોકરા સાથે વાતચીત

દરમિયાન આ વિચાર જાહેર કર્યો હતો કે મને ફલાણાં વ્યકિતને હજ માટે મોકલવો છે, પરંતુ એ દરમિયાન તેનું મૃત્યુ થઈ ગયું, તેના મૃત્યુ સમયે હજ માટે રૂપિયા પણ હાજર હતા. પરંતુ વારસદારોમાં તેમના છોકરાઓએ રૂપિયા બરબાદ કરી દીધા, હવે છોકરાઓને એ ખ્યાલ આવ્યો કે વાલિદ સાહેબનું હજ કરાવવું જોઈએ. એટલે તેમણે જમીન વેચીને રૂપિયા ભેગા કર્યા છે, અને પિતા તરફથી હજ્જે બદલ કરાવવા ચાહે છે.

સવાલ એ છે કે મરહૂમના છોકરા સામે આ વિચાર જાહેર કરવો કે "ફલાણાં વ્યકિતને હજ માટે મોકલવો છે," વસિય્યત ગણાશે કે નહીં ? જો વસિય્યત હોય, તો હજ્જે બદલ કરાવનારો કઈ નિય્યતથી એહરામ બાંધે, કિરાન, તમત્તુઅ કે ઈફરાદ ની નિય્યતથી ? હજ્જે તમત્તુઅની નિય્યતથી મરહૂમના હકમાં હજ કરાવે, તો દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વ્યકિતએ તેના છોકરા સામે એ વિચાર જાહેર કરવો કે "મારે હજ માટે ફલાણાં વ્યકિતને મોકલવો છે," વસિય્યતમાં ગણાય નહીં. એટલે વારસદારોએ મરહૂમ તરફથી હજ કરાવવું વાજિબ નથી. (ફત્હુલ કદીર : ૧૦ / ૪૧૧)

આપના લખાણથી માલૂમ થાય છે કે મરહૂમ ઉપર હજ ફર્ઝ હતું અને મરહૂમે તેને અદા કર્યુ નથી. એટલે સુસ્તીથી કામ લીધું, તેમજ હજ્જે બદલની વસિય્યત પણ કરી નથી. એટલે આ મામલામાં મરહૂમ ગુનેહગાર થશે. (ફતાવા તાતારખાનિય્યહ : ૨ / ૬૬૭) એવી સુરતમાં અવલાદ પોતાના વાલિદ તરફથી હજ્જે બદલ માટે કોઈ વ્યકિતને મોકલે અથવા જાતે કોઈ છોકરો જાય અને મીકાતથી વાલિદના નામનું એહરામ બાંધે, તો મરહૂમનું હજ અદા થઈ જશે અને વારસદારો તરફથી એહસાન થશે. (દારે કુત્ની ૩ / ૨૯૯, હદીસ નં. ૨૬૦૮)

મરહૂમે હજની વસિય્યત કરી ન હતી. એટલે તેના તરફથી હજ કરનારો મીકાતથી જે નિય્યતથી એહરામ બાંધવા માંગે, બાંધી શકે છે એટલે હજ્જે કિરાન, તમત્તુઅ અને ઈફરાદ દરેકની ગુંજાઈશ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) ઘડપણ અને કમજોરને લીધે કોઈને હજ્જે બદલમાં મોકલવો

**સવાલ ( ૧૭૭૫) :** એક વ્યકિતની આર્થિક સ્થિતિ સારી છે અને તેની ઉપર હજ ફર્ઝ છે, પરંતુ ઘડપણ અને કમજોરીને લીધે જાતે હજ અદા કરી શકતો નથી, તો તે વ્યકિત પોતાની છોકરીને હજ્જે બદલ માટે મોકલી શકે છે કે નહીં ? તે વ્યકિતની એક જ છોકરી છે, છોકરો નથી, તેમજ એ છોકરીએ ગયા વર્ષે જે સઉદીમાં નોકરી કરે છે પોતાની હજ અદા કરી લીધી છે, આ વર્ષે વીઝા લઈને તે હજ્જે બદલ કરી શકે છે ? તેમજ હજનો ખર્ચ કોના જિમ્મે રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બિમારી એવી હોય કે તે લાચાર અને મજબૂર હોય, બીજાના સહારા વગર ચાલી ફરી શકતો ન હોય, તો હજ્જે બદલ કરાવવાની ઈજાઝત છે, પરંતુ કમજોરી દૂર થતા અથવા તે વ્યકિત જાતે હજ પર જવાની શકિત ધરાવતો થઈ જાય, તો તેના માટે બીજી વખત હજ કરવી જરૂરી થશે. (બહરુર્રાઈક : ૩ / ૬૫)

હજ માટે આવવા જવાનો ખર્ચ, મકાન ભાડુ, મીના, અરફાત અને મુઝદલિફા જવાનો સંપૂર્ણ ખર્ચ, તેમજ ખાવા – પીવાનો ખર્ચ, હજ્જે બદલમાં મોકલનારાએ આપવો જરૂરી છે. (ફત્હુલ કદીર : ૩ / ૧૪૮) તેમજ મીકાતથી હજનું એહરામ બાંધવું જરૂરી છે. (ઈરશાદુસ્સારી : ૬૨૨) જો મોકલનારાએ તમત્તુઅની ઈજાઝત આપી છે, તો તમત્તુઅનું એહરામ બાંધવું જાઈઝ છે, પરંતુ બહેતર નથી. જો હજમાં મોકલનારાએ તમત્તુઅની ઈજાઝત આપી હોય, તો અમુક ઉલમાએ કિરામ તમત્તુઅની ઈજાઝત આપે છે. એટલે હજ્જે બદલમાં કિરાન અને તમત્તુઅ બધાની ઈજાઝત લઈ લે, હજ પછી કાનૂન – નિયમ પ્રમાણે આવવાની તારીખ નક્કી હોય અને તેનાથી વધારે રોકાય, તો મોકલનારાના રૂપિયામાંથી ખર્ચ કરવો જાઈઝ નથી. તેમજ મોકલનારની ઈજાઝત વગર તેના માલને ખર્ચ કરવો જાઈઝ નથી. તેમજ મોકલનારની ઈજાઝત વગર તેના માલમાંથી સદકો કરવો અથવા કોઈની દાવત કરવી પણ જાઈઝ નથી.

(ફત્હુલ કદીર : ૩ / ૧૪૮)

પુછેલી સુરતમાં પિતા જો કમજોરીને લીધે ચાલવા, ફરવા પર કુદરત ધરાવતા નથી અને સફર કરવાથી માઝુર હોય, તો છોકરીને મહરમ સાથે હજ્જે

બદલ માટે મોકલવી જાઈઝ છે, પિતાની ફર્ઝ હજ અદા થઈ જશે, પરંતુ કોઈ મર્દને મોકલવો બહેતર છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૧૩)

ઓરત માટે મહરમ વગર સફર કરવો જાઈઝ નથી, એટલે છોકરી જો મહરમ વગર સફર કરશે તો ગુનેહગાર થશે. પરંતુ પિતાની ફર્ઝ હજ અદા થઈ જશે.

છોકરી માટે પિતાના હજની નિય્યત કરવી જરૂરી છે, જો પિતાના હજની નિય્યત ન કરી, તો પિતાની હજ અદા થશે નહીં. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) માઝુર ઓરત અને હજ્જે બદલ

**સવાલ (૧૭૭૬) :** એક ઓરતની ઉમર લગભગ ૬૫ વર્ષની છે, તે માલદાર છે. તેના જિમ્મે હજ ફર્ઝ થઈ ગઈ છે પરંતુ તે પગથી માઝુર છે, ચાલવામાં ખુબજ તકલીફ થાય છે, વધારે ચાલી શકતી નથી, પગનું ઓપરેશન પણ કરાવ્યું છે, પરંતુ ચાલવા ફરવાની તકલીફ દુર થતી નથી. તેને સાંધાનું દર્દ પણ છે, તેને "સંધિવા" કહે છે. તેને લીધે પણ પગોમાં દર્દ રહે છે.

સવાલ એ છે કે એવી હાલતમાં તે પોતાના પતિ અથવા પોતાના બંને છોકરાઓમાંથી કોઈ એકને (જેણે પોતાની હજ ફર્ઝ અદા કરી નથી) હજ્જે બદલ માટે મોકલી શકે છે ? જો નહીં તો તેને કોઈ મહરમ સાથે જવું જરૂરી થશે, શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજની અદાયગી માટે તંદુરસ્તી જરૂરી છે. એટલે જે ઓરત અને મર્દ બિમાર છે, અથવા એટલી ઉમર છે કે બીજાની મદદ વગર સવારી પર ચઢી શકતી નથી, તો તે બીજાને હજ્જે બદલ માટે મોકલી શકે છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૯)

એવી રીતે કોઈને લકવાની બિમારી હોય અને બિમારી એટલી વધુ હોય કે એક જગ્યાએથી બીજી જગ્યાએ, જાતે જવું મુશ્કેલ હોય અથવા બંને પગ કપાય ગયા હોય અથવા બંને હાથ અથવા બંને પગ અને એક હાથ કપાય ગયો હોય, તો એવો માઝૂર બીજાને હજ્જે બદલ માટે મોકલી શકે છે.

વર્ણન કરેલી ઓરતને જો ચાલવાની તાકત છે. સીડી પર ચઢવા ઉતરવાની તાકત છે, તો બીજાને હજ્જે બદલ માટે મોકલવો જાઈઝ નથી અને તેના માટે

મહરમ વગર સફર કરવો જાઈઝ નથી, જો કોઈ માલદાર જાતે ન જતો હોય અને ગરીબ મહરમ જવા માટે તૈયાર હોય, તો તેનો ખર્ચ ઉઠાવવો પડશે.

(અલ મબ્સૂત : ૪ / ૧૬૩)

પરંતુ જો ઓરતમાં ચાલવા ફરવાની શકિત નથી, તો તે કોઈનાથી હજ્જે બદલ કરાવી શકે છે, હજ્જે બદલ માટે એવા વ્યકિતને મોકલવામાં આવે, જેણે પહેલા પોતાની ફર્ઝ હજ અદા કરી લીધી હોય, જો અદા કરી નથી, તો તેને મોકલવો બહેતર નથી, તેમ છતાં હજ અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) હજ્જે બદલ અને નિય્યત

**સવાલ (૧૭૭૭) :** અમારા એક સાથીએ પાછલા વર્ષે હજ કરી, તેમાં તેમણે વાલિદાની હજની નિય્યત કરી અને કુરબાની વતન આવીને કરી અને આ વર્ષે ફરી હજમાં ગયો, તો કોઈ મવલાનાએ મસ્અલો બતાવ્યો કે ગયા વર્ષે જે હજ આપે કરી હતી, તે તમારા તરફથી અદા થઈ. આ વર્ષે તમે તમારી માતા તરફથી હજ કરો. તેમણે આ વર્ષે પણ કુરબાની વતન આવીને કરી, તો શરીઅતની દ્રષ્ટિએ તેમની હજ દુરુસ્ત થઈ કે નહીં ?

કુરબાનીનો શું હુકમ લાગશે, શું હરમની હદમાં કરવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના સાથીએ ગયા વર્ષે જે નિય્યતથી હજ કરી, તે પ્રમાણે હજ અદા થઈ, વાલિદા તરફથી હજ કરી હતી, તો વાલિદા તરફથી હજ થઈ ગઈ.

આ વર્ષે તેમણે જેના હજની નિય્યત કરી છે, તેમની હજ અદા થશે જે મવલાના સાહેબે આપને મસ્અલો બતાવ્યો કે પહેલા વર્ષે વાલિદાની નિય્યત કરવા છતાં તમારી હજ થઈ, તો ગલત છે. (બહરુર્રાઈક : ૩ / ૬૬)

કુરબાની હજ્જે તમત્તુઅ અથવા કિરાનને કારણે કરી છે તો હરમ શરીફમાં કરવી જરૂરી હતી, વતનની કુરબાની કાફી નહીં ગણાય, પરંતુ જો માત્ર હજનું એહરામ હતું અને મક્કામાં ૧૫ દિવસથી ઓછુ રોકાયો, તો કુરબાની વાજિબ નહીં થાય, ન વતનમાં ન હરમમાં. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) મુઅલ્લિમુલ હુજ્જાજથી હજ્જે બદલ કરાવવું

**સવાલ (૧૭૭૮) :** (૧) એક વ્યકિતનું મૃત્યુ થયું, તેના છોકરા પોતાના પિતા તરફથી મક્કાથી કોઈ આલિમ અથવા મુઅલ્લિમ દ્વારા હજ્જે બદલ કરાવે, તો તેનાથી હજ્જે બદલ અદા થશે કે નહીં ? અથવા અહીં (ભરૂચ, ગુજરાત, ઈન્ડિયા) થી કોઈ પરહેજગાર આલિમને મોકલવો જરૂરી છે ?

(૨) હજ્જે બદલ માટે કોણ જઈ શકે છે ? શરીઅતે તેના માટે કઈ શરતો રાખી છે ? શું હજ્જે બદલમાં કોઈ જાય, તો તેની ઉપર હજ ફર્ઝ થઈ જાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિતે મૃત્યુથી પહેલા વસિય્યત કરી હોય કે મારી ઉપર હજ ફર્ઝ છે અને હું હમણાં સુધી અદા કરી શકયો નથી, એક તૃત્યાંશ માલમાંથી તમે વતનથી હજ માટે કોઈને મોકલી આપશો, તો વતનથી જ મોકલવો જરૂરી છે. મક્કા મુકર્રમાથી કોઈને મોકલવાથી ફર્ઝ હજ અદા નહીં થાય. જો એવું કર્યુ, તો છોકરા ગુનેહગાર થશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૬૦૪,૬૦૫) જો વસિય્યત કરી નથી, તો પણ મુસ્તહબ છે કે કોઈ બાલિગ છોકરો અથવા બે–ત્રણ છોકરા ભેગા મળીને ખર્ચ જમા કરીને કોઈને હજ્જે બદલ માટે મોકલી દે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૦૮)

સવાલમાં જે સુરત લખી છે, તે ઠીક નથી, ઝુબ્દતુલ મનાસિક (ભાગ : ૨ / ૧૫૪) માં લખ્યું છે કે મુઅલ્લિમ હઝરાત અમુક લોકોથી રૂપિયા લઈને એક હજ કરે છે અને બધાને સવાબ બક્ષે છે, તેનાથી હજ ફર્ઝ અદા થશે નહીં, એટલે બહેતર એ જ છે કે પોતાના વતનથી જ કોઈ આલિમને મોકલીને મય્યિત તરફથી હજ ફર્ઝ અદા કરાવો.

(૨) હજ્જે બદલમાં એવા માણસને મોકલવો જોઈએ, જેણે પોતાની હજ ફર્ઝ અદા કરી લીધી હોય, જો કોઈએ હજ અદા કરી નથી, તેને હજ માટે મોકલ્યો તો પણ હજ અદા થઈ જશે. પરંતુ એવા વ્યકિતને મોકલવો સારું નથી, મકરૂહે તન્ઝીહી છે. (અલમુહીતુલ બુરહાની : ૨ / ૪૭૮)

અલબત્ત ઈમામ શાફઈ (રહ.) ના મતે એવા વ્યકિતને હજ્જે બદલ માટે મોકલવો જાઈઝ નથી, જેણે ફર્ઝ હજ કરી નથી, તેમના મતે આ સુરતમાં હજ બિલ્કુલ અદા જ નહીં થાય, માટે ઈમામોના મતભેદથી બચતા એવા વ્યકિતને, જેણે હજ અદા કરી નથી, ન મોકલવો જોઈએ. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૧૩) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) વાલિદૈન અને પત્નીઓ તરફથી હજ્જે બદલ કરાવવી

**સવાલ (૧૭૭૯):** મારી ઉમર ૭૫ વર્ષની છે અને મારી પત્ની જે હયાત છે તેની ઉમર ૬૫ વર્ષની છે, અમે બંને લગભગ ૮ – ૧૦ વર્ષથી બિમાર છીએ અને સહારા વગર ઉઠવું, બેસવું પણ મુશ્કેલ છે, મારી પહેલી પત્નીનું મૃત્યુ થઈ ગયું, તેનાથી એક છોકરો અને બીજી પત્નીથી ત્રણ છોકરા છે. માશાઅલ્લાહ ! બધા સરકારી નોકરીયાત અને ખુશ છે. મારી માત્ર એક છોકરી છે. તેની ઉમર ૩૮ વર્ષની છે અને તે કુમારી છે, અમારી ખિદમત કરે છે.

મારા વાલિદૈન તરફથી તેમની મિલ્કત પ્રમાણે હજ ફર્ઝ થઈ ગઈ હતી એટલે કે તેઓ ૧૫ એકર જમીનના માલિક હતા, પરંતુ કોઈ કારણસર હજ ન કરી શકયા અને મરણ પામ્યા, હવે મારી હાલત સારી થાય તો પણ હું એટલો સ્વસ્થ નથી કે હજ માટે જાતે જઈ શકું, માટે હું પોતાના તરફથી,મારી બંને પત્નીઓ તરફથી અને વાલિદૈન તરફથી હજ્જે બદલ કરાવવા માંગુ છું, તેની શી સુરત છે ? શરઈ રીતે આવું કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે તમારા તરફથી, વાલિદૈન અને બંને પત્નીઓ તરફથી હજ્જે બદલ કરાવવા માંગો છો, આ મુબારક વિચાર છે, હજ્જે બદલ કરાવી લો. ઈન્શાઅલ્લાહ સવાબ મળશે. (દારે કુત્ની : ૩ / ૩૦૦, હદીસ નં. ૨૬૧૦)

જો તમે કોઈના સહારા અને મદદ વગર સફર કરી શકતા નથી, તો તમે કોઈ બીજાને હજ્જે બદલ માટે મોકલી શકો છો, આપના વાલિદૈન અને બંને પત્નીઓનું મૃત્યુ થઈ ગયું હોય અથવા બીજાના સહારા વગર સફર ન કરી શકતા હોય, તો તેમના હજ્જે બદલમાં પણ બીજાને મોકલી શકો છો.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૫૮)

પરંતુ જો તમારા વાલિદૈન અને બંને પત્નીઓ પાસે એટલો માલ ન હતો કે તેમની ઉપર હજ ફર્ઝ થઈ જાય, તો હજ્જે બદલમાં મોકલવો જરૂરી નથી. જો કે દરેક મુસલમાનની ઈચ્છા હોય છે, કે મૃત્યુ પછી તેને સવાબ મળતો રહે માટે જેની ઉપર હજ ફર્ઝ ન હતી, તેમના માટે સદકએ જારિયહ રૂપે પોતાની તાકત પ્રમાણે નાનો મદ્રસો, નાની મસ્જિદ અથવા બોરિંગ અથવા કોઈ દારૂલ ઉલૂમનું જરૂરી કામ

કરાવી દો. એ વધારે બહેતર રહેશે અને મરહૂમને તેનો હમેશાં સવાબ મળતો રહેશે. (મુસ્લિમ : ૧ / ૪૧, હદીસ નં. ૧૪ – ૧૬૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) હજ્જે બદલ માટે જમીન વેચવી

**સવાલ (૧૭૮૦) :** મારી જમીન જાયદાદ વધુ પ્રમાણમાં છે, પરંતુ એ જમીન સિવાય રોકડ રકમ કંઈ નથી, મારી ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે. તો શું હું મારી જમીન વેચીને હજ્જે બદલ કરાવી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે તમારી ઉપર હજ ફર્ઝ થઈ ગઈ છે અને અદા કરી નથી, હવે રકમ નથી, તો હજ્જે બદલ માટે જમીન જાયદાદ અને મિલ્કત વેચવી જરૂરી છે, નહીં તો મહાન ગુનેહગાર થશો. (ઈરશાદુસ્સારી : મુલ્લા અલી કારી : ૬૦,૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) હજ્જે બદલ કરનારાના ઘરવાળાઓનો ખર્ચ

**સવાલ (૧૭૮૧) :** હજ્જે બદલમાં જે વ્યકિતને મોકલવામાં આવે, તેના સફરનો તમામ ખર્ચ મારા જિમ્મે રહેશે, પરંતુ તેના પરત આવવા સુધી તેના ઘરવાળાઓના ભરણ પોષણની જવાબદારી કોની રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઘરના લોકોની જિમ્મેદારી મોકલનારની નથી, જેણે આપ મોકલી રહયા છો, તેના તમામ ખર્ચની જવાબદારી તમારી રહેશે. (ફત્હુલ કદીર : ૩ / ૧૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) જો હજના અરકાન પુરા કર્યા વગર હજ્જે બદલ કરનારાનું મૃત્યુ થઈ જાય તો ?

**સવાલ (૧૭૮૨) :** હજનો સફર શરૂ કર્યા પછી હજના અરકાનની અદાયગી પહેલા હજ્જે બદલ કરનારો મૃત્યુ પામે, તો હજ્જે બદલ અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજના અરકાન અદા કરવાથી પહેલા હજ્જે બદલ કરનારાનું મૃત્યુ થઈ જાય, તો હજ્જે બદલ (ફર્ઝ હજ) અદા નહીં થાય. (તબ્યીનુલ હકાઈક : ૨ / ૮૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) હજ્જે બદલ કરનારાનું મૃત્યુ થઈ જાય તો તેના કુટુંબીજનોની જવાબદારી મોકલનારની રહેશે ?

**સવાલ (૧૭૮૩) :** હજ અદા કર્યા પછી રસ્તામાં અથવા મદીના અથવા મક્કામાં હજ્જે બદલ કરનારાનું મૃત્યું થઈ જાય, તો તેના કુટુંબિજનોના ભરણ પોષણની જવાબદારી કોની રહેશે ? રોકડ રૂપિયા આપવા પડશે, તો કેટલા અને કયાર સુધી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક વ્યકિતનું મૃત્યુ તેના વખત પર આવવાનું છે, માટે કોઈનું હજના સફરમાં મૃત્યુ થઈ જાય, તો તેને કારણે મોકલનારો તેના કુટુંબિજનોના ખર્ચનો જિમ્મેદાર નહીં ગણાય. અને ખર્ચ આપવો ફર્ઝ નથી. પરંતુ કોઈ વ્યકિત મદદ કરે અને ફી સબીલિલ્લાહ યતીમોની જવાબદારી ઉઠાવી લે, તો મહાન સવાબનું કામ છે. (બુખારી : ૨ / ૮૮૮, હદીસ નં. ૬૦૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) હજ્જે બદલ કરનારના ગુનાહ તેના જિમ્મે રહેશે

**સવાલ (૧૭૮૪) :** એક વ્યકિત વિશ્વાસુ છે, એટલે તેને હજ્જે બદલ માટે રવાના કરવામાં આવ્યો, પરંતુ તે કોઈ ગુનોહ કરે અથવા સોનું, ચાંદી ખરીદી લાવે, તો ગુનોહ કોના માથે રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ્જે બદલ કરાવનારની જવાબદારી છે કે તે નેક, દીનદાર, મસાઈલે હજના જાણકાર એવા વ્યકિતને મોકલે, જેણે પોતાની હજ કરી લીધી હોય.

(તબ્યીનુલ હકાઈક : ૨ / ૮૮)

જે વ્યકિતને હજ માટે મોકલ્યો છે, તે હરમ શરીફમાં ગુનોહ કરે અથવા હુકૂમતના કાનૂનની વિરુદ્ધ કરે, તો મોકલનાર ગુનેહગાર નહીં થાય અને સજાની સુરતમાં દંડની જવાબદારી મોકલનારની રહેશે નહીં. (સૂરએ નજમ : ૩૮–૪૦) તફસીરે મઝહરી : ૯ / ૧૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



يٰٓاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَقۡتُلُوا الصَّيۡدَ وَاَنۡتُمۡ حُرُمٌ ؕ وَمَنۡ قَتَلَهٗ مِنۡكُمۡ مُّتَعَمِّدًا
فَجَزَآءٌ مِّثۡلُ مَا قَتَلَ مِنَ النَّعَمِ يَحۡكُمُ بِهٖ ذَوَا عَدۡلٍ مِّنۡكُمۡ هَدۡيًا ۢ بٰلِغَ الۡكَعۡبَةِ
اَوۡ كَفَّارَةٌ طَعَامُ مَسٰكِيۡنَ اَوۡ عَدۡلُ ذٰلِكَ صِيَامًا لِّيَذُوۡقَ وَبَالَ اَمۡرِهٖ ؕ عَفَا اللّٰهُ
عَمَّا سَلَفَ ؕ وَمَنۡ عَادَ فَيَنۡتَقِمُ اللّٰهُ مِنۡهُ ؕ وَاللّٰهُ عَزِيۡزٌ ذُو انۡتِقَامٍ ﴿۹۵﴾

**તર્જુમો :** હે ઈમાનવાળાઓ ! પોતાના એહરામમાં હોવાની હાલતમાં (તેમજ હરમમાં) શિકારને મારો નહિ અને તમારામાંથી જે કોઈ તેને જાણી જોઈ મારશે, તો જે જાનવર તેણે માર્યું (તો કિંમતની રૂએ) તેની બરાબરીના પશુઓમાંથી તેના ઉપર બદલો છે, જેનો ફેંસલો તમારામાંના બે વિશ્વાસ પાત્ર માણસો કરી આપે એ શરતે કે તે બદલાનું જાનવર નિયાઝ તરીકે કઅ્બહ સુધી પહોંચાડે અથવા કફફારામાં (તેની કિંમત મુજબ) થોડાક ગરીબોને ખાણું ખવડાવે અથવા તેના બરાબર રોઝહ રાખે કે જેથી પોતાના કૃત્યની સજા ચાખે, (પરંતુ આ મનાઈ પહેલાં) જે થઈ ચૂકયું તે અલ્લાહે માફ કર્યું, પણ જે કોઈ ફરીથી એવું કામ કરશે તો અલ્લાહ (આ કફફારા ઉપરાંત આખિરતમાં) તેનાથી બદલો લેશે અને અલ્લાહ તઆલા (જોરાવર અને) બદલો લેનાર છે. (સૂરએ માઈદહ : ૯૫)

# જિનાયત(ગુનાહ)નું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# જિનાયત (ગુનાહ)નું બયાન

## (૧) જિનાયત (ગુનાહ) : અને તેના પ્રકાર

**સવાલ (૧૭૮૫) :** મારો હજનો ઈરાદો છે, સાંભળ્યું છે કે હજમાં જિનાયત કરવાથી દમ વાજિબ થાય છે. બલકે અમુક વખતે હજ પણ ફાસિદ થઈ જાય છે, માટે હઝરત વાલાથી દરખ્વાસ્ત છે કે મારા નીચેના સવાલોના વિગતવાર જવાબો જણાવશો. સવાલ આ પ્રમાણે છે :

"જિનાયત" એટલે શું ? તેના કેટલા પ્રકાર છે ? એહરામની જિનાયત કેટલી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હરમમાં અથવા એહરામની હાલતમાં જે કામો કરવા ના જાઈઝ અને હરામ છે, તે કામો કરવાને જિનાયત કહે છે. (અલમવસુઅતુલ ફિકહિય્યહ : ૧૬ / ૫૯) જિનાયત (ગુનાહ) ના બે પ્રકાર છેઃ (૧) જિનાયતે એહરામ એટલે કે એવા કામો કરવા જેને એહરામની હાલતમાં કરવા મના છે. તેની વિરુદ્ધ કરવું. (૨) જિનાયતે હજ એટલે હજના વાજિબો છે તેને છોડી દેવા અથવા તેને અદા કરવામાં કોતાહી કરવી.

એહરામની જિનાયત આઠ છે : (૧) મર્દોએ સીવેલા કપડા પહેરવા (૨) મર્દોએ માથું અને મોઢું ઢાંકવું (૩) ખુશ્બૂ લગાવવી (૪) બદનના કોઈ પણ ભાગના વાળ દૂર કરવા (૫) નખ કાપવા (૬) બદનની જૂ મારવી અથવા બદનથી જૂ અલગ કરવી. (૭) સંભોગ કરવો અથવા શહવતથી ચુંબન કરવું અથવા શહવતથી ઓરતને પકડવી, દબાવવી. (૮) જમીનમાં રહેનારા જાનવરનો શિકાર કરવો.

(સૂરએ બકરહ : ૧૯૭, અલ મુસ્તદરક : ૨ / ૩૦૩, હદીસ નં. ૩૦૯૪)

હજની મુબારક અને મકબૂલ ઘડીઓમાં અહકરને પણ યાદ કરશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) તવાફે વિદાઅ માત્ર આફાકી પર જરૂરી છે

**સવાલ (૧૭૮૬) :** અમે બે ભાઈઓ જિદ્દહમાં કામ કરીએ છીએ, હજમાં અમે તવાફે વિદાઅ નથી કર્યો અને એહરામ ખોલીને સીધા જિદ્દહ આવી ગયા. પછી

ખબર પડી તો પરત ફરતા એહરામ બાંધ્યા વગર જ તવાફે વિદાઅ કર્યો, તો આ સુરતમાં શું હુકમ છે ? શું તેને કારણે દમ વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફે વિદાઅ એ હાજી પર વાજિબ છે, જે આફાકી હોય એટલે મીકાતથી બહારનો રહેવાસી હોય, જે હાજીઓ હરમની હદમાં રહે છે, અથવા હિલમાં, મીકાતની અંદર રહે છે, તેમની ઉપર તવાફે વિદાઅ વાજિબ નથી, માટે તમે જો કે જિદ્દહમાં રહો છો અને જિદ્દહ મીકાતની અંદર છે એટલે તમારા જિમ્મે તવાફે વિદાઅ વાજિબ નથી. એટલે પુછેલી સુરતમાં દમ વાજિબ નહીં થાય.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) અમુક પારિભાષિક શબ્દોની સમજુતી

**સવાલ (૧૭૮૭) :** હઝરત મુફતી સાહેબ !

અસ્સલામુ અલયકુમ વ.વ.

સલામ બાદ : હજના સફર દરમિયાન નીચેના શબ્દો સાંભળવા મળ્યા, તેના અર્થ અને મતલબ મને ખબર નથી. આપથી વિનંતી છે કે તેની સમજુતી આપશો (૧) દમ (૨) બુદના (૩) સદકા

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે ખૂબ જ મહત્વની વાત પૂછી છે, આ હજની પરિભાષાઓ છે, તેની જાણકારી મેળવવી ખૂબ જ જરૂરી છે.

**દમ :** દમથી મુરાદ બકરો, દુમ્બો, ઘેટું વગેરે ઝબહ કરવું છે. અથવા મોટા જાનવર : ગાય, ભેંસ વગેરેમાં સાતમો ભાગ કુરબાન કરવો છે. એ જાનવરોમાં એ બધી શરતો જરૂરી છે જે કુરબાનીના જાનવરમાં જરૂરી છે.

(અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨ / ૨૫)

**બુદના :** બુદનાથી મુરાદ મોટું જાનવર : ગાય, ભેંસ અને ઊંટ છે, જયાં બુદના વાજિબ થાય છે, ત્યાં તેનો બધો ભાગ કુરબાની કરવો વાજિબ છે. સાતમો ભાગ કાફી નથી. બુદના માત્ર બે જગ્યાએ વાજિબ થાય છે. (૧) હૈઝ, નિફાસ અથવા જનાબતની હાલતમાં તવાફે ઝિયારત કરવાથી (૨) વકૂફે અરફા પછી હલકથી પહેલા સંભોગ કરી લેવાથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૧)

**સદકો :** હજના મસાઈલ બયાન દરમિયાન જયાં પણ આ શબ્દ બોલાય છે,

ત્યાં સામાન્ય રીતે સદકએ ફિત્ર જેટલા ઘઉં અથવા તેની કિંમત સદકો કરવો થાય છે. પરંતુ અમુક વખતે સદકામાં એક મુઠ્ઠી ઘઉં અથવા રોટલીનો ટુકડો અથવા પનીર આપવું પણ કાફી થઈ જાય છે, જેમકે જૂ અને ટીડ્ડી મારવાથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) પૂર્ણ અને અધુરી જિનાયત (ગુનાહ)થી મુરાદ અને તેની સજા

**સવાલ (૧૭૮૮) :** પૂર્ણ અને અધુરી જિનાયત કોને કહે છે ? તે કરવાથી સજારૂપે કઈ વસ્તુ વાજિબ થાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બદનના કોઈ મોટા અંગ : માથું, દાઢી, હથેળી અથવા જાંઘ વગેરે પર અથવા આખા બદન પર ઉઝર વગર ખુશ્બૂ લગાવવી, ભલે ખુશ્બૂ થોડીવાર માટે જ હોય. આ તમામ સુરતો પૂર્ણ જિનાયત કહેવાય છે. તેમાં દમ વાજિબ થાય છે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧૫૬,૧૫૭)

અને કોઈ નાનુ અંગ : દા.ત. કાન, આંખ, મુંછ અથવા આંગળી વગેરે પર અથવા મોટા અંગના નાના ભાગમાં ઉઝર વગર ખુશ્બૂ લગાવી, તો એ અધુરી જિનાયત કહેવાશે. તેમાં સદકએ ફિત્ર જેટલો સદકો અદા કરવો વાજિબ છે, અને ઉઝર અથવા મજબુરીમાં આ જિનાયત કરી છે, તો તેને અધિકાર છે કે સદકએ ફિત્ર જેટલો સદકો કરે અથવા ત્રણ દિવસના રોઝા રાખે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૪૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હજરે અસ્વદ પર ખુશ્બૂ લાગેલી હોય તો બોસો આપવો જાઈઝ નથી.

**સવાલ (૧૭૮૯) :** હજરે અસ્વદ ઉપર ખુશ્બૂ લાગેલી હોય, તેનો બોસો લેતી વખતે સંપૂર્ણ અંદેશો છે કે મોઢા અથવા હાથ પર લાગી જશે, તો શું આ સુરતમાં બોસો (ચુંબન) આપવો જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજરે અસ્વદ પર જો ખુશ્બૂ લાગેલી હોય, તો એહરામની હાલતમાં બોસો આપવો જાઈઝ નથી, પરંતુ જો એહરામની હાલતમાં બોસો આપી દીધો અને ખુશ્બૂ

તેના મોઢા અને હાથ પર લાગી ગઈ, તો જો ખુશ્બૂ વધારે લાગી ગઈ, તો દમ વાજિબ થઈ જશે અને જો થોડી લાગી હોય, તો સદકો વાજિબ થશે. (અલ મબ્સૂત : ૪ / ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ખાવામાં ખુશ્બૂ વાપરવી

**સવાલ (૧૭૯૦) :** ખાવામાં ખુશ્બૂ વાપરવાની વિગત શું છે ? અને તેમાં કઈ સજા વાજિબ થશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના સવાલનો જવાબ ખૂબ જ વિસ્તૃત છે, ટુંકમાં જવાબ એ છે કે ખુશ્બૂને જો ખાવામાં મેળવીને રાંધી દીધી, તો તેમાં કોઈ સજા વાજિબ નહીં થાય, ભલે ખુશ્બૂ વધુ પ્રમાણમાં હોય અને ખાવામાં ખુશ્બૂ ફુટી રહી હોય.

ખાવાનું રાંધ્યા પછી જો ખુશ્બૂદાર કોઈ વસ્તુ દા.ત. ચા અથવા શાકમાં નાખવામાં આવે, તો પણ કંઈ વાજિબ નહીં થાય. પરંતુ જો આ સુરતમાં લવિંગ, ઈલાયચી અને ગરમ મસાલો વગેરેની ખુશ્બૂ ખાવાની અંદરથી ફુટી રહી હોય, તો પછી ખાવાનું મકરૂહ છે.

જો ખુશ્બૂ મેળવીને ખાવાનું રાંધ્યું નથી તો જો વધુ પ્રમાણમાં ખાધું અને ખુશ્બૂ તેમાં વધુ છે, તો દમ વાજિબ થશે અને ઓછી ખાધી, તો સદકો વાજિબ થશે ભલે તેમાં ખુશ્બૂ ન આવતી હોય, ચટણી, અચાર વગેરેમાં ખુશ્બૂ રાંધ્યા વગર મેળવવામાં આવે છે માટે જો તેને થાડી થોડી કરીને અનેક વખતે ખાધુ તો દમ વાજિબ થશે.

એવા ખાવામાં જે રાંધ્યુ નથી, તેમાં ખુશ્બૂ મેળવવામાં આવી અને તે ખુશ્બૂ ખાવાના મુકાબલામાં ઓછી છે, એટલે ખાવાનું પ્રમાણ વધુ અને ખુશ્બૂ ઓછી છે, તો કોઈ ચીજ વાજિબ નહીં થાય. જો કે તેનું ખાવાનું મકરૂહ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૪૦, ૨૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) પાનમાં ખુશ્બૂદાર તમાકુ ખાવું

**સવાલ (૧૭૯૧) :** હું હજ માટે જઈ રહયો છું, મને પાન ખાવાની આદત છે, પાનમાં ખુશ્બૂવાળુ તમાકુ પણ ખાઉં છું, હવે આપનાથી એ માલૂમ કરવાનું છે કે શું એહરામની હાલતમાં ખુશ્બૂવાળુ તમાકુ નાંખીને પાન ખાઈ શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પાનમાં ખુશ્બૂદાર તમાકુ અને ઈલાયચી વગેરે ખાવું મકરૂહ છે. ફિકહના

અમુક શબ્દો પ્રમાણે દમ પણ વાજિબ થાય છે, માટે તેમાં સાવચેતી ખુબ જ જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૪૦,૨૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ગરીબીને લીધે દમ માફ થતો નથી

**સવાલ (૧૭૯૨):** એક વ્યકિત પર કોઈ જિનાયતને કારણે દમ વાજિબ થયો, પરંતુ તેની પાસે એટલો માલ નથી કે તે અદા કરી શકે, તો શું માફીની કોઈ શકલ છે ? મહેરબાની કરીને જલ્દી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાદાર, ગરીબ વ્યકિત જેની અંદર દમ અદા કરવાની શકિત નથી. તેનાથી દમ માફ નહીં થાય, (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૫૭) જયારે પણ તેની પાસે માલ આવે, તો દમ અદા કરે, આ હુકમ એ વ્યકિત માટે છે જેણે ઉઝર વગર જિનાયત કરી હોય, ઉઝરથી જો કોઈ જિનાયત કરી હોય, તો તેમાં ત્રણ કામો દમ, રોઝા અને સદકો તેમાંથી કોઈ એક કરી લેશે, તો વાજિબ અદા થઈ જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) દમને હરમની હદમાં ઝબહ કરવું જરૂરી છે

**સવાલ (૧૭૯૩) :** મારી ઉપર કોઈ જિનાયતને કારણે દમ વાજિબ છે, પરંતુ હું એ ઈચ્છું છું કે વતન પરત જઈને દમ અદા કરું, તો શું આ જાઈઝ છે ? બીજી વાત એ માલૂમ કરવાની છે કે દમનું ગોશ્ત કોને આપવામાં આવે ? શું જિનાયત કરનારો જાતે ખાય અને કુટુંબિજનોને ખવડાવે તો આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે સુરતોમાં વાજિબ છે. તેને હરમની હદમાં ઝબહ કરવું જરૂરી છે હરમથી બહાર જાઈઝ નથી. (અબૂદાવૂદ : ૧ / ૨૪૬, હદીસ નં. ૧૯૦૭) દમનું ગોશ્ત ફકીરોને સદકો કરવું જરૂરી છે. જાતે ખાવું અથવા માલદારને ખવડાવવું જાઈઝ નથી.

(મજમઉલ અન્હુર : ૧ / ૩૦૦)

## (૧૦) એહરામની હાલતમાં ખુશ્બૂવાળા પીણાં પીવા

**સવાલ (૧૭૯૪) :** હઝરત મુફતી સાહેબ !

અસ્સલામુ અલયકુમ વ.વ.

એહરામની હાલતમાં રૂહે અફઝાનું શરબત, સોડા, લેમન વગેરે પી શકીએ

છીએ કે નહીં ? હું હજ માટે જઈ રહયો છું, અને ગરમી વધુ છે, તો તફસીલથી જણાવશો કે કયા કયા પીણા મુહરિમ માટે જાઈઝ છે અને કયા નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઠંડા પીણાં દા.ત. સોડા, લેમન, શરબત વગેરેમાં જો ખુશ્બૂ નથી, તો એહરામની હાલતમાં તેને પીવું જાઈઝ છે અને જો તેમાં ખુશ્બૂ મેળવેલી હોય તો જો ખુશ્બૂ વધારે હોય, તો સદકો વાજિબ થશે. પરંતુ જો એક જ મજલિસમાં વારંવાર એવી ખુશ્બૂવાળી ચીજ પી લીધી, તો દમ વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ઉમરહ કરનારાએ હરમની હદથી બહાર વાળ કપાવવા

## (૧૨) દમે જિનાયતનું મકામ અને તેના ગોશ્તનો હુકમ

**સવાલ (૧૭૯૫) :** એક વ્યકિત ઉમરહ માટે ગયો, તેને તો ઉમરહ કરી લીધો, પરંતુ ભીડને કારણે તેને હરમની હદમાં વાળ કપાવ્યા નથી, બલકે જિદ્દહમાં જઈને વાળ કપાવ્યા, તો તેના માટે શું હુકમ છે ? શું તેની ઉપર દમ વાજિબ થશે ? જો વાજિબ છે, તો આ દમ કયાં અદા કરવો પડશે ? હરમની હદમાં ? અથવા ઈન્ડિયામાં પણ અદા કરી શકે છે ? એ દમનો ગોશ્ત રિશ્તેદારો અને માલદારોને આપી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ અથવા ઉમરહના અરકાનથી ફારિગ થઈ હરમની હદમાં જ વાળ કપાવવા અથવા મુંડાવવા વાજિબ છે, હરમની હદથી બહાર હિલમાં દા.ત. જિદ્દહ વગેરે જઈને વાળ કપાવવાથી વાજિબ છોડવાનો ગુનોહ લાગશે તેણે કારણે દમ વાજિબ થાય છે. માટે પૂછેલી સુરતમાં એ વ્યકિત પર દમ વાજિબ છે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૬૪)

અને આ દમ હરમની હદમાં જ અદા કરવો વાજિબ છે. હરમ સિવાય પોતાના વતન અથવા જિદ્દહ વગેરેમાં અદા કરવું કાફી થશે નહીં. (અબૂદાવૂદ : ૧ / ૨૪૬, હદીસ નં. ૧૯૦૭) એ દમ માટે નાનું જાનવર ઝબહ કરે અથવા મોટા જાનવરમાં એક ભાગ રાખવો પણ જાઈઝ છે, અને દમના જાનવરમાં તે બધી શરતો હોવી જરૂરી છે, જે કુરબાની માટે જરૂરી છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૧)

એ દમને દમે જિનાયત કહે છે. તેનું ગોશ્ત ફકીરોને જ આપવું જરૂરી છે. જાતે ખાવું અથવા માલદારોને આપવું જાઈઝ નથી. (મજમઉલ અન્હૂર : ૧ / ૩૦૦) જો કોઈ

એક ફકીરને પણ આપી દીધું અને તેને માલિક બનાવી દીધો તો આ જાઈઝ છે. જવાબદારીમાંથી મુકત થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) દમે જિનાયતનું હરમમાં અદા કરવું જરૂરી છે

**સવાલ (૧૭૯૬) :** હજની જિનાયતમાં જે દમ વાજિબ થાય છે, તે દમને હરમ શરીફમાં અદા કરવો જરૂરી છે અથવા કોઈ વ્યકિત પોતાના વતનમાં આવીને અદા કરી શકે છે ?

(૧) આપની કિતાબ "મસાઈલે હજ" (ગુજરાતી પ્રકાશન) ના પેજ નં. ૧૩૮ પર ફાયદો નં. ૩ (જિનાયતની સજા તરત જ અદા કરવી જરૂરી નથી પરંતુ મૃત્યુ પહેલા અદા કરવી જરૂરી છે. જો અદા ન કરી શકયો તો વસિય્યત કરવી જરૂરી છે. વસિય્યત પણ ન કરી તો વારસદારો મૃત્યુ પામનાર તરફથી અદા કરે તો ઈન્શાઅલ્લાહ અદા થઈ જશે.) ની સમજુતીથી કોઈએ એવો મતલબ કાઢયો કે જિનાયતનો દમ ગમે ત્યાં અદા કરી શકાય છે, આ દમ હરમમાં અદા કરવો જરૂરી નથી, તો આ બાબતે શું હુકમ છે ? જો કોઈએ વતનમાં દમ અદા કર્યો, તો તેના માટે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ દમને હરમ શરીફમાં અદા કરવો જરૂરી છે, બીજી જગ્યાએ અદા કરવાથી તે માન્ય ગણાશે નહીં, જો વતન આવી ગયો, તો કોઈને વકીલ બનાવીને હરમમાં અદા કરાવવો જરૂરી છે, (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૧)

(૧) પેજ નં. ૧૪૯ પર તેની વિગત મોજુદ છે, જો પુરી કિતાબ વાંચી લેતા, તો કદાચ આ શંકા પેદા ન થતી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) મિસ્વાક માટે ડાળી તોડવા પર જિનાયત વતનમાં અદા કરવી

**સવાલ (૧૭૯૭) :** મુઝદલિફામાં જો કોઈએ મિસ્વાક માટે ઝાડની ડાળી તોડી. ત્યાર પછી તેને ખબર પડી કે આ જાઈઝ નથી, તો તેના ઉપર દમ વાજિબ થશે કે નહીં ? અને આ દમ પોતાના વતનમાં આવીને અદા કરે, તો દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આ જિનાયતમાં જાનવર ઝબહ કરવું હોય, તો હરમમાં ઝબહ કરવું જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) જિનાયતમાં વાજિબ સદકો વતનમાં આવીને અદા કરવો

**સવાલ (૧૭૯૮) :** જિનાયતમાં જે સદકો વાજિબ હોય છે, તેને હરમમાં અદા કરવો જરૂરી છે અથવા બાદમાં બીજી જગ્યાએ અદા કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

'સદકો' હરમમાં અદા કરવો જરૂરી નથી, પોતાના વતનમાં પણ આપી શકાય છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) શું દમની કુરબાની વતનમાં કરી શકાય છે, કારણ કે હરમમાં ગરીબો – ફકીરો મળતા નથી ?

**સવાલ (૧૭૯૯) :** દમની કુરબાનીનો મસ્અલો એ છે કે તેનું ગોશ્ત ગરીબોને આપવું જોઈએ. તો હાજી મોટે ભાગે અપરિચિત અને હરમની સંપૂર્ણ હાલતથી વાકેફ હોતા નથી, તો તેમના માટે ત્યાં ગરીબોને શોધવા ખૂબ જ મુશ્કેલ હોય છે અને ગરીબો મળતા પણ નથી, કારણ કે અલ્લાહ તઆલાએ ત્યાં વિશાળતા રાખી છે અને જો હોય તો પણ અજાણ્યા વ્યકિતએ કોઈ ગરીબને ઓળખવો ઘણો મુશ્કેલ છે. સવાલ એ છે કે શું એવી સુરતમાં હાજી પોતાના વતનમાં કુરબાની કરી શકે છે ? અને જો હરમમાં કરવી જરૂરી છે, તો પછી તેનું ગોશ્ત ત્યાં કેવી રીતે વહેંચવું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ દમ વતનમાં આવીને અદા કરવું જાઈઝ નથી અને અસલ ચીજ, જાનવરને ઝબ્હ કરવું છે, ગરીબોને શોધવા જરૂરી નથી. આપ જે કામને મુશ્કેલ સમજો છો, હકીકતમાં એવું નથી, ગરીબો હરમ શરીફની સામે જ નજર આવે છે અને જો માની લો કે તે મૌજૂદ નથી, તો સ્થાનિક કોઈ વ્યકિતથી વાત કરીને જાનવર ઝબહ કરીને ગોશ્ત તેને હવાલે કરી દો. ટુંકમાં કોઈ પણ સુરતમાં દમનું જાનવર હરમ શરીફ સિવાય ઝબહ કરવું જાઈઝ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) અકીકહ અથવા કુરબાનીના જાનવરમાં દમની જિનાયતનો ભાગ નાંખવો

**સવાલ (૧૮૦૦) :** અકીકહ અથવા કુરબાનીના જાનવરમાં દમનો ભાગ નાંખી

શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસ્તહબ એ છે કે કુરબાનીના જાનવરમાં ભાગીદાર કુરબાનીના જ હોય, જો તેમાં દમે એહસાર, દમે તમત્તુઅ, દમે જિનાયત વગેરેના ભાગીદારો હોય, તો પણ જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૪૩)

અલ્લામાં શામી (રહ.) એ લખ્યું છે કે જો કુરબાનીના જાનવરમાં દમે જિનાયતનો હિસ્સો હોય, તો કુરબાની કરનારાઓએ પણ ગોશ્તનો સદકો કરવો જરૂરી છે, (શામી : ૫ / ૨૮૫) પરંતુ જો પોત પોતાના હિસ્સા વહેંચી લે, તો કુરબાની કરનારાએ પોતાના હિસ્સાનો સદકો કરવો જરૂરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) માત્ર ભુલ થઈ એવા વહેમ ઉપર માફી માટે દમ અદા કરવો

**સવાલ (૧૮૦૧) :** કોઈ હાજીને એ ખબર ન હતી કે મારા પર કોઈ જિનાયત આવી છે. માત્ર એ સમજીને કે મારાથી કોઈ ભૂલ થઈ હશે, તે દમ આપવા માંગે છે તો દમ આપી શકે છે કે નહીં ? જેથી અલ્લાહ તઆલા તેની ભૂલ માફ કરી દે. એવી સુરતમાં બકરો ઝબહ કરે અથવા કોઈ મોટા જાનવરમાં હિસ્સો રાખે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામી અહકામનો આધાર નિય્યત પર છે. શંકાને કારણે કોઈ હુકમ સાબિત થતો નથી. (કવાઈદુલ ફિકહ : ૧૪૩) એટલે એવો દમ આપવો જાઈઝ નથી, કારણ કે જો એ ગોશ્તથી કોઈ ફાયદો ઉઠાવનારો ન હોય, તો તે બરબાદ થશે. તેને કારણે આ દમ આપવો ફુઝૂલ ખર્ચીમાં દાખલ થઈ જશે અને આ જાઈઝ નથી. (સૂરએ અન્આમ : ૧૪૩, બુખારી : ૧ / ૩૨૪, હદીસ નં. ૨૪૦૮)

બહેતર એ છે કે જાનવર ઝબહ કરવાને બદલે રોકડ રૂપિયા ગરીબો પર સદકો કરી દે, જેથી તેઓ પોતાની જરૂરત પુરી કરી શકે અને આપને તેનો સવાબ પણ મળી જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) હાજી પોતાની કુરબાની કયાં કરે ?

**સવાલ (૧૮૦૨) :** લગભગ દોઢ વર્ષથી એક વ્યકિત અરબ દેશમાં નોકરી કરે છે

હવે તેના શેઠે (કફીલે) તેને હજ કરવાની ઈજાઝત આપી છે. પરંતુ હાજીઓને કુરબાનીનું જાનવર ખૂબ જ મોંઘુ મળે છે. મોટા જાનવરની કિંમત બે હજાર રિયાલ અને નાના જાનવરની કિંમત ૫૦૦ અથવા ૬૦૦ રિયાલ છે સવાલ એ છે કે શું હાજીને પોતાની કુરબાની પોતાના વતનમાં કરવાની ઈજાઝત છે ? અથવા ત્યાં મીનામાં કરવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હાજી હજના દિવસોમાં જો મુકીમ હોય, એવી રીતે કે પંદર દિવસથી વધારે ત્યાં રોકાવવાનો ઈરાદો છે અથવા પંદર દિવસ થઈ ચુકયા છે, તો તેની ઉપર કુરબાની વાજિબ થશે. તેને પોતાના વતન પણ કરી શકે છે.

હાં, પંદર દિવસ મક્કા મુકર્રમામાં રોકાવવાની નિય્યત ન હોય, એટલે તે મુસાફિર હોય, તો તેની ઉપર કુરબાની વાજિબ નથી. (મજમઉલ અન્હૂર : ૨ / ૫૧૬)

પરંતુ જો કુરબાની હજ્જે કિરાન અથવા હજ્જે તમત્તુઅને કારણે વાજિબ થઈ છે, તેને મીનામાં જ કરવી વાજિબ છે, પોતાના વતનમાં જાઈઝ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) રમીએ જિમાર અને કુરબાની વચ્ચેની તારીખ

**સવાલ (૧૮૦૩) :** હઝરત મુફતી સાહેબ ! જેવું કે આપને માલૂમ હશે કે સહૂલતને કારણે સઉદી હુકૂમત હાજીઓ પાસેથી કુરબાનીની રકમ પહેલાથી વસુલ કરે છે. હાજીઓ એ રકમ જમા કરાવતી વખતે કુરબાનીનો વખત પણ લખાવે છે. દા.ત. ૧૦ મી ઝિલહજ્જના સવારે ૧૧ વાગે અમારા તરફથી કુરબાની કરવાની છે. હવે સામાન્ય રીતે મુઝદલિફાથી વાપસીમાં કોઈ કારણથી મીના પહોંચવામાં અને શયતાનને કાંકરી મારવામાં મોડું થાય છે, એવી હાલતમાં જે લોકોએ કુરબાનીની રકમ જમા કરાવીને કુરબાનીનો વખત નક્કી કરાવી દીધો હતો, તેમના તરફથી રમીથી પહેલા પણ કુરબાની થઈ જાય છે, તો શું આ સુરતમાં હનફી મસ્લક પ્રમાણે દમ વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજના કામોમાં રમી, ઝબહ અને હલક આ ત્રણે વચ્ચે તરતીબ વાજિબ છે, અને તરતીબ છોડવાથી હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.) ની નજીક દમ (કુરબાની) વાજિબ થાય છે અને હજની જિનાયત (ભૂલ) વિશે એ ઉસૂલ છે કે

જિનાયત ભલે જાણીજોઈને હોય કે ભૂલથી, જબરદસ્તી થઈ હોય અથવા જાતે પોતે જિનાયત થઈ હોય કે બીજાના હુકમથી તેને કરી હોય. દરેક હાલતમાં દમ વાજિબ થાય છે. એટલે વર્ણન કરેલી સુરતમાં જયારે કે કુરબાનીનો જિમ્મેદાર જેને બનાવ્યો હતો તેણે રમી અને હલકથી પહેલા કુરબાની કરી દીધી તો ઈમામ અબૂ હનીફા (રહ.) ના મત પ્રમાણે દમ વાજિબ થશે. (અલ મબ્સૂત : ૧ / ૪૧, ૪૨)

પરંતુ તેનાથી બચવું શકય પણ છે કે વકીલને સાવચેતી રૂપે અંતિમ વખત જ બતાવવો જોઈએ, રમીનો વખત માઝૂર માટે ૧૦ મી ઝિલ હજ્જ ની સાંજ અને ત્યાર બાદ આવનારી રાત ૧૧ મીની સુબ્હે સાદિકથી પહેલા સુધી રહે છે અને કુરબાની બીજા દિવસે થઈ શકે છે. કિરાન અને તમત્તુઅની કુરબાની ત્રણ દિવસની અંદર અદા કરી તો જાઈઝ છે. એટલે હકીકતમાં કોઈ એવું ઉઝર દેખાતું નથી કે ઈમામે આ'ઝમ (રહ.) ના મસ્લકથી હટવામાં આવે. હકીકતમાં ઉઝર હોય તો પણ દમ વાજિબ થાય છે. જેમકે પહેલા બયાન થઈ ગયું.

રહી વાત કે એવા મોકા પર સાહિબૈન (રહ.) ના મસ્લકને અપનાવવો જોઈએ કે નહીં ? તો તેની બિલ્કુલ આ મસ્અલામાં જરૂરત નથી અને ન હનફી ઉલમાએ આ મસ્અલામાં સાહિબૈન (રહ.) ના મસ્લકને પસંદ કર્યો છે. એટલે ઈમામ સાહેબ (રહ.)ના મસ્લકની બુનિયાદ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ની રિવાયત પર છે :

عن ابن عباس قال : من قدم شيئا من حجہ واخرہ، فليهرق لذلک دما

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૩ / ૩૬૨, હદીસ નં. ૧૪૯૫૮)

અને આ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) નો મસ્લક પણ છે. તેમજ રોકાણ વિશે કુર્આનનો સ્પષ્ટ હુકમ છે :

وَلَا تَحْلِقُوْا رُءُوْسَكُمْ حَتّٰى يَبْلُغَ الْهَدْيُ مَحِلَّه

પરંતુ કુરબાની પોતાને ઠેકાણે (હરમની હદમાં) પહોંચી ન જાય ત્યાં સુધી પોતાના માથાના વાળ મુંડાવો નહીં. (સૂરએ બકરહ : ૧૯૬)

માટે ઘેરાયેલા પર પણ દમ વાજિબ થશે, ભલે તે કોઈ ઉઝરને કારણે કુરબાનીથી પહેલા હલક કરાવી લે. (મુસ્લિમ : ૧ / ૪૦૪, હદીસ નં. ૧૮૧–૧૨૩૦) એવી રીતે કારિન અને મુતમત્તેઅ પણ કુરબાનીથી પહેલા હલક કરાવી શકતા નથી,

ટુંકમાં હલકને મોડું કરાવવું પડશે. અને હલક વગર હલાલ નહીં થઈ શકે.

હજના કાર્યોથી ફારિગ થઈને હલક (માથું મુંડાવવું અથવા કતરાવવા) એ પણ એક હજની ઈબાદત છે. પરંતુ એ જો કુરબાની અથવા રમીથી પહેલા થઈ જાય તો જિનાયત બની જશે, કારણ કે એહરામની વચ્ચે આવી જાય છે, એટલે દમ વાજિબ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૫૮)

હઝરત ઈમામે આઝમ (રહ.) નો મસ્લક ઉસૂલ પર સંપૂર્ણ સુસંગત અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઉદ (રદિ.) ની રિવાયતો પર આધારિત છે.

હઝરાતે સાહિબૈન (રહ.) અને બીજા ઈમામોએ જે દલીલોથી સાબિત કર્યુ છે, જેમાં કુરબાનીથી પહેલા રમી અથવા હલક વિશે પુછવામાં આવ્યું તો નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું કે અરકાન અદા કરતા રહો, કોઈ વાંધો નથી.

"فما سئل عن شيء قدم او أخر الا قال: افعل ولا حرج"

તેની સમજુતી એ છે કે વર્ણન કરેલી રિવાયત જો મુફરિદ માટે છે, તો સવાલ કરનાર મુફરિદ હતો. તેના ઉપર કુરબાની વાજિબ નથી, એટલે મુફરિદ માટે કુરબાની, રમી અને હલક વચ્ચે તરતીબ જરૂરી નથી, અને જો આ હુકમ કારિન અને મુતમત્તેઅ માટે હોય, તો મતલબ એ છે કે એવું થઈ ગયું છે, તો થવા દો, દમ જરૂરી નથી, ખુલાસો એ છે કે આ રિવાયત કારિન અને મુતમત્તેઅ માટે તરતીબ બદલાઈ જવાની સુરતમાં દમ વાજિબ ન થવાની સ્પષ્ટતા નથી. કારણ કે વર્ણન કરેલા રાવીઓમાં જાતે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) નો મસ્લક છે કે હજના કાર્યોમાં આગળ – પાછળ થવાથી દમ લાગુ પડે છે. માલૂમ થયું કે "لاحرج" થી માત્ર ગુનાહની મનાઈ છે. (ઉમ્દતુલ કારી : ૧૦ / ૫૯) એટલે બીજા ઈમામોની વાજબી રિવાયતો, દમ જરૂરી ન હોવા વિશે સ્પષ્ટ હુકમ નથી. શકય છે, એટલે આ વાતની પુરી શકયતા છે કે આ ઈરશાદ મુફરિદ વિશે છે. દમના વાજિબ અથવા વાજિબ ન હોવા પર સ્પષ્ટ હુકમ નથી, એટલે એવી સંભવિત રિવાયતની બુનિયાદ પર હઝરત ઈમામે આઝમ (રહ.) ના મસ્લકને, જે ઉસૂલ અને સનદનો સમર્થક છે, છોડવાની જરૂરત અને અનુમતિપાત્ર માલૂમ થતો નથી. (મબ્સૂત : ૪ / ૪૨, બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૧૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) ઉમરહ પછી હલક અથવા કસર માટે કેટલા વાળ કપાવવા જરૂરી છે ?

**સવાલ (૧૮૦૪) :** મારો એક મિત્ર કરાંચીમાં રહે છે તેને ઉમરહ માટે એહરામ બાંધીને સઈ અને તવાફ કર્યો. પછી હલક અથવા કસર કરવાને બદલે ત્યાં અમુક લોકોને જોઈને, અજ્ઞાનતાને કારણે, તેને પણ બંને કાનો તરફથી અમુક વાળ કપાવ્યા પછી જયારે તેને ખબર પડી કે હલક અથવા કસર કરાવવું જરૂરી છે. તો તેને બીજી વખતે એહરામ બાંધીને ઉમરહ કરીને કસર કરાવ્યું, હવે સવાલ એ છે કે શું ઉમરહમાં હલક અથવા કસર કરાવવું જરૂરી છે ?

વર્ણન કરેલી વ્યકિત જેણે ભૂલ કરી અને બીજી વખતે ઉમરહ કર્યો તો શું તે પોતાના પહેલા ઉમરહથી હલાલ સમજવામાં આવશે કે નહીં ? બીજી વખતે તેનું એહરામ બાંધવું સહીહ થયું કે નહીં ? અને શું દમ વાજિબ થશે ? કરાંચીમાં રહેતા દમ અદા કરવાની કોઈ સુરત થઈ શકે છે કે નહીં ? એ વ્યકિતના બંને ઉમરહ સહીહ થયા કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એહરામથી હલાલ થવા માટે માથાના ચોથા ભાગના વાળ કતરાવવા કાફી છે, અને કતરાવવાની ઓછામાં ઓછી હદ એ છે કે એક આંગળીના એક ઈંચ જેટલા માથાના ચોથા ભાગના વાળ કતરાવે. માટે વર્ણન કરેલી સુરતમાં જયારે કે બંને કાનો તરફથી વાળ કતરાવ્યા છે, તો હવે જોઈ લેવું કે બંને તરફથી એક ઈંચ જેટલા માથાના ચોથા ભાગના થઈ ગયા કે નહીં ? જો ચોથા ભાગના થઈ ગયા, તો આ કસર કાફી છે. (અલ મબ્સૂત : ૪ / ૭૦) અને તે વ્યકિત હલાલ થઈ જશે બંને ઉમરહ સહીહ થશે અને કોઈ દમ વાજિબ નહીં થાય.

અને જો એટલા પ્રમાણમાં કસર કર્યા નથી. તો પહેલો ઉમરહ બીજા ઉમરહ સાથે મળી ગયો, પરંતુ જો કે પહેલા ઉમરહના તવાફ અને સઈ પછી બીજો ઉમરહ શરૂ કર્યો છે, માટે બંને ઉમરહ તો સહીહ થઈ જશે પરંતુ બંને ઉમરહ મળી જવાથી દમ રૂપે એક બકરી વાજિબ થશે. પહેલા ઉમરહમાં વાળ ઓછા કતરાવવા પર કોઈ દમ લાગુ પડશે નહીં. બીજા ઉમરહ પછી જે કસર કરાવ્યું છે, તેના દ્વારા એ બંને ઉમરહથી હલાલ સમજવામાં આવશે, બંને ઉમરહ સહીહ છે, પરંતુ જાણીજોઈને એક ઉમરહને બીજામાં મેળવીને કરવો મકરૂહે તહરીમી છે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૭૪)

હવે પહેલા ઉમરહ પછી કસરમાં જે ગલતી કરી છે. (વાળ ઓછા કપાવ્યા) પછી બીજા ઉમરહથી પહેલા પોતાને હલાલ સમજવાને કારણે જેટલા કામ એહરામ વિરુદ્ધ કર્યા હોય, તેને લીધે એક બકરી દમ પેટે વાજિબ થશે, એવી રીતે બે બકરીઓ દમ પેટે વાજિબ થશે. પહેલો દમ બે એહરામ ભેગા કરવાને કારણે અને બીજો દમ એહરામની વિરુદ્ધ કરવાને કારણે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૮૭)

બંને દમની અદાયગી હરમની હદમાં કરવી જરૂરી છે. જો કોઈ મક્કા જઈ રહયો હોય તો તેને અથવા બીજા કોઈને પણ મક્કામાં એ વાતનો વકીલ બનાવી દેવામાં આવે કે તે તેના તરફથી હરમની હદમાં બે દમ અદા કરી દે. તો પણ કાફી થઈ જશે અને દમ અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) તવાફે વિદાઅ અને ત્રણે જમરાતની રમી છોડવા પર શું હુકમ છે ?

**સવાલ (૧૮૦૫) :** હું ઈ.સ. ૧૯૮૨ માં હજ માટે ગયો હતો, પરંતુ જે ટુરથી ગયો હતો તે ટુરના જિમ્મેદારોએ ખૂબ જ ઉતાવળ કરી, તેને કારણે તવાફે વિદાઅનો મોકો મળ્યો નહીં, તેમજ ત્રણે જમરાતની રમી પણ છુટી ગઈ. માત્ર પહેલા દિવસે જમરએ અકબાની રમી કરી હતી. હવે તેનો કફફારો કેવી રીતે અદા કરવો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તવાફે ઝિયારત પછી કોઈ નફલ તવાફ અથવા તવાફે વિદાઅ નથી કર્યો, તો એક દમની કિંમત મકકા મુકર્રમામાં રવાના કરવી પડશે. ત્યાં ગોશ્ત વહેંચી દેવામાં આવશે. એ પણ મુશ્કેલ છે કે બીજી વખતે મક્કા મુકર્રમામાં જાય અને ઉમરહના અરકાન અદા કરીને તવાફે વિદાઅ કરી લે. પરંતુ દમ મોકલવો બહેતર છે. ગરીબોનો ફાયદો તેમાં જ છે. તેમજ ૧૧ મી અને ૧૨ મી ઝિલહજ્જે રમી નથી કરી એટલે બીજો દમ પણ વાજિબ થશે. માટે તમારી ઉપર બે દમ વાજિબ થશે. એક તવાફે વિદાઅ છોડવાનો અને બીજો ત્રણે શયતાનોને કાંકરી ન મારવાનો. (ફત્હુલ કદીર : ૩ / ૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) મક્કા મુકર્રમા પહોંચીને તવાફ અને સઈ કર્યા વગર બિમારીને કારણે એહરામ ખોલી નાંખવું

**સવાલ (૧૮૦૬) :** એક વ્યકિત હજની નિય્યતથી મક્કા મુકર્રમાનો સફર શરૂ કરે

છે, જિદ્દહ પહોંચીને હજનું એહરામ બાંધે છે અને મક્કા તરફ રવાના થઈ જાય છે. ત્યાં પહોંચતા જ તેની તબીઅત ખરાબ થઈ જાય છે અને તવાફ તેમજ સઈ કર્યા વગર એહરામ ખોલી નાંખે છે. પછી હજના અરકાન અદા કરે છે. તો એવા વ્યકિતની હજ સહીહ થશે કે નહીં ? તવાફ અને સઈ ન કરવાને કારણે શું તેની ઉપર દમ વગેરે લાગુ પડશે કે નહીં ? અને ત્યાં તેને દમ ન આપ્યો, તો વતન આવીને તેની કોઈ સુરત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉમરહનું એહરામ બાંધ્યા પછી બિમારીને કારણે તેને એહરામ ખોલી નાંખ્યું તો હલાલ થવાનો અસલ તરીકો એ છે કે પ્રથમ દુમ્બુ જબહ કરીને ગોશ્ત ગરીબોમાં વહેંચી દે ત્યાર બાદ હલાલ થઈ જાય અને તંદુરસ્ત થયા પછી ઉમરહની કઝા કરે અને હજના દિવસોમાં હજ અદા કરે, પરંતુ તેને એવું કર્યુ નહીં. (હિદાયહ : ૧ / ૧૬૧)

પૂછેલી સુરતમાં હજ અદા થઈ ગઈ, (અલ મસ્લક : ૧૦૧) અને ઉમરહની કઝા વાજિબ થશે. દમ હરમ શરીફમાં આપવો પડશે. અહીંયા વતનમાં દમ અદા નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) એહરામની હાલતમાં વાળોનું ખરવું

**સવાલ (૧૮૦૭) :** જો કોઈ માણસના વાળ ખરતા હોય અને લાંબી મુદત સુધી એહરામમાં રહેવાને કારણે વાળ મોટા થઈ ગયા હોય અને વુઝૂ તેમજ ગુસલ અને માથા ઉપર મસહ કરતી વખતે બે– ચાર વાળ ખરી જાય, તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એહરામની હાલતમાં જે કામો જરૂરી હોય, દા.ત. ફર્ઝ ગુસલ, ફર્ઝ વુઝૂ અને મસહ વગેરે, એ કામો કરવાને લીધે જો વાળ ખરે છે, તો દરેક ત્રણ વાળ પર એક મુટ્ઠી ઘઉં સદકો કરે, પરંતુ એહરામની હાલતમાં જે કામો કરવા વાજિબ નથી, તેમાં વાળ પડતા હોય, તો દરેક વાળ પર રોટલીનો ટુકડો અને ત્રણ વાળ પર સદકએ ફિત્ર જેટલું અનાજ આપવું જરૂરી થશે. (અલ મસ્લક : ૪૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) હજમાં થનારી ભુલનો બદલો

**સવાલ (૧૮૦૮) :** વિદેશના એક વ્યકિતથી હજના અરકાનમાં કંઈક ભુલ થઈ ગઈ પરંતુ શું ભુલ થઈ, તે યાદ નથી. બીજી વ્યકિતને પૂછવા પર માલૂમ થયું કે

શયતાનને કાંકરી મારવામાં કોઈ ભૂલ થઈ ગઈ હતી. તેના સદકામાં કુટુંબિજનોને ખવડાવવું અને માલદારોને ખવડાવવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજમાં ભુલ થઈ જાય, તો તેના બદલામાં કુરબાની અને સદકો વગેરે છે. અમુક ગલતી પર ગુનોહ થતો નથી અને અમુક ગલતી પર હાજી ગુનેહગાર થાય છે. જો કોઈ જિનાયત જાણીજોઈને કરી હોય, તો હાજી ગુનેહગાર થશે, નહીં તો ગુનોહ નહીં થાય. (અલ મસ્લક : ૪૨૧, ૪૨૨)

હજમાં કોઈ જિનાયત અથવા ભુલ કરે અને તેમાં દમે જિનાયત એટલે જાનવર ઝબહ કરવું જરૂરી હોય, તો એ જાનવરને હરમમાં ઝબહ કરવું જરૂરી છે. હરમ સિવાય આફ્રિકા અને ભારતમાં ઝબહ કરવાથી નુકસાનની ભરપાઈ નહીં થાય. જાનવર ઝબહ કરીને ગરીબ અને મિસ્કીન લોકોને ખવડાવવું જરૂરી છે. ગરીબ રિશ્તેદાર હરમમાં હોય, તો તેમને ખવડાવવું પણ જાઈઝ છે. (અબૂદાવૂદ : ૧ / ૨૪૬), હદીસ નં. ૧૯૦૭) વિગત તમે લખી નથી કે કઈ ગલતી થઈ છે અને એ ગલતીમાં જાનવર વાજિબ છે કે અનાજ એટલે તેનાથી વધુ કઈ લખી શકાતું નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) હજ અને ઉમરહથી અટકાયત થયેલો નાકાબંધીનો દમ કઈ જગ્યાએ અદા કરે ?

**સવાલ (૧૮૦૯) :** એક માણસ બયતુલ્લાહ માટે ઘરેથી રવાના થયો, મુંબઈમાં તેણે હજ અને ઉમરહની નિય્યત કરીને એહરામ બાંધ્યું, પછી અચાનક હુકૂમત તરફથી તેને રોકી દેવામાં આવ્યો, તો હવે તે શું કરે ? એહરામ કયાં ખોલે ? કુરબાની (દમ) કયાં કરે ? કોઈ એવો વ્યકિત પણ નથી કે મીનામાં તેના તરફથી કુરબાની કરે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સુલહે હુદૈબિય્યહના મોકાથી રસૂલુલ્લાહ (સલ.) સહાબાની જમાત સાથે હુદૈબિય્યહ સ્થળે રોકી દેવામાં આવ્યા હતા. આપ (સલ.) નાકાબંધીનો દમ અદા કરી હલાલ થઈ ગયા. (બુખારી : ૨ / ૬૧૦, હદીસ નં. ૪૨૫૨) એટલે હઝરત ઈમામ શાફિઈ (રહ.) ફરમાવે છે કે નાકાબંધી થનારો હિલમાં પણ, બલકે તેને જયાં રોકવામાં આવ્યો હોય, તે જગ્યાએ દમ અદા કરી હલાલ થઈ જાય. (શર્હે મુખ્તસર મુઝની : ૪ / ૨૨૯) જયારે કે ઈમામ અબૂ હનીફા (રહ.) ફરમાવે છે કે અટકાયત

થનારો દમ અથવા તેની કિંમત હરમ જનારા સાથે મોકલી આપે અને ઝબહની તારીખ નક્કી કરી દે. જયારે તેની કુરબાની (અટકાયતનો દમ) હરમમાં નક્કી કરેલી તારીખે થઈ જાય, તો એ વ્યકિત હલાલ થશે.(ઉમ્દતુલ કારી : ૧૦ / ૧૪૮)

પરંતુ ઝુબ્દતુલ મનાસિક પેજ નં. ૧૩૩ ભાગ : ૨ માં લખ્યું છે કે આજના હાલાતમાં જો એવી સુરત પેશ આવી જાય કે કોઈ માણસનું મળવું મુશ્કેલ હોય, જે હરમ જનારો હોય, અથવા યુદ્ધના હાલાત પેશ આવી જાય અથવા આ વર્ષે ઈ.સ. ૧૯૮૪ માં સઉદી હુકૂમતે નક્કી તારીખ પછી મુસાફરોનો દાખલો બંધ કરી દીધો હોય અને એહરામ બાંધી લીધું હોય, તો સવાલ એ પેદા થાય છે કે જયારે આ વ્યકિત ન જઈ શકયો તો બીજો કયાંથી જઈ શકશે ? એવી મજબૂરીમાં તેની પાસે ગુંજાઈશ છે કે ઈમામ શાફિઈ (રહ.) ના મસ્લક પર અમલ કરીને મુફરિદ એક દમ અને કારિન બે દમ ઝબહ કરીને હલાલ થઈ જાય. (શર્હે લુબાબ : ૨૭૬)

માટે સવાલમાં લખેલ "મુહરિમ બિલ હજ અને ઉમરહ" મજબૂરીને લીધે મુંબઈ અથવા પોતાના વતન સુરત, વલસાડમાં દમ ઝબહ કરાવે અને હલાલ થઈ જાય. (મુઅલ્લિમુલ હુજ્જાજ : ૨૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن عطاء ، عن ابن عباس رضي الله عنهما ، قال : لما رجع النبي صلى الله عليه وسلم من حجته قال لأم سنان الأنصارية : ما منعك من الحج؟ قالت : أبو فلان ، تعني زوجها ، كان له ناضحان حج على أحدهما ، والآخر يسقي أرضالنا ، قال : فإن عمرة في رمضان تقضي حجة أو حجة معي . ( صحيح البخاري : ١/٢٥٠، رقم الحديث : ١٨٦٣، كتاب الحج ، باب حج النساء ، ط : ديوبند * الصحيح لمسلم : ١ / ٤٠٩ ، رقم الحديث :٢٢٢-(١٢٥٦)، كتاب الحج ، باب فضل العمرة في رمضان ، ط : ديوبند )

**તર્જુમો : હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) થી રિવાયત છે કે હુઝૂર (સલ.) જયારે હજ કરીને પરત ફર્યા તો ઉમ્મે સિનાન અન્સારિય્યહ (રદિ.) થી ફરમાવ્યું કે તમે હજ કેમ ન કરી ? તેણે કહયું કે અમારી પાસે બે પાણી ખેંચનારા ઊંટો છે એક પર તેનો પતિ હજ કરવા ગયો છે, હવે અમારી પાસે એક જ ઊંટ પાણી લાવવા માટે રહયું છે, હુઝૂર (સલ.) એ ફરમાવ્યું રમઝાનમાં ઉમરહ કરવો મારી સાથે હજ કરવા બરાબર છે.**

**(બુખારી : ૧ / ૨૫૦, હદીસ નં. ૧૮૬૩, મુસ્લિમ : ૧ / ૪૦૯, હદીસ નં. ૨૨૨ – ૧૨૫૬)**

# ઉમરહનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઉમરહનું બયાન

## (૧) ઉમરહનો તરીકો અને તેના વિશે

**સવાલ (૧૮૧૦) :** અલ્હમ્દુલિલ્લાહ ! હજ વિશે તો અમને ઘણી માહિતી છે પરંતુ ઉમરહ વિશે કંઈ નથી જાણતો, આ ઉમરહ કઈ ઈબાદત છે અને તેનો તરીકો શું છે? વિગતવાર જણાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"ઉમરહ" જિંદગીમાં એક વખત સુન્નતે મુઅક્કિદા છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે : وَاَتِمُّوا الْحَجَّ وَالْعُمْرَةَ لِلّٰهِ

ઉમરહનો કોઈ વખત નક્કી નથી, આખા વર્ષમાં કયારેય કરી શકો છો.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૭૨, ૪૭૩)

પરંતુ ઝિલહજ્જના પાંચ દિવસ ૯,૧૦,૧૧,૧૨,૧૩ તારીખે ઉમરહ કરવા મકરૂહે તહરીમી છે, તેમાં ફકત ઉમરહની નિય્યતથી એહરામ બાંધવું જાઈઝ નથી કારણ કે તે હજના ખાસ દિવસો છે, પરંતુ જો કોઈ હજ્જે કિરાન કરે છે એટલે હજના એહરામની સાથે ઉમરહનો પણ એહરામ બાંધે છે, તો તેના માટે આ દિવસોમાં પણ ઈજાઝત છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૪૭૩)

મક્કી એટલે મક્કા મુકર્રમાના રહેવાસીઓ માટે હજના બધા દિવસો (પહેલી શવ્વાલથી ૧૩ મી ઝિલહજ્જ) માં ઉમરહ કરવો મકરૂહ છે, કારણ કે તેઓ અલ્લાહ તઆલાના ઘરના રહેવાસી અને નિવાસી છે, તેમના માટે જરૂરી છે કે તેઓ બહારથી આવનારાઓને મોકો આપે અને એ દિવસોમાં ઉમરહમાં વિલંબ કરી તેમના માટે કુરબાની પેશ કરે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૭૩)

રમઝાન શરીફમાં ઉમરહનો ઘણો સવાબ છે. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે રમઝાન શરીફમાં ઉમરહનો સવાબ હજ (ના સવાબ) બરાબર છે. બીજી હદીસમાં છે, તેને એટલો સવાબ મળશે, જાણે તેણે મારી સાથે હજ કરી.

(બુખારી : ૧ / ૨૩૯, હદીસ નં. ૧૭૮૨)

ઉમરહનો તરીકો : મીકાતથી એહરામ બાંધીને શરીઅતના બતાવેલા ખાસ

તરીકા પ્રમાણે બયતુલ્લાહનો તવાફ અને સફા અને મરવહની સઈ કરે, ત્યાર પછી વાળ મુંડાવીને (અથવા એક ઈંચ જેટલા વાળ કપાવીને) એહરામ ખોલી દે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૭૩)

ઉમરહના ચાર કામો છે : (૧) એહરામ (૨) બયતુલ્લાહનો તવાફ (૩) સફા અને મરવહની સઈ (૪) હલક અથવા કસર કરવું. તેમાં એહરામ ઉમરહની શરત છે, બયતુલ્લાહનો તવાફ રૂકન છે અને સઈ તેમજ હલક તેના વાજિબાતમાંથી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૩૭) (વધુ વિગત માટે કિતાબ " મસાઈલે હજ" જોવામાં આવે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હજના દિવસોમાં નફલી ઉમરહ જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૧૮૧૧) :** આપની કિતાબ "મસાઈલે હજ" (ગુજરાતી એડિશન) વાંચી માશાઅલ્લાહ ! ખૂબ જ ફાયદા કારક છે. (જઝાકુમુલ્લાહુ ખૈરા) વાંચતા વાંચતા પેજ નં. ૧૧૯ (મસ્અલા નં. ૧૦ હજ્જના મહિનાઓમાં એક ઉમરહ કર્યા પછી બીજો ઉમરહ કરવો મકરૂહ છે, આ હુકમ તેમના માટે છે જે હજનો ઈરાદો રાખતો હોય, પરંતુ જે માત્ર ઉમરહની નિય્યતથી આવ્યો હોય, તેના માટે અનેક ઉમરહ કરવા જાઈઝ છે.) પર આ વાંચ્યું કે હજના મહિનાઓમાં તમત્તુઅ કરનાર હાજી, હજના ઉમરહ સિવાય, "નફલ ઉમરહ" નથી કરી શકતો અને હિંદુસ્તાની હાજી મક્કીના હુકમમાં હોય છે, અને મક્કીને હજના દિવસોમાં ઉમરહ કરવો જાઈઝ નથી.

જયારે ફતાવા રહીમિય્યહ ઉર્દૂ ભાગ : ૨ / ૭૨ ના એક સવાલના જવાબમાં જેનો ઉન્વાન (વિષય) છે "હજના મહિનાઓમાં ઉમરહ કરવા" લખ્યું છે કે હજના દિવસોમાં મુતમત્તેઅ આફાકી માટે અરફાના દિવસે, કુરબાનીના દિવસોમાં અને અય્યામે તશ્રીક(ના દિવસો) સિવાય બીજા દિવસોમાં નફલ ઉમરહ જાઈઝ છે અને અજ્ઞાની આલિમો એ દિવસોમાં લોકોને ઉમરહ કરવાથી રોકે છે આ ગલત છે. ગરીબ, ના સમજ હાજીઓ એવી ઈબાદતથી વંચિત રહે છે, જેને તે લોકો પોતાના વતનમાં કરી શકતા નથી, તેઓ એક મહાન ઈબાદતથી વંચિત રહે છે. "

(ફતાવા રહીમિય્યહ : ૮ / ૧૪૪)

તો આ રીતે "મસાઈલે હજ"ના મસ્અલામાં અને "ફતાવા રહીમિય્યહના મસ્અલામાં સ્પષ્ટ વિરોધ છે. જેનાથી હાજીઓમાં શંકા પેદા થઈ શકે છે, અમારે ત્યાં દેવલાથી ૧૧ હાજીઓ રવાના થઈ ગયા છે, અને ચાર હાજીઓ ૪ / ૯ / ૧૯૮૩

ના રોજ જવાના છે. એટલે જલ્દી જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલા મસ્અલામાં ઉલમાનો મતભેદ છે, ઝુબ્દતુલ મનાસિકના સંપાદક હઝરત મવલાના શેર મુહમ્મદ સાહેબ, જેમના વિશે હઝરત મવલાના બદરે આલમ સાહેબ ફરમાવે છે કે મસાઈલે હજમાં હું તેમને ઈમામ માનું છું, તેઓએ પોતાની કિતાબ ભાગ : ૨ ના પેજ નં. ૧૯ થી ૨૪ માં આ મસ્અલાની વિગતે ચર્ચા કરી છે. તે જુઓ. (ઝુબ્દતુલ મનાસિક : ૨ / ૧૯,૨૦)

તેનો ખુલાસો એ છે કે મક્કી હોય અથવા આફાકી, હજના દિવસોમાં જે વ્યકિત મક્કામાં કયામ કરી લે, તેને એક વખતે ઉમરહ કર્યા પછી બીજી વખતે ઉમરહ ન કરવો જોઈએ. અલબત્ત જે વ્યકિત ઉમરહ કરીને મદીના શરીફ જતો રહે, તો તેને ત્યાંથી હજનું એહરામ બાંધીને આવવું બહેતર છે, પરંતુ તેના માટે ઉમરહનું એહરામ બાંધીને આવવું પણ જાઈઝ છે.

એવી રીતે મેં મારી કિતાબમાં વર્ણન કરેલ હવાલાથી લખ્યું છે અને લોકોનો અમલ પણ આજ સુધી તેના પર છે, રહયો સવાલ ઉમરહ જેવી ઈબાદતથી મેહરૂમીનો, તો તેનો જવાબ એ છે કે તવાફ હમેશાં કરવાની ઈજાઝત છે, અને તવાફ પણ એક ઈબાદત છે. માટે જેટલા ચાહે તવાફ કરે પરંતુ ઉમરહ એકથી વધારે કરવા મકરૂહ છે, કારણ કે હજના દિવસોમાં માત્ર હજની ઈજાઝત હોવી જોઈએ, હજના ઈકરામ અને આદરનો તકાઝો પણ એ જ છે કે હજના દિવસોને માત્ર હજના અરકાન માટે જ ખાસ કરવામાં આવે. અલબત્ત આવનારાઓની મજબુરીને લીધે એક ઉમરહની ઈજાઝત આપવામાં આવી છે. જેથી ઉમરહ કરીને એહરામ ખોલી નાંખે. (તફસીલ માટે ઝુબ્દતુલ મનાસિક મઅ ઉમ્દતુલ મનાસિક : ૨ / ૧૯, ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (3) હજની પહેલા નફલી ઉમરહ કરવા

**સવાલ (૧૮૧૩) :** હજથી પહેલા નફલી ઉમરહ કરી શકીએ છીએ કે નહીં ? આપની કિતાબ "મસાઈલે હજ" પેજ નં. ૯૬,૯૭ મસ્અલા નં. ૩૨૨, ૩૨૩ પર આપે લખ્યું છે કે "નફલી ઉમરહ કરવા જાઈઝ નથી" જયારે કે હઝરત મુફતી અબ્દુર્રહીમ સાહેબની કિતાબ " ફતાવા રહીમિય્યહ" ના ભાગ : ૫ માં લખ્યું છે કે નફલી ઉમરહ કરવા જાઈઝ છે. તો બંને મસ્અલામાં વિરોધાભાસ દેખાય છે.

તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નફલી ઉમરહ કરવા જાઈઝ છે, હકીકતમાં મસ્અલા નં. ૩૨૨ માં એક વાકય છુટી ગયું છે. આખો મસ્અલો આમ છે. "ઈદનો ચાંદ જોયા પછી હનફી મક્કી માટે ઉમરહ કરવા જાઈઝ નથી."

પરંતુ આ મસ્અલામાં "હજના દિવસોમાં મક્કી માટે ઉમરહ કરવા જાઈઝ છે કે નહીં ? ઉલમાએ કિરામમા મતભેદ છે. મેં ના જાઈઝ લખ્યું છે, જયારે બીજી કિતાબોમાં જાઈઝ લખ્યું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) સઉદીમાં મુકીમ હઝરાત માટે હજના મહિનાઓમાં ઉમરહ કરવા

**સવાલ (૧૦૧૩) :** સઉદીમાં જે લોકો મુકીમ છે. તેમના વિશે એવું સાંભળ્યું છે કે રમઝાન પછી (હજના મહિનાઓમાં) તે (મુકીમ) ઉમરહ નથી કરી શકતો. જો ઉમરહ કરશે તો હજ કરવી જરૂરી થશે. જો હજ નહીં કરે, તો કુરબાની કરવી જરૂરી થશે. સવાલ એ છે કે શું આ વાત (જે અમે સાંભળી છે) સહીહ છે ? સઉદીમાં મુકીમ વ્યકિત હજના મહિનાઓમાં ઉમરહ કરી શકે છે કે નહીં ? જો ઉમરહ કર્યા પછી હજ્જે બદલ અથવા હજ્જે ઈફરાદ કરી લે અથવા રમઝાન પછી મુકીમે માત્ર ઉમરહ કર્યા હોય, તો તેના માટે કુર્બાની કરવી જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલા મસ્અલામાં મક્કી (મક્કા મુકર્રમામાં રહેનારા) અને મીકાતી (એટલે મીકાતની અંદર રહેનારા) જો હજનો ઈરાદો રાખે છે, તો તેના માટે ઉમરહ કરવા જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૩૯) એટલા માટે કે મીકાતી માટે તમત્તુઅ અને કિરાન જાઈઝ નથી, તેથી મક્કી અથવા મીકાતી હજના દિવસોમાં ઉમરહ કર્યા પછી હજ કરશે, તો તેમની ઉપર દમે જિનાયત લાજિમ આવશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૩૯) તમામ સઉદી માટે એક જ હુકમ નથી.

મક્કી એટલે મક્કા મુકર્રમાના રહેવાસીઓ માટે હજના મુકમ્મલ દિવસો (પહેલી શવ્વાલથી ૧૩ ઝિલ હજ્જ) માં ઉમરહ કરવા મકરૂહ છે. કારણ કે તેઓ અલ્લાહ તઆલાના ઘરના રહેવાસીઓ છે, તેમના માટે જરૂરી છે કે તેઓ બહારથી

આવેલાઓને મોકો આપે અને એ દિવસોમાં ઉમરહથી રોકાયને તેમના માટે કુરબાની પેશ કરે. (બહરુર્રાઈક : ૩ / ૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) વેપારના હેતુથી જનારા માટે ઉમરહનો શરઈ હુકમ

**સવાલ (૧૮૧૪) :** મેં ફર્ઝ હજ અદા કરી લીધી છે. હવે વેપાર માટે દુબઈ અને જિદ્દહ જવા માંગુ છું, તો હું માત્ર ઉમરહ કરી લઉં અને હજ ન કરું તો તેની ગુંજાઈશ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉમરહ કરવો સુન્નતે મુઅક્કિદહ છે. આખું વર્ષ તેનો સમય છે, માત્ર હજના પાંચ દિવસો (ઝિલહજ્જની ૯,૧૦,૧૧,૧૨,૧૩ તારીખ) માં માત્ર ઉમરહ કરવો મકરૂહે તહરીમી છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૪૭૨,૪૭૩) એટલે આપ એ દિવસો સિવાય જો મક્કા મુકર્રમા જઈ રહયા છો, તો ઉમરહનું એહરામ બાંધીને જાઓ અને ઉમરહ કરીને પોતાના વતન પરત ફરો અથવા વેપાર માટે કોઈ અન્ય દેશ તરફ જાઓ. કારણ કે મક્કા મુકર્રમાની અઝમત અને આદર માટે ત્યાં એહરામ વગર દાખલ થવું જાઈઝ નથી. એટલે એહરામ વગર મક્કા મુકર્રમા જવું જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૨૧)

રહી વાત હજ ફર્ઝની, જો આપે તે અદા કરી લીધી છે, એટલે આપની ઉપર હજ ફર્ઝ નહીં થાય. (ફતાવા તાતારખાનિયહઃ ૩ / ૫૫૧, ૫૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) શું ઉમરહ હજના અરકાનમાં શામિલ છે ?

**સવાલ (૧૮૧૫) :** 'ઉમરહ'' હજના અરકાનમાં શામિલ છે અથવા અલગ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉમરહ એક અલગથી ઈબાદત છે, માટે તેના અરકાન અલગથી અદા કરવા પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧/ ૨૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



ثم يأتي القبر الكريم ، فيستدبر القبلة ، ويستقبل جدار القبر ، ويبعد من رأس القبر نحو أربعة أذرع ، ويقف ناظرا إلى أسفل ، خاشعا ، فارغ القلب من علائق الدنيا ، مستحضرا قلبه جلالة موقفه صلى الله عليه وسلم ، ثم يسلم ولا يرفع صوته ، فيقول : ( السلام عليك يارسول الله ، السلام عليك يا نبي الله ، السلام عليك ياخيرة الله ، السلام عليك يا خير خلق الله ، السلام عليك يا حبيب الله ، السلام عليك يا نذير . . . . ثم يتأخر نحو يمينه إلى الشرق قدر ذراع ، فيسلم على أبي بكر رضي الله عنه ، فيقول : السلام عليك يا أبا بكر صفي رسول الله ، وثانيه في الغار ، جزاك الله عن أمة نبيه صلى الله عليه وسلم خيرا ) . ثم يتأخر نحو اليمين قدر ذراع ، فيسلم على عمر رضي الله عنه ، فيقول : ( السلام عليك يا عمر ، أعز الله بك الإسلام ، جزاك الله عن أمة محمد صلى الله عليه وسلم خيرا)

**તર્જુમા :** પછી તે કબર મુબારક પાસે આવશે અને કિબ્લા બાજુ પીઠ કરશે અને કબર શરીફની દિવાલ તરફ રૂખ કરશે અને કબરના માથા તરફ લગભગ ચાર ગજ દુર રહેશે અને નીચે તરફ નજર કરતા, ખુશૂઅ અપનાવતા દુનિયાના બધા સંબંધોથી દિલને ફારિગ કરીને અને નબીએ કરીમ (સલ.) ની કિયામની જગ્યાની અઝમતનો ખ્યાલ કરીને ઊભો થશે અને પોતાની અવાજને ઊંચી નહીં કરે અને એવું કહેશે અસ્સલામુ અલયક યા રસૂલલ્લાહ (આપ પર સલામ થાય હે અલ્લાહના રસૂલ સલ.) અસ્સલામુ અલયક યા નબીય્યલ્લાહ (આપ પર સલામ થાય હે અલ્લાહના નબી સલ.) અસ્સલામુ અલયક યા ખય્રતુલ્લાહ (આપ પર સલામ થાય હે અલ્લાહના પસંદ પામેલા) અસ્સલામુ અલયક યા હબીબલ્લાહ (આપ પર સલામ થાય એ અલ્લાહના મહેબૂબ સલ.) અસ્સલામુ અલયક યા નઝીર (આપ પર સલામ થાય હે ડરાવનારા) પછી જમણી તરફ પૂર્વ દિશા તરફ એક હાથ પાછળ

હટશે, પછી સિદ્દીકે અકબર (રદિ.) પર સલામ પેશ કરતા કહે : અસ્સલામુ અલયક યા અબા બકર સફિય્યે રસૂલિલ્લાહ (આપ પર સલામ થાય હે સિદ્દીકે અકબર (રદિ.) જે નબીએ કરીમ (સલ.) ના પસંદ કરેલા હતા) વ ષાનિયહ ફીલ ગાર (અને ગારના રફીક હતા) જઝાકલ્લાહ અન ઉમ્મતિ નબિય્યીન (સલ.) ખૈરા (અલ્લાહ તઆલા તમને નબીએ કરીમ (સલ.) ની ઉમ્મત તરફથી બેહતરીન બદલો આપે) પછી જમણી બાજુ એક હાથ જેટલુ પાછળ હટે અને હઝરત ઉમર (રદિ.) પર સલામ પેશ કરે અને કહેશે : અસ્સલામુ અલયક યા ઉમર અઅઝ્ઝલ્લાહુ બિકલ ઈસ્લામ (આપ પર સલામ થાય હે ઉમર (રદિ.) જેમના દ્વારા અલ્લાહ તઆલાએ ઈસ્લામને ઈજ્જત અતા કરી) જઝાકલ્લાહુ અન ઉમ્મતિ નબિય્યીન (સલ.) ખૈરા. (અલ્લાહ તઆલા તમને નબીએ કરીમ (સલ.) ની ઉમ્મત તરફથી બેહતરીન બદલો આપે.) (ફિકહે ઈસ્લામી : ૩ / ૩૩૯)

# રોઝએ અક્દસ અને મદીના મુનવ્વરાની ઝિયારતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# રોઝએ અકદસ અને મદીના મુનવ્વરાની ઝિયારતનું બયાન

## (૧) મસ્જિદે નબવીના આઠ થાંભલામાંથી કયાં નમાઝ અને કયાં દુઆ કરવામાં આવે ?

**સવાલ (૧૮૧૬) :** મસ્જિદ નબવીના આઠ થાંભલા છે, તેમાંથી કયા થાંભલા પાસે નમાઝ પઢવામાં આવે ? અને કયા થાંભલા પાસે દુઆ કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નબીએ કરીમ (સલ.) અને બંને ખલીફા (રદિ.) પર સલાતો સલામ પઢયા પછી ઉસ્તુવાને અબૂ લુબાબહ પાસે આવીને નફલ નમાઝ પઢીને દુઆ કરો, પછી મિમ્બર પાસે દુઆ કરો, પછી ઉસ્તુવાને હન્નાનહ પાસે દુઆ કરો. આ બંને થાંભલાઓ પર દુઆ મુસ્તહબ છે. એ સિવાય બીજી પણ બરકતવંત જગ્યાઓ છે, પરંતુ ત્યાં દુઆ મુસ્તહબ નથી, જો કે કોઈ દુઆ કરી લે તો કોઈ વાંધો નથી. (તહતાવી અલા મરાકિયુલ ફલાહ : ૭૫૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઉસ્તુવાને વુફૂદ પર એ નિય્યતથી તિલાવત કરવી કે હુઝૂર (સલ.) ને સંભળાવી રહયો છું

**સવાલ (૧૮૧૭) :** ઉસ્તુવાને વુફૂદ જે ચાર કોટ શકલમાં એક ઊંચી જગ્યા બનેલી છે. તેની ઉપર ઘણાં લોકો બેસીને તિલાવત કરે છે, જો કોઈ ત્યાં બેસીને એ નિય્યતથી તિલાવત કરે કે હું હુઝૂર (સલ.) ને મારો સબક સંભળાવું છું, તો શું આ નિય્યતથી તિલાવત કરવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એ નિય્યતથી તિલાવત કરવી સાબિત નથી, બલકે જો જોરથી (બુલંદ અવાજથી) તિલાવત કરવામાં આવી, તો બીજા નમાઝીઓને ખલેલ થશે, તેનાથી બચવું જરૂરી છે.

જે ચીજ સાબિત નથી, તેને મસ્નૂન સમજીને ન કરવામાં આવે કે તેનાથી બિદઅતના દરવાજા ખુલે છે. (મિરકાતુલ મફાતીહ : ૧ / ૨૨૪, હદીસ નં.૧૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) રવઝએ અકદસની કઈ જાળી પાસે કબરે અતહર છે ?

**સવાલ (૧૮૧૮) :** રવઝએ અકદસની ત્રણ જાળીઓ છે, તેમાંથી કઈ જાળીની પાછળ કબરે અત્હર છે ? અને કઈ જાળીઓની પાછળ હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) ની કબરો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી જાળીની પાછળ હુઝૂરે પાક (સલ.), બીજી જાળીની પાછળ હઝરત અબૂબક્ર (રદિ.) અને ત્રીજી જાળીની પાછળ હઝરત ઉમર ફારૂક (રદિ.) ની કબરો છે, (અલ ફિહકે ઈસ્લામી : ૩ / ૩૩૯, ૩૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) મદીના મુનવ્વરાની જમીન પર સર કે બલ (માથાથી) ચાલવાનો મતલબ

**સવાલ (૧૮૧૯) :** મદીના શરીફની ઝિયારતના તઝકિરામાં હઝરત શૈખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યહ (રહ.) એ લખ્યું છે કે મદીના શરીફની જમીન પર સર કે બલ ચાલવું જોઈએ તો અહીંયા સર કે બલ ચાલવાથી શું મુરાદ છે ?

ગુઝારિશ : મક્કા મુકર્રમાથી ઘણા હાજીઓ "મુમયાઈ" નામની એક દવા ખરીદીને લાવે છે, તે ગરમ બતાવવામાં આવે છે અને આ દવા એક હલાલ પક્ષીથી તૈયાર કરવામાં આવે છે, તો એ પક્ષીનું ઉર્દુ અથવા અરબી નામ શું છે ? મહેરબાની કરીને માર્ગદર્શન આપશો જેથી અમે અહીંયા પણ તપાસ કરી શકીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સર કે બલ ચાલવાનો શાબ્દિક અર્થ "માથાને જમીન પર મુકીને ચાલવું" પરંતુ અહીંયા એ શાબ્દિક અર્થ નથી. બલકે આ એક મહાવરો છે. તેનો અર્થ છે ખૂબ જ અદબ અને માન સન્માન સાથે ચાલવું, જેમકે ઉર્દૂ ભાષામાં કહેવાય છે, કુરબાન થઈ જવું એટલે પોતાની મરજીને ખતમ કરી તાબે બની જવું.

ઉર્દૂ ભાષામાં એ પક્ષીને મુમયાઈ કહે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હજનું સહીહ હોવું, મદીના મુનવ્વરાની ઝિયારત પર આધારિત નથી

**સવાલ (૧૮૨૦) :** વિદેશનો રહેવાસી, મક્કામાં રહેનારો, જો હજ સિવાય બીજા દિવસોમાં મદીના શરીફ જઈને ઝિયારત કરીને આવ્યો છે, તો હજ પછી પણ તેના માટે મદીના શરીફ જવું જરૂરી છે ? જો ન જાય તો ગુનેહગાર થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મદીના શરીફની ઈબાદત એક અલગથી ઈબાદત છે, હજ સહીહ હોવી તેના પર આધારિત નથી. એટલે તે મક્કાનો રહેવાસી હોય કે ભારતનો, યુરોપનો હોય કે આફ્રિકાનો, હજ કરી લે, જો તે મદીના શરીફ ન જઈ શકયો તો પણ તેની હજ સહીહ થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن علي -رضي الله تعالى عنه- قال : قال رسول الله صلى الله عليه وسلم : " من ملك زادا وراحلة تبلغه إلى بيت الله ولم يحج فلا عليه أن يموت يهوديا ، أو نصرانيا ، وذلك أن الله يقول في كتابه : ( ولله على الناس حج البيت من استطاع إليه سبيلا)

**તર્જુમો : હઝરત અલી (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જે વ્યકિત સફરનો સામાન અને સવારીનો માલિક હોય, જે તેને બયતુલ્લાહ સુધી પહોંચાડી દે. (એટલે જે વ્યકિત હજ કરવાની શકિત ધરાવતો હોય) અને (છતાં) તે હજ ન કરે તો તેના યહૂદી અને નસરાની થઈને મરવા (અને હજ વગર મરવા)માં કોઈ ફરક નથી. અને આ તેના માટે છે કે અલ્લાહ બુઝુર્ગ અને મહાન ફરમાવે છે, અને અલ્લાહને (રાજી કરવા) માટે ( તે ) લોકોના જિમ્મે આ ઘરની હજ (ફર્ઝ) છે. જેઓ ત્યાં સુધી પહોંચવાની શકિત ધરાવતા હોય.**

**(સૂરએ આલિ ઈમરાન : ૯૭, તિરમિઝી : ૧ / ૧૬૭, હદીસ નં. ૮૧૨)**

# હજના વિવિધ મસાઈલ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# હજના વિવિધ મસાઈલ

## (૧) ફર્ઝ હજની અદાયગી પહેલા ઉમરહ કરવો

**સવાલ (૧૮૨૧) :** મેં અને મારી વાલિદાએ હજુ સુધી હજ અદા કરી નથી, અને અમે ઉમરહ કરવા માંગીએ છીએ, તો ફર્ઝ બાકી હોવા છતાં અમારો ઉમરહ અદા થશે ? અથવા પહેલા ફર્ઝ અદા કર્યા પછી ઉમરહ કરવો ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજની અદાયગીથી પહેલા આપનો ઉમરહ કરવો જાઈઝ છે, પરંતુ જો તમારી ઉપર હજ ફર્ઝ છે, તો ઉઝર વગર તે અદા કરવામાં મોડું ન કરો, કારણ કે તે વિશે સખત વઈદો આવેલી છે, એટલે પહેલા હજ અદા કરવું બહેતર છે. (સૂરએ આલિ ઈમરાન : ૯૭, તિરમિઝી : ૧ / ૧૬૭, હદીસ નં. ૮૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) પહેલા વાલિદનું હજ્જે બદલ અથવા ભાઈના કરજની અદાયગી ?

**સવાલ (૧૮૨૨) :** અમે કુલ છ ભાઈઓ છીએ, બે ઈન્ડિયામાં, બે ઈગ્લેન્ડમાં એક સઉદીમાં અને એક ઝામ્બીયામાં રહે છે. અમારા પિતાનું મૃત્યુ આજથી ૩૪ વર્ષ પહેલા થયું હતું તેમણે હજ કરી ન હતી, તેમની ઉપર હજ ફર્ઝ હતી કે નહીં અમને ખબર નથી, હવે બહાર રહેનારા ભાઈઓએ એ નક્કી કર્યુ છે કે વાલિદ સા. તરફથી હજ્જે બદલ કરવામાં આવે અને તેનો ખર્ચ એ બધા મળીને ઉઠાવશે, પરંતુ સવાલ એ છે કે ઈન્ડિયામાં જે બે ભાઈ રહે છે, તેમને કોઈ કારણે કરજ થઈ ગયું છે. બીજા ભાઈ પણ તેમને અવાર નવાર થોડી થોડી મદદ કરતા રહે છે. પરંતુ હાલમાં તેમનું કરજ વધારે થઈ ગયું છે, તો એ કરજદાર ભાઈઓનું કરજ પહેલા અદા કરવામાં આવે અથવા વાલિદ સાહેબ તરફથી હજ્જે બદલ કરવામાં આવે ? આ સિલસિલામાં આપ જનાબ શરીઅતની રોશનીમાં માર્ગદર્શન આપશો. ઉમ્મીદ છે કે જવાબ આપીને શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના સવાલમાં બે વાતો છે :

(૧) પિતા તરફથી હજની અદાયગી (૨) ભાઈનું કરજ અદા કરવું. તો જાણવું જરૂરી છે કે આજથી ૩૪ વર્ષ પહેલા અજ્ઞાનતાને લઈ હજ ફર્ઝ હોવા છતાં લોકો હજ ન કરતા હતા, એટલે શકય છે કે તમારા પિતા પર પણ હજ ફર્ઝ થઈ ગઈ હોય અને પિતાનો હક પહેલો છે, માટે પોતાની ખુશીથી કોઈ પણ ભાઈ અથવા બધા ભેગા મળીને તેમના તરફથી હજ કરાવવી જોઈએ.

(બુખારી : ૧ / ૨૪૯, ૨૫૦, હદીસ નં. ૧૮૫૨)

જો બહાર રહેનારા બધો ખર્ચ ઉઠાવે છે અને કરજદાર ભાઈઓ પાસેથી કંઈ માંગતા નથી, તો એ કરજદાર ભાઈઓને તેમને રોકવાનો કોઈ અધિકાર નથી કારણ કે તેમની પાસેથી કંઈ રકમ લીધી નથી અને જો તે પણ સાથ આપે છે અને કંઈ મદદ કરે છે તો તેની ઈજાઝત છે..

કરજદાર અને ગરીબ ભાઈઓ તરફથી મદદ ન આવે અને સાહિબે માલ હજ્જે બદલ કરાવે, એ વધારે બહેતર છે, તેમાં વધુ સવાબ છે, હજ્જે બદલ કરાવ્યા પછી પણ ગરીબ ભાઈઓની મદદ કરવામાં આવે અને તેમનો ખ્યાલ રાખવામાં આવે કે એ જરૂરી છે. અલબત્ત અહીંયા ઈન્ડિયામાં રહેનારા ભાઈઓને પણ જોઈએ કે તેઓ પોતાની હાલત બદલવાની જાતે કોશિશ કરે, વ્યાજુ રકમનો સહારો લઈને અને ખોટો રસ્તો અપનાવીને અહીંયા બેસીને મોજ મસ્તી ન કરે (જેમકે ઘણાં લોકો એવું કરે છે અને બહારના રિશ્તેદારોથી આશા રાખે છે.) જો તેઓ અહીંયા સહીહ તરીકા પર રહેતા હોય અને આર્થિક તંગી દુર કરવાની કોશિશમાં હોય, પરંતુ સફળતા ન મળતી હોય, તો બેશક તેમની મદદમાં પણ ઘણો સવાબ છે. (મુસ્લિમ : ૨ / ૩૪૫, હદીસ નં. ૩૮–૨૬૯૯) પરંતુ પિતાનો હક ભાઈઓથી વધારે છે, તેનો ખ્યાલ રાખવામાં આવે . ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જિદ્દહનો રહેવાસી હજમાં શરઈ મુસાફિર નથી

**સવાલ (૧૮૨૩) :** અહીંયા જિદ્દહથી મક્કા મુકર્રમા ૭૩ કિ.મી. છે. અને ત્યાંથી અરફાત ૧૩ કિ.મી છે અને વર્ણન કરેલ ૭૩ કિ.મી.નું અંતર જિદ્દહના મધ્યથી હરમ સુધીનું છે, જયારે કે જિદ્દહ મ્યુનિસિપાલિટીની અંતિમ હદથી મક્કા મુકર્રમાની પહેલી હદ સુધીનું અંતર માત્ર ૪૦ કિ.મી. છે. તો એવી સુરતમાં જિદ્દહના રહેવાસીઓ જયારે હજમાં જાય, તો નમાઝમાં કસર કરે કે પુરી પઢે ? યાદ રહે કે

મુસાફિર બનવા માટે શરઈ સફરની હદમાં ઘરેથી મંઝિલ સુધીનું અંતર શુમાર થશે કે જિદ્દહની આબાદી ખતમ થવાથી મક્કાની આબાદી શરૂ થતા સુધીનું અંતર ગણાશે અથવા જિદ્દહની મ્યુનિસિપાલિટીની હદથી મક્કાની મ્યુનિસિપાલિટીની હદ શરૂ થતા સુધીનું અંતર ગણવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરઈ સફર માટે શહેરની આબાદી જયાંથી ખતમ થાય છે, ત્યાંથી ૪૮ માઈલ અથવા ૭૭ કિ.મી. હોવું જરૂરી છે માટે જિદ્દહના રહેવાસીઓ (મક્કા અથવા અરફાત જવાથી) મુસાફિર શુમાર નહીં થાય, તેમણે નમાઝ પુરી પઢવી પડશે. કારણ કે જિદ્દહથી હજની નિય્યતથી નિકળનારો વ્યકિત મક્કા થઈ મીના અને અરફાતનો સફર કરશે, તો પણ આ સફર ૭૭ કિ.મી. નો થતો નથી. માટે તે શરઈ મુસાફિર નહીં ગણાય. તેણે પુરી નમાઝ પઢવી પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) હજમાં અને હિંદુસ્તાનમાં બકરીઈદની તારીખમાં ફરક કેમ છે ?

**સવાલ (૧૮૨૪) :** હજ ૮ અથવા ૯ ઝિલહજ્જે થાય છે. આપણે ત્યાં ઈદુલ અઝહાના એક અથવા બે દિવસ પહેલા, તો તેનું શું કારણ છે ? વિસ્તૃત જવાબ આપશો. આ વર્ષે જુમ્આના દિવસે હજ થઈ અને રવિવારે ઈદુલ અઝહા થઈ, બે દિવસોનો ફરક રહયો, ગેર મુસ્લિમ કહે છે કે તમારે ત્યાં તહેવારોમાં એકતા નથી, આટલો ફરક કેમ રહે છે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસાઈલે હજ અને અમુક હકીકતોથી અજાણ હોવાથી કેટલીક વખતે માનવી વિવિધ સવાલોથી પરેશાન થઈ જાય છે.

મુસલમાનોની ઈદ અને બકરી ઈદનો આધાર ચાંદ ઉપર છે. (બુખારી શરીફ : ૧ / ૨૫૬, હદીસ નં. ૧૯૦૯) અને પૂર્વ તેમજ પશ્ચિમનું અંતર વધુ હોવાથી ચાંદ અલગ અલગ દેશોમાં અલગ અલગ વખતે થાય છે. તેને કારણે પૂર્વ અને પશ્ચિમ તેમજ ઉત્તર અને દક્ષિણના રહેવાસીઓ આ સિલસિલામાં એક – બે દિવસ આગળ પાછળ રહે છે. હિંદુસ્તાનમાં સૂર્ય ઉગે છે તો બાર્બાડોઝ અને કેનેડા વગેરેમાં પાછલી તારીખનો સૂર્ય ગુરૂબ થાય છે. હિંદુસ્તાનવાળા જયારે ઈદની ખુશીઓ મનાવે છે,

ત્યારે બાર્બાડોઝ અને કેનેડાવાળા ઊંઘમાં મસ્ત હોય છે, માટે તારીખનો ફરક અહીંયા પણ થઈ ગયો. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૩)

હાજીઓ માટે સૌથી મહત્વનું રૂકન અરફાતના મેદાનમાં થોભવું છે, તે વિશે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : "હજ તો અરફાતના મેદાનમાં થોભવું છે."

(નસાઈ : ૫ / ૨૫૬, હદીસ નં. ૩૦૧૬)

આ હદીસ પ્રમાણે "અરફાતનો દિવસ" ૯ ઝિલ હજ્જે હજનો દિવસ કહેવાય છે, માટે જયાં વર્તમાન પત્રો અને ટીવીમાં આપણે વાંચ્યું કે ઈ.સ. ૧૯૮૩ માં જુમ્આએ હજ થઈ, તેનો મતલબ છે કે હાજીએ હજનો સૌથી મહત્વનો રૂકન એટલે "વુકૂફે અરફા" જુમ્આએ કર્યો. એ પ્રમાણે સઉદી અરબ આપણાથી માત્ર એક જ દિવસ આગળ હતું, ઈ.સ. ૧૯૮૩ માં અમારે ત્યાં ૮ ઝિલહજ્જ હતી અને અરબસ્તાનમાં ૯ ઝિલહજ્જ હતી. માટે બે દિવસ નહીં, બલકે એક જ દિવસ તેઓ આપણાથી તારીખમાં આગળ હતા, અને એક દિવસ તો (સ્થળ પ્રમાણે) આગળ રહેવાનું જ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૯૩, ૩૯૪)

ઉમ્મીદ છે કે જવાબથી સંતોષ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હાજી મુસાફિર હોય છે, પછી તેની ઉપર કુરબાની કેમ ?

**સવાલ (૧૮૨૫) :** હાજી મુસાફિર હોય છે અને મુસાફિર પર કુરબાની વાજિબ નથી હોતી, જયારે કે હાજીઓ કુરબાની પણ કરે છે, એવું કેમ ? ઉમ્મીદ છે કે આ સિલસિલામાં પેદા થતા શકને દૂર કરી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક હાજી મુસાફિર નથી હોતો, અમુક એ હોય છે, જે ૧૫ દિવસ અથવા તેનાથી વધારે મક્કામાં રહેવાનો ઈરાદો રાખે છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૨૧, ૧૨૬) એવા હાજી મુસાફિર નથી, તેઓ મુકીમ છે, તેમની ઉપર કુરબાની વાજિબ થશે. પરંતુ જે હાજી મક્કામાં ૧૫ દિવસ રોકાવવાની નિય્યત ન કરે, પહેલી ઝિલહજ્જે મક્કા પહોંચે અને ૧૩ અથવા ૧૪ ઝિલહજ્જે મદીના શરીફ જવાનો ઈરાદો રાખતા હોય, તો તે મુસાફિર છે, તેમની ઉપર કુરબાની વાજિબ નથી.

(અબૂદાવૂદ : ૧ / ૨૪૬, હદીસ નં. ૧૯૦૭)

યાદ રહે કે વર્ણન કરેલી કુરબાની (જે બકરી ઈદની કુરબાની છે) પોતાના

વતન મુંબઈ, સુરત વગેરેમાં પણ કરી શકે છે. પરંતુ તમત્તુઅ અથવા કિરાનની જે કુરબાની છે (જેને હજની કુરબાની કહે છે) તેને હરમ શરીફમાં જ કરવી વાજિબ છે, (અબૂદાવૂદ : ૧ / ૨૪૬, હદીસ નં. ૧૯૦૭) અને આ કુરબાની ભલે મુસાફિર હોય કે મુકીમ દરેક પર વાજિબ છે. (સૂરએ બકરહ : ૧૯૬, ફિકહે ઈસ્લામી : ૩ / ૨૬૨) હજ્જે તમત્તુઅ અને હજ્જે કિરાન વાળી કુરબાનીથી આપને શંકા થઈ કે તમામ હાજીઓ કુરબાની કરે છે, હાલાંકે બધા પર વાજિબ નથી, ઉમ્મીદ છે કે વર્ણન કરેલી તફસીલથી શંકા દૂર થઈ ગઈ હશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મય્યિત તરફથી હજ માટે રકમ અલગ કરીને વાપરી નાંખવી અને સઉદીથી હજ કરાવવી

## (૭) વારસાની જમા રકમ પર ઝકાતનો હુકમ

**સવાલ (૧૮૨૬) :** ઈ.સ ૧૯૮૦માં અમે મારા સસરાની વારસાઈમાં ત્રીજો ભાગ જેની કુલ રકમ ૧૫ હજાર થાય છે, અલગ કરીને તેમના તરફથી હજ કરવા માટે બેંકમાં જમા કરાવી દીધી. એ રકમનું વ્યાજ આવતું રહે છે.

અમારા એક સાળુભાઈનો છોકરો સઉદી અરબમાં રહે છે, તો શું એ જાઈઝ છે કે તે છોકરો અમારા સસરા એટલે પોતાના નાના તરફથી ત્યાંથી હજ કરી લે અને આ રકમ અહીંયા બધી છોકરીઓ અને તેની મા પરસ્પર વહેંચી લે ? કારણ કે તેમને અહીંયા એક મુસાફરખાનામાં મદદ કરવી છે, તો શું એવું કરી શકે છે ? એવી રીતે રકમ જે હમણાં સુધી બેંકમાં જમા રહી, તેની પાછલા વર્ષોની ઝકાત આપવી વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના સસરાએ હજ વિશે વસિય્યત કરી નથી. બલકે છોકરીઓ અને તેની માએ પોતાની ખુશીથી હજ માટે વારસામાંથી ૧૫ હજાર અલગ કર્યા હતા, પરંતુ સવાલથી એવો અંદાજો થાય છે કે આપની સાસુ અને તેમની છોકરીઓની નિય્યત ખરાબ થઈ ગઈ છે. અને તેમાંથી કોઈ હવે ઈન્ડિયાથી "જમા રકમ" થી હજ કરાવવા તૈયાર નથી બલકે જિદ્દહ થી હજ કરાવવા માંગે છે. એટલા માટે આપની પત્ની વગેરે તે ત્રીજો માલ પરત લેવા માંગે છે. શરીઅતની દ્રષ્ટિએ તેમને એ માલ લેવાનો હક છે, તે લઈ શકે છે, કારણ કે તે એ માલની શરત પ્રમાણે માલિક છે,

એટલે તેઓ તે રકમ લઈને મુસાફરખાનામાં પણ લગાવી શકે છે, તેમાં કોઈ વાંધો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૫૧)

અને જયાં સુધી ઝકાતનો સવાલ છે, તો એ રકમની ગયા વર્ષોની ઝકાત આપની પત્ની વગેરે, જે એ માલની અસલ માલિક છે, તેમની જિમ્મેદારી અદા કરવાની છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૨૬૨) અને તેની ઉપર જે વ્યાજની રકમ આવી છે, તે ગરીબોને સવાબની નિય્યત વગર આપવી જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) કાનૂની મજબૂરીને લીધે હજના સફર માટે અસલ નામ બદલીને પાસપોર્ટ બનાવવો

**સવાલ (૧૮૨૭) :** એક વ્યકિત હજના સફરનો ઈરાદો રાખે છે, પરંતુ તેને પાસપોર્ટ બનાવવામાં કેટલીક કાનૂની પરેશાનીઓ નડે છે. તેને કારણે તે વ્યકિત પોતાનું નામ બદલીને પાસપોર્ટ બનાવીને હજમાં જવાનો ઈરાદો રાખે છે. સવાલ એ છે કે શું એવું કરવું જાઈઝ છે કે નહીં ? દા.ત. અસલ નામ ઈસ્માઈલ છે અને તે તેને બદલીને મુહમ્મદ ઈસ્માઈલ કરી દે, તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફર્ઝ હજ હોય અને હુકૂમતની કાનૂની મુશ્કેલી એવી હોય કે નામ બદલવા સિવાય કોઈ વિકલ્પ ન હોય, તો નામ એવી રીતે બદલવામાં આવે કે તે જુઠ શુમાર ન થાય, દા.ત. ઈસ્માઈલની જગ્યાએ મુહમ્મદ ઈસ્માઈલ કરી દે. (જેમકે સવાલમાં લખ્યું છે.) તો ગુંજાઈશ છે. અથવા નામની જગ્યાએ ઉપનામ વાપરે દા.ત. વર્ણન કરેલા છોકરાનું નામ ઈબ્રાહીમ છે, તો એ વ્યકિત પોતાનું નામ અબૂ ઈબ્રાહીમ લખાવીને પાસપોર્ટ બનાવે આ (અમલ) નો શુમાર જુઠમાં નહીં થાય અને હજ ફર્ઝ પણ અદા થઈ જશે. (કવાઈદુલ ફિકહ : ૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે .

## (૯) કારિન અને મુફરિદનું પોતાના સાથીના કપડા ધોવા

**સવાલ (૧૮૨૮) :** કારિન અથવા મુફરિદ પોતાના કોઈ બિમાર અને માઝૂર સાથીના કપડા ધોઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુહરિમ માટે સફરના બિમાર અને કમજોર સાથીના કપડા ધોવા જાઈઝ છે.

(સૂરએ માઈદહ : ૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) નફલી હજ કરનારાને રકમ આપવી બહેતર છે, અથવા સદકો ખૈરાત કરવો ?

**સવાલ (૧૮૨૯) :** એક વ્યકિત ગરીબ છે, ઝકાતનો હકદાર છે, તેને એક માલદાર વ્યકિત પોતાની સાથે હજમાં લઈ જવા માંગે છે, ગરીબ જેની ઉપર હજ ફર્ઝ નથી, તેને હજમાં લઈ જવામાં ૩૫ થી ૪૦ હજાર રૂપિયાનો ખર્ચ છે, સવાલ એ છે કે એટલા રૂપિયા કોઈ ગરીબ,યતીમની શાદીમાં અથવા કોઈના કરજની અદાયગીમાં અથવા મસ્જિદ મદ્રસામાં આપવા વધારે બહેતર છે અથવા ગરીબને હજ કરાવવી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ્જે નફલમાં લઈ જવાના મુકાબલામાં એટલા રૂપિયા કોઈ ગરીબ, વિધવા, યતીમ, સખત જરૂરતમંદની જરૂરતમાં ખર્ચ કરવા અફઝલ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) હજ કરનારાને હાજી કહેવું કેવું છે ?

**સવાલ (૧૮૩૦) :** બકર હજ પઢીને આવ્યો છે, માટે ઝૈદ બકરને હાજી સાહેબ કહીને બોલાવે છે, તો બકર કહે છે કે મને હાજી ન કહો, મારૂ નામ લઈને બોલાવો, તો મને ખુશી થશે.

સવાલ એ છે કે હાજી સાહેબ કહેવું કેવું છે ? કારણ કે જો સુન્નત પ્રમાણે જોવામાં આવે તો હુઝૂર (સલ.) ના સહાબા (રદિ.) ના નામથી પહેલા આ શબ્દ જોવા અથવા સાંભળવામાં આવ્યો નથી. તે વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હાજી સાહેબ કહેવામાં કોઈ વાંધો નથી, જો બકર નમ્રતાથી હાજી સાહેબ કહેવાથી મના કરે છે. તો ઠીક છે, જો એવું સમજીને મનાઈ કરે છે કે જાઈઝ નથી તો એવું સમજવું દુરુસ્ત નથી.

હજ અલ્લાહ તઆલાની એક મહાન નેઅમત છે, દરેકને નથી મળતી. જો કોઈને મળી છે અને બીજા લોકો ઈજ્જત અને ઈકરામને કારણે હાજી સાહેબ કહીને બોલાવે છે, તો કોઈ વાંધો નથી. જેમકે મવલાના વગેરે કહીને ઈજ્જત આપવામાં આવે છે.

સહાબા (રદિ.) ની નેકીઓ અને કમાલાત એટલા હતા કે તેમના માટે હજ ખૂબ જ અગત્યના કામોમાં શુમાર થાય એવું ન હતું, માટે તેમણે હાજી કહીને બોલાવવાની જરૂરત ન હતી. એવી રીતે આજકાલ જે લોકોને હજ માટે કોઈ કુરબાની આપવી પડતી નથી, તેમને પણ એવું લકબ આપવામાં આવતું નથી. દા.ત. આજ કાલ જે લોકો મક્કા મુકર્રમામાં રહે છે. તો હજ અને તવાફ તેમના માટે એવા છે જેમકે નમાઝ અને રોઝા, પરંતુ જે લોકો દૂર દેશથી હજ કરવા માટે જાય છે, તેમની કુરબાની છે કે માલ અને વખતની કુરબાની સાથે સફરની તકલીફ પણ બરદાશ્ત કરવી પડે છે, એટલે તેમને હાજી કહીને બોલાવવામાં આવે છે, હાં, જાતે પોતાને હાજી ન કહેવો જોઈએ. કારણ કે તેમાં એક નેકીની જાહેરાત છે,તેમાં દેખાવાનો પુરો ખતરો છે. (સૂરએ માઉન : ૪ – ૭, રૂહુલ મઆની : ૧૫ / ૪૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) નસબંધીનું ઓપરેશન કરાવનારી ઓરતની હજ

**સવાલ (૧૮૩૧) :** પતિ – પત્નીએ હજનો ઈરાદો કર્યો, એક મસ્અલો વચ્ચે આવીને ઉભો થયો, તે એ કે પત્નીનું નસબંધીનું ઓપરેશન કરાવી દીધું છે, તો શું એવી હાલતમાં તેમને હજની ઈજાઝત છે ? જો નથી તો શું કરે ? શું બીજી વખતે ઓપરેશન કરાવીને નસને ચાલું કરાવવું જરૂરી છે ? શું હજ દરેક પ્રકારના ગુનાહોને ધોઈ નાંખે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જરૂરત વગર નસબંધીનું ઓપરેશન કરાવવું ગુનાહનું કામ છે, તેનાથી બચવું જરૂરી છે. જો કોઈએ આ ગુનાહનું કામ કરી લીધું, તો તેના માટે તૌબા અને ઈસ્તિગ્ફાર જરૂરી છે, અને બીજી વખતે ઓપરેશન કરાવીને ગર્ભ રહેવા માટે શકય હોય તો કરાવી લે, નહીં તો તૌબાથી ગુનાહ માફ થઈ જાય છે. જયારે કે પસ્તાવો હોય. (ફત્હુલ કદીર : ૧૧ / ૧૦૩, હદીસ નં. ૬૩૦૭)

એવી ઓરત માટે હજ કરવાની મનાઈ નથી, ખુશીથી હજ કરે, હજ તો ગુનાહોને માફ કરવા માટે જ હોય છે. જયારે વ્યકિત હજ કરે છે, તો ગુનાહોથી એવો પાક થઈ જાય છે જેમકે બાળક જન્મ વખતે ગુનાહોથી પાક હોય છે.

(બુખારી : ૧ / ૨૦૬, હદીસ નં. ૧૫૨૧)

હા, બંદાઓના હક્કો માફ થતા નથી, હજથી પણ માફ થતા નથી, કોઈનો

માલ જિમ્મે બાકી છે, કોઈને ગાળો આપી હતી, કોઈને પરેશાન કર્યો, કોઈની ગીબત કરી, તો તેનાથી માફી માંગવી અને માફ કરાવવું જરૂરી છે જયાં સુધી માફ ન કરાવી લીધું અને હકદારને હક ન પહોંચાડી દીધો, માફ નહીં થાય. (મુસ્લિમ : ૧ / ૭૬, હદીસ નં. ૧૯૨, ૧૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) મુર્દા તરફથી તવાફ કરવા

**સવાલ (૧૮૩૨) :** મુર્દા તરફથી માત્ર તવાફ કરવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુર્દા તરફથી જીવતા લોકો બદની અને માલી ઈબાદતો કરીને સવાબ પહોંચાડી શકે છે. (બહરુર્રાઈક : ૩ / ૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) જીવંત વ્યકિતને હજ અને ઉમરહનો સવાબ પહોંચાડવો

**સવાલ (૧૮૩૩) :** જીવતા માણસ તરફથી ઉમરહ અથવા માત્ર તવાફ કરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મરહૂમને સવાબ પહોંચે છે, એટલે હજ, ઉમરહ અથવા માત્ર તવાફ કરીને સવાબ પહોંચાડવો જાઈઝ છે. (બહરુર્રાઈક : ૩ / ૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) હજની ફિલોસોફી

## (૧૬) ભાભીને હજમાં લઈ જવી

**સવાલ (૧૮૩૪) :** આ વર્ષે મારો હજ કરવાનો ઈરાદો છે, (ઈન્શાઅલ્લાહ) મારી સાથે મારી પત્ની, માતા અને મારા મરહૂમ ભાઈની વિધવા એટલે મારી ભાભી જવાના છે, મારી ભાભીની ત્રણ છોકરીઓ છે અને ત્રણેની શાદી થઈ ગઈ છે, કોઈ છોકરો નથી, મારી ભાભીનો એક ભાઈ છે. તેનો આ વર્ષે હજમાં જવાનો ઈરાદો નથી. અમારી આ નફલ હજ થશે, સવાલ એ છે કે હું મારી ભાભી, પત્ની અને માતાને લઈને હજમાં જઈ શકું છું કે નહીં ?

મારું ફેમિલી સાથે વારંવાર નફલ હજ કરવી શરીઅતની દ્રષ્ટિએ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ ફર્ઝ હોય કે નફલ, મહાન ઈબાદત છે, અને ઈબાદતમાં જાન ત્યારે જ

પેદા થશે જયારે કે તેને તેની શરતો પ્રમાણે કરવામાં આવે. આપ તમારી ભાભી માટે ગેર મહરમ છો, એટલે તેમનો તમારી સાથે સફર કરવો જાઈઝ નથી. યાદ રહે કે જયારે ફર્ઝ હજમાં ઈજાઝત નથી, તો નફલ હજમાં કેવી રીતે ઈજાઝત હોઈ શકે, ટુંકમાં તમારી સાથે તમારી ભાભીને લઈ જવું જાઈઝ નથી.

(બુખારી : ૧ / ૧૪૭, હદીસ નં. ૧૦૮૬)

હવે તમારું ધ્યાન એક અગત્યના કામ તરફ દોરવા માગું છું.

આપ ચાર અથવા પાંચ માણસો નફલ હજમાં જઈ રહયા છો, તેમાં સવા લાખ રૂપિયા ખર્ચ થશે અને ઉમ્મીદ છે કે સવાબ અગણિત મળશે. પરંતુ જયારે એક મુસલમાન નફલ ઈબાદત કરે, તો તેને જોઈએ કે હું પોતાના રૂપિયા કયાં ખર્ચ કરું તો મને સવાબ વધારે મળશે ?

બુખારી અને મુસ્લિમમાં છે કે રસૂલુલ્લાહ (સલ.)થી પૂછવામાં આવ્યું કે મને કોઈ એવું કામ બતાવો, જેમાં સવાબ વધારે હોય, તો આપ (સલ.) એ ફરમાવ્યું કે જેની જબાન અને હાથથી બીજો મુસલમાન સુરક્ષિત રહે.

(બુખારી : ૧/૬, હદીસ નં. ૧૧)

એ જ સવાલનો બીજા કોઈને જવાબ આપતા આપ (સલ.) એ ફરમાવ્યું : ખાવાનું ખવડાવો અને સલામ કરો, ભલે તમે તેને ઓળખતા હોય કે ન ઓળખતા હોય. (બુખારી : ૧ / ૬, હદીસ નં. ૧૨)

સવાલ એ થાય છે કે આપ (સલ.) એ એક સવાલ કરનારને તો એ જવાબ આપ્યો કે કોઈને તકલીફ ન પહોંચાડો અને એવી રીતે બીજા સવાલ કરનારને જવાબ આપ્યો કે ગરીબોને ખાવાનું ખવડાવો, વધારે સવાબનું કામ છે એ બંને જવાબ અલગ અલગ કેમ છે ? તેના વિભિન્ન જવાબો આપવામાં આવ્યા છે, બહેતર જવાબ એ છે કે જયારે સહાબા (રદિ.) માં ગરીબી હતી, ખાવા, પીવા, કપડા અને મકાનની તંગી હતી અને મોટા ભાગના સહાબા (રદિ.) આ સિલસિલામાં તકલીફનો સામનો કરી રહયા હતા, તો એવામાં આપ (સલ.) એ ફરમાવ્યું કે ખાવાનું ખવડાવો અને જરૂરતમંદોની હાજત પુરી કરો.

જયારે તંગી દુર થઈ ગઈ અને અલ્લાહ તઆલાએ વિશાળતા આપી તો નબીએ કરીમ (સલ. )એ ફરમાવ્યુ કે જબાન અને હાથથી કોઈને તકલીફ ન પહોંચાડો.

ટુંકમાં પિરિસ્થિતિ જોતા માલ ખર્ચ કરવો જોઈએ, જેથી સવાબ વધારે મળે. આજના જમાનામાં વધારે નફલી હજ કરનારા વિચારે કે કોમના લાખો બાળકો મસ્જિદ, મદ્રસા અને દીનથી દૂર છે. લાખો નવયુવાનો તાલીમથી દૂર હોવાને કારણે દીન અને દીનની ઓળખથી નીકળી રહયા છે. ઝુંપડપટ્ટી અને ઉજ્જડ વિસ્તારોમાં રહેનારાઓની અવલાદને કોઈ કલિમો પઢાવનારા નથી, જો નફલી હજ પર ખર્ચ થનારી રકમથી બે નાના મદ્રસા બની જશે, હાલાતના તકાઝા પ્રમાણે સવાબ વધુ મળશે. ઈન્શાઅલ્લાહ. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૨૧)

હા, જો અલ્લાહના કોઈ નેક બંદા આ નિય્યતથી નફલી હજ કરે કે હું અરબસ્તાનના એ લોકોને સહીહ વાતો બતાવીશ અને દાવતો તબ્લીગ અને વઅઝો નસીહત કરીશ, જે યહૂદી અને નસારાના રંગમાં રંગાઈ ગયા છે અને પોતાની સંસ્કૃતિ ભૂલીને તેમની રીતભાત અપનાવી ચુકયા છે, અને દીનથી ખૂબ જ દૂર છે, તો તેમાં વધારે સવાબ મળશે.

હજની એક ફિલોસોફી એ પણ છે કે દુનિયાના વિવિધ વિસ્તારોમાંથી સમજદાર બુદ્ધિશાળી લોકો આવીને પોતાના વિસ્તારોના દીની અહેવાલથી ઉમ્મતને વાકેફ કરાવે, જેથી તે જાણી શકે કે અમે એક બીજા માટે દીની અને દુન્યવી એતિબારથી કેટલા અને કેવી રીતે મદદગાર થઈ શકીએ છે. સામાજિક ફાયદા માટે કેવી સ્કીમો ફાયદા કારક થઈ શકશે. અને કેવા નવા પ્રોગ્રામો બનાવવાથી ઉમ્મતનો ફાયદો છે. કાશ હજ કરનારા લોકો એ તરફ ધ્યાન આપતા, તેના બદલે એ થઈ રહયું છે કે આજે મુસલમાનોએ નફલી હજને પ્રવાસનું કારણ બનાવી લીધું છે. અલ્લાહ તઆલા સહીહ સમજ અતા ફરમાવે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૨ / ૮૭) આશા છે કે આપ એ વિશે વિચાર કરશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) નફલ હજ કરવી અફઝલ છે અથવા દીની કામોમાં રકમ ખર્ચ કરવી ?

**સવાલ (૧૮૩૫) :** કેટલાક લોકો દર વર્ષે હજ માટે જાય છે, સવાલ એ છે કે હજ્જ નફલ અદા કરવું વધારે અફઝલ છે અથવા નફલ હજને બદલે મદારિસ, મકાતિબ ને મદદ અને દીની કિતાબો છપાવીને દીની કામોમાં રકમ ખર્ચ કરવી અફઝલ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાનોની જાન અને માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ થવી જોઈએ, અને

તે રસ્તાઓ અલગ અલગ છે. હુઝૂર (સલ.) એ સંપૂર્ણ વિગત બતાવી છે કે માનવીને પોતાની અનમોલ જાન અને માલ કયાં કયાં ખર્ચ કરવો બહેતર છે.

નબીએ કરીમ (સલ.) એ બતાવેલ નિયમોની રોશનીમાં એ વાત કહી શકાય છે કે ફર્ઝ હજ અદા કરી લીધા પછી, નફલ હજમાં જવાને બદલે આજના જમાનામાં આ દીની કામોમાં ખર્ચ કરવું વધારે સવાબનું કામ છે. જેનાથી લોકો મોટો ફાયદો ઉઠાવે છે. (અલ મહીતુલ બુરહાની : ૨ / ૪૯૫)

ઉમ્દતુલ કારી, શર્હે બુખારીમાં આપ (સલ.) નો ઈર્શાદ નકલ કર્યો છે કે જે વ્યકિતએ હજ ફર્ઝ અદા ન કરી હોય, તેના માટે ચાળીસ જિહાદમાં શરીક થવાથી અફઝલ ફર્ઝ હજ અદા કરવી છે અને જેણે ફર્ઝ હજ અદા કરી લીધી, તો તેના માટે જિહાદમાં જવું ચાળીસ હજ અદા કરવાથી અફઝલ છે. (ઉમ્દતુલ કારી : ૧ /૧૮૯)

એવી રીતે રસૂલુલ્લાહ (સલ.) ની મજલિસમાં આવીને એક સહાબી (રદિ.) એ અરજ કરી કે હે અલ્લાહના રસૂલ ! ઈસ્લામમાં કયું કામ સૌથી અફઝલ છે ? આપ (સલ.) એ જવાબ આપ્યો કે તે મુસલમાન જેની જવાબ અને હાથથી બીજા લોકો સુરક્ષિત રહે. (બુખારીઃ ૧ / ૬, હદીસ નં. ૧૧, મુસ્લિમ : ૧ / ૪૮, હદીસ નં. ૬૬–૪૨)

બીજી રિવાયતમાં એવી રીતે એક સહાબી (રદિ.) ના સવાલના જવાબ માં આપ (સલ.) એ ફરમાવ્યું હતું કે તમે ખાવાનું ખવડાવો અને દરેક મુસલમાનને સલામ કરો, ભલે તમે તેને ઓળખતા હોય કે ન હોય. (બુખારી : ૧ / ૬, હદીસ નં. ૧૨)

ઉલમાએ મુહદ્દિષીને આ બંને હદીસોની અંદર લખ્યું છે કે રસૂલુલ્લાહ (સલ.) એ બંને સહાબા (રદિ.) ના એક જ સવાલના જવાબ અલગ અલગ કેમ આપ્યા ? મુહદ્દિષીને વિવિધ કારણો દર્શાવ્યા છે. ઈમામ નવવી (રહ.) શારેહ મુસ્લિમ શરીફ : ૧ / ૬૩ માં અને અલ્લામા અયની (રહ.) શર્હે બુખારી શરીફ : ૧/૧૮૯માં લખે છે.

(૧) સવાલ કરનાર બદલાઈ જવાથી જવાબ બદલાઈ ગયો કે સવાલ કરનારમાં જે જરૂરત નજર આવી તે પ્રમાણે જવાબ આપવામાં આવ્યો.

(૨) મજલિસમાં જે લોકો બેઠા હતા તેમની દીની જરૂરત પ્રમાણે જવાબ આપવામાં આવ્યો.

(૩) જે કામમાં નફો વધારે હોય, તે કામ અફઝલ થશે જેમકે જિહાદનો નફો આમ મખ્લૂકને થાય છે અને હજનો ફાયદો હાજીની જાત સુધી મર્યાદિત રહે છે.

(૪) જમાના અને વખત પ્રમાણે અલગ અલગ જવાબ આપવામાં આવ્યો, જયારે હિજરત કરીને મદીના આવ્યા, તો તંગી અને ગરીબીનો વખત હતો. મુહાજિરોની હાલત કમજોર હતી. એટલે તે વખતે ખાવાનું ખવડાવવાને અફઝલ ફરમાવ્યું અને જેને ખાવાનું ખવડાવે તેની સાથે સારો વર્તાવ કરે, તેને બેઈજ્જત ન કરવાનો હુકમ આપવામાં આવ્યો, અને જયારે તંગી દુર થઈ ગઈ અને વિશાળતા આવી ગઈ તો રસૂલુલ્લાહ (સલ.) ના ફરમાન પ્રમાણે માલ જો કે તમામ ખરાબીઓની અસલ છે એટલે ફરમાવ્યું કે પોતાની જબાન અને હાથથી લોકોને તકલીફ આપવાથી બચો.

એવી રીતે નફલ હજ કરવાનો સવાબ છે, પરંતુ અજ્ઞાની અને જાહિલ લોકો હરમૈન શરીફૈન જઈને લોકોને કઈ ફાયદો પહોંચાડતા નથી. માટે તેમનાથી બહેતર એ છે કે તે પોતાના માલને મકાતિબ, મદારિસ અને તબ્લીગી કામોમાં ખર્ચ કરીને જે તલબા તેના દ્વારા તાલીમ મેળવશે તે હરમૈન શરીફૈના ખિદમત કરનારા અને આબાદ કરનારા બનશે. આજના જમાનામાં મકાતિબ, મદારિસ અને ખાનકાહો વેરાન થઈ રહયા છે અને એ જગ્યાએ માલ ખર્ચ કરનારા દિવસે દિવસે ઓછા થઈ રહયા છે. અલબત્ત જે ઉલમાએ કિરામ નફલ હજમાં જઈને દુન્યવી લોકોને મળીને તેમના સુધી દીની અહકામ પહોંચાડવાના ઈરાદાથી નફલ હજમાં જાય, તો તેમનું નફલ હજ અદા કરવું અફઝલ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) હજરે અસ્વદ કયો બાદશાહ પોતાની સાથે મક્કા મુકર્રમાથી લઈ ગયો હતો ?

**સવાલ (૧૮૩૬):** એવું સાંભળ્યું છે કે હજરે અસ્વદ કયારેક તુટી ગયો હતો, ત્રણ ટુકડા થઈ ગયા હતા, એક બાદશાહે ચાંદી દ્વારા તેને જોડી દીધો હતો. કોના જમાનામાં આવું થયું હતું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજરે અસ્વદને કુરામતા હિ.સ. ૩૧૭માં ઉખાડીને પોતાની સાથે લઈ ગયો હતો અને બરાબર ૨૨ વર્ષ પછી હિ.સ. ૩૩૯માં પરત કર્યો. (તારીખે તબરી : ૧૧ / ૩૭૧) શકય છે કે તે વખતે હજરે અસ્વદને કોઈ નુકસાન પહોંચ્યું હોય. ઈતિહાસમાં આ વાકિયા પર નુકસાનનું કોઈ વર્ણન નથી. ટુંકમાં જો આવું બન્યું હોય તો અસંભવિત નથી. પરંતુ ટુકડા થવા સાબિત નથી. (તારીખે મક્કા : ૧૭૮) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ઝમઝમનું પાણી પીવાનો તરીકો

**સવાલ (૧૮૩૭) :** ઝમઝમનું પાણી પીવાનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝમઝમનું પાણી ઉભા થઈને, કિબ્લા બાજુ મોઢું કરીને પેટ ભરીને અમુક શ્વાસથી પીવું જોઈએ. જો શકય હોય તો પોતાના બદન પર, ચહેરા અને માથા પર વહાવવું જોઈએ. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) હરમે મક્કી અને મદનીમાં અફઝલ કયું ?

**સવાલ (૧૮૩૮) :** શું એવું કહી શકીએ છીએ કે મદીના મુનવ્વરાની ધરતી, બયતુલ્લાહની ધરતીથી વધારે આદરપાત્ર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મક્કા મુકર્રમા, મદીના મુનવ્વરાની ધરતીથી અફઝલ છે અને બયતુલ્લાહ શરીફ પણ અફઝલ છે. પરંતુ મદીના મુનવ્વરાની જમીનનો તે ભાગ જે રવઝએ અકદસમાં આપ (સલ.) ના પવિત્ર બદનથી લાગેલો છે, તે બયતુલ્લાહ શરીફથી પણ અફઝલ છે. એટલે સંપૂર્ણપણે એ કહેવું જોઈએ નહીં કે હરમે મક્કીને હરમે મદની પર ફઝીલત હાસિલ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૬૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



# કુરબાની અને અકીકાનું બયાન

عن عائشة ، أن رسول الله - صلى الله عليه وسلم- قال : ما عمل آدمي من عمل يوم النحر أحب إلى الله من إهراق الدم ، إنه ليأتي يوم القيامة بقرونها و أشعارها و أظلافها ، وأن الدم ليقع من الله بمكان قبل أن يقع من الأرض ، فطيبوا بها نفسا . ( سنن الترمذي :١/٢٧٥، رقم الحديث :١٤٩٣، ابواب الأضاحى ، باب ما جاء في فضل الأضحية ، ط : ديوبند )

**તર્જુમો :** હઝરત આયશા (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે ઝિલહજ્જની દસમી તારીખ એટલે કે બકરી ઈદના દિવસે આદમના દિકરા (માણસ) નો કોઈ અમલ અલ્લાહ તઆલાને ત્યાં કુરબાનીથી વધારે પ્રિય નથી, અને કુરબાનીનું જાનવર કિયામતના દિવસે પોતાના શિંગડાઓ, વાળો અને ખરીઓ સાથે (જીવંત થઈ) આવશે. અને કુરબાનીનું ખૂન જમીન પર પડતા પહેલા (અલ્લાહ તઆલાની ખૂશી અને મકબૂલિયતના) સ્થાન સુધી પહોંચી જાય છે. માટે દિલની સંપૂર્ણ ખુશી સાથે કુરબાની કરતા રહો. (તિરમિઝી : ૧ / ૨૭૫, હદીસ નં. ૧૪૯૩)

# કુરબાનીની જરૂરિયાત

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# કુરબાનીની જરૂરિયાત

## (૧) શરીઅતમાં માલદાર અને ગરીબ કોને કહે છે ?

**સવાલ (૧૮૩૯) :** શરીઅતમાં માલદાર અને ગરીબ કોને કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત પાસે જિંદગીની જરૂરીયાત સિવાય એટલો સામાન અથવા તેની કિંમત હોય, જે સાડા બાવન તોલા ચાંદીની કિંમત બરાબર હોય, તો એ વ્યકિત શરીઅતની નજરમાં માલદાર છે અને તેની ઉપર સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ છે.

જરૂરીયાતની વસ્તુઓમાં રહેવાનું ઘર, પહેરવાના કપડા (ત્રણ જોડ) વાપરવાના વાસણો અને જરૂરી ફર્નીચર એવી રીતે એક સાયકલ અથવા સ્કુટર દાખલ છે.

અને ગરીબ એ વ્યકિત કહેવાશે, જેની પાસે તેનાથી ઓછો માલ હોય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) આજના જમાનામાં કેટલી રોકડ રકમ હોય તો કુરબાની વાજિબ થશે ?

**સવાલ (૧૮૪૦) :** આજના જમાના પ્રમાણે કેટલી રોકડ રકમ હોય તો કુરબાની વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ વખતે રોકડ રકમ સાડા બાવન તોલા ચાંદીની કિંમત બરાબર હોય, તો તેને કારણે કુરબાની વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કુરબાની કોની ઉપર વાજિબ થાય છે ? સાહિબે નિસાબ કોને કહે છે ?

**સવાલ (૧૮૪૧) :** કુરબાની કોના ઉપર વાજિબ થાય છે ? અને સાહિબે નિસાબ

કોને કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત પાસે પોતાની અસલી જરૂરીયાત અને કરજ સિવાય એટલો માલ હોય કે જેની કિંમત સાડા બાવન તોલા ચાંદી બરાબર થઈ જાય અને ઈદુલ અઝહાની સુબ્હે સાદિક વખતે તે એ માલનો માલિક હોય, તો તેની ઉપર કુરબાની વાજિબ થશે અને એવા વ્યકિતને શરીઅતની પરિભાષામાં સાહિબે નિસાબ કહે છે. કુરબાની વાજિબ થવા માટે માલ પર વર્ષ પસાર થવું જરૂરી નથી. અને ન એ જરૂરી છે કે તે માલ નામી હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) વાલિદૈન ફારિગ હોય અને કારોબાર છોકરાઓ પાસે હોય, તો કુરબાની કોના જિમ્મે હશે ?

**સવાલ (૧૮૪૨) :** માતા – પિતા વૃદ્ધ છે. કામકાજથી ફારિગ છે. છોકરા બધો કારોબાર ચલાવે છે અને તેઓ જ તેનો હિસાબ રાખે છે, તો એવી સુરતમાં ઘરના એ વૃદ્ધો તરફથી કુરબાની કરવી જોઈએ અથવા એ છોકરાઓ તરફથી, જે કારોબાર સંભાળી રહયા છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેમના જિમ્મે સદકએ ફિત્ર વાજિબ હોય, તેની ઉપર કુરબાની વાજિબ છે. વૃદ્ધ જે કામકાજથી ફારિગ થઈને જીવન ગુજારી રહયા છે. જો તેમની પાસે નિસાબ (સાડા બાવન તોલા ચાંદી) જેટલો માલ અથવા રકમ (જરૂરતથી વધારે) હોય, તો તેમના જિમ્મે કુરબાની વાજિબ છે, જે છોકરા કારોબાર કરે છે, તેમની પાસે પણ સદકએ ફિત્ર વાજિબ થવા જેટલી રકમ હશે, તો (તેમની ઉપર પણ) કુરબાની વાજિબ થશે. (ફતાવા રહીમિય્યહ : ૫ / ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) 'કુરબાની'' ઘરના એક સભ્ય પર વાજિબ થશે કે તમામ સભ્યો પર ?

**સવાલ (૧૮૪૭) :** કુરબાની ઘરના એક સભ્ય પર વાજિબ થશે કે આખા કુટુંબ પર? દા.ત. કોઈ ઘરમાં પિતા, ત્રણ છોકરા અને પત્ની છે, તો બધા સભ્યો પર કુરબાની વાજિબ થશે અથવા માત્ર પિતા પર ? આ જવાબ બિદઅતી માહોલમાં

મોકલવાનો છે, માટે જલ્દી જવાબ રવાના કરવા મહેરબાની છે.

બીજુ કે મારા બે નવાસા છે, તેમાં એકનું નામ આસીફ છે, ઘરમાં ખૂબ જ તોફાન કરે છે, એક બીજા પર કાંકરીઓ ફેંકે છે, બીજા નવાસાનું નામ ઈરફાન છે, તે પણ ઘર અને મદ્રસામાં ખૂબ જ પરેશાન કરે છે, તો બંને માટે તાવીઝ બનાવી આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત પાસે ઈદુલ અઝહાની સુબ્હે સાદિક વખતે પોતાની અસલ જરૂરીયાતથી વધારે એટલો માલ હોય કે તેની કિંમત સાડા બાવન તોલા ચાંદી જેટલી થઈ જાય, તો તેની ઉપર કુરબાની વાજિબ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૪) પત્ની અથવા બાળકો તરફથી ઘરના જિમ્મેદાર પર કુરબાની વાજિબ નથી.

પરંતુ જો પત્ની અથવા બાળકો પાસે તેમનો પોતાનો માલ એટલો હોય જે નિસાબ જેટલો થઈ જાય, તો તેમની ઉપર અલગથી કુરબાની વાજિબ થશે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) પિતાની મોજુદગીમાં કુરબાની કોની ઉપર વાજિબ થશે ?

**સવાલ (૧૮૪૪) :** પિતા વૃદ્ધ છે, કામકાજથી ફારિગ થઈ ગયા છે. છોકરાઓ બધો કારોબાર સંભાળ છે, ઝકાત પણ તેઓ જ અદા કરે છે, તો કુરબાની એ છોકરાઓ પર આવશે અથવા વૃદ્ધ પિતાના જિમ્મે, તેના અંકૂશમાં કંઈ નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે માણસ નિસાબ જેટલા માલનો માલિક હોય, તેના જિમ્મે શરીઅત પ્રમાણે કુરબાની, ઝકાત અને સદકએ ફિત્ર વાજિબ છે. સવાલથી માલૂમ થાય છે કે મિલ્કત છોકરાઓની છે. જો એવું છે, તો કુરબાની તેમની ઉપર વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) નિસાબનો માલિક નથી, પરંતુ અમુક મહિનાઓનો પગાર બાકી છે, તો કુરબાનીનો હુકમ

**સવાલ (૧૮૪૫) :** એક વ્યકિત નિસાબનો માલિક નથી, પરંતુ તેનો ત્રણ મહિનાનો પગાર ૧૮૦૦ રૂપિયા બાકી હતો અને કુરબાનીના દિવસો ચાલી રહયા હતા, તો એ વ્યકિત પર કુરબાની વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

૧૮૦૦ રૂપિયા સાડા બાવન તોલા ચાંદીની કિંમત બરાબર હોય, અથવા ઘરમાં (મોજૂદ) વપરાશ સિવાયની વસ્તુઓને તેમાં ભેગી કરીને નિસાબ પુરો થઈ જતો હોય અને કોઈ કરજ ન હોય (એટલે એટલું કરજ ન હોય, જેને અદા કર્યા પછી નિસાબ ન રહેતો હોય) તો તેની કુરબાની વાજિબ થશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જેની પાસે માત્ર સાત તોલા સોનું હોય, તેની ઉપર કુરબાની

**સવાલ (૧૮૪૬) :** એક વ્યકિત પાસે માત્ર સાત તોલા સોનું છે, તે સિવાય રોકડ રકમ, વેપારનો માલ અને જરૂરતથી વધારે માલ પણ નથી, તો શું તેની ઉપર કુરબાની વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં જો કરજ નથી, તો સાત તોલા સોનું, સાડ બાવન તોલા ચાંદીની કિંમતથી વધારે છે, માટે તેની ઉપર કુરબાની વાજિબ થશે.(બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) સંયુક્ત મકાન માલિકો પર કુરબાની

**સવાલ (૧૮૪૭) :** ઝૈદ પાસે નિસાબ જેટલો માલ નથી, એટલે ન સોના ચાંદીનો નિસાબ છે, ન વેપારનો માલ છે અને ન રોકડ રકમનો માલિક છે. જરૂરતે અસલીથી વધારે સામાન પણ નથી, પરંતુ પોતાની માલિકીના મકાન સિવાય એક બીજુ મકાન છે, જે પાંચ ભાઈઓ વચ્ચે છે, અને હજુ વહેંચ્યું નથી, ઝૈદના જિમ્મે ૨૫ હજારનું કરજ છે, તો એવી હાલતમાં ઝૈદ પર કુરબાની વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલી સુરતમાં ૨૫ હજાર જેટલું કરજ છે, તેને બાદ કરીને ઝૈદના ભાગમાં જેટલી મિલ્કત (સંયુકત) નું મકાન આવે છે. તેની કિમત જો સાડા બાવન તોલા ચાંદીની કિંમત જેટલી થઈ જાય, તો ઝૈદ પર કુરબાની વાજિબ છે. ઝકાત વાજિબ નહીં થાય. (રદલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) પોતાના તરફથી કુરબાની ન કરીને મરહૂમીન તરફથી કુરબાની કરવી

**સવાલ (૧૮૪૮)** : મારી પાસે ત્રણ બકરા છે, હું આ વર્ષે તેનાથી પોતાના રિશ્તેદારોમાંથી ત્રણ મરહૂમીન તરફથી કુરબાની કરવા માંગુ છું, તો સવાલ એ છે કે મરહૂમીન તરફથી કુરબાની કરવામાં જીવંત તરફથી પણ કુરબાની કરવી જરૂરી છે ? આ વિશે શરઈ દ્રષ્ટિએ શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા એ જરૂરી છે કે વ્યકિત પોતાનો ફર્ઝ અને વાજિબ હક અદા કરે. ત્યાર પછી જો ગુંજાઈશ હોય તો પછી નફલ હક અદા કરે. કુરબાની વાજિબ થવા માટે એ જ શરતો છે, જે સદકએ ફિત્રના વાજિબ થવામાં છે, જો તમારા પર કુરબાની વાજિબ થઈ ગઈ છે, તો પહેલા તમે પોતાના તરફથી કુરબાની કરો જે જરૂરી છે. (બહરુર્રાઈક : ૮ / ૧૯૭,૧૯૮) પછી ગુંજાઈશ હોય, તો મરહૂમીન તરફથી કરો અને જો તમારી ઉપર કુરબાની વાજિબ નથી, તો પોતાના તરફથી કર્યા વગર પણ મરહુમો તરફથી કુરબાની કરી શકાય છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) હુઝૂર (સલ.) તરફથી કુરબાનીની માત્ર નિય્યતથી કુરબાની વાજિબ થશે નહીં

**સવાલ (૧૮૪૯)** : મોહતરમ હઝરત મુફતી સાહેબ !

અસ્સલામુ અલયકુમ વ.વ.

અરજ છે કે મેં હુઝૂર (સલ.) તરફથી કુરબાનીની નિય્યત કરી છે, જયારે કે મારા તરફથી હજુ સુધી કુરબાની થઈ નથી, તો એ જાઈઝ છે કે નહીં ? તેમજ તેમાં બકરાને બદલે ગાયની કુરબાની દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માત્ર કુરબાનીની નિય્યતથી કુરબાની વાજિબ થતી નથી, જયાં સુધી (જબાનથી) મન્નત ન માનવામાં આવે. (અલઅશબાહ વન્નઝાઈર : ૧ / ૯૦) જો આપે જબાનથી દા.ત. એવું કહયું કે "મારું ફલાણું કામ થઈ ગયું, તો હું હુઝૂર (સલ.) ના ઈસાલે સવાબ માટે એક બકરાની કુરબાની કરીશ" અથવા એમ જ કહયું કે નબીએ

પાક (સલ.) ના ઈસાલે સવાબ માટે મારી ઉપર એક કુરબાની છે, તો મન્નત થઈ ગઈ અને કુરબાની વાજિબ થઈ ગઈ, પરંતુ જયાં સુધી આ શબ્દો ન કહેવામાં આવે કુરબાની વાજિબ થશે નહીં. જો બકરાની મન્નત માની નથી, તો ગાયની કુરબાનીમાં કોઈ વાંધો નથી, કરી શકો છો. (અલ મુહીતુલ બુરહાની : ૬ /૮૭)

અને જો તમે સાહિબે નિસાબ છો, તો તમારા ઉપર પણ કુરબાની વાજિબ થશે અને મન્નત પણ માની છે, તો પછી બે કુરબાનીઓ વાજિબ થશે. એક તમારી અને એક મન્નતની. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) દમે તમત્તુઅ અદા કરવાથી વાજિબ કુરબાની અદા થશે કે નહીં ?

**સવાલ (૧૮૫૦) :** મારા રિશ્તેદારો હરમ શરીફથી આવ્યા છે, દર વર્ષે વતનમાં કુરબાની અદા કરતા હતા, આ વર્ષે હજ માટે આવ્યા, તો મક્કામાં દમે તમત્તુઅ અદા કર્યો. વાજિબ કુરબાની અદા કરી નહીં, તો શું હવે તેને વાજિબ કુરબાની જેટલી રકમ ખૈરાત કરવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તે મક્કામાં કુરબાનીના દિવસોમાં મુકીમ હતો, તો તેની ઉપર દમે તમત્તુઅ સિવાય કુરબાની વાજિબ થશે.

જો તેમણે વાજિબ કુરબાની અદા ન કરી અને કુરબાનીના દિવસો પુરા થઈ ગયા, તો જાવનરની કુરબાની એટલે એક બકરીની કિંમત સદકો કરવો જરૂરી છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૪ / ૩૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) કુરબાનીના દિવસો પસાર થઈ ગયા પછી કુરબાનીનો હુકમ

**સવાલ (૧૮૫૧) :** મારા એક રિશ્તેદાર જર્મનીથી આવ્યા હતા, તેઓ દર વર્ષે પોતાના વતનમાં પોતાની વાજિબ કુરબાની કરાવતા હતા, આ વર્ષે તેઓ હજ માટે ગયા અને હજમાં દમે તમત્તુઅની કુરબાની કરી, પરંતુ પોતાની વાજિબ કુરબાની ન કરી, તો શું હવે કુરબાનીના દિવસો પસાર થઈ ગયા પછી તેમને પોતાની વાજિબ કુરબાનીનો સદકો કરવો પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલી સુરતમાં પોતાની વાજિબ કુરબાની તરફથી એક બકરાની કિંમત સદકો કરવો જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) હાજી પર ઈદુલ અઝહાની કુરબાની

**સવાલ (૧૮૫૨) :** શું હિન્દુસ્તાનથી હજ માટે જનારાઓ પર હિન્દુસ્તાન અને મક્કા મુકર્રમા બંને જગ્યાએ કુરબાની કરવી જરૂરી છે ? હાજી સાહેબે જો કુરબાની મક્કા મુકર્રમામાં તો કરી પરંતુ હિન્દુસ્તાનમાં તેના નામની કુરબાની ન કરી, તો તેનો શું હુકમ છે ? જો અકીકાના જાનવરમાં તેનો હિસ્સો રાખી લીધો, તો તેનું ગોશ્ત કોણ ખાઈ શકે છે ? શું તેનું ગોશ્ત તબ્લીગી ઈજતિમામાં વાપરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજની કુરબાની અલગ છે અને ઈદુલ અઝહાની કુરબાની અલગ છે, હાજી પર હજ્જે કિરાન અથવા હજ્જે તમત્તુઅના શુક્ર પર અથવા જિનાયતને કારણે જે કુરબાની વાજિબ થાય છે, તેને હરમની હદમાં (મીના)માં ઝબહ કરવી જરૂરી છે. હરમની હદ બહાર ઝબહ કરવાથી વાજિબ અદા થશે નહીં.

(સુનને અબૂદાવૂદ : ૧ / ૨૪૬, હદીસ નં. ૧૯૦૭)

અને તે કુરબાની, જે શકિતશાળી મુકીમ પર વાજિબ છે, તેની તફસીલ એ છે કે હાજી મુકીમ હોય એટલે મક્કા મુકર્રમામાં પંદર દિવસ રોકાણનો ઈરાદો હોય, તો તેની ઉપર કુરબાની કરવી વાજિબ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૩) અને એ કુરબાની કરવામાં હાજીને અધિકાર છે કે તે હરમની હદમાં કરે અથવા પોતાના વતનમાં કરે.

જો કોઈ કારણથી કુરબાનીના દિવસોમાં ઈદુલ અઝહાની કુરબાની ન કરી શકયો, તો જે જાનવર ખરીદી ચુકયો છે, તો તેને સદકો કરી દે અને જો જાનવર ખરીદયું નથી, તો એક જાનવરની કિંમત અથવા એક જાનવરનો સદકો કરી દે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૪ / ૩૫૮)

અકીકાના જાનવરમાં કુરબાનીના દિવસો સિવાય બીજા દિવસોમાં કુરબાનીનો હિસ્સો રાખવો દુરુસ્ત નથી, હાં કુરબાનીના દિવસોમાં મોટા જાનવરમાં કુરબાની અને અકીકો બંનેના હિસ્સા રાખવા દુરુસ્ત છે.

જેના તરફથી કુરબાની કરવામાં આવી છે, અથવા અકીકો કરવામાં આવ્યો

છે, તેની ઈજાઝતથી તેના હિસ્સાનો ગોશ્ત તબ્લીગી ઈજતિમામાં વાપરી શકાય છે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૦)

જો હાજી ઈદથી પંદર દિવસ પહેલા મક્કા મુકર્રમા ન પહોંચ્યો અથવા પંદર દિવસ પહેલા પહોંચ્યો પરંતુ મક્કા મુકર્રમામાં સતત પંદર દિવસ રોકાવવાનો ઈરાદો નથી, મદીના મુનવ્વરા અથવા કોઈ બીજી જગ્યાએ જવાનો ઈરાદો છે, તો તે હાજી ઈદથી પહેલા મુસાફિર છે, માટે તેની ઉપર ઈદની કુરબાની વાજિબ નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ગરીબ વ્યકિતનું કુરબાનીની નિય્યતથી જાનવર ખરીદવું

**સવાલ (૧૮૫૩) :** બહિશ્તે ઝેવર ભાગ : ૩ / ૪૧ મસ્અલા નં. ૩૩ માં "કુરબાનીના બયાનમાં" લખ્યુ છે કે કોઈ વ્યકિત પર જો કુરબાની વાજિબ નથી, પરંતુ તેણે કુરબાનીની નિય્યતથી કોઈ જાનવર ખરીદયું, તો તેની ઉપર એ જાનવરની કુરબાની વાજિબ થશે. સવાલ એ છે કે શું આ હુકમ પુરા વર્ષ માટે છે ? અથવા માત્ર કુરબાનીના દિવસોમાં કુરબાનીની નિય્યતથી જાનવર ખરીદવા સાથે ખાસ છે ?

ગરીબ વ્યકિત કે જેની ઉપર કુરબાની વાજિબ ન હતી તેણે જો કુરબાનીના દિવસોમાં કુરબાનીની નિય્યતથી કોઈ જાનવર ખરીદયું અથવા તેની પાસે પોતાનું કોઈ જાનવર હતું અને તેણે તેની કુરબાનીની નિય્યત કરી લીધી તો અમુક લોકોનું કહેવું છે કે કુરબાનીના દિવસોમાં જો કોઈ ગરીબ વ્યકિતએ કુરબાનીની નિય્યતથી કોઈ જાનવર ખરીદયું અથવા તેની પાસે પોતાનું કોઈ જાનવર હતું અને તેણે એ જાનવરમાં કુરબાનીના દિવસોમાં કુરબાનીની નિય્યત કરી, તો તેની ઉપર કુરબાની વાજિબ થઈ જશે, હા, બીજા દિવસોમાં જો આ ગરીબ વ્યકિત કે જેની ઉપર કુરબાની વાજિબ નથી, કુરબાનીની નિય્યતથી કોઈ જાનવર ખરીદે અથવા તેને પોતાના જાનવરમાં કુરબાનીની નિય્યત કરી લીધી, તો તેની ઉપર કુરબાની વાજિબ નહીં થાય, શું આ વાત સહીહ છે ?

કુરબાનીના દિવસો કોને કહે છે તેની પણ સમજૂતી આપશો

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગરીબ વ્યકિત જો કુરબાનીની નિય્યતથી કોઈ જાનવર ખરીદશે, તો તેની ઉપર કુરબાની વાજિબ થઈ જશે. કારણ કે વ્યકિતનું કુરબાનીનું જાનવર ખરીદવું

મન્નત માનવા બરાબર છે, બદાઈઉસ્સનાઈઅમાં લખ્યું છે કે ગરીબ વ્યકિતનું કુરબાનીની નિય્યતથી કોઈ જાનવર ખરીદવું એ મન્નત માનવા સમાન છે.

(બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૮)

આલમગરીમાં લખ્યું છે કે "કુરબાની બે પ્રકારની હોય છે, વાજિબ અને નફલ, કુરબાની માલદાર પર વાજિબ છે, જો કોઈ ગરીબે પણ તેની મન્નત માની, તો તેની ઉપર પણ વાજિબ થઈ જશે, ગરીબ વ્યકિતએ કુરબાનીની નિય્યતથી જો કોઈ જાનવર ખરીદયું છે, તો તેની ઉપર એ જ જાનવરની કુરબાની કરવી જરૂરી છે. એટલે ફુકહાએ લખ્યું છે કે જો કોઈ ગરીબ વ્યકિતએ કોઈ ખામીવાળુ જાનવર ખરીદયું તો એ જ જાનવરથી ગરીબની કુરબાની અદા થઈ જશે, માલદાર વ્યકિતએ કુરબાનીની નિય્યતથી કોઈ જાનવર ખરીદયું, ત્યાર પછી તેને એ જાનવરને વેચવાનો ઈરાદો કર્યો, તો તેના માટે વેચવું જાઈઝ છે, પરંતુ ગરીબ માટે કુરબાનીની નિય્યતથી ખરીદેલુ જાનવર વેચવું જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૧, ૨૯૨)

એવો ગરીબ વ્યકિત જેની માલિકીમાં પહેલાથી કોઈ જાનવર હોય, અથવા તેને જાનવર આમ જ ખરીદયું હોય, બાદમાં તે એ જાનવરની કુરબાની કરવાનો ઈરાદો કરે, તો માત્ર ઈરાદો કરી લેવાથી એ જાનવરની કુરબાની તેના જિમ્મે વાજિબ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૧, ૨૯૨)

એટલે બહિશ્તે ઝેવરનો મસ્અલો પોતાની જગ્યાએ બરાબર છે, માટે ગરીબ વ્યકિતએ કુરબાનીની નિય્યતથી કુરબાનીના દિવસોમાં એટલે ૧૦,૧૧, ૧૨ ઝિલ હજ્જે કોઈ જાનવર ખરીદયું, તો તેનાથી એ ગરીબ પર કુરબાની કરવી વાજિબ થઈ જશે અને જાનવર વેચવું જાઈઝ નથી. (અહસનુલ ફતાવા : ૭ / ૫૨૯, ૫૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ગેર હાજર વ્યકિત તરફથી તેની ઈજાઝત વગર કુરબાનીમાં હિસ્સો રાખવાનો શરઈ હુકમ

**સવાલ (૧૮૫૪)** : એવી રીતે બહિશ્તે ઝેવર ભાગ : ૩ / ૪૨ મસ્અલા નં. ૩૮ પર કુરબાનીના બયાનમાં લખ્યું છે, દા.ત. કોઈ વ્યકિત અહીંયા હાજર નથી અને કોઈ બીજી વ્યકિતએ તેની ઈજાઝત વગર તેના તરફથી કુરબાની કરી દીધી, તો આ કુરબાની સહીહ નહીં થાય, તેમજ કોઈ જાનવરમાં કોઈ ગેરહાજર વ્યકિત તરફથી તેની ઈજાઝત વગર જો તેનો હિસ્સો રાખી લીધો, તો બીજા હિસ્સેદારોની કુરબાની

પણ સહીહ થશે નહીં, તો આ મસ્અલાનો વિસ્તૃત જવાબ આપશો કે બીજા હિસ્સેદારોની કુરબાની કેમ સહીહ નહીં થાય ? હાલાંકે અમારી ઉપર દર વર્ષે આફ્રિકા, ઈંગ્લેન્ડ વગેરેથી કુરબાની માટે મેસેજ આવે છે અને તેમના તરફથી કુરબાની પણ કરવામાં આવે છે અને તેમના તરફથી મેસેજ આવવા જ તેમના તરફથી ઈજાઝત સમાન છે. એટલે તેમની કુરબાની થઈ જાય છે, આ અમારુ માનવું છે, પરંતુ મુફતી સાહેબ ! અમુક વખતે એવું પણ થાય છે કે તેમના મેસેજ આવતા નથી, તેમ છતાં તેમના હિસ્સા રાખવામાં આવે છે, એ સમજીને કે દર વર્ષે તેમનો મેસેજ આવે છે, બાદમાં તેમની ઈજાઝતનો મેસેજ આવી જશે અને તેમની પાસેથી રકમ વસુલ કરી લઈશું, તો એ ગેરહાજર વ્યકિતનો હિસ્સો તેની ઈજાઝત વગર રાખવામાં આવ્યો, તો શું બીજા હિસ્સેદારોની કુરબાની સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહિશ્તે ઝેવરમાં વર્ણન કરેલો મસ્અલો એ વ્યકિત વિશે છે, જેની ઉપર કુરબાની વાજિબ છે, કે તેની ઈજાઝત વગર તેના તરફથી કુરબાની કરવી જાઈઝ નથી, કારણ કે કુરબાની ઈબાદત છે, અને ઈબાદતની અદાયગી માટે નિય્યત જરૂરી છે, એટલે જાતે જાનવર ઝબહ કરે અથવા ઝબહ કરવા માટે કોઈને વકીલ બનાવે, માટે જે માલદાર પર કુરબાની વાજિબ છે, તેની ઈજાઝત વગર તેના તરફથી કુરબાની કરવામાં આવી, તો કુરબાની અદા થશે નહીં અને જયારે એક હિસ્સાની કુરબાની સહીહ થશે નહીં, તો બાકી હિસ્સેદારોની પણ કુરબાની સહીહ થશે નહીં.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૨)

નફલ કુરબાની કોઈ ગરીબ તરફથી કરવામાં આવી અથવા કુરબાનીનો સવાબ તેને બખ્શી દીધો, તો એ જાઈઝ છે. (બહરુર્રાઈક : ૮ / ૨૦૨) કારણ કે આ કુરબાની વાજિબ નથી, બલકે નફલ છે, તેના માટે તેની ઈજાઝતની જરૂરત નથી.

વિદેશમાં રહેનારા પર કુરબાની જો વાજિબ હોય અને તેનો મેસેજ તમારા સુધી ન આવ્યો અને આપે તેના તરફથી વાજિબ કુરબાનીની નિય્યતથી મોટા જાનવરને ઝબહ કરી દીધું તો બીજા કોઈ પણ હિસ્સેદારની કુરબાની દુરુસ્ત નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૨)

તમામ હિસ્સેદારો માટે જરૂરી છે કે તેઓ સવાબ મેળવવા માટેની નિય્યત કરે, કોઈ એક હિસ્સેદાર પણ ગોશ્ત ખાવાની નિય્યત કરશે, તો કોઈ એકની પણ

કુરબાની સહીહ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૪)

વિદેશમાં રહેનારા ભાઈઓનો મેસેજ દર વર્ષે આવવાનો મામૂમ છે, પરંતુ મેસેજ આવતા પહેલા તેના તરફથી કુરબાની કરવી જાઈઝ નથી, કારણ કે જયારે તેનો મેસેજ આવ્યો, તો તેમણે આપને તેમની કુરબાની કરવાનો વકીલ બનાવી દીધો. એટલે તમારું વકીલ બનવું સહીહ થશે, પરંતુ મેસેજ આવતા પહેલા તેના તરફથી વકીલ બનીને કુરબાની કરી દેવાથી, આપની વકાલત સહીહ નહીં થાય. દા.ત. તમને તમારા ઉસ્તાદે બે–ત્રણ વખત કોઈ વસ્તુ ખરીદવા વકીલ બનાવ્યા અને તમે ઉસ્તાદ તરફથી વકીલ બનીને તે વસ્તુ ખરીદી પણ લીધી, હવે કોઈ વખતે તમે વકીલ બનાવ્યા વગર પોતાના ઉસ્તાદ તરફથી કોઈ વસ્તુ ખરીદી લો, એ સમજીને કે દર વખતે ઉસ્તાદ મને વકીલ બનાવે છે આ વખતે પણ હું તેમના તરફથી વકીલ બનીને તેમના માટે વસ્તુ ખરીદી લઉં, તો આપનો આ અમલ દુરુસ્ત નહીં થાય, અને ખરીદેલી વસ્તુ તમારી ગણાશે, ન કે ઉસ્તાદની.

ટુંકમાં સામેવાળાની ઈજાઝત, હુકમ અને ખુશી વગર કુરબાની જાઈઝ નથી. તેમજ આ હુકમ વાજિબ કુરબાની માટે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) કુરબાનીના જાનવરનું દુધ વાપરવાનો શરઈ હુકમ

**સવાલ (૧૮૫૫)** : જો કોઈ વ્યકિત ગરીબ હોય કે માલદાર કુરબાની માટે જાનવર ખરીદે અને એ જાનવર દુધ આપનાર હોય, તો તેનું દૂધ એ વ્યકિત વાપરી શકે છે ? અમુક લોકો તેમાં પણ કુરબાનીના દિવસોની શરત લગાવે છે કે કુરબાનીના દિવસોમાં તેનું દૂધ વાપરી શકાતું નથી. બીજા દિવસોમાં વાપરી શકીએ છીએ. અને ઘેટું વગેરે હોય તો કુરબાનીના દિવસો પહેલા તેના વાળ (ઉન) પણ કાપી શકીએ છીએ, આ બાબતે અસલ મસ્અલો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે જાનવરને કુરબાનીની નિય્યતથી ખરીદી લીધું, તો ભલે માલદાર હોય કે ગરીબ, એ જાનવરથી કોઈ પણ પ્રકારનો ફાયદો ઉઠાવવો તેના માટે જાઈઝ નથી. જો કુરબાનીનું જાનવર દુધાળું હોય, તો તેના આંચળ – સ્તનમાં વારંવાર ઠંડુ પાણી છાંટવું જોઈએ, અહીંયા સુધી કે તેના સ્તનમાંથી દુધ આવતું બંધ થઈ જાય અને જો દુધ કાઢી નાંખ્યું છે તો તે ફકીર ગરીબને સદકો કરી દે અને જો જાતે વાપરી નાંખ્યું તો બજારની કિંમત જેટલા રૂપિયા સદકો કરી દે, એ જ હુકમ તેના ઉન અને વાળોનો

પણ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૧)

કારણ કે કુરબાનીની નિય્યતથી જાનવર ખરીદવાને લીધે તેના દરેક અંગને અલ્લાહના રસ્તામાં કુરબાન કરવાની નિય્યત કરી છે. એટલે તેના કોઈ પણ હિસ્સાને પોતાના કામમાં લાવવો જાઈઝ નથી, ભલે જાનવરને કુરબાનીના દિવસો માં ખરીદયું હોય અથવા તેનાથી પહેલા અને ખરીદનારો ભલે માલદાર હોય કે ગરીબ, દરેક માટે આજ હુકમ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૧)

## (૧૮) ગરીબ વ્યકિતનું કુરબાનીનું જાનવર ગુમ થઈ જવું

**સવાલ (૧૮૫૬) :** એક ગરીબ વ્યકિતએ કુરબાનીની નિય્યતથી જાનવર ખરીદયું, પછી તે જાનવર ગુમ થઈ ગયું, તો તેણે બીજુ જાનવર ખરીદયું, પછી એ પહેલાવાળુ જાનવર પણ મળી ગયું, તો ગરીબ માટે બંને જાનવરોની કુરબાની કરવી વાજિબ છે અને જો આવું કોઈ માલદાર સાથે થાય, તો તેના માટે માત્ર એક જ જાનવરની કુરબાની કરવી વાજિબ છે, આવું કેમ ?

એવી રીતે મોટું જાનવર ખરીદતી વખતે જો કોઈ ગરીબ માણસની નિય્યત કોઈને હિસ્સેદાર બનાવવાની ન હતી, પરંતુ બાદમાં તેણે કોઈને શરીક કરી લીધો, અને કુરબાનીના દિવસો બાકી છે, તો એ તમામ હિસ્સાઓની કુરબાની તેણે ફરીથી કરવી પડશે. જેટલા હિસ્સેદારોને તેમાં શરીક કર્યા છે, અને જો કુરબાનીના દિવસો ખતમ થઈ ગયા, તો એ હિસ્સાઓના રૂપિયાનો સદકો કરવો વાજિબ થશે, જયારે કે માલદાર વ્યકિત આવું કરે, તો તેના માટે દુરુસ્ત છે અને ગરીબ વ્યકિતને એટલી રકમ સદકો કરવી પડશે. આ તફાવતનું કારણ શું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ગરીબ વ્યકિતએ કુરબાનીની નિય્યતથી જાનવર ખરીદયું, તો તેની ઉપર એ જાનવરની કુરબાની વાજિબ થઈ ગઈ અને જો કે નિય્યત આખા જાનવરને અલ્લાહના રસ્તામાં કુરબાન કરવાની હતી એટલે તેમાં કોઈ બીજાને હિસ્સેદાર બનાવવો જાઈઝ નથી, જો જાનવર ખરીદયા પછી તેમાં કોઈ બીજાનો હિસ્સો રાખ્યો છે, તો એ હિસ્સાની જે પણ કિંમત હશે, તેનો સદકો કરવો જરૂરી થશે. અલબત્ત ખરીદતી વખતે હિસ્સેદાર બનાવવાની નિય્યત હતી, તો જાઈઝ છે.

(બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૨)

એવી રીતે જયારે ગરીબે જાનવર ખરીદીને તેની કુરબાની પોતાની ઉપર

વાજિબ કરી લીધી, તો તે જાનવર કુરબાની માટે નક્કી થઈ ગયું, હવે જો કુરબાનીથી પહેલા એ જાનવર ગુમ થઈ ગયું અને તેની જગ્યાએ તેને બીજુ જાનવર ખરીદયું (હાલાંકે એવું કરવું તેના માટે જરૂરી ન હતું) તો જાણે તેને એ (બીજા જાનવર) ની કુરબાની પણ પોતાના જિમ્મે કરી દીધી. હવે જો પહેલું જાનવર મળી જાય, તો તેની ઉપર બંને જાનવરોની કુરબાની વાજિબ થશે, જયારે કે માલદાર પર શરીઅતે કુરબાની લાઝિમ કરી છે. તેના જાનવર ખરીદવાથી અલગથી કોઈ ચીજ વાજિબ નહીં થાય, હવે જો ખરીદેલું જાનવર ગુમ થઈ જાય તો તેના માટે જરૂરી છે કે તે બીજું જાનવર ઝબહ કરે, તેને બીજું જાનવર ખરીદયુ અને જો પેહલું જાનવર મળી પણ જાય તો પણ તેની ઉપર એક જ કુરબાની વાજિબ થશે, ન કે બંને કારણ કે બંનેની કુરબાની માટે તણે નક્કી કર્યુ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૪ / ૩૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) મરહૂમીન અને જીવંત રિશ્તેદારો તરફથી કુરબાની કરવી અને જાતે પોતાની કુરબાની ન કરવી

**સવાલ (૧૮૫૭)** : મારો વિચાર એ છે કે હું મારા મરહૂમીન અને કુટુંબના હયાત લોકો દા.ત. ભાઈ, બહેન અને મારી અવલાદ તરફથી કુરબાની કરું, મને મારા તરફથી કુરબાની કરવાનો ઈરાદો નથી, તો શું આ રીતે કરવું સહીહ છે ? ઉલમાએ કિરામ આ વિશે શું ફરમાવે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આપ સાહિબે નિસાબ છો, તો તમારા ઉપર પોતાના તરફથી કુરબાની વાજિબ છે, મરહૂમીન અને રિશ્તેદારો તરફથી કુરબાની કરવાથી તમારી વાજિબ કુરબાની અદા નહીં થાય. પરંતુ જો જાનવર મોટું છે, તો તમે પોતાના તરફથી એક હિસ્સો રાખીને, બાકી છ ભાગ મરહૂમીન અને રિશ્તેદારો તરફથી કુરબાની કરી શકો છો. તેમજ એ રિશ્તેદાર જેના તરફથી તમે કુરબાની કરવા માંગો છો, જો તેમની ઉપર કુરબાની વાજિબ છે, તો એવી હાલતમાં તેમના તરફથી કુરબાની કરવામાં, તેમની ઈજાઝત અને વકાલત જરૂરી છે. તેમની ઈજાઝત અને વકાલત વગર કોઈ હિસ્સેદારની કુરબાની દુરુસ્ત નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) કુરબાનીના દિવસો પહેલા, કુરબાનીની નિય્યતથી જાનવર ખરીદવાથી એ જાનવરની કુરબાની વાજિબ થતી નથી

**સવાલ (૧૮૫૮)** : એક વ્યકિતએ એ ખ્યાલથી કુરબાનીના જાનવરમાં હિસ્સો રાખી લીધો કે તેની ઉપર કુરબાની વાજિબ છે. પછી બકરી ઈદથી આઠ દિવસ પહેલા ખબર પડી કે તેની ઉપર કુરબાની વાજિબ નથી, તો શું તે પોતાનો હિસ્સો રદ કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના દિવસો પહેલા જે વ્યકિતએ કુરબાનીના જાનવરમાં પોતાનો હિસ્સો રાખી લીધો, તો તેની ઉપર એ જાનવરની કુરબાની વાજિબ નથી, ભલે તે ગરીબ હોય, તે જાનવર બદલી પણ શકે છે, અને રદ પણ કરી શકે છે, માટે પૂછેલી સુરતમાં કુરબાનીનો હિસ્સો રદ થઈ શકે છે, કારણ કે હજુ બકરી ઈદ આવવામાં આઠ દિવસ બાકી છે, પરંતુ મુસ્તહબ એ છે કે જયારે એક વખતે કુરબાનીની નિય્યત કરી ચુકયો છે, તો કુરબાની રદ (કેન્સલ) ન કરે, અને જો ગરીબ વ્યકિતએ (જેની ઉપર કુરબાની વાજિબ નથી) કુરબાનીના દિવસોમાં જાનવર ખરીદયું, તો તેની કુરબાની જરૂરી થઈ ગઈ, તે તેને રદ કરી શકતો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) કુરબાની કરનારાએ સાત હિસ્સેદારોની નિય્યત કરવી અને વકીલ સામે જાહેર કરવું

**સવાલ (૧૮૫૯)** : બકર લંડનમાં છે, ઈન્ડિયામાં રહેનારા પોતાના ભાઈને કહયું કે એક મોટું જાનવર ખરીદીને કુરબાની કરી દેવી, કોના કેટલા હિસ્સા છે, તેની મેં નિય્યત કરી લીધી છે, શું આ સુરતમાં કુરબાની સહીહ થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈન્ડિયામાં રહેનારો ભાઈ વકીલ છે, વકીલ બનાવનારાએ નિય્યત કરી લીધી છે, માટે કુરબાની થઈ જશે. (અલ અશબાહ વન્નઝાઈર : ૮૯) વકીલની સામે નામો જાહેર કરવા જરૂરી નથી. પરંતુ જેની ઉપર કુરબાની વાજિબ છે, તેની ખુશી વગર કુરબાની અદા થશે નહીં. એટલે જેની ઉપર કુરબાની વાજિબ છે, તેની નિય્યત પણ જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) કુરબાનીની નિય્યતથી હરણ ખરીદવાથી કુરબાની વાજિબ થશે કે નહીં ?

**સવાલ (૧૮૬૦) :** એક ગરીબ વ્યકિતએ અજ્ઞાનતામાં કુરબાની માટે બકરાને બદલે એક હરણ ખરીદી લીધું, પછી બાદમાં ખબર પડી કે જંગલી જાનવરની કુરબાની જાઈઝ નથી, તો શું એ વેચીને તેની જગ્યાએ બીજા જાનવરની કુરબાની વાજિબ થશે? અને જો વેચ્યા પછી તેની કિંમત ન આવી કે તેનાથી બકરો ખરીદી શકાય અથવા મોટા જાનવરમાં સાતમો હિસ્સો રાખી શકે, તો શું કરે ? અને જો વેચાતું જ નથી, તો શું સુરત થશે ? તેની પાસે જો કુરબાનીના રૂપિયા હોય, તો શું કુરબાની થઈ જશે અને જો ન હોય, તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હરણ ખરીદનારો જો સાહિબે નિસાબ નથી, તો તેના જિમ્મે કુરબાની વાજિબ નથી, કારણ કે કુરબાનીની નિય્યતથી પાલતું જાનવર (જેની કુરબાની જાઈઝ છે.) ખરીદવાથી ગરીબ પર કુરબાની વાજિબ થાય છે અને અહીંયા એ સુરત જોવા મળતી નથી.

અને જો સાહિબે નિસાબ છે એટલે તેની માલિકીમાં સાડા બાવન તોલા ચાંદી અથવા સાડા સાત તોલા સોનું અથવા તેની કિંમતની કોઈ અન્ય વસ્તુ અસલી જરૂરથી વધારે હોય, તો તેની ઉપર કુરબાની વાજિબ થશે. ભલે હરણ વેચાય કે ન વેચાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) નબીએ કરીમ (સલ.) તરફથી કુરબાની માટે જાનવર ખરીદીને પોતાની કુરબાની કરવી

**સવાલ (૧૮૬૧) :** એક વ્યકિત માલદાર અને સાહિબે નિસાબ છે, તેણે જહાલત અને અજ્ઞાનતાને કારણે જાનવર ખરીદતી વખતે એ નિય્યત કરી કે હુઝૂર (સલ.) ના નામની કુરબાની કરીશ. પછી મસ્અલો માલૂમ થયો કે જાતે તેની ઉપર કુરબાની કરવી વાજિબ છે. તો શું તે નિય્યત બદલીને વાજિબ કુરબાની કરે અને હુઝૂર (સલ.) ની કુરબાનીને છોડી દે અથવા એ જાનવર હુઝૂર (સલ.) માટે રાખે અને પોતાના માટે નવું જાનવર ખરીદે ? યાદ રહે કે હાલમાં એટલી ગુંજાઈશ નથી કે તે બીજું જાનવર ખરીદી શકે અથવા એવું કરે કે આ વર્ષે પોતાના તરફથી કુરબાની કરે અને

આવતા વર્ષે જો શકિત હોય, તો હુઝૂર (સલ.) ના નામની કુરબાની કરે ? ટુંકમાં શું હુઝૂર (સલ.) તરફથી કુરબાની કરવી તેની ઉપર વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માલદાર એટલે સાહિબે નિસાબ પર પોતાના તરફથી કુરબાની કરવી વાજિબ અને જરૂરી છે, તેને છોડવાની ગુંજાઈશ નથી, ઉપર વર્ણન કરેલ જાનવર માત્ર દિલથી નિય્યત કરવાથી હુઝૂર (સલ.) તરફથી કુરબાની માટે નક્કી નહીં થાય. અલ્લાહ તઆલાએ જો ગુંજાઈશ આપી હોય, તો હુઝૂર (સલ.) તરફથી પણ કુરબાની કરે, આ કુરબાની નફલી છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) કોઈ પીરના કહેવાથી કુરબાનીમાં જાનવર ઝબહ કરવાને બદલે તેની કિંમત અથવા જીવતું જાનવર આપવું અને કુરબાનીમાં જાનવરનું ખૂન પીવું કેવું છે ?

**સવાલ (૧૮૬૦) :** સલામ બાદ નીચેના સવાલોના જવાબો આપીને મહેરબાની કરશો.

(૧) ઘણાં પીર પોતાના મુરીદોને કહે છે કે કુરબાનીની કિંમત અથવા કુરબાનીનું જાનવર ઝબહ કર્યા વગર, જીવતું આપી દેવાથી પણ કુરબાની અદા થઈ જાય છે.

(૨) જે મુરીદ પોતાને ત્યાં જાતે જાનવર ઝબહ કરે છે, તેમને પીર સાહેબ કહે છે કે કુરબાનીમાં જાનવરનું ખુન પીવું મુબારક અમલ છે.

(૩) પીર સાહેબ મુરીદોના જાનવરોના ચામડા લે છે અને વેચીને તેની કિંમત પોતાના ઉપયોગમાં લે છે, શું પીર સાહેબને ચામડા આપી શકીએ છીએ ? અને પીર સાહેબની વાતો પર અમલ કરી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના દિવસોમાં કુરબાનીનું જાનવર ઝબહ કરવું જરૂરી છે, જાનવર અથવા જાનવરની કિંમત અદા કરવાથી કુરબાની અદા થશે નહીં, કુરબાનીના દિવસોમાં જાનવર ઝબહ કરવા પર જે સવાબ મળે છે, અને અલ્લાહની ખુશી પ્રાપ્ત થાય છે તે સવાબ હજારો અથવા લાખો રૂપિયા સદકો આપવાથી પણ પ્રાપ્ત નહીં

થાય. એટલે કે ગુલામનું કામ પોતાના માલિકની ફરમાંબરદારી કરવાનું છે, કુરબાની ના દિવસોમાં કુરબાની કરવાથી અલ્લાહનો હુકમ પુરો થશે અને તેની ઉપર સવાબ મળશે. રોકડ રૂપિયા આપવાથી હુકમ પુરો નહીં થાય. માટે જાનવર આપવાથી અથવા જાનવરની કિંમતનો સદકો કરવાથી કુરબાનીનો સવાબ નહીં મળે. (તિરમિઝી : ૧ / ૨૭૫, હદીસ નં. ૧૪૯૩) દુનિયામાં એક શેઠ પોતાના નોકર પાસે પાણી માંગે અને નોકર શરબત અથવા દુધ કોલ્ડીંક આપે, તો જાહેર છે કે શેઠ નારાજ થઈ જશે.

ટુંકમાં કુરબાનીના દિવસોમાં અલ્લાહનો હુકમ જાનવરની કુરબાની કરવાનો છે. માટે રોકડ રકમ રૂપિયા અથવા જાનવર પીર સાહેબને આપવાથી ગુનોહ થશે અને કુરબાની પણ અદા નહીં થાય, ખોટા મસાઈલ બતાવનારો વ્યકિત ફાસિક અને ગુનેહગાર છે. એવા જાહિલ વ્યકિતને પીર બનાવવો જાઈઝ નથી. હરામ છે, એવો વ્યકિત હુઝૂર (સલ.) ની ભવિષ્યવાણી પ્રમાણે ગુમરાહ કરનારાઓમાંથી છે. કિયામતની નજીક એવા લોકો પેદા થશે જે જાતે ગુમરાહ થશે અને બીજાઓને પણ ગુમરાહ કરશે. (બુખારી : ૧ / ૨૦ હદીસ નં. ૧૦૦)

એવા વ્યકિતને પીર બનાવવો જાઈઝ નથી, જે પોતાનું પેટ ભરવા માટે લોકોને ખોટા મસ્અલા બતાવે છે. એવા વ્યકિત સાથે સંબંધ રાખવો પણ જાઈઝ નથી.

(૨) સવાલમાં વર્ણન કરેલ જાનવરનું લોહી પીવું હરામ છે. કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

حُرِّمَتْ عَلَيْكُمُ الْمَيْتَةُ وَالدَّمُ وَلَحْمُ الْخِنْزِيْرِ وَمَآ أُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ

**તર્જુમો :** તમારા ઉપર હરામ કરવામાં આવ્યું મરદાર જાનવર અને (વહેતું અથવા વહી શકે એવું) લોહી અને ડુક્કરનું માસ (તથા તેની બધી જ વસ્તુઓ) અને જે જાનવર પર અલ્લાહ સિવાય બીજાનું નામ લેવામાં આવે. (સૂરએ માઈદહ : ૩)

માટે લોહી પીવું હરામ છે અને જે વ્યકિત કુર્આનની હરામ કરેલી વસ્તુઓને જાણીજોઈને હલાલ હોવાનો ફતવો આપે, તેનું ઈમાન જતું રહે છે, અને તે કાફિર થઈ જાય છે. એવા કાફિરના હાથ પર બયઅત થવું અને તેને પીર બનાવવો હરામ છે. (સૂરએ માઈદહ ૮૭, અકીદતુત્તહાવી : ૬૦)

(૩) પીરને ચામડું આપવું જાઈઝ છે, પરંતુ એવો વ્યકિત જેનો અકીદો સહીહ ન હોય, લોકોને ગુમરાહ કરે. પોતાનું પેટ ભરવા માટે લોકોને ગલત વાતો

બતાવતો હોય, ઈસ્લામી અકીદા અને મસાઈલથી અજાણ હોય, એવા વ્યકિતને પીર બનાવવો હરામ છે, જે તેને સાથ આપશે, તે ગુનહેગાર થશે. કુર્આનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى ۖ وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ ۖ وَاتَّقُوا اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ۝

**તર્જુમો :** અને આપસમાં નેક કામ થતા પરહેજગારી પર મદદ કરતા રહો અને પાપ તથા ઝુલ્મના કામોમાં (કોઈની) મદદ ન કરો અને અલ્લાહથી ડરતા રહો. બેશક (હુકમો વિરુદ્ધ કરનારને) અલ્લાહ તઆલા સખત શિક્ષા કરનાર છે. (સૂરએ માઈદહ : ૨) માટે એવા ખોટા અકીદાવાળા વ્યકિતને સાથ આપવો અને તેને ચામડું આપવું જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) નમાઝ ન પઢનારની કુરબાની કબૂલ થશે કે નહીં ?

**સવાલ (૧૮૬૩) :** "ફઝાઈલે નમાઝ" (શૈખુલ હદીસ હઝરત મવલાના મુહમ્મદ ઝકરિય્યહ (રહ.) ની મશ્હૂર કિતાબ) માં એક હદીસનો ખુલાસો છે કે મુસલમાન નમાઝ ન પઢે, તો તેને પંદર પ્રકારનો અઝાબ થશે. તેમાંથી પાંચ દુનિયામાં થશે, તે પાંચમાં એક વઈદ એ પણ છે કે નમાઝ વગર વ્યકિતનો કોઈ અમલ કબૂલ નથી, તો સવાલ એ છે કે જે લોકો બિલ્કુલ નમાઝ પઢતા નથી અને ઈદના દિવસે કુરબાની કરે છે, તો શું તેમનો આ અમલ કબૂલ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની, ઝકાત અને સદકએ ફિત્ર વગેરે બીજા ફરાઈઝ અને વાજિબાત (જો હદ, શરત અને અરકાન પ્રમાણે કર્યા હોય તો) અદા થઈ જશે એટલે દુનિયામાં તેની જવાબદારી પૂરી થઈ જશે. અલબત્ત કબૂલ કરવું અલ્લાહ તઆલાનું કામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૨૬) અકીકા વગર કુરબાની કરવાનો હુકમ

**સવાલ (૧૮૬૪) :** એક વ્યકિતનો અકીકો કર્યો નથી અને તે કુરબાની કરે, તો શું તેની કુરબાની થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકો મુસ્તહબ છે. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૧૩) અકીકા વગર પણ કોઈ

પોતાની કુરબાની કરે, તો થઈ જશે. તેમાં શંકાનું કોઈ કારણ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧૭/૧૨૬, ૧૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) નાના બાળકો અને પાગલો પર કુરબાની વાજિબ છે કે નહીં ?

**સવાલ (૧૮૬૫) :** એવા નાના બાળકો અને પાગલ, જે સાહિબે નિસાબ હોય, તેમની ઉપર કુરબાની વાજિબ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વાજિબ કુરબાનીની શરતમાં સમજદાર અને બાલિગ છે. માટે નાના બાળકો અને પાગલ પર કુરબાની વાજિબ નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) નાના બાળકો તરફથી પિતાએ કુરબાની કરવી

**સવાલ (૧૮૬૬) :** જો બાળક પર કુરબાની વાજિબ નથી, અને પિતા અદા કરવા માંગે, તો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેવી રીતે નાના બાળકો પર કુરબાની વાજિબ નથી છોકરાના પિતા પર પણ છોકરાની કુરબાની વાજિબ નથી, પરંતુ જો પિતા બાળક તરફથી નફલ કુરબાની કરવા માંગે, તો અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) નાબાલિગ બાળકના માલમાંથી કરવામાં આવેલી કુરબાનીના ગોશ્તનો હુકમ

**સવાલ (૧૮૬૭) :** નાબાલિગ બાળકના માલમાંથી કુરબાની અદા કરી હોય, તો ગોશ્તનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એ ગોશ્ત વહેંચવો જાઈઝ નથી. છોકરાનો પિતા તેને સુકવીને રહેવા દે અથવા ગોશ્ત વેચીને બાળક માટે કપડા, મોજા વગેરે ખરીદી લે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૩૧૭)

આ હુકમ ત્યારે છે જયારે કે બાળકના માલમાંથી કુરબાની કરી હોય, જો પિતાએ પોતાના માલમાંથી કુરબાની કરી હોય, તો તેનો હુકમ સામાન્ય કુરબાની

જેવો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) પિતાએ નાના બાળકની કુરબાની પોતાના માલમાંથી કરી હોય, તો તે ગોશ્તનો હુકમ

**સવાલ (૧૮૬૬)** : પિતાએ બાળક તરફથી કુરબાની કરી, પરંતુ પોતાના માલથી કરી હોય, તો તે ગોશ્તનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પિતા પોતાની કુરબાનીનો સવાબ બાળકને આપે અથવા બાળક તરફથી કુરબાની કરે, તેનો હુકમ એ છે જે પિતાની પોતાની કુરબાનીનો છે. તેના ત્રણ હિસ્સા કરીને એક હિસ્સો પોતાના માટે અને પોતાના ઘરવાળાઓ માટે, બીજો હિસ્સો રિશ્તેદારો માટે અને ત્રીજો હિસ્સો ફકીરો અને ગરીબોમાં વહેંચી દે. અથવા બધો ગોશ્ત પોતે વાપરી લે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) કુરબાનીનું જાનવર મરી જવા પર સાહિબે નિસાબ માટે હુકમ

**સવાલ (૧૮૬૯)** : એક ઓરત છે. તેની ઉપર હજ અથવા ઝકાત ફર્ઝ નથી. તેની પાસે બે બકરા હતા. તેણે ઈરાદો કર્યો કે એક બકરાની કુરબાની કરે, પરંતુ તે મરી ગયો. બીજો બકરો ખરીદવાની શકિત નથી. તેની ઉપર શરીઅતનો શું હુકમ છે ? શું તેણે કુરબાની કરવી વાજિબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બકરા પોતાના હતા, તેની કુરબાનીનો ઈરાદો હતો, પરંતુ મરી ગયો, તો બીજો બકરો ખરીદીને કુરબાની કરવી વાજિબ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૧)

જાણવું જોઈએ કે જેની ઉપર સદકએ ફિત્ર વાજિબ છે, એટલે જરૂરતથી વધારે સાડા બાવન તોલા ચાંદીનો માલિક હોય, તેની ઉપર કુરબાની વાજિબ છે. ભલે માલ નામી (વધનાર) ન હોવાને કારણે અથવા વર્ષ પુરુ ન થવાને કારણે તેની ઉપર ઝકાત ફર્ઝ ન હોય. (બદાઈઉસ્સનાઈઅ: ૨/૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) ખેતરની કિંમત નિસાબ બરાબર હોય, તો કુરબાની વાજિબ થશે

**સવાલ (૧૮૭૦) :** એક વ્યકિત પાસે એટલું મોટું ખેતર છે, જે નિસાબની કિંમતે પહોંચી જાય છે. તો શું એ ખેતરને કારણે તેની ઉપર કુરબાની વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખેતરની પેદાશમાંથી ઘરના બધા સભ્યોનું વાર્ષિક ભરણપોષણ થઈ ગયા પછી બાકી રકમ જો નિસાબ બરાબર થઈ જાય, તો કુરબાની વાજિબ થશે. દા.ત. જો ખેતર દસ વીંઘાનું છે. તેમાંથી છ વીઘાની પેદાશની કિંમત જો નિસાબ સુધી પહોંચી જાય છે, તો કુરબાની વાજિબ થશે, નહીં તો નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) કુરબાનીનું જાનવર ખરીદવા માટે મોકલેલી સંયુકત રકમનું બરબાદ થઈ જવું

**સવાલ (૧૮૭૧) :** ગયા વર્ષે કુરબાનીના મોકા પર અમે અમુક મિત્રોએ ભેગા મળીને ચાર મોટા જાનવરોની રકમ લંડનથી હિન્દુસ્તાન રજીસ્ટર દ્વારા એક દારૂલ ઉલૂમમાં રવાના કરી હતી. પરંતુ અચાનક તે રકમ રસ્તામાં જ ચોરી થઈ ગઈ અને દારૂલ ઉલૂમ સુધી ન પહોંચી શકી. એ રકમથી ચાર મોટા જાનવરો ખરીદવાના હતા. તેમાંથી અમુક હિસ્સા વાજિબ અને અમુક નફલ કુરબાનીના હતા. સવાલ એ છે કે શું આ વર્ષની અમને બીજી વખતે કુરબાનીની કઝા કરવી પડશે ? અથવા રકમ ગરીબોમાં સદકો કરી દઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં કુરબાનીની રકમ જાનવરને ખરીદતા પહેલા ચોરી થઈ ગઈ, તો હવે જે લોકો પર કુરબાની વાજિબ હતી, તેમના માટે પોતાની કુરબાનીની કિંમતનો સદકો કરવો જરૂરી છે. કુરબાનીની કઝા નથી. બીજા વર્ષે જો કુરબાની અદા કરશે તો નફલ ગણાશે અને પહેલા વર્ષની કુરબાની માટે કાફી નહીં થાય.

અને જે લોકોની કુરબાનીમાં નફલી હિસ્સો હતો. તેમની ઉપર કોઈ સદકો વાજિબ નથી. જો પોતાની નિય્યતથી સદકો કરે તો સવાબનું કામ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૩૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن بلال بن أبي الدرداء ، عن أبيه ، أن رسول الله صلى الله عليه وسلم " ضحى بكبشين جذعين خصيين - أو قال : موجوعين - " .

**તર્જુમો : નબીએ કરીમ (સલ.) એ બે એવા દુમ્બા ઝબહ કર્યા જે મોટા તાજા હતા, સફેદ અને કાળા હતા, અને ખસ્સી હતા.**

**(મુસ્નદે ઈબ્ને અબી શયબહ : ૧ / ૫૧, હદીસ નં. ૪૧)**

عن أبي سلمة ، عن عائشة ، أو أبي هريرة : " أن رسول الله صلى الله عليه وسلم ضحى بكبشين سمينين عظيمين أملحين أقرنين موجيين " .

**તર્જુમો : નબીએ કરીમ (સલ.) એ બે એવા દુમ્બા ઝબહ કર્યા જે મોટા – તાજા હતા. સફેદ અને કાળા હતા, બે શિંગડાવાળા હતા અને ખસ્સી હતા.**

(મુસ્નદે અહમદ : ૪૧ / ૪૯૭, હદીસ નં.૨૫૦૪૬)

# કુરબાની માટે અફઝલ અને નાજાઈઝ જાનવરનું બયાન

بِسْمِ اللهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# કુરબાની માટે અફઝલ અને નાજાઈઝ જાનવરનું બયાન

## (૧) કુરબાનીમાં કયું જાનવર ઝબહ કરવું અફઝલ છે ?

**સવાલ (૧૮૬૨) :** કુરબાનીમાં કયું જાનવર ઝબહ કરવું જોઈએ ? બકરાનો સવાબ વધારે છે કે ગાયનો ? તફસીલથી માહિતી આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગાય અને બકરા બંનેમાં જો બકરાની કિંમત વધારે છે, તો બકરાની કુરબાની કરવામાં વધારે સવાબ મળશે. દા.ત. ગાયની કિંમત જો ૩૨૫ રૂપિયા છે, અને બકરાની કિંમત ૩૩૦ રૂપિયા છે, તો બકરાની કુરબાનીમાં વધારે સવાબ મળશે અને જો બંનેની કિંમત બરાબર છે, તો બકરાની કુરબાનીમાં વધારે સવાબ મળશે, કારણ કે તેનું ગોશ્ત ગાયના ગોશ્તના મુકાબલામાં વધારે સારુ હોય છે.

ખુલાસો એ છે કે ગોશ્ત અને કિંમત બંને બરાબર હોય, તો જેનું ગોશ્ત વધારે સારું હોય તેની કુરબાનીમાં વધારે સવાબ મળશે, નહીં તો જે જાનવરની કિંમત વધારે હશે, તેની કુરબાનીમાં વધારે સવાબ મળશે. (અલ મુહીમુલ બુરહાની : ૬ /૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કુરબાનીના જાનવરની પાંસળી તુટી જવી

**સવાલ (૧૮૭૩) :** કુરબાનીના જાનવરની પાંસળી તુટી ગઈ, પરંતુ તેમાં કોઈ ખામી દેખાતી નથી, તો શું તેની કુરબાની સહીહ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાનવર ચાલવા પર કુદરત ધરાવતું હોય અને ઘાસચારો ખાતું હોય, તો તેની કુરબાની જાઈઝ છે, કોઈ વાંધો નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (3) કાન કપાયેલા બકરાને ટાંકા લઈને જોડી દીધા, તો તેની કુરબાની કરી શકાય છે કે નહીં ?

**સવાલ (૧૮૭૪):** શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં

અમારી પાસે કુરબાનીનો એક બકરો છે, જેનો એક કાન બે ઈંચ જેટલો કપાઈ ગયો છે, ડોકટર પાસે લઈ ગયા. તો તેમને ત્રણ ટાંકા લઈને તેને જોડી દીધો છે, હવે બિલ્કુલ સહીહ માલૂમ થાય છે. તેમાં કોઈ ખામી દેખાતી નથી. પરંતુ તેના કાન એટલા મોટા છે કે આંખો ઢંકાઈ જાય છે. તો શું એવા બકરાની કુરબાની દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનું જાનવર એવું પસંદ કરવું જોઈએ. તેમાં કોઈ પ્રકારની ખામી ન હોય. ન નાની, ન મોટી, જાનવર ખુબસુરત પણ હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૮૦) પરંતુ ઓછી ખામી હોય, તો કુરબાની દુરસ્ત છે, અને ખામી વધારે હોય, તો કુરબાની દુરુસ્ત નથી. કોઈ અંગનો એક તૃત્યાંશ ભાગ ખરાબ હોય, તો ખામી નાની છે, માટે જો એક તૃત્યાંશ કાન કપાય ગયો છે અથવા તેનાથી ઓછો કપાયેલો છે. તો તેની કુરબાની દુરુસ્ત છે. પુછેલી સુરતમાં કપાયેલો કાન સીવી દેવામાં આવ્યો છે અને જોડાય પણ ગયો છે. તો તેની કુરબાની જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૭)

કાન મોટા હોવાથી આંખો ઢંકાય જાય છે. તો તેનાથી કુરબાનીમાં કોઈ વાંધો નહીં આવે. પરંતુ મુસ્તહબ છે કે જાનવર એવું હોવું જોઈએ, જેમાં કોઈ પ્રકારની ખામી ન હોય અને તે ખુબસુરત હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) લંગડા ઘેટાની કુરબાની

**સવાલ (૧૮૭૫) :** એક ઘેટું કુરબાની માટે ખરીદવામાં આવ્યું, ખરીદયા પછી પગમાં મચક આવી ગઈ અથવા કાંટો પેસી ગયો, અથવા વાગી ગયું, હવે તે જમીન પર પગ મુકી શકતું નથી, તો શું એવા ઘેટાની કુરબાની જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તે જાનવર જે કાયમી લંગડું હોય અને જમીન પર બિલ્કુલ પગ ન મુકતું હોય, તેની કુરબાની જાઈઝ નથી. કાંટો વાગવાથી અથવા સામાન્ય ઝખમ આવવાથી પગમાં માત્ર થોડું લંગડાપણું આવી ગયું છે, કે પગ જમીન પર મુકીને ઝુકીને ચાલે છે, તો એવા જાનવરની કુરબાની જાઈઝ છે. (ફતાવા બઝ્ઝાઝિય્યહ : ૬ / ૨૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) એવા બકરાની કુરબાની, જે લંગડાતું હોય

**સવાલ (૧૮૭૬) :** મારી પાસે કુરબાનીનું જાનવર છે. પાછળના પગમાં લંગડાપણું

છે પરંતુ તે પગ ઉપર વજન મુકીને ચાલે છે, સવાલ એ છે કે તેની કુરબાની જાઈઝ છે કે નહીં ? યાદ રહે કે ગુજરાતી ભાષામાં ટંજ (ટનીજ) એક પ્રકારની બીમારી છે, તેમાં જાનવર લંગડાઈને ચાલે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ જાનવરની કુરબાની જાઈઝ છે કોઈ વાંધો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) જે જાનવરના અંડકોષ ન હોય, તેની કુરબાનીનો હુકમ

**સવાલ (૧૮૭૭) :** જે જાનવરના એક અંડકોષ નો સામાન્ય હિસ્સો રહી ગયો હોય અને મોટોભાગ સુકાય ગયો હોય, એટલે ખસ્સી કરેલા જાનવર જેવું થઈ ગયું હોય, તો શું તેની કુરબાની વાજિબ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક અંડકોષ (ગોળી) ન હોય કે બંને ન હોય, દરેક હાલતમાં કુરબાની જાઈઝ છે. (મુસ્નદે ઈબ્ને અબી શયબહ : ૧ / ૫૧, હદીસ નં. ૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) જે જાનવરની આંખમાં ફોલ્લો હોય તેની કુરબાનીનો હુકમ

**સવાલ (૧૮૭૮) :** જે જાનવરની આંખમાં ફોલ્લો હોય, શું તેની કુરબાની જાઈઝ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આંખમાં ફોલ્લો હોય, પરંતુ આંખની રોશની બિલ્કુલ બરાબર હોય, કોઈ અસર ન હોય, તો કુરબાની જાઈઝ છે અને જો એક તૃત્યાંશ રોશની ખતમ થઈ ગઈ તો જાઈઝ નથી. આંખની રોશની માલૂમ કરવાનો તરીકો એ છે કે જે આંખ તંદુરસ્ત છે તેને ખુલ્લી રાખવામાં આવે અને ફોલ્લાવાળી આંખ પર પટ્ટી બાંધીને બંધ કરી દેવામાં આવે. પછી ઘાસચારો બતાવવામાં આવે, જો તંદુરસ્ત આંખથી દા.ત. ૩૦ ફુટ દુરથી ઘાસચારો જોઈ લે છે, તો હવે તંદુરસ્ત આંખ પર પટ્ટી બાંધવામાં આવે અને ખામીવાળી આંખથી ૨૧ અથવા ૨૨ ફુટ દૂરથી ઘાસચારો જોઈ લે છે, તો તેની કુરબાની દુરુસ્ત છે. અને ૨૦ ફુટ દૂરનું જોઈ શકતું નથી તો એ નિશાની છે કે તેની એક તૃત્યાંશથી વધુ રોશની ખતમ થઈ ગઈ છે. એટલે તેની કુરબાની જાઈઝ નથી. (

ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જે જાનવરનું એક આંચળ મોટું અને બીજું નાનું હોય, તેની કુરબાની કરવી

**સવાલ (૧૮૭૯) :** જો કુરબાનીના જાનવરનો એક આંચળ મોટો અને એક આંચળ નાનો હોય અથવા કોઈ જાનવર દા.ત. બકરો, ઘેટું, ભેંસ, પાડો વગેરેના પેદાઈશી શિંગડા અથવા કાન ન હોય, તો કુરબાનીમાં કોઈ વાંધો આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક આંચળ મોટો અને એક આંચળ નાનો હોય, તો કોઈ વાંધો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૪) ઘેટું, બકરો, પાડો વગેરે જાનવરના જો પેદાઈશી શિંગડા ન હોય, તો તેની કુરબાની જાઈઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૬) પરંતુ જો એક કાન અથવા બંને કાન ન હોય, તો તેની કુરબાની જાઈઝ નથી. હા, નાના કાનવાળાની કુરબાની જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) જર્સી જાનવરની કુરબાની

**સવાલ (૧૮૮૦) :** જર્સી જાનવરની કુરબાની જાઈઝ છે કે નહીં ? સવાલનું કારણ એ છે કે કેટલાક લોકોનું કહેવું છે કે તેની કુરબાની જાઈઝ નથી.

જર્સી જાનવરની ઓળખ : નર જાનવરના વિર્યને ઈંજેકશનમાં લઈને તેને માદાના ગર્ભમાં નાંખવામાં આવે છે પછી તેનાથી બચ્ચું પેદા થાય છે, બીજી વાત એ છે કે જેવી રીતે બળદની ખૂંધ હોય છે, જર્સી જાનવરની ખુંધ હોતી નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જર્સી જાનવરની કુરબાની વિશે ફુકહાએ લખ્યું છે કે જંગલી બળદ જો પાલતું ગાયની સાથે જોડી બનાવે અને તેનાથી બચ્ચું પેદા થાય, તો તેની કુરબાની જાઈઝ છે. એવી રીતે જંગલી નર બકરી સાથે જોડી બનાવે અને તેનાથી બચ્ચું પેદા થાય, તો તેની કુરબાની જાઈઝ છે. કારણ કે બચ્ચું માતાને તાબે હોય છે. તેથી જો માદા જંગલી ન હોય, બલકે પાલતું હોય અને તેનાથી બચ્ચું પેદા થયું હોય, તો તે પણ પાલતુંના હુકમમાં છે. તેની કુરબાની જાઈઝ છે અને તેની વિરુદ્ધ જોડી બનાવનાર બકરો અથવા બળદ પાલતું હોય અને માદા જંગલી હોય, તો તેના બચ્ચાની કુરબાની

જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) જાનવરને ખસ્સી કરવું અને તેની કુરબાની કરવી

**સવાલ (૧૮૮૧)** : જાનવરને ખસ્સી કરવું કેવું છે ? અને ખસ્સી જાનવરની કુરબાની જાઈઝ છે કે નહીં ? એક વ્યકિતનું કહેવું છે કે કુદરતે આપેલી વસ્તુને આપણે કેમ કાપીએ અને આપણે તેને છીનવાનો હક નથી. શું આ વાત દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાનવરને ખસ્સી કરવું જાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૮૮) અને તેની કુરબાની પણ જાઈઝ છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૪ / ૩૫૯) નબીએ કરીમ (સલ.)થી ખસ્સી જાનવરની કુરબાની કરવી સાબિત છે. (મુસ્નદે ઈબ્ને અબી શયબહ : ૧ / ૫૧, હદીસ નં. ૪૧) કોઈ જાનવરને ખસ્સી કરવામાં કોઈ ખામી અને કરાહત નથી. (ફતાવા રહીમિય્યહ : ૧૦ / ૫૦, સવાલ નં. ૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ખુન્સા જાનવર (જેમાં નર અને માદા બંનેની નિશાનીઓ હોય અથવા કોઈ નિશાની ન હોય) ની કુરબાની દુરુસ્ત નથી

**સવાલ (૧૮૮૨ )** : એક વ્યકિતએ એવા જાનવરની કુરબાની કરી જે બહારથી ગાય દેખાય છે અને અંદરથી બળદ છે, તો શું કુરબાની જાઈઝ થશે ? જો ન થઈ શકે તો તેના બદલામાં બીજી ઈદ પર બીજા જાનવરની કુરબાની કરી શકીએ છીએ અથવા પછી બીજી બકરી ઈદ આવતા પહેલા કોઈ દિવસે કુરબાની કરવામાં આવે ? અને એ જાનવરમાં જે લોકોએ હિસ્સો લીધો છે, તેમના નામ યાદ નથી તો કેવી રીતે નિય્યત કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ જાવનરને અરબીમાં 'ખુન્સા'' કહે છે. એટલે જેમાં નર અને માદા બંનેની નિશાનીઓ હોય છે. એવા જાનવરની કુરબાની દુરુસ્ત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૯) માટે જેટલા લોકોની કુરબાની કરવામાં આવી હતી. કોઈની પણ અદા નહીં થાય. જિમ્મેદારીની અદાયગી માટે દરેક તરફથી એક એક બકરાની કિંમત સદકો કરવો જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૪)

આવતા વર્ષે કુરબાની કરવાથી ગયા વર્ષની કુરબાનીમાં જિમ્મેદારી અદા નહીં

થાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) કુરબાની માટે હદિયાની રકમથી જાનવર ખરીદીને કુરબાન કરવું

**સવાલ (૧૮૮૩) :** મારી ઉપર કુરબાની વાજિબ છે અને હું દર વર્ષે કુરબાની કરું છું પરંતુ આ વર્ષે મારા એક રિશ્તેદારે જે વિદેશમાં રહે છે. કુરબાનીના રૂપિયા મોકલ્યા અને કહયું કે એ રૂપિયાથી પોતાની કુરબાની કરી લેવી, તો એ રિશ્તેદારે મોકલેલા રૂપિયાથી કુરબાની કરવી મારા માટે કાફી થશે અથવા મારા ઉપર બે કુરબાની જરૂરી થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના રિશ્તેદારે જયારે આપને રકમ હદિયો કરી, તો આપ તેના માલિક બની ગયા. માલિક બની ગયા પછી જયારે એ રકમથી જાનવર ખરીદીને પોતાની કુરબાની કરશો, તો કુરબાની અદા થઈ જશે. હવે બીજી કુરબાની કરવી વાજિબ નથી. કારણ કે વાજિબ જિમ્મેથી અદા થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૬ /૧૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ડામ દીધેલા જાનવરની કુરબાનીનો હુકમ

**સવાલ (૧૮૮૪) :** કુરબાનીના એક જાનવરને જમણી અને ડાબી બાજુએ ડામવામાં આવ્યું છે, બાકી બધું સલામત છે. કોઈ ખામી નથી, તેની કુરબાની સહીહ છે કે નહીં ? કેટલું ડામવામાં આવ્યું હોય તો કુરબાની સહીહ નહીં થાય. જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે જાનવરના માત્ર ચામડાને ડામવામાં આવ્યું હોય, તો તેની કુરબાની જાઈઝ છે. જયારે કે કોઈ બીજી ખામી ન હોય.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૫)

કુરબાનીના જાનવરની ખામી વિશે તફસીલ વધારે છે. અમુક ખામીઓ જાઈઝ થવાને રૂકાવટ હોય છે. અને કેટલીક રૂકાવટો નથી. જરૂરત પ્રમાણે ખામી બતાવીને મસ્અલો પૂછી લો, ઈન્શાઅલ્લાહ જવાબ આપવામાં આવશે. ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) કાનમાં મામૂલી ખામીવાળા બકરાની કુરબાનીનો હુકમ

**સવાલ (૧૮૮૫) :** એક બકરાના કાન વચ્ચેથી સીધા ફાટી ગયા છે. પરંતુ બદનથી જોડાયેલા છે. એવા બકરાની કુરબાની જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવા બકરાની કુરબાની જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૩, ૩૨૪) અલબત્ત મુસ્તહબ વિરુદ્ધ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૩,૩૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) જે જાનવરને કુતરાએ કરડયું હોય,તેની કુરબાની

**સવાલ (૧૮૮૬) :** અમારે ત્યાં લોકો ઘેટા અને બકરાઓ પાળે છે, અને અનેક વખતે એવું બને છે કે બકરીઓને કુતરા કરડી ખાય છે અને ઝખ્મી કરી દેતા હોય છે. જો કુતરાના કરડેલા અથવા ઝખ્મી થયેલા જાનવરની જીવતા રહેવાની ઉમ્મીદ ન હોય, તો તેને ઝબહ કરીને તેનું ગોશ્ત ખાઈ શકે છે અથવા નહીં ? જો ઝખમ સારું થઈ જાય તો તેની કુરબાની જાઈઝ છે કે નહીં ? અને તેનું ગોશ્ત ખાવું સહીહ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગોશ્ત ખાવું જાઈઝ છે. (જયારે તબીબી રીતે કોઈ નુકસાન ન હોય.) અને સારું હોવા પછી કુરબાની પણ જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) વાંઝ બકરીની કુરબાનીનો હુકમ

**સવાલ (૧૮૮૭) :** એક ખાસ પ્રકારની બકરી જેને વાંઝ બકરી કહે છે, તેમાં માદાની નિશાની હોય છે બીજી બકરીઓથી તે અલગ હોય છે તેમાં નરની કોઈ નિશાની હોતી નથી ખૂબ જ તાજી અને વધુ ગોશ્તવાળી હોય છે, તેનું ગોશ્ત જલ્દી ચઢી જાય છે અને સ્વાદિષ્ટ હોય છે. આ બકરી બચ્ચાને જન્મ આપતી નથી અને ન નર તેનાથી સંભોગ કરે છે. હિંદુઓ તેને પૂંજે છે, તેને કાપે છે અને ખાતા નથી, અમુક મુસલમાનો તેની કુરબાની કરે છે અને અમુક કરતા નથી, તો એવી બકરીની

કુરબાની કરવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વાંઝ બકરીની કુરબાની જાઈઝ છે. વર્ણન કરેલી બકરી પણ જો બકરી હોય અને જંગલી જાનવરમાંથી ન હોય, તો તેની કુરબાની જાઈઝ છે. શરત એ છે કે તેનું ગોશ્ત ચઢી જતું હોય અને ખાવાને લાયક હોય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) કુરબાનીનું જાનવર ઓછી ઉમરનું સાબિત થયું પછી બીજુ જાનવર ઓછી કિંમતમાં ખરીદયું તો ?

**સવાલ (૧૮૮૮) :** એક જાનવર ૧૦૫૦ ની કિંમતમાં કુરબાની માટે ખરીદયું પછી માલૂમ થયું કે હજુ આ જાનવર કુરબાનીની ઉમરે પહોંચ્યું નથી, તો હવે તેના બદલામાં ૮૦૦ રૂપિયામાં બીજું જાનવર ખરીદયું તો શું એવી હાલતમાં પણ વધારાની રકમનો સદકો કરવો વાજિબ થશે ? જયારે કે તે પહેલું જાનવર કુરબાનીને લાયક ન હતું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલી સુરતમાં જયારે જાનવર ૧૦૫૦ રૂપિયામાં કુરબાનીની નિય્યતથી ખરીદયું પરંતુ કુરબાનીની ઉમર ન હોવાને કારણે તેની કુરબાની ન કરી અને તેના બદલે ૮૦૦ રૂપિયામાં બીજુ જાનવર ખરીદયું તો વધારાની રકમ ૨૫૦નો સકદો કરી દેવાથી જિમ્મેથી અદા થઈ જશે અને સદકાથી કુરબાની પૂર્ણ અને સહીહ તરીકાથી અદા થઈ જશે. (અલ મબ્સુત : ૧૨ / ૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) કુરબાનીના જાનવરની કિંમતમાં વધેલી રકમને સામાજિક કાર્યોમાં ખર્ચ કરવી

**સવાલ (૧૮૮૯) :** એક વ્યકિત પાસે ઈંગ્લેન્ડથી કુરબાની અદા કરવા માટે કોઈએ ૧૨૦૦ રૂપિયા મોકલ્યા, પછી તે વ્યકિતને કુરબાનીનું જાનવર ૯૦૦ રૂપિયામાં મળી ગયું અને ૩૦૦ રૂપિયા વધી ગયા. હવે એ વધેલી રકમથી એ વ્યકિત જાહેર રસ્તા ઉપર ટયુબ લાઈટ લગાવવા માંગે છે, તો શું એ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની માટે જેટલી રકમ આપવામાં આવી છે. તે પૂરી રકમથી જાનવર ખરીદવું જોઈએ. હા, જો રકમ મોકલનારાએ રકમમાં જાનવર પાળવાનો ખર્ચ પણ શામિલ કર્યો હોય, તો કુલ રકમમાંથી પાળવાનો ખર્ચ બાદ કરીને બાકી રકમમાંથી જાનવર ખરીદવું જોઈએ, વર્ણન કરેલી સુરતમાં કુરબાની પછી ૩૦૦ રૂપિયા વધી ગયા છે. તેનો ઉપયોગ મોકલનારના આશય પ્રમાણે કરવો જરૂરી છે, જો તે પરત માંગે, તો પરત આપવા જરૂરી છે. પરંતુ જો મોકલનારાએ અધિકાર આપ્યો હોય, તો એ રકમને સામાજિક કલ્યાણના કામોમાં વાપરી શકાય છે. (હિલ્યતુલ અવલિયા : ૫ / ૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) બકરાના ટોળામાં બીજાનો બકરો આવી ગયો અને માલિકની ખબર નથી તો ?

**સવાલ (૧૮૯૦)** : મોહતરમ મુફતી સાહેબ (દા.બ.) !

અસ્સલામુ અલયકુમ વ.વ.

અમારા ગામમાં બકરી ઈદના મોકા પર આસપાસથી બકરા લાવવામાં આવે છે. આ વખતે એવું બન્યું કે બકરાઓના ટોળામાં એક એવો બકરો પણ રસ્તામાંથી સાથે થઈ ગયો. જે અમે ખરીદયો નથી, હવે ખબર નહીં કે એ બકરાનો માલિક કોણ છે ? પેપરોમાં પણ અમે જાહેરાત આપી. પરંતુ માલિકનો પતો લાગ્યો નહીં. હવે એ બકરા વિશે શું હુકમ છે ? શું તેને વેચીને રૂપિયા ગરીબોને વહેંચી શકાય છે ? અથવા તે રૂપિયા કોઈ અમાનતદાર પાસે અમાનત રાખવામાં આવે અને માલિકની ખબર મળવા પર તેને આપી દેવામાં આવે. કારણ કે બકરાને રહેવા દેવાથી તેના ઘાસચારાનો ખર્ચ આવે છે. તેમજ તેની હિફાઝતની પણ ઘણી પરેશાનીઓ આવે છે. એવી રીતે જો તેને ઝબહ કરીને ગરીબોની દાવત કરવામાં આવે, તો એ દુરુસ્ત છે કે નથી ? તેમજ એ બકરાને શાદી વગેરેની દાવત માટે અથવા કુરબાની માટે કોઈ ખરીદવા માંગે, તો ખરીદી શકે છે કે નહીં ? ટુંકમાં શરીઅત પ્રમાણે તેના જે પણ હુકમો હોય તફસીલથી બયાન કરવા મહેરબાની છે.

**જવાબ** : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતમાં એવા જાનવરને "લુકતહ" (રસ્તામાંથી મળેલી વસ્તુ) કહેવામાં આવે છે. સવાલની સુરતમાં જે વ્યકિતએ પણ વર્ણન કરેલા બકરાની હિફાઝત કરી

છે અને તેના કહેવા પ્રમાણે પેપરો વગેરેમાં જાહેરાત આપીને તેના માલિકની શોધ કરવાની કોશિશ કરી છે. તેને નેક અને સવાબનું કામ કર્યુ છે અને તે જાણે જાહેરાત આપીને પોતાની જવાબદારીમાંથી મુકત થઈ ગયો છે. હવે આગળનો હુકમ એ છે કે જો તે વ્યકિત (જેની પાસે તે બકરો છે) ગરીબ અને મોહતાજ છે, તો એ બકરાને વેચીને જાતે તેની કિંમત વાપરી શકે છે. આ તેના માટે જાઈઝ છે.

અને જો તે માલદાર છે, તો બકરો વેચ્યા પછી હજુ વધુ (સાવચેતી પૂર્વક) ૩ – ૪ મહિના સુધી માલિકની રાહ જુએ, જો માલિક મળી જાય, તો ખર્ચની રકમ બાદ કરીને તેને એ રૂપિયા આપી દે, અને જો હજુ પણ માલિક ન મળે તો તે રકમ કોઈ ગરીબને સદકો કરી દે, જવાબદારીમાંથી મુકત થઈ જશે, પરંતુ સદકો કર્યા પછી માલિક આવી ગયો, તો એ (માલિક)ને અધિકાર છે કે તે એ સદકા પર રાજી થઈ જાય અને સદકો કરનારાને મુકત કરી દે અથવા સદકો કરનારાથી બકરાની કિંમત વસુલ કરે. કારણ કે જો માલિક સદકા પર રાજી નથી થતો અને બકરાની કિંમત માંગે છે, તો સદકો કરનારો તેનો જવાબદાર હોય છે અને તેના જિમ્મે કિંમત અદા કરવી જરૂરી છે. પરંતુ પુરી કિંમત નહીં, બલકે પોતાનો ખર્ચ બાદ કરીને બાકી રકમ તેને આપી દે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૨૭૯)

જયારે એ બકરાને વેચવામાં આવે અને કોઈ તેને દાવત માટે અથવા કુરબાની માટે ખરીદવા માંગે, તો શરીઅતમાં તેની ઈજાઝત છે. તેમાં કોઈ વાંધો નથી. પરંતુ તેની કિંમતમાં એ હુકમ લાગશે, જે ઉપર બયાન થયું. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) રસ્તામાંથી મળેલ જાનવરની કુરબાની

**સવાલ (૧૮૯૧) :** અમારા ગામ વલણની નજીક હાઈવે નં. ૮ થી એક વ્યકિતને ઘેટાનું બચ્ચું મળ્યું, જે વખતે મળ્યું, તે વખતે તેના પગમાં જખ્મનો અસર હતો. તેને કારણે તે લગડું ચાલી રહયું હતું. હવે તે સારું થઈ ગયું છે. તેની માઝુરીને જોઈને એવું લાગતું હતું કે કદાચ તેના માલિકે જ તેને છોડી દીધુ હોય. હવે તે વ્યકિત જેણે તેની દેખરેખ કરી છે. તેની કુરબાની કરવા માંગે છે, તો શું તેની કુરબાની દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ તરીકાથી મળેલી વસ્તુને શરીઅતની પરિભાષામાં 'લુકતહ' કહે છે. એક મુદત સુધી તેનું એલાન કરવામાં આવે. જો તે મુદતની અંદર તેનો માલિક

આવી જાય અને સાબિત કરી દે કે આ માલ મારો છે. તો ખર્ચ વસુલ કરીને અસલી ચીજ તેને સોંપી દેવી જરૂરી છે અને જો માલિક ન મળે, તો જેને જાનવર મળ્યું છે, જો તે ઝકાતનો હકદાર છે, તો તે જાતે વેચીને તેની કિંમત વાપરી શકે છે. અને જો માલદાર છે, તો એક મુદત બાદ (જેમાં યકીન થઈ જાય કે હવે માલિક તેને શોધી રહયો નહીં હોય) કોઈ મોહતાજને સદકા રૂપે તેનો માલિક બનાવી દે, પરંતુ જો માલિક આવી જાય, તો ગવાહ અને સુબૂત પછી લેનારાને પુરી વિગત સંભળાવવામાં આવે અને માલિક તેની પાસેથી એ જાનવર લઈ લે અને લેનારા પર કોઈ પ્રકારની જવાબદારી પણ વાજિબ નહીં થાય. જો તે જાનવર હવે મોજુદ નથી અને માલિક કહે છે મને મારું જાનવર અથવા તેની કિંમત જોઈએ, તો એ વ્યકિત માટે બજાર કિંમત પ્રમાણે કિંમત અદા કરવી જરૂરી છે, જેણે હિફાઝતની ગરજથી તેને ઉઠાવ્યું હતું. અલબત્ત તેને સદકાનો સવાબ મળી જશે.

(ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૯૦)

નોંધ : જો એ જાનવરને હિફાઝતના હેતુથી ઉઠાવનારો કુરબાની કરવા ચાહે, તો જાઈઝ છે, શરત એ છે કે તેની બજાર કિંમતનો સદકો કરી દે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) જાનવર ખરીદીને કુરબાનીના દિવસો સુધી હિફાઝતની જિમ્મેદારી વેચનારને હવાલે કરવી

**સવાલ (૧૮૯૨)** : એક વ્યકિતએ કુરબાનીના દિવસોથી થોડા દિવસો પહેલા કુરબાનીનું જાનવર ૧૯૫ રૂપિયામાં એ શરતે ખરીદયું કે ઈદના દિવસે અથવા તેની સવાર સુધી વેચનાર એ જાનવરને પોતાની પાસે જ રાખે અને તેના ઘાસચારાનો બંદોબસ્ત પણ વેચાનાર પાસેથી જ કરતો રહે. તો શું એ શરત સાથે ખરીદેલા જાનવરની કુરબાની દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખરીદનાર અને વેચનાર વચ્ચે લે–વેચ વખતે કોઈ એવી શરત લગાવવી, જેમાં બંને પક્ષોમાંથી કોઈને ફાયદો થાય અને એ શરત કરાર વિરુદ્ધ હોય, તો તે જાઈઝ નથી. એવી શરત શરતે ફાસિદ છે. (અલ જવહિરતુન્નય્યિરહ : ૧ / ૨૦૪)

એવી શરતથી સોદો ફાસિદ થઈ જાય છે. તેનો હુકમ એ છે કે ખરીદનારો એ

લે–વેચના મામલાને ખતમ કરી દે. (અલ મુહીતુલ બુરહાની : ૬ / ૪૨૧) પછી જાનવરના માલિકની ખુશીથી નવેસરથી મામલો કરીને ૧૮૦ રૂપિયામાં (અથવા જે રકમ બંનેની ખુશીથી નકકી થાય) જાનવર ખરીદે, ત્યાર પછી અલગથી બીજો મામલો કરે કે કુરબાનીના જેટલા દિવસ બાકી છે. તેને ગણીને તેની મજુરી નકકી કરી દે અને વેચનાર પાસે જાનવર રહેવા દે. આ રીતે સોદો અને કુરબાની દુરુસ્ત થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૩૦૧)

જો પહેલાનો મામલો ખતમ કર્યા વગર કુરબાની કરી દેવામાં આવી, તો પણ કુરબાની અદા થઈ જશે, પરંતુ પહેલી કિંમત જેને શરીઅતની પરિભાષામાં ષમન (કિંમત) કહે છે, વેચનારે રદ કરવી પડશે અને ઈમામ મુહમ્મદ(રહ.) ના મસ્લક પ્રમાણે જે દિવસે કુરબાની કરી છે. તે દિવસની કિંમત અદા કરવી પડશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૬૬)

એટલે આ પ્રકારની શરત સાથે ખરીદનારા માટે જરૂરી છે કે જલ્દી મામલો (લે–વેચ) ખતમ કરી દે અને માલિકની ઈજાઝતથી નવેસરથી ઉપરની તફસીલ પ્રમાણે બીજો મામલો કરી લે. જેથી કુરબાનીમાં કોઈ પ્રકારની ખલેલ ન પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) એક વ્યકિત તરફથી આખી ગાયની કુરબાની

**સવાલ (૧૮૯૩):** એક વ્યકિત પોતાની કુરબાની કરવા માંગે છે, તે દર વર્ષે પોતાની કુરબાની કરે છે. આ વર્ષે તે આખી ગાયની કુરબાની કરવા માંગે છે અને આખી ગાયના હિસ્સા પોતાના માટે જ રાખવા માંગે છે. તો શું તેને પુરા સાત હિસ્સાનો સવાબ મળશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે એક વ્યકિતએ એક ગાયની કુરબાની કરી, તો પુરી ગાય તેની વાજિબ કુરબાનીની જેમ અદા થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) સાત બકરાઓના રૂપિયાથી એક ગાય ખરીદીને કુરબાની કરવી

**સવાલ (૧૮૯૪) :** એક જગ્યાએથી સાત બકરાઓની કુરબાનીના રૂપિયા આવ્યા

છે. પરંતુ એ રકમથી સાત બકરા ખરીદવા શકય નથી. હવે વધારે દિવસો પણ રહયા નથી કે કુરબાની કરાવનારાથી પૂછી શકીએ, તો એવી સુરતમાં એક ગાય ખરીદીને તેની કુરબાની કરી દઈએ, તો જાઈઝ થશે કે નહીં ? એક ગાય ખરીદયા પછી રકમ એટલી વધે છે કે તેનાથી એક બીજી ગાય ખરીદી શકાય, તો બીજી ગાય ખરીદીને તેની એ જ લોકો તરફથી કુરબાની કરી શકાય છે કે નહીં ? જયારે પહેલી ગાયની કુરબાની તો વાજિબ થશે અને બીજી તેમના તરફથી નફલ અથવા એવું કરવામાં આવે કે એક ગાય ત્રણ તરફથી અને એક ગાય ચાર તરફથી કરવામાં આવે. એવું કરવું સહીહ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે તમને બકરાની કુરબાની માટે રૂપિયા આપ્યા છે, તો આપ બકરાની કુરબાની માટે વકીલ બનાવવામાં આવ્યા છો, અને વકીલને વકીલ બનાવનારની વિરુદ્ધ કરવું જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૬) જો મોકલવામાં આવેલી રકમથી બકરા ખરીદવા શકય ન હોય, તો આપ વકીલ બનાવનારને જાણ કરો, જાણ કરવામાં જો કુરબાનીના દિવસો પસાર થઈ જાય તો બાદમાં બકરા ખરીદીને તેનો સદકો કરી દેવામાં આવે અથવા તેની કિંમતનો સદકો કરી દેવામાં આવે. જવાબદારી અદા થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) વકીલ બનાવનારા માટે કુરબાનીનું જાનવર નક્કી કરવું અને સોદાની રકમ મોકલવી

**સવાલ (૧૮૯૫) :** એક વ્યકિતએ કોઈને વકીલ બનાવીને એ કહયું કે આપ મારી તરફથી કુરબાની કરી દો અને કહેનારાએ ન કોઈ જાનવર નક્કી કર્યુ અને ન તો કોઈ કિંમત. આજકાલ લોકો પોતાની કુરબાની માટે પોતાના રિશ્તેદારોને અથવા મિત્રોને કહી દે છે કે મારા તરફથી એક કુરબાની કરી દેજો, પરંતુ તેઓ ન તો જાનવર નક્કી કરે છે અને ન તો પહેલા કોઈ રકમ મોકલે છે. બલકે કુરબાની પછી તેઓ રકમ મોકલે છે. સવાલ એ છે કે શું કુરબાની સહીહ થવા માટે કુરબાનીના જાનવરને નક્કી કરવું અને પહેલાથી રકમ મોકલવી જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"કયા જાનવરની કુરબાની માટે વકીલ બનાવવામાં આવ્યા છે, " એ નક્કી કરવું જરૂરી છે. એટલે બકરાની કુરબાની અથવા ગાયની કુરબાની. (તબ્યિનુલ હકાઈક : ૪ / ૨૫૯) કિંમત પહેલાથી નક્કી કરવી જરૂરી નથી. પરંતુ જો રકમ નક્કી થાય, તો તેનાથી વધારે કિંમતવાળું જાનવર ખરીદવું જાઈઝ નથી. જો કોઈએ એવું કર્યુ તો વકીલ બનાવનારાની કુરબાની અદા થશે નહીં. (તબ્યીનુલ હકાઈક : ૪ / ૨૫૮)

વકીલ બનાવનારની કુરબાની સહીહ થવા માટે રકમ પહેલી આપવી જરૂરી નથી. (તબ્યીનુલ હકાઈક : ૪ / ૨૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) બીજા તરફથી વકીલ બનીને કુરબાની કરવી

**સવાલ (૧૮૯૬) :** લંડનથી યાકુબે પોતાના ભાઈને પત્ર લખ્યો કે એક મોટું જાનવર ખરીદી લે. પછી સાત હિસ્સાના નામો લખાવ્યા, તે પ્રમાણે યાકુબના ભાઈએ કુરબાની કરી. યાકુબે હજુ રૂપિયા મોકલ્યા નથી, તો કુરબાની થઈ કે નહીં ? અને માત્ર યાકુબ નિય્યત કરે, તેનો ભાઈ નિય્યત ન કરે, તો પણ કુરબાની દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

યાકુબે બીજા દેશથી પોતાના ભાઈને પત્ર લખીને કુરબાની કરવા માટે વકીલ બનાવ્યો કે આપ મોટું જાનવર ખરીદીને કુરબાની કરી દો. રૂપિયા વહેલી તકે મળી જશે. વકીલ (ભાઈ) એ જાનવર ખરીદીને યાકુબ તરફથી કુરબાની કરી દીધી. તો કુરબાની થઈ જશે. (ફતાવા રહીમિય્યહ : ૫ / ૨૯૪) વકીલે નિય્યત કરવાની જરૂરત નથી. તેમણે તો યાકુબ તરફથી વકીલ બનીને કુરબાની કરવાની છે. માટે કુરબાની દુરુસ્ત થશે અને એવું સમજવામાં આવે કે વકીલે વકીલ બનાવનારને કરજ આપીને એ રૂપિયાથી તેના માટે જાનવર ખરીદયું અને પછી તેના તરફથી કુરબાની કરી દીધી. તેમાં નાજાઈઝ હોવાનું કોઈ કારણ નથી. (તબ્યીનુલ હકાઈક : ૪ / ૨૫૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) બહારથી કુરબાની કરવાનો પત્ર આવ્યો, પરંતુ ન જાનવર નક્કી કર્યુ અને ન રકમ

**સવાલ (૧૮૯૭) :** વિદેશથી મારા રિશ્તેદારનો મારા ઉપર પત્ર આવ્યો કે મારા તરફથી એક કુરબાની કરી દેવી. પરંતુ તેમાં ન તો રકમનો ઉલ્લેખ છે અને ન તો એ

વાતનો ઉલ્લેખ છે કે કયા જાનવરની કુરબાની કરવી છે, તો હવે અમે કોઈ પણ જાનવરની કુરબાની કરીશું તો તેમના તરફથી કુરબાની અદા થઈ જશે કે નહીં ? અને રકમ મોકલવાનો પણ પત્રમાં કોઈ ઉલ્લેખ નથી. તેમ છતાં અમે તેના તરફથી કુરબાની કરી દીધી, તો શું કુરબાની અદા થઈ જશે કે નહીં ? અને બાદમાં અમને તેમની પાસેથી રકમ મંગાવવાનો અધિકાર છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાનવર નક્કી કરવું જરૂરી છે એટલે બકરાની કુરબાની કે ગાયની કુરબાની જયારે તેમણે પોતાના તરફથી કુરબાનીનો વકીલ તમને બનાવી દીધો અને તમે એમના તરફથી કુરબાની કરશો, તો તેમની કુરબાની અદા થઈ જશે અને બાદમાં તમને એ કુરબાનીની રકમ માંગવાનો હક છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) ઘરમાં પાળેલા જાનવરની કુરબાની જયારે કે તેમાં કોઈનો હિસ્સો ન હોય

**સવાલ (૧૮૯૮) :** એક બકરો છે, તેની દેખરેખ ઘરના લોકોએ કરી છે. તેમજ તેના બચ્ચાની પણ દેખરેખ કરી છે અને તેમાં કોઈનો કોઈ હિસ્સો પણ નથી, તો શું તેની કુરબાની કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઘરવાળાઓમાં જે પણ તેનો માલિક હશે. તેના તરફથી કુરબાની સહીહ થશે. બીજા તરફથી સહીહ નહીં થાય. પરંતુ એ કે જાનવરનો માલિક બીજાને ખુશીથી માલિક બનાવી દે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૬)

## (૨૮) કુરબાનીના જાનવરના ઘાસચારાના વાસણનો સદકો

**સવાલ (૧૮૯૯):** કુરબાનીના જાનવરને અમે જે વાસણમાં ઘાસ, પાણી આપ્યા કરતા હતા. તેને પણ સદકો કરવા વિશે કિતાબોમાં વાંચ્યું છે. શું આ વાત સહીહ છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના જાનવરની દોરી, એવી રીતે ગરમી, ઠંડીથી બચાવ માટે તેના બદન પર ઓઢાવવા માટેનું કપડું અથવા કંતાન વગેરે એવી રીતે તેના ગળામાં ચામડા અથવા પ્લાસ્ટિકની બાંધવામાં આવતી પટ્ટી, તેના મોઢા પર પહેરાવવામાં

આવતી નાથ અને નાકમાં લગામ વગેરે બધાનો સદકો કરી દેવો જોઈએ.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૮)

વાસણને સદકો કરવા વિશે મારી નજરમાં કોઈ લખાણ ગુજર્યુ નથી. આપ કિતાબ અને પેજના હવાલા સાથે મને મોકલો. વિચાર કરીને બતાવીશ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ગાયની કુરબાની પર પાબંદી હોય તો શું હુકમ છે ?

**સવાલ (૧૯૦૦) :** જો કોઈ હુકૂમત કાનૂન બનાવીને ગાયની કુરબાની બંધ કરાવી દે, તો શું આ ઈસ્લામમાં દખલ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગાયને એક કોમ પવિત્ર જાનવર સમજીને તેના અંગોને બરકતવંતા સમજે છે, જયારે કે ઈસ્લામમાં હલાલ ગોશતવાળા જાનવરો બધા બરાબર છે. માટે જે દેશમાં આપણે રહીએ છીએ. ગાયની કુરબાનીને ઉલમાએ કિરામે ઈસ્લામી નિશાની કરાર દીધી છે. જેમકે મજમુઆ ફતાવા અબ્દુલ હય પેજ નં. ૩૭૦ પર તેનું વર્ણન છે. અને ઈસ્લામી નિશાનીઓ વિરુદ્ધ કોઈ હુકૂમતનો કાનૂન બનાવવો, દીનમાં દખલ છે, માટે શકય હોય ત્યાં સુધી કાનુનમાં રહી આવા ઝેરીલા કાનૂન બનતા રોકવાની કોશિશ કરે, અને જો કોઈ જગ્યાએ કાનૂન બની જાય, તો ત્યાં તેને દૂર કરવાની કોશિશ કરે, આ મુસલમાનોનો દીની ફરીઝો છે. પરંતુ મુસલમાન તેને દૂર કરવાની કોશિશ કરે. આ મુસલમાનોનો દીની ફરીઝો છે. પરંતુ મુસલમાન ગાયની કુરબાની કરીને ફિતનો અથવા માલી નુકસાનથી બચવાની કોશિશ કરે અને જયાં સહુલત સાથે ગાય ઝબહ કરી શકાય છે. ત્યાં ગાય ઝબહ કરવાથી પરહેજ ન કરે. (કિફાયતુલ મુફતી : ૮ / ૧૮૮, ૧૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) ઈજેકશન દ્વારા સુવ્વરના વીર્યથી જન્મેલ ગાયનું ગોશ્ત, દૂધ અને કુરબાનીનો હુકમ

**સવાલ (૧૯૦૧) :** ઈજેકશન દ્વારા સુવ્વરના વીર્યને ગાયના ગર્ભમાં પહોંચાડવામાં આવે છે. પછી તેમાંથી વાછરડું અથવા ગાયનો જન્મ થાય છે. તો એવા વાછરડા અથવા ગાયના ગોશ્ત અને દૂધનો શરઈ હુકમ શું છે ? તેમજ એવા જાનવરની કુરબાની દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવા વાછરડા અને ગાયનું ગોશ્ત તેમજ દુધ વાપરવું જાઈઝ છે. તેની કુરબાની પણ જાઈઝ છે. કોઈ પણ જાનવર હલાલ અથવા હરામ હોવાનો આધાર માદા પર હોય છે જો માદા – નારી હલાલ છે. તો તેનાથી પેદા થનારું બચ્ચું પણ હલાલ છે. ફુકહાએ લખ્યું છે કે જો કોઈ જંગલી વરુએ બકરી સાથે જુફતી – સંભોગ કર્યો તેના નતીજામાં બકરીનું બચ્ચું પેદા થયું તો તેની કુરબાની જાઈઝ છે. એવી રીતે જો કુતરાએ બકરી સાથે સંભોગ કર્યો અને તેનાથી બચ્ચું પેદા થયું અને બચ્ચાનું માથું કુતરા જેવું છે, પરંતુ તે ઘાસ ખાય છે, તો તેના માથા સિવાય બીજા ભાગોનું ગોશ્ત ખાવું જાઈઝ છે, પરંતુ તેની કુરબાની દુરુસ્ત નથી. એટલે કે કુરબાનીમાં એવું જાનવર હોવું જરૂરી છે. જેના ખાવામાં આવતા દરેક અંગો સહીહ હોય અને તેમાં કોઈ ખામી ન હોય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૭)

સવાલમાં વર્ણન કરેલ ગાય અને વાછરડાની શકલ સંપૂર્ણ ગાય જેવી દેખાય છે, પરંતુ માત્ર અવાજમાં ફરક છે. માટે તેનું ગોશ્ત અને દુધ વાપરવામાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) જાનવરને ઝબહ કર્યા પછી, જલ્દી ઠંડુ પાડવા માટે છાતીમાં છરી ચલાવવી

**સવાલ (૧૯૦૨) :** જાનવરને ઝબહ કર્યા પછી તેને જલ્દી ઠંડુ પાડવા માટે ઘણાં લોકો છાતી તરફ છરી ચલાવે છે, તેનાથી જાનવરને તકલીફ થાય છે. અને તે ઉછળવા લાગે છે. તો ઝબહ કર્યા પછી આ રીતે કરવું કે તેનાથી જાનવરને તકલીફ થાય જાઈઝ છે કે નહીં ? શું એ કુરબાનીમાં કોઈ ફરક પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જાનવરને ઝબહ કર્યા પછી કોઈ એવું કાર્ય ન કરવું જોઈએ જેનાથી તેને વધારે તકલીફ થાય. ઝબહ કર્યા પછી રૂહ કબ્ઝ થતા પહેલા જેવી રીતે બદનના બીજા ભાગમાંથી ચામડું ઉતારવું મકરૂહ છે, એવી રીતે રૂહ કબ્ઝ થતા પહેલા છાતી તરફથી પણ ચામડું ઉતારવું મકરૂહ છે. પરંતુ જો આવું કરવામાં આવ્યું, તો જાનવરની કુરબાની અદા થઈ જશે અને કોઈ ખામી પેદા નહીં થાય. (બદાઈ ઉસ્સનાઅઈ : ૫ / ૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) કોઈ જાનવરથી ફાયદો ઉઠાવવામાં આવ્યો હોય, તેની કુરબાની કરવી જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૧૯૦૩) :** મોહતરમ મુફતી સાહેબ ! તમારા તરફથી મોકલાવેલ હદિયો મળી ગયો. જઝાકુમુલ્લાહુ તઆલા. આપની દુઆઓથી ઘરમાં બધાની તબીયત સારી છે અને બધા સલામ અરજ કરી રહયા છે.

આપનાથી એક સવાલ પૂછવાનો છે. અહીંયા એક વ્યકિત પાસે ગાય છે અને તે તેનાથી બે–ત્રણ વખતે બચ્ચાઓ પછી દૂધ દોહયું છે. હવે એ જાનવરની કુરબાની કરવા માંગે છે, તો ફાયદો ઉઠાવેલી ગાયની કુરબાની કરવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની જાઈઝ હોવાની જો શરત મોજૂદ છે, આંખ, કાન, જીભ વગેરે અંગો તેના સહીહ છે, તેમાં કોઈ ખામી નથી, તો એ ગાયની કુરબાની કરાહત વગર જાઈઝ છે. પહેલા જો દૂધ કાઢયું છે. તો તેનાથી કુરબાનીમાં કોઈ વાંધો નહીં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) જો કુરબાનીનું જાનવર ગર્ભવતી હોય

## (૩૪) કુરબાનીમાં અકીકાનો હિસ્સો રાખી શકીએ કે નહીં ?

**સવાલ (૧૯૦૪) :** (૧) એક વ્યકિતએ કુરબાની માટે ગાય રાખી. તેને ખબર ન હતી કે ગાય ગર્ભવતી છે. જયારે કુરબાની કરી તો તને ઝબહ કરવા પર તેમાંથી મુર્દુ બચ્ચું નિકળ્યું. તો તેને ગાયની કુરબાની પછી મુર્દા બચ્ચાની પણ કુરબાની કરી, તો તેનો શું હકુમ છે ?

(૨) કુરબાનીના જાનવરમાં અકીકાનો હિસ્સો રાખી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ગાય, બકરી, ઊંટણી અને ભેંસ વગેરેને ઝબહ કરવા પર તેમાંથી જો મુર્દુ બચ્ચું નીકળે, તો ઈમામ અબૂ હનીફા (રહ.)ના કથન પ્રમાણે તેને ખાવું હરામ છે. જો જીવંત નીકળે તો તેને ખાવું જાઈઝ છે, એટલે વર્ણન કરેલ મુર્દા બચ્ચાને ઝબહ કરવાથી કોઈ ફાયદો નથી. એ બચ્ચાને ખાવું હરામ છે. પરંતુ ગાયની કુરબાની સહીહ થઈ જશે. કારણ કે કુરબાની કરનારાને તે ગર્ભવતી છે તેવી ખબર ન હતી.

(મજમઉલ અન્હુર : ૨ / ૫૧૨)

(૨) કુરબાનીના જાનવરમાં ૧–૨–૩ જેટલા હિસ્સા અકીકાના રાખવા માંગે, તો રાખી શકે છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) કુરબાનીનું જાનવર બદલવું

**સવાલ (૧૯૦૫) :** મેં કુરબાની માટે એક ગાય ખરીદી, ઈદથી બે ચાર દિવસ પહેલા મને ખબર પડી કે આ ગાયથી ફિતનો અને ઝઘડો થશે. એટલા માટે કે અમારા વિસ્તારમાં ગાયની કુરબાની જ થતી નથી અને જો થાય છે કે તો ખૂબ જ છુપી રીતે થાય છે. તો મેં તેના બદલામાં પાડાની કુરબાની કરી, તો કુરબાની અદા થઈ ગઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માલદાર વ્યકિત કુરબાનીનું જાનવર ખરીદયા પછી પણ બદલી શકે છે, એટલે પુછેલી સુરતમાં કુરબાની સહીહ થશે. પરંતુ ગાયને વેચ્યા પછી જો એટલી રકમ આવી કે પાડો ખરીદી શકાય અથવા ઓછી આવી તો કોઈ વાંધો નથી. હાં જો પાડાની કિંમતથી વધારે આવી તો એ વધારાની રકમનો સદકો કરવો જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) કુરબાની માટે નક્કી જાનવરને બદલે બીજું જાનવર ઝબહ કરવું

**સવાલ (૧૯૦૩) :** ઉમરે કુરબાની માટે એક મોટુ જાનવર ખરીદીને ઝૈદને આપ્યું જેથી તે કુરબાની કરીને ગામમાં વહેંચી દે, હવે થયું એવું કે થોડા દિવસો પછી (બકરી ઈદ પછી) ઉમરનું ઝૈદના ગામમાં જવાનું થયું, તો તેણે ઝૈદને આપેલું કુરબાનીનું જાનવર ઝૈદના આંગણામાં જોયું, તેણે આશ્ચર્ય થયું, તેણે પૂછયું કે આ જાનવર હજુ સુધી અહીંયા કેમ છે ? તો ઝૈદે જવાબ આપ્યો કે આપનું જાનવર મારા છોકરાને પસંદ આવી ગયું, તો અમે એ જાનવર રાખી લીધું અને તેની જગ્યાએ બીજા જાનવરની કુરબાની કરી દીધી, તો શું આ રીતે કરવામાં આવેલી કુરબાની દુરુસ્ત છે ? અને કુરબાની કરાવનાર (ઉમર)ની કુરબાની અદા થઈ ગઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની દુરુસ્ત થઈ નથી. (ફતાવા હિન્દિય્યહઃ ૫/ ૩૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن جابر رضي الله عنه- ، قال : قال رسول الله -صلى الله عليه وسلم- : لاتذبحوا إلا مسنة ، إلا أن يعسر عليكم ، فتذبحواجذعة من الضأن

**તર્જુમો : હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : તમે બે દાંતો સિવાય ઝબહ ન કરો, પરંતુ તમારી ઉપર સખત તંગી હોય તો એક વર્ષના ઘેટા, દુમ્બાની કુરબાની કરી લો.** (મુસ્લિમ : ૨ / ૧૫૫, હદીસ નં. ૧૩ – ૧૯૬૩)

# કુરબાનીના જાનવરની ઉમરનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# કુરબાનીના જાનવરની ઉમરનું બયાન

## (૧) કુરબાનીના જાનવરની ઉમર અને દાંતની નિશાની

**સવાલ (૧૯૦૭) :** એક ગેર મુસ્લિમ પાસેથી અમે કુરબાનીનો એક બકરો ખરીદયો, ઘરે આવ્યા પછી અમુક લોકોએ કહયું કે આ બકરો વર્ષનો નથી, કારણ કે તેના દાંત નીકળ્યા નથી. જયારે કે અમારો અનુભવ છે કે ઘણાં બકરાઓને આ દાંત સવા વર્ષ પછી પણ નીકળે છે અને જે ગેર મુસ્લિમ પાસેથી અમે બકરો ખરીદયો છે, તે અમને એક વર્ષની ઉપરનો બતાવે છે અને જોવામાં પણ એ બકરો એક વર્ષનો લાગે છે. તો આ સિલસિલામાં શરઈ હુકમ શું છે ? એ બકરાની કુરબાની જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના જાનવર વિશે હદીસ શરીફમાં બે શબ્દો આવ્યા છે. "ષન્ના" તેનો અર્થ દાંતવાળુ હોવું, કારણ કે જાનવરના નીચેના દાંત જોવામાં આવે છે અને બીજો શબ્દ "મુસન્નહ" તેનો અર્થ દાંતવાળુ અને ઉમરવાળુ બંને થાય છે .

માટે બકરો એક વર્ષનો, ગાય, ભેંસ બે વર્ષના અને ઊંટ ઓછામાં ઓછું ચાર વર્ષનું અને એક રિવાયત પ્રમાણે ૫ વર્ષનું હોવું જોઈએ. પરંતુ ઘેટુ અને દુમ્બું ૭ – ૮ મહિનાનું હોય અને વર્ષનું લાગતું હોય, તો તેની કુરબાની જાઈઝ છે. બાકી જાનવરમાં એક દિવસ પણ ઓછું હોય, તો કુરબાની જાઈઝ નથી. વર્ણન કરેલી ઉમર બરાબર હોવી જરૂરી છે અને તેનાથી વધારે ઉમર હોય તો બહેતર છે.

(બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૦)

પરંતુ અલ્લાહની કુદરત એ છે કે અમુક જાનવરોની ઉમર પુરી થઈ ગયા છતાં દાંત નીકળતા નથી, માટે ઉમર નક્કી કરવામાં દાંત હોવા જરૂરી નથી. જો તમને જાનવરની ઉમર વિશે જ્ઞાન અને યકીન હોય અથવા કોઈ દીનદાર મુસલમાન તેના વિશે ખબર આપે, તો દાંત વગરના જાનવરની પણ કુરબાની જાઈઝ છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૪ / ૩૬૪–૩૬૫) **ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.**

# (૨) દાંત વગરના જાનવરની કુરબાની

**સવાલ (૧૯૦૮) :** એક જાનવર એવું છે, તેની ઉમર લગભગ અઢી વર્ષની છે. પરંતુ તેના દાંત નથી. શું તેની કુરબાની જાઈઝ છે ?

**નોંધ :** બહિશ્તે સમરના બીજા હિસ્સામાં આ મસ્અલો છે કે જે જાનવરના દાંત ન હોય, તેની કુરબાની જાઈઝ નથી અને જો દાંત તો નીકળ્યા હોય, પરંતુ બાદમાં પડી ગયા હોય અને જેટલા પડયા હોય તેનાથી વધારે બાકી હોય, તો જાઈઝ નહીં, તો નાજાઈઝ. સવાલ એ છે કે શું આ મસ્અલાથી દલીલ દુરુસ્ત છે, અથવા આ મસ્અલો મોટા જાનવરો માટે છે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દાંતો દ્વારા જાનવરોની ઉમરની ઓળખ થાય છે બે દાંતવાળો બકરો, બકરી, અથવા ઘેટું એક વર્ષથી ઓછું નહીં. એવી રીતે ગાય, ભેંસની ઉમર બે વર્ષથી ઓછી હોતી નથી, હાં, એવું શકય છે કે બકરો, બકરી વર્ષનો અને ગાય, ભેંસ બે વર્ષના થઈ જાય છતાં દાંત ન નીકળ્યા હોય.

જો કે કુરબાની દુરુસ્ત થવા માટે જાનવરની નક્કી કરેલી ઉમર પુરી હોવી જરૂરી છે. એટલા માટે દાંતોને ઉમર હોવા માટે નિશાની રૂપે ગણવામાં આવે છે. જો કોઈ જાનવર વિશે નક્કી કરેલી ઉમરનું પુરુ યકીન હોય અને તેના દાંત ન નીકળ્યા હોય, તો તેની કુરબાનીમાં કોઈ વાંધો નથી. (કિફાયતુલ મુફતી : ૮ / ૨૧૬,૨૧૭)

જો તે તમારુ જાનવર અઢી વર્ષનું છે, એટલા માટે તેમાં કોઈ શંકા કરવાની જરૂરત નથી.

દાંત વગરના જાનવર વિશે (આલમગીરી : ૫ / ૧૧૪, બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૫) માં લખ્યું છે કે જાનવરના દાંત ન હોય, પરંતુ તે ઘાસચારો ચરતું હોય, તો તેની કુરબાની જાઈઝ છે. આલમગીરીમાં તેને સહીહ કહેવામાં આવ્યું છે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૮)

રહી વાત બહિશ્તે સમરની, તો આ મસ્અલામાં બે ભાગ છે, પહેલા ભાગમાં એ વાત કહેવામાં આવે છે કે જો કોઈ જાનવરના દાંત ન નીકળ્યા હોય, તો તેની કુરબાની દુરુસ્ત નથી, કારણ કે શરીઅત તરફથી નકકી કરેલી ઉમર પુરી થઈ નથી. અને બીજા ભાગમાં આ વાત કહેવામાં આવી છે કે જો કોઈ જાનવરના દાંત તો નીકળ્યા હોય પરંતુ ઉમર વધુ હોવાને કારણે પડી ગયા હોય, તો જોવામાં આવશે કે

પડેલા દાંત ઓછા છે કે વધારે, જો ઓછા છે, તો તેની કુરબાની દુરુસ્ત થશે. નહીં તો નહીં. આ મસ્અલો આલમગીરીના કથનની વિરુદ્ધ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જે ગાયના દાંત પડી ગયા હોય, તેની કુરબાનીનો હુકમ

**સવાલ (૧૯૦૯) :** ગાયની કુરબાની કરવી હોય, તો તેના કેટલા દાંત હોવા જરૂરી છે ? અમુક દાંત તુટી ગયા હોય તો શું હુકમ છે ? અમે કુરબાની માટે એક ગાય ખરીદી છે. તેના છ દાંત છે, બે પડી ગયા છે, એવી ગાયની કુરબાની કરવી કેવી છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની સહીહ થવા માટે જાનવરની ઉમર જોવામાં આવે છે, ન કે તેના દાંતને, દાંત તો ઉમર માટે એક નિશાની છે. ઊંટ પાંચ વર્ષનું, ગાય, ભેંસ બે વર્ષનું અને બકરી અથવા બકરો એક વર્ષનો હોવો જરૂરી છે. તેનાથી ઓછી ઉમરવાળાની કુરબાની દુરુસ્ત નથી. (મુસ્લિમ : ૨ / ૧૫૫, હદીસ નં. ૧૩–૧૯૬૩)

દાંતોથી ઉમરનો સહીહ અંદાજો કરી શકાતો નથી. પરંતુ દાંત પડી ગયા હોય અને વધુ દાંત મોજુદ હોય, તેનાથી જાનવર પેટ ભરીને ચરી શકે છે અને દાંત પડી જવાને લીધે ચરવામાં કોઈ ખલેલ ન પડે, તો એવા જાનવરની કુરબાની જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ગઈ બકરી ઈદમાં જન્મેલા બકરાની આ વર્ષે કુરબાની કરવી

**સવાલ (૧૯૧૦) :** મોહતરમ મુફતી સાહેબ ! ગયા વર્ષે બકરી ઈદમાં એટલે ૧૦–૧૧ ઝિલહજ્જમાં જન્મેલા બકરાની આ વર્ષે બકરી ઈદમાં કુરબાની કરવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એહતિયાત જરૂરી છે. હઝરત મવલાના ઈસ્માઈલ બિસ્મિલ્લાહ (રહ.) નો ફતવો એ હતો કે ૧૦ ઝિલહજ્જમાં બકરાની પેદાઈશથી (આગલા વર્ષે ૧૦ ઝિલ હજ્જ સુધી) વર્ષ પુરુ થતું નથી. માટે તેની કુરબાની જાઈઝ નથી. (બદાઈઉ સ્સનાઅઈ : ૫ / ૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કુરબાનીના દિવસોમાં પેદા થયેલું જાનવર આગલા વર્ષે કુરબાની માટે જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૧૯૧૧) :** કુરબાનીના દિવસોમાં પેદા થયેલું જાનવર દા.ત. બકરો, બકરી, ઘેટું, દુમ્બુ વગેરે બકરી ઈદના દિવસોમાં ૧૦,૧૧,૧૨ તારીખે પેદા થયું, એવી રીતે મોટું જાનવર એ દિવસોમાં પેદા થયું હોય અને બંને પ્રકારના જાનવર ઈદની નમાઝથી પહેલા પેદા થયા હોય, તો આવતા વર્ષે તે ૧૦ તારીખે પેદા થનારું જાનવર ૧૧ અને ૧૨ તારીખે એક અથવા બે વર્ષનું કહેવાશે કે નહીં ? અને તેની કુરબાની દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચાંદ પ્રમાણે વર્ષના કુલ ૩૫૪ દિવસ, આઠ કલાક અને ૪૧ મિનીટ થાય છે.

સૂર્ય પ્રમાણે અગિયાર દિવસ વધારે થાય છે, અથવા અગિયાર દિવસ પાંચ કલાક અને ૫૫ મિનિટ વધારે થાય છે. (અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૫ / ૨૬૦) એ પ્રમાણે જયારે ૧૦–૧૧–૧૨ ઝિલહજ્જમાં પેદા થયું અને દરેક મહિનાને ૩૦ દિવસ ગણવામાં આવે, તો વર્ષ પુરુ નહીં થાય, એટલે એવા જાનવરની કુરબાની ન કરવી જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) એક વર્ષમાં એક દિવસ ઓછી ઉમરના બકરાની કુરબાની

**સવાલ (૧૯૧૨) :** મારા મિત્રને ત્યાં એક બકરો છે, જે ઝિલહજ્જની ૧૪ તારીખે પેદા થયો હતો. એટલે ઈદ ખતમ થતા એક દિવસ પછી, સવાલ એ છે કે શું આ વર્ષે તેની કુરબાની થઈ શકે છે કે નહીં ? જો ઈદના ત્રીજા દિવસે પણ કુરબાની કરીએ તો પણ વર્ષ પુરુ થતા એક દિવસ બાકી રહી જાય છે. જોવામાં જાનવર એક વર્ષનું લાગે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બકરા અથવા બકરીની કુરબાની સહીહ થવા માટે જરૂરી છે કે તેની ઉમર એક વર્ષ પુરી હોય, આપના લખવા પ્રમાણે ૧૪ ઝિલહજ્જે બકરો પેદા થયો છે. માટે તેની ઉમર એક વર્ષ પુરી થઈ નથી. એટલે એ બકરાની કુરબાની આ વર્ષે સહીહ નહીં થાય. (બદાઈઉસ્સનાઈઅઃ ૫/૭૦, ફતાવા હિન્દિય્યહઃ ૫/૨૯૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

جندب بن سفيان البجلي ، قال : شهدت النبي -صلى الله عليه وسلم- يوم النحر ، فقال : من ذبح قبل أن يصلي فليعد مكانها أخرى ، ومن لم يذبح فليذبح .

**તર્જુમો : હઝરત જુન્દુબ ઈબ્ને સુફિયાન કહે છે : કુરબાનીના દિવસે રસૂલુલ્લાહ (સલ.) ની સેવામાં હું હાજર હતો. હુઝૂર (સલ.) એ કહયું હતું કે જે માણસે નમાઝ પહેલા કુરબાની કરી તે બીજીવાર કુરબાની કરે અને જે માણસે ન કરી હોય તે હવે કરી લે.**

**(બુખારી : ૨ / ૮૩૪, હદીસ નં. ૫૫૬૨, મુસ્લિમ :૨ / ૧૫૩, હદીસ નં. ૨–૧૯૬૦)**

# કુરબાની, દિવસો, વખત, સ્થાન અને કઝાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# કુરબાની, દિવસો, વખત, સ્થાન અને કઝાનું બયાન

## (૧) કુરબાનીના દિવસો

**સવાલ (૧૯૧૩) :** બકરી ઈદના કેટલા દિવસો છે ? ત્રણ દિવસ અથવા સાડા ત્રણ દિવસ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ત્રણ દિવસ છે, ૧૦,૧૧, એ ૧૨ મી ઝિલહજ્જ.

૧૨ મી ઝિલહજ્જે ગુરૂબથી પહેલા સુધી કુરબાની કરી શકે છે. ત્યાર પછી કુરબાની કરવી દુરુસ્ત નથી. એ તફસીલથી એ વાત સાબિત થઈ ગઈ કે કુરબાની સાડા ત્રણ દિવસ નથી. ત્રણ દિવસ (૧૨મી) પછી કુરબાની કરી, તો અદા નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કુરબાનીનો આખરી દિવસ ખતમ થવાથી ૫ અથવા ૧૦ મિનિટ પહેલા જાનવર ઝબહ કરવું

**સવાલ (૧૯૧૪) :** બકરી ઈદના મોકા પર કુરબાનીનો આખરી દિવસ ખતમ થવાથી ૫ અથવા ૧૦ મિનિટ પહેલા કુરબાનીનું જાનવર ઝબહ કરવામાં આવે અને પછી ગોશ્ત વહેંચવામાં આવે, તો કુરબાની સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની અદા થઈ જશે. માત્ર કુરબાનીનો વખત હોવો જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) સઉદી અરબમાં રહેનારાએ અહીંયા ઈન્ડિયામાં કુરબાની કરવી

## (૪) નાબાલિગની કુરબાનીનો હુકમ

**સવાલ (૧૯૧૫) :** એક વ્યકિત સઉદી અરબમાં રહે છે. તેને હજ ફર્ઝ અદા કરી લીધી અને બીજી વખતે હજમાં જવા માંગે છે અને તેને પોતાની બકરી ઈદની

વાજિબ કુરબાની અહીંયા ઈન્ડિયામાં રાખી છે, તો શું મક્કામાં પણ તેને વાજિબ કુરબાની અદા કરવી પડશે ?

તેમજ એ વ્યકિત પોતાની ફેમિલી સાથે હજમાં જઈ રહયો છે. તેની સાથે એક નાની છ વર્ષની છોકરી પણ છે. પત્ની અને તેની છોકરીની વાજિબ કુરબાની પણ અહીંયા ઈન્ડિયામાં રાખવામાં આવી છે. તો મક્કામાં તેની કુરબાની વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બકરી ઈદની વાજિબ કુરબાની અદા કરવા માટે કોઈ જગ્યા નક્કી નથી. ઈંગ્લેન્ડ, કેનેડા અને અમેરિકામાં રહેનારો વ્યકિત અહીંયા ઈન્ડિયામાં કુરબાની કરી શકે છે, માટે સઉદી અરબમાં રહેનારાએ ઈન્ડિયામાં કુરબાની કરવી જાઈઝ છે. (અલ મુહીતુલ બુરહાની : ૬ /૯૧) (અને આ કુરબાની તેને કાફી થશે. અલગથી બીજી કરવાની જરૂરત નથી.)

અને ઓરતની કુરબાની પણ જેમકે ઉપર વર્ણન થયું, અહીંયા ઈન્ડિયામાં અદા થઈ જશે.

અલબત્ત છ વર્ષની છોકરીની કુરબાનીમાં એ તફસીલ છે કે જો તેના પોતાના માલથી કુરબાની કરી છે, તો બધો ગોશ્ત સદકો કરવો જરૂરી છે અને જો પિતાએ પોતાના માલથી કરી છે, તો તેમાં સદકો જરૂરી નથી. (બહરુર્રાઈક : ૮ / ૧૯૮, અલ મુહીતુલ બુરહાની : ૬ /૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હાજીની કુરબાની : અગત્યના મસાઈલ

**સવાલ (૧૯૧૬) :** અમારા ગામ 'કોસાડી' થી એક સાહેબ હજમાં ગયા, તેમની બકરી ઈદની કુરબાની અહીયાં ગામમાં તેમના રિશ્તેદાર કરીલે, તો એ હાજી સાહેબની કુરબાની થઈ શકે છે કે નહીં ? તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો એ હાજી સાહેબે પોતાના રિશ્તેદારોને તેની ઈજાઝત આપી છે, તો કુરબાની અદા થઈ જશે અને હજમાં કોઈ નુકસાન નહીં આવે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૭) પરંતુ આ મસ્અલાને સારી રીતે સમજવા માટે નીચેના મસાઈલ સમજવા જરૂરી છે.

(૧) કુરબાની એક ઈબાદત છે માટે તેમાં નિય્યત જરૂરી છે.

(બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૧)

(૨) વાજિબ કુરબાની જેના જિમ્મે હોય, તેની ઈજાઝત વગર તેના તરફથી કોઈ બીજો કુરબાની કરે, તો વાજિબ અદા થશે નહી. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૩)

(૩) મોટા જાનવરમાં વાજિબ કુરબાની બીજા તરફથી ઈજાઝત વગર કરવામાં આવશે, તો બધા હિસ્સેદારોની કુરબાની રદ થશે અને બધાને નવેસરથી કુરબાની કરવી પડશે. (ફતાવા કાઝીખાન : ૩ / ૩૫૦)

(૪) કુરબાનીના દિવસોમાં ૯ મી ઝિલહજ્જથી પહેલા મક્કા મુકર્રમામાં ૧૫ દિવસ રોકાવવાની નિય્યત હોય, તો મુકીમ બની જવાથી તેની ઉપર કુરબાની વાજિબ થશે. નહીં તો તેની ઉપર કુરબાની વાજિબ થશે નહીં. (બદાઈઉસ્સનાઈઅ: ૧/૯૭)

(૫) વર્ણન કરેલી કુરબાની મક્કા મુકર્રમામાં કરવી જરૂરી નથી. (કયાં પણ કરી શકાય છે.) (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૬)

(૬) જો પોતાના વતનમાંથી કોઈને કહે અને તે કુરબાની કરી દે, તો કુરબાની અદા થઈ જશે અને હજમાં કોઈ નુકસાન નહીં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૬)

(૭)પરંતુ કારિન અને મુતમત્તેઅ પર જે કુરબાની વાજિબ છે (એટલે હજની કુરબાની) તે હરમમાં જ કરવી જરૂરી છે. (મજમઉલ અન્હુર : ૧ / ૩૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) હાજી હજ દરમિયાન પોતાના દેશમાં કુરબાની કરાવે અથવા મક્કામાં કુરબાની કરે ?

**સવાલ (૧૯૧૭) :** એક વ્યકિત અરબ દેશમાં નોકરી કરે છે. આ વર્ષે તેના માલિકે તેને હજની ઈજાઝત આપી છે. પરંતુ હાજીઓને કુરબાની માટે જે જાનવર મળે છે, તે ખૂબ જ મોઘું મળે છે, તો હાજી પોતાના દેશમાં કુરબાની કરાવી શકે છે અથવા ત્યાં જ કરવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હાજી હજના દિવસોમાં મુકીમ હોય, એવી રીતે કે હજથી પહેલા મક્કા મુકર્રમામાં ૧૫ દિવસ રહેવાનો ઈરાદો હોય, અથવા ૧૫ દિવસ થઈ ગયા હોય, તો તેની ઉપર સાહિબે નિસાબ હોવાને કારણે કુરબાની વાજિબ થશે અને આ કુરબાની વતનમાં પણ કરી શકાય છે, પરંતુ ૧૫ દિવસ મક્કા મુકર્રમામાં ન રહે અને ન ૧૫ દિવસ રહેવાનો ઈરાદો હોય, તો મુસાફિર હોવાને કારણે કુરબાની વાજિબ થશે નહીં, પરંતુ તમત્તુઅ અને કિરાનના એહરામને લીધે જે કુરબાની વાજિબ થશે, તેને મીનામાં અદા કરવી જરૂરી છે. તેને વતનમાં કરવી જાઈઝ નથી. ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## (૭) નાના ગામમાં જયાં ઈદની નમાઝ થતી હોય, નમાઝથી પહેલા કુરબાની કરવી

**સવાલ (૧૯૧૮) :** મોહતરમ હઝરત મુફતી સાહેબ ! અમારા ગામ "મહુવેજ"માં જુમ્આની નમાઝ થતી નથી. પરંતુ ઈદની નમાઝ થાય છે અને લોકો બરાબર આ નમાઝ પઢવા માટે આવે છે. હવે સવાલ એ છે કે બકરી ઈદના મોકા પર ઘણાં લોકો સુબ્હે સાદિક પછી અને ઈદની નમાઝ પઢવાથી પહેલા જાનવર ઝબહ કરી લે છે. તો તેમની આ કુરબાની, જયારે કે ગામમાં ઈદની નમાઝ થાય છે, નમાઝથી પહેલા દુરુસ્ત છે કે નહીં ? ઉમ્મીદ છે કે જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાના ગામમાં ઈદની નમાઝ વાજિબ નથી, એવી રીતે જુમ્આ પણ જાઈઝ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૩૭) એવા ગામમાં સુબ્હે સાદિક પછી કુરબાની કરવી જાઈઝ છે. જે લોકો ગામમાં ઈદની નમાઝ નથી પઢતા, તેઓ સુબ્હે સાદિક પછી કુરબાની કરી શકે છે અને જે લોકો ઈદની નમાઝથી પહેલા કુરબાની કરે છે અને ઈદની નમાઝ પણ ગામમાં પઢે છે. હાલાંકે ત્યાં ઈદની નમાઝ વાજિબ નથી, તો તેઓ જાણીજોઈએ ગુનાહનું કામ કરે છે. કારણ કે તે હકીકતમાં નફલ નમાઝ થશે અને જમાત સાથે નફલ નમાઝ પઢવી મકરૂહ છે. પરંતુ તેઓ જાઈઝ સમજીને નમાઝ પઢે છે, એટલે એવા લોકોની નમાઝથી પહેલા કરવામાં આવેલી કુરબાની જાઈઝ નહીં થાય. (બુખારી : ૧ / ૮૩૪, હદીસ નં. ૫૫૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) કોઈ શહેરી વ્યકિત પોતાની કુરબાની ગામડામાં મોકલી દે, તો તેના માટે ત્યાં હાજર રહેવું જરૂરી નથી

**સવાલ (૧૯૧૯) :** જે ગામડાઓમાં ઈદની નમાઝ થતી નથી, ત્યાં શહેરનો વ્યકિત ઈદના દિવસે સુબ્હે સાદિક પછી કુરબાની માટે જાનવર મોકલી દે તો શું કુરબાની કરનારાએ કુરબાનીની જગ્યાએ (ગામમાં) હાજર રહેવું જરૂરી છે ? અને શહેરનો વ્યકિત આ રીતે કુરબાની કરે, તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની કરનારાનું ત્યાં હાજર રહેવું જરૂરી નથી. તે શહેરમાં હોય અને તેની કુરબાની વર્ણન કરેલી સુરત પ્રમાણે ગામડામાં કરવામાં આવે તો જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) જયાં ઈદની નમાઝ થતી નથી ત્યાં ફજરથી પહેલા કુરબાની કરવી

**સવાલ (૧૯૨૦) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં....

જે ગામમાં જુમ્આ અને ઈદની નમાઝ થતી નથી, ત્યાં બકરી ઈદમાં કુરબાની કરવી સુબ્હે સાદિક પછી કયારે જાઈઝ છે ? શું ફજરની નમાઝ પહેલા પણ કરી શકાય છે અથવા ફજર પછી કરવી જરૂરી છે ? એવી રીતે જે નાના ગામડામાં ઈદની નમાઝ થાય છે અને બે–ચાર લોકો સિવાય બધા લોકો ઈદની નમાઝ પઢે છે, તો એ ગામમાં ઈદની નમાઝ પહેલા કુરબાની જાઈઝ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નાના ગામમાં જુમ્આની નમાઝ જાઈઝ નથી, અને ઈદની નમાઝ વાજિબ નથી, માટે જો ત્યાંના લોકો ઈદની નમાઝ ન પઢતા હોય અથવા પઢતા હોય, પરંતુ અમુક લોકો ન પઢતા હોય, તો જે લોકો ઈદની નમાઝ નથી પઢતા તેમના માટે સુબ્હે સાદિક પછી કુરબાની કરવી જાઈઝ છે. (બહરુર્રાઈક : ૮ / ૧૯૯)

પરંતુ ઉલમાએ કિરામે લખ્યું છે કે રાત્રે કુરબાની કરવી મકરૂહ છે. કારણ કે અંધારામાં શકય છે કે કોઈ રગ (નસ) કાપવાની રહી જાય, માટે નાના ગામમાં જો લોકો ઈદની નમાઝ ન પઢતા હોય, તો (તે સુબ્હે સાદિક પછી તરત જ કુરબાની ન કરે) ફજરની નમાઝ પછી કુરબાની કરવી બહેતર છે. જેથી અજવાળામાં જાનવર સારી રીતે ઝબહ થઈ શકે અને રગો કાપવામાં કોઈ શંકા બાકી ન રહે. અને જે લોકો ઈદની નમાઝ પઢે છે. તેમણે જોઈએ કે તેઓ ઈદની નમાઝ પછી જ કુરબાની કરે. (બહરુર્રાઈક : ૮ / ૨૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) જે ગામમાં જુમ્આ થતી નથી, ત્યાં કુરબાની ફજરની નમાઝ પછી કરવામાં આવે કે બાદમાં ?

**સવાલ (૧૮૨૧) :** અમારા ગામમાં જુમ્આ થતી નથી, ઈદની નમાઝ માટે અમે

મોસાલી જઈએ છીએ, તો અમે પોતાના ગામમાં કુરબાની કયારે કરીએ ? સુબ્હે સાદિક પછી કે ફજરની નમાઝ પછી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે નાના ગામોમાં જુમ્આ અને ઈદની નમાઝ સહીહ નથી, ત્યાં ૧૦મી ઝિલ હજ્જે સુબ્હે સાદિક પછી કુરબાની જાઈઝ છે.

પરંતુ અંધારામાં કુરબાની કરવી મકરૂહ છે, એટલે ફજરની નમાઝ જમાત સાથે અદા કર્યા પછી કુરબાની કરવી બહેતર છે. જેથી કુરબાની કરવામાં ફજરની જમાત છુટી ન જાય અને અજવાળુ પણ થઈ જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) એક મહોલ્લાની મસ્જિદમાં ઈદની નમાઝ પછી બીજા મહોલ્લાવાળાઓ એ કુરબાની કરવી

**સવાલ (૧૯૨૨) :** શહેરમાં ઘણી મસ્જિદો હોય છે, વરસાદની મોસમમાં તેમાં ઈદની નમાઝ થાય છે, કોઈ એક મહોલ્લાની મસ્જિદમાં જો સવારે જલ્દી નમાઝ થઈ ગઈ, તો બીજા મહોલ્લાના લોકો માટે પોતાની કુરબાની કરવી જાઈઝ થશે કે નહીં ? અથવા તેમણે પોતાના મહોલ્લાની મસ્જિદમાં નમાઝ અદા કરીને જ કુરબાની કરવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે કોઈએ ઈદની નમાઝ અદા કરી લીધી. તો તેની કુરબાની સહીહ થઈ જશે, ભલે તેણે પોતાની મસ્જિદમાં નમાઝ અદા કરી હોય, અથવા બીજા મહોલ્લાની મસ્જિદમાં, એવી રીતે જે મહોલ્લાની મસ્જિદમાં નમાઝ થઈ ગઈ છે, અને તે મહોલ્લાના કોઈ વ્યકિતએ નમાઝ નથી પઢી, તો તેની પણ કુરબાની સહીહ થઈ જશે.

પરંતુ જે મહોલ્લામાં નમાઝ બિલ્કુલ નથી થઈ અને એ મહોલ્લાવાળાઓએ કોઈ બીજી મસ્જિદમાં પણ નમાઝ પઢી નથી, તો તેમની કુરબાની સહીહ થશે નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) શું તે વ્યકિત ઝવાલ પછી કુરબાની કરે, જેની બકરી ઈદની નમાઝ છુટી ગઈ ?

**સવાલ (૧૯૨૩) :** એક વિશ્વાસુ આલિમનું કથન છે કે જે વ્યકિતએ બકરી ઈદની

નમાઝ ન પઢી હોય અથવા તેની ઈદની નમાઝ છુટી ગઈ હોય, તો એવો વ્યકિત દિવસે ઝવાલ (ઈદની નમાઝનો વખત ખતમ થયા) પછી કુરબાની કરે.

એવી રીતે જો કસાઈએ પણ ઈદની નમાઝ નથી પઢી, તો તે કોઈ બીજાની કુરબાનીના જાનવરના ગળા પર છરી ફેરવી શકતા નથી. સવાલ એ છે કે શું આ બંને વાતો શરીઅતની દ્રષ્ટિએ દુરુસ્ત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલા બંને મસ્અલાઓ ગલત છે. જે જગ્યાએ બકરી ઈદની નમાઝ થાય છે ત્યાં ઈદની નમાઝ પછી કુરબાની જાઈઝ છે. જો માલિક (કુરબાની કરાવનાર) અથવા કસાઈએ નમાઝ ન પઢી હોય, તો તે ગુનેહગાર થશે. પરંતુ તેમની કુરબાની થઈ જશે અને કસાઈનું ઝબહ કરવું પણ જાઈઝ છે. ભલે તેને નમાઝ ન પઢી હોય, અને આલિમનું આપે જે કથન બયાન કર્યુ છે. એ અસલમાં આ રીતે હશે કે જો પુરી વસ્તીએ ઈદની નમાઝ ન પઢી હોય, તો હવે ઝવાલ સુધી કુરબાની થઈ શકતી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) નાના ગામમાં ઈદની નમાઝ અને કુરબાનીનો હુકમ

**સવાલ (૧૯૨૪) :** (૧) નાના ગામમાં ઈદુલ અઝહાની નમાઝ જાઈઝ છે કે નહીં?

(૨) શું ઈદુલ અઝહાની નમાઝથી પહેલા અને ફજરની નમાઝ પછી કુરબાની જાઈઝ છે કે નહીં ?

(૩) મય્યિતને ગુસલ આપનારો, ગુસલ આપતી વખતે માત્ર કોગળા અને નાકમાં પાણી ચઢાવી લે, તો શું મુર્દાના ગુસલ તરફથી કાફી થઈ જશે અને તેની નમાઝે જનાઝા પઢવી દુરુસ્ત થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) નાના ગામમાં જુમ્આ અને ઈદની નમાઝ દુરુસ્ત નથી.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૧૩૬)

(૨) નાના ગામમાં કુરબાની ૧૦ ઝિલહજ્જની સુબ્હે સાદિકથી કરી શકાય છે. પરંતુ અંધારાને બદલે અજવાળામાં કરે તો અફઝલ છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬/૩૧૮)

(૩) ગુસલ કરાવનારાએ જાતે કોગળા અને નાકમાં પાણી નાંખવાથી, મય્યિત તરફથી કોગળા અને નાકમાં પાણી નાંખવા સમાન નહીં થાય. આમ તો મય્યિત માટે કોગળા અને નાકમાં પાણી નાંખવું જરૂરી નથી. માત્ર રૂ અથવા બારીક

કપડું પાણીમાં ભીગવીને મય્યિતના દાંત, મોઢા અને નાકમાં ફેરવી દે અને જો એવું ન કર્યુ તો પણ ગુસલ થઈ જશે અને નમાઝમાં પણ કોઈ વાંધો નથી. મય્યિતને ગુસલ આપ્યા પછી ગુસલ આપનારાએ ગુસલ કરી લેવું મુસ્તહબ છે. (અલ જવાહિરતુ ન્નય્યિરહ : ૧ / ૧૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) કુરબાનીના દિવસો ખતમ થવા પર કુરબાનીના જાનવરનું શું કરવામાં આવે ?

**સવાલ (૧૯૫૨) :** કુરબાની માટે ખરીદેલી ગાયની બિન મુસ્લિમોથી લડાઈ થવાથી કુરબાનીના દિવસોમાં કુરબાની ન થઈ શકી, તો હવે એ જાનવરને શું કરવામાં આવે? જો તેને ઝબહ કરીએ, તો તેનું ગોશ્ત બધા ખાઈ શકે છે અથવા માત્ર સદકો અને ઝકાતના હકદારને ખવડાવવું જોઈએ ? આ હાલતમાં કુરબાનીનો સવાબ હાસિલ થશે કે નહીં ? જો ઝબહ ન કરે તો આવતા વર્ષ માટે રાખીએ શકીએ છીએ કે તેને વેચી દઈએ ? તેમજ કુરબાની અને અકીકાની નિય્યત કરી હોય તો શું કરીએ ? જાનવર વેચવાની સુરતમાં રૂપિયા ગરીબોને આપી દેવામાં આવે અથવા જાતે રાખી લે. શરઈ મસ્અલાની સમજુતી આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના દિવસો ખતમ થતા જીવંત જાનવર ગરીબોમાં સકદો કરી દે. અથવા જેટલી કિંમતમાં જાનવરને ખરીદયું છે, એટલી કિંમત ગરીબોમાં સદકો કરી દે. કુરબાનીની જવાબદારી પુરી થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૮)

જો જાનવરને ઝબહ કરે તો ગોશ્ત ગરીબોને સદકો કરવું જરૂરી છે. માલદાર ને આપવું જાઈઝ નથી, પરંતુ એ સુરતમાં જાનવરની કિંમત ઝબહ કરવાથી જે કિંમત ઓછી થશે. તેનો સદકો કરવો જરૂરી છે. દા.ત. જાનવરની કિંમત ૭૦૦ રૂપિયા છે અને ગોશ્ત, પાયા વગેરેની બજાર કિંમત ૬૦૦ રૂપિયા થઈ, તો ૧૦૦ રૂપિયાનો સદકો કરવો જરૂરી છે. એટલે બહેતર એ છે કે જીવતુ જાનવર ગરીબોને સદકો કરી દે અથવા જે ખરીદ કિંમત છે, તેને સદકો કરી દે. અકીકો આ સુરતમાં અદા થશે નહીં. (બદાઈઉસ્સનાઈઅ: ૫ / ૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) કુરબાનીના દિવસો ખતમ થયા પછી કુરબાનીના જાનવરની કિંમતનો શું હુકમ છે ?

**સવાલ (૧૯૨૬) :** અમને એક રિશ્તેદાર તરફથી ડ્રાફટ સાથે એક પત્ર મળ્યો, તેમાં

લખ્યું છે કે એક મોટું જાનવર ખરીદીને છ હિસ્સા અમારા તરફથી અને એક હિસ્સો નબીએ કરીમ (સલ.)ની નિય્યત સાથે કુરબાની કરી લેવી. આ પત્ર અમને ત્યારે મળ્યો જયારે કે કુરબાનીના દિવસો ખતમ થઈ ગયા હતા. હવે અમારે શું કરવું જોઈએ ? આ મસ્લઆમાં અમને શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીની ઈબાદતમાં અસલ ચીજ ખુન વહાવવું છે, પરંતુ જો કોઈ કારણ સર કુરબાનીના દિવસોમાં કોઈ કુરબાની ન કરી શકયો, હાલાંકે કુરબાનીનું જાનવર ખરીદી રાખ્યું હતું, તો હવે તેનો હુકમ એ છે કે તે કુરબાનીના જાનવરને જીવતું કોઈ ગરીબને સદકો કરી દે અને જો જાનવર પણ ખરીદી શકયો નથી કે કુરબાનીના દિવસો ખતમ થઈ ગયા, તો એ સુરતમાં કુરબાનીના જાનવરની કિંમત સદકો કરી દેવાથી વાજિબ કુરબાનીથી મુકત થઈ જશે. સવાલની સુરતમાં જો કે કિંમત મોડેથી વસુલ થઈ, એટલે કુરબાની અદા ન થઈ શકી અને પત્ર લખનારાએ મોટા જાનવરની સ્પષ્ટતા કરી છે માટે એક મોટા જાનવરની કિંમતનો સદકો કરવો જરૂરી છે. અને સદકો કરવાથી તે વાજિબ કુરબાનીથી મુકત થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) કુરબાનીના દિવસોમાં કુરબાની અદા ન કરી શકયો તો શું હુકમ છે ?

**સવાલ (૧૯૨૦) :** કુરબાનીના દિવસો દરમિયાન એક વ્યકિત પર તેના રિશ્તેદારનો ઈંગ્લેન્ડથી ફોન આવ્યો કે તે તેના નામ પર કુરબાનીનું જાનવર ખરીદીને ઝબહ કરી દે. પરંતુ જાનવર ન મળી શકયું, એટલે કુરબાની અદા ન થઈ શકી, તો હવે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફોન કરનારા વ્યકિત પર કુરબાની વાજિબ હતી, અને અદા ન થઈ શકી, તો કુરબાનીના જાનવરની કિંમત ગરીબોને સદકો કરવો જરૂરી છે. જો જાનવર ખરીદી ચુકયો છે, તો જીવતું જાનવર સકદો કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ઈસ્લામીક એસોસિએશન તરફથી કુરબાનીનું ગોશ્ત ગરીબો સુધી પહોંચાડવું

**સવાલ (૧૯૨૮) :** મક્કા મુકર્રમામાં ઈસ્લામીક એસોસિએશને કુરબાનીનું ગોશ્ત

એકત્ર કરીને દુનિયાના ગરીબ દેશોના ગરીબો અને ફકીરો સુધી પહોંચાડવાની વ્યવસ્થા કરી છે. માટે જો કોઈ વ્યકિત પોતાની કુરબાનીના રૂપિયા આ એકેડેમીને આપી દે અને હજના અરકાન પુરા કરીને હલક કરાવી લે, તો શું તેની કુરબાની અને હલક કરાવવું દુરુસ્ત થશે ? આ અંજુમને ત્રણ લાખ જાનવર ખરીદીને તેની કુરબાનીની વ્યવસ્થા કરી છે. અમુક લોકોનું કહેવું છે કે કુરબાની જાતે કરવી જોઈએ. કારણ કે ઈસ્લામીક એસોસિએશન વાળા કુરબાની કયારે કરે છે. તેનું અમને ચોક્કસ જ્ઞાન નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજની કુરબાની માટે આપે કોઈને વકીલ બનાવવો જાઈઝ છે. હુકૂમતની વ્યવસ્થા પ્રમાણે વકીલ બનાવવો જાઈઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૭) પરંતુ આપને કુરબાનીના નક્કી કરેલા વખતમાં શંકા હોય, તો જાતે કુરબાની કરો આપ જેને વકીલ બનાવી રહયા છો, તેનાથી હલાલ થવા અને કુરબાની કરવાનો વખત નકકી કરી લો, કારણ કે હનફીઓના મતે હલક કરાવવાનો હુકમ કુરબાની પછી છે. જો કુરબાનીથી પહેલા હલક કરાવ્યું તો દમ વાજિબ થશે, એટલે સહુલત અને આસાની અને સાવચેતી એમાં છે કે હાજી જાતે કુરબાની કરે. ગયા વર્ષે રિયાધથી મારા ભત્રીજા ઐયુબ આદમ બેમાતે લખ્યું હતું કે તેમને એસોસિએશન વાળાને કુરબાનીનો ચેક (ટોકન) આપ્યો હતો. બાદમાં તે પરત આવી ગયો. તેનો મતલબ એ થયો કે તેમની કુરબાની નથી થઈ, હવે તે બિચારો પરેશાન છે. એટલે બહેતર છે કે જાતે કુરબાની કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) કુરબાનીનું જાનવર ગુમ થઈ જાય તો શું હુકમ છે ?

**સવાલ (૧૯૨૯) :** એક વ્યકિત સાહિબે નિસાબ છે. તેની ઉપર કુરબાની વાજિબ છે, તેને કુરબાનીનું જાનવર ખરીદયું, પછી તે જાનવર ગુમ થઈ ગયું અને કુરબાની ના દિવસો પસાર થઈ ગયા છતાં તે ન મળી શકયું, તો શું એ વ્યકિત કુરબાનીથી મુકત થઈ જશે ? અથવા બીજું જાનવર ખરીદીને તેની કુરબાની કરવી જરૂરી છે ? તેની વિરુદ્ધ એક ગરીબ વ્યકિતએ કુરબાનીની નિય્યતથી જાનવર ખરીદયું અને તે ગુમ થઈ ગયું, તો તેના માટે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત પર કુરબાની વાજિબ હોય અને તેનું ખરીદેલું જાનવર ગુમ થઈ જાય તો તેના માટે જરૂરી છે કે તે બીજું જાનવર ખરીદીને કુરબાની કરે, જો કુરબાની

ના દિવસો ખતમ થઈ જાય, તો તેણે જોઈએ કે જાનવરની કિંમતનો સદકો કરે અને જો કોઈ વ્યકિત પર કુરબાની વાજિબ ન હતી અને તેનું ખરીદેલુ જાનવર ગુમ થઈ ગયું, તો બીજુ ખરીદવાની જરૂરત નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ /૩૨૫, ૩૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) કુરબાનીના દિવસો પસાર થઈ ગયા પછી કુરબાનીની રકમ આવે તો ?

**સવાલ (૧૯૩૦) :** મારી પાસે વિદેશથી કુરબાનીના દિવસો પસાર થઈ ગયા પછી કુરબાનીની રકમ આવી, તો મારે શું કરવું જોઈએ ? અને આ રકમને કયા કામમાં વાપરવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેની ઉપર કુરબાની વાજિબ હોય અને કુરબાનીના દિવસોમાં તે કુરબાની ન કરી શકયો અને કુરબાનીનું જાનવર પણ ન ખરીદયું હોય, તો એક કુરબાનીનો બકરો જેટલી કિંમતમાં આવી શકતો હોય, એટલી કિંમતનો સદકો કરવો વાજિબ છે. માટે રકમ મોકલનારથી પૂછી લો અને જેટલી વાજિબ કુરબાનીનો હુકમ હતો. એટલા બકરાની કિંમત સદકો કરી લો. તેમની જિમ્મેદારી અદા થઈ જશે. જો રકમ ઓછી પડતી હોય, તો મોકલનારને જાણ કરી દો. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) કુરબાનીના દિવસોમાં કુરબાની ન કરી શકયો, તો એક બકરાની કુરબાની કરવી જરૂરી છે ?

**સવાલ (૧૯૩૧) :** મારી પત્ની કેનેડામાં હતી. તેણે કુરબાની કરવા વિશે કહયું હતું, પરંતુ કુરબાની ન થઈ શકી, આ વિશે શું કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વાજિબ કુરબાની ન થઈ શકી, તો જેટલી કુરબાની બાકી છે. એટલા બકરાઓની કિંમતનો સદકો કરવો વાજિબ છે. જો માત્ર આપની પત્નીની જ કુરબાની બાકી હતી, તો એક બકરાનો સદકો કરવો જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن سلمة بن الأكوع ، قال : قال النبي صلى الله عليه وسلم : من ضحى منكم فلا يصبحن بعد ثالثة وبقي في بيته منه شيء ، فلما كان العام المقبل ، قالوا : يا رسول الله ، نفعل كما فعلنا عام الماضي ؟ قال : كلوا وأطعموا وادخروا ، فإن ذلك العام كان بالناس جهد ، فأردت أن تعينوا فيها .

**તર્જુમો :** હઝરત સલમા ઈબ્ને અકવઅ (રદિ.) કહે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : તમારામાંથી જે માણસે કુરબાની કરી હોય, તેના ઘરમાં કુરબાનીના ગોશ્તનો કોઈ ભાગ ત્રીજા દિવસ પછી ન રહેવો જોઈએ. પરંતુ જયારે અગામી વર્ષ આવ્યું, ત્યારે લોકોએ કહયું, યા રસૂલલ્લાહ ! શું આ વર્ષે પણ તેવું જ કરીએ જેવું ગયા વર્ષે અમે કર્યુ હતું ? આપ (સલ.) એ ફરમાવ્યું : ખાઓ, ખવડાવો અને ભેગું કરીને રાખો. તે વર્ષે લોકો તંગીમાં હતા એટલે મેં ઈચ્છયું હતું કે તમે તેમની મદદ કરો.

(બુખારી : ૨ / ૮૩૫, હદીસ નં. ૫૫૬૯, મુસ્લિમ : ૨ / ૧૫૯, હદીસ નં. ૩૪ – ૧૯૭૪)

# કુરબાનીના ગોશ્તનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# કુરબાનીના ગોશ્તનું બયાન

## (૧) કુરબાનીના ગોશ્તને હિસ્સેદારોમાં ઓછો–વધતો વહેંચવો

**સવાલ (૧૯૩૨) :** કુરબાનીના હિસ્સાઓને ઓછા – વધતા પ્રમાણમાં વહેંચવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ગોશ્તને ઓછા–વધતા પ્રમાણમાં વહેંચવો જાઈઝ નથી, એટલે કે ઓછા – વધતા પ્રમાણમાં જે વધારો બીજા પાસે જશે, તો વ્યાજના હુકમમાં થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૧૭,૩૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કુરબાનીના ગોશ્તની વહેંચણી

**સવાલ (૧૯૩૩) :** કુરબાનીના મોટા જાનવરમાં સાત હિસ્સા થઈ શકે છે. એ પ્રમાણે અલગ અલગ વ્યકિતઓએ કુરબાનીનું મોટું જાનવર ખરીદી લીધું. તો શું દરેકનો હિસ્સો વજન કરીને અલગ અલગ કરવો જરૂરી છે ? આ રીતે વહેંચતી વખતે ગુર્દા, કલેજી, તિલ્લી વગેરે દરેક ભાગના સાત સાત ભાગ કરવા વાજિબ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક અંગના હિસ્સા કરવા જરૂરી નથી, વજન કરીને બરાબર વહેંચવું વાજિબ છે. અને જો તમામ હિસ્સેદાર કલેજી વગેરે માંગે, તો તમામનો હિસ્સો આપવો જરૂરી છે, વજનમાં ઓછું – વધારે યોગ્ય નથી, હાં, જો કોઈ ખીળી, કોઈ પાયા અને કોઈ ચામડું લઈ જાય, તો આછું – વધારે જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કુરબાનીના ગોશ્તને સુકાવવું

**સવાલ (૧૯૩૪) :** કુરબાનીના ગોશ્તને સુકાવવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસ્તહબ એ છે કે કુરબાનીના ગોશ્તના ત્રણ ભાગ કરવામાં આવે, એક હિસ્સો પોતાના ઘરવાળાઓ માટે રાખે, એક હિસ્સો દોસ્તો અને રિશ્તેદારો માટે અને એક હિસ્સો ગરીબોમાં વહેંચવામાં આવે. જો કોઈનું કુટુંબ મોટું હોય અને જરૂરતને લીધે બધું ગોશ્ત જાતે રાખી લે, તો એ પણ જાઈઝ છે. એવી રીતે એક તૃત્યાંશ હિસ્સામાંથી કંઈક સુકાવ્યું અથવા બધું ગોશ્ત સુકાવી લીધું, બધું જાઈઝ છે.

(બુખારી : ૨ / ૮૩૫, હદીસ નં. ૫૫૬૯)

આ હુકમ વાજિબ કુરબાનીનો છે. જો કોઈએ મન્નત માનીને પોતાના ઉપર કુરબાની વાજિબ કરી હોય, તો તેના બધા ગોશ્તનો સદકો કરવો જરૂરી છે. તેમાંથી માલદારને આપવું જાઈઝ નથી. (બહરુર્રાઈક : ૮ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) કુરબાનીનું ગોશ્ત વધારે ભેગુ થઈ જાય, તો શું કરે ?

**સવાલ (૧૯૩૫) :** કુરબાનીનું ગોશ્ત વધારે ભેગુ થઈ જાય તો શું કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેની કદર કરતા તેને સુકાવીને જાતે ઉપયોગમાં લે અથવા નજીકની મુસ્લિમ આબાદીના ગરીબ લોકોને ત્યાં મોકલી દે કે દરેક મુસલમાન એ દિવસે અલ્લાહ તઆલાની દાવતમાં શરીક થઈ શકે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કુરબાનીનું ગોશ્ત બીજા ગામમાં મોકલવું

**સવાલ (૧૯૩૬) :** કુરબાનીનું ગોશ્ત બીજા ગામમાં મોકલવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બીજા ગામમાં (જયાં ગોશ્ત મોકલવાનો ઈરાદો હોય) રિશ્તેદારી હોય, અથવા ગરીબી હોય, તો ત્યાં ગોશ્ત મોકલવું મોટા સવાબનું કામ છે. એટલે કે કુરબાનીનો એક તૃત્યાંશ ભાગ રિશ્તેદારોને, એક તૃત્યાંશ ભાગ ગરીબોને આપવો મુસ્તહબ છે. જો બીજા ગામમાં જરૂરત ન હોય, રિશ્તેદારોને ત્યાં જાતે કુરબાની છે અને પોતાના ગામમાં ગરીબો વધારે છે અને તેમને ગોશ્તની જરૂરત છે, તો ગામમાં જ આપવું સવાબનું કામ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કુરબાનીનું ગોશ્ત વેચવું

**સવાલ (૧૯૩૭) :** કુરબાનીનું ગોશ્ત વેચવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની કરનારા માટે ગોશ્તને એવી ચીજના બદલામાં વેચવું, જે બાકી રહેનારી હોય, અને બાકી રહેતા તેનાથી ફાયદો ઉઠાવવામાં આવતો હોય, જાઈઝ છે.

જો રૂપિયાના બદલામાં વેચે તો તેની રકમ સદકો કરવી વાજિબ છે. એટલા માટે કે વેચવું દુરૂસ્ત છે. પરંતુ તેનાથી મળતી રકમ કોઈ ફકીરને સદકો કરી દેવી જોઈએ. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૩૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) કુરબાનીના જાનવરોના હાડકા વેચવા

**સવાલ (૧૯૩૨) :** સામાન્ય રીતે અમારે ત્યાં કુરબાનીના હાડકાં દફન કરવામાં આવે છે. સવાલ એ છે કે શું કોઈ અંજુમન અથવા કમિટીવાળાઓ માટે જાઈઝ છે કે તેના હાડકા વેચીને રૂપિયા પ્રાપ્ત કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વેચી શકાય છે અને અંજુમન તેમજ કમિટીવાળાઓને જોઈએ કે તે રૂપિયા ગરીબો અને મિસ્કીનો પર ખર્ચ કરી દે. (તોહફતુલ ફુકહા : ૩ / ૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) કુરબાનીનું ગોશ્ત બિન મુસ્લિમોને આપવું

**સવાલ (૧૯૩૯):** કુરબાનીનું ગોશ્ત બિન મુસ્લિમોને આપી શકાય છે ? કુરબાનીનું ગોશ્ત કયા હુકમમાં છે ? એટલે ઝકાત, નફલ સદકો અથવા બીજો કોઈ હુકમ ? હવાલા સાથે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનું ગોશ્ત કાફિર અને યહૂદીને આપવું જાઈઝ છે. કુરબાની વાજિબ છે. ગોશ્તનું વહેંચવું વાજિબ નથી. માટે કુરબાનીનું ગોશ્ત ઝકાતના હુકમમાં નથી. બલકે નફલી સદકાના હુકમમાં છે. માટે કાફિરને પણ આપવું જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) કુરબાનીનું ગોશ્ત અને બિન મુસ્લિમ

**સવાલ ( ૧૯૪૦) :** કુરબાનીનું ગોશ્ત કોઈ બિન મુસ્લિમને આપી શકાય છે કે નહીં? દા.ત. એક વ્યકિત અમારે ત્યાં ચોકીદારી કરે છે, તેને કુરબાનીનું ગોશ્ત આપવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બિન મુસ્લિમને કુરબાનીનું ગોશ્ત આપવું જાઈઝ છે. પરંતુ સેવાના બદલામાં ન આપવામાં આવે. (બહરુર્રાઈક : ૮ / ૨૦૩) અલબત્ત તે કુરબાની જેનું ગોશ્ત વાજિબુત્તસદુક (એવું ગોશ્ત જેનો સદકો કરવો વાજિબ હોય )છે. તેનું ગોશ્ત બિન મુસ્લિમને ન આપવામાં આવે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) કુરબાનીનું ગોશ્ત બિન મુસ્લિમોને આપવું

**સવાલ (૧૯૪૧) :** કુરબાનીનું ગોશ્ત બિન મુસ્લિમને આપવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગેર મુસ્લિમ ઝિમ્મીને આપવું જાઈઝ છે, હર્બીને આપવું જાઈઝ નથી, એટલે હિન્દુસ્તાનના ગેર મુસ્લિમને આપવું જાઈઝ નથી, આ હુકમ કુરબાની કરનારા માટે છે. પરંતુ જે વ્યકિત પાસે બીજા તરફથી ગોશ્ત આવ્યું હોય, તે જો ગેરમુસ્લિમને આપે, તો જાઈઝ છે. (ફતાવા મહમૂદિય્યહ :૧૭ / ૪૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) કુરબાનીના જાનવરની હોજરી હિસ્સેદારોની ઈજાઝતથી બિન મુસ્લિમને આપવી

**સવાલ (૧૯૪૨) :** (૧) કુરબાનીના જાનવરમાં ૪ – ૫ હિસ્સેદાર હોય અને તેની હોજરી કોઈ આદીવાસી વ્યકિત (જે બિન મુસ્લિમ હોય છે) ને આપવા વિશે બધા સહમત હોય, તો આપી શકે છે કે નહીં ?

(૨) જો કોઈ હિસ્સેદાર તે વખતે હાજર ન હોય અને તેનો વકીલ તેના તરફથી ઈજાઝત આપી દે, તો એ માન્ય ગણાશે કે નહીં ? શરીઅતનો હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૧૭)

(૨) અસીલ ઈજાઝત આપે અથવા (અસીલની મરજીથી) વકીલ ઈજાઝત આપે, બંને સુરતોમાં જાઈઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૬ /૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) કુરબાનીનું ગોશ્ત બિન મુસ્લિમને ખ્યાતિ માટે આપવું

**સવાલ (૧૯૪૩) :** કુરબાનીનું ગોશ્ત માત્ર પોતાની ખ્યાતિ માટે કોઈ બિન મુસ્લિમને આપવું કેવું છે ? મોહતાજ અને ગરીબને માત્ર થોડું આપીને બાકીનું બધું કોઈ બિન મુસ્લિમ શેઠને આપવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનું ગોશ્ત ખ્યાતિ અને પોતાની વાહ વાહ માટે કોઈને પણ આપવું, ભલે તે મુસ્લિમ હોય કે બિન મુસ્લિમ, હરામ છે. પરંતુ ખ્યાતિ મકસૂદ ન હોય, તો બિન મુસ્લિમ અને કાફિર બંનેને આપવું જાઈઝ છે. પરંતુ બહેતર એ છે કે ગોશ્તના ત્રણ ભાગ કરવામાં આવે. એક હિસ્સો પોતાના ઘરવાળાઓ માટે, એક હિસ્સો રિશ્તેદારો માટે અને એક હિસ્સો ગરીબો માટે. મુસ્લિમ ગરીબોને છોડીને બિન મુસ્લિમોને વધારે ગોશ્ત આપવું બહેતર નથી. (સૂરએ બકરહ : ૨૬૪, ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) નિકાહ અથવા રૂખ્સતીની દાવતમાં અકીકો કરવો

**સવાલ (૧૯૪૪) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં...

એક વ્યકિતને ત્યાં નિકાહ અથવા રૂખ્સતીનો પ્રસંગ હતો. તેમાં તેણે અલગ અલગ લોકોને દાવત આપી હતી. આ પ્રસંગે આવનારા મહેમાનોને ખવડાવવા માટે અકીકાનું જાનવર ઝબ્હ કરવામાં આવ્યું અને તેનું ગોશ્ત ખવડાવવામાં આવ્યું અહીંયા રિવાજ પ્રમાણે આવનારા મહેમાનો દાવત પછી કંઈક રકમ અથવા વાસણ વગેરે ફરજિયાત પણે આપે છે. જાણે દાવત અને તેનો બદલો થાય છે. એટલા માટે જે વ્યકિત નથી આવતો તે કંઈ આપતો નથી. તો આ રીતે અકીકાનો ગોશ્ત નિકાહ અથવા રૂખ્સતીના પ્રસંગે દાવતમાં ખવડાવવો કેવું છે ? અકીકો દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાનું ગોશ્ત પોતે પણ ખાઈ શકે છે અને બીજાઓને પણ ખવડાવી શકે છે. પરંતુ તેને વેચવાની ઈજાઝત નથી. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૧૭)

વર્ણન કરેલ રિવાજ પ્રમાણે અકીકાનો ગોશ્ત શાદી અથવા રૂખ્સતીના પ્રસંગે

દાવતમાં ખવડાવવું જાઈઝ નથી. આ રિવાજને લોકો કરજની જેમ સમજે છે. બલકે જેના ઘરે દાવત આપે છે તેની સ્થિતિ જોઈને દાવત આપે છે એટલે એ પણ જુએ છે કે તે આપણી દાવત કરશે કે નહીં ? તેમજ આ મોકા પર કંઈ ભેટ આપશે કે નહીં ? એવી રીતે દાવતને કરજ સમજવામાં આવે છે. માટે આ "કરજ વસુલી"ની દાવતમાં અકીકાનું ગોશ્ત ખવડાવવું જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૯)

તેમ છતાં જો કોઈએ આ પ્રસંગે અકીકાનું ગોશ્ત ખવડાવી દીધું તો એટલા ગોશ્તની કિંમત ગરીબો પર સદકો કરવી જરૂરી છે. દા.ત. જો ૨૦ કિલો ગોશ્ત એ દાવતમાં ખવડાવ્યું છે તો ૨૦ કિલો ગોશ્તની કિંમત ગરીબોમાં સદકો કરવી જરૂરી છે. સદકો કરવાથી અકીકો સહીહ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) શાદીની દાવતમાં અકીકો કરવો

**સવાલ (૧૯૪૫)** : અમારે ત્યાં બલેશ્વરમાં કાસિમભાઈએ પોતાના છોકરાની શાદીમાં અકીકાની નિય્યતથી એક ગાય ઝબહ કરી અને તેમાં ન કોઈ હિસ્સો અલગ કર્યો અને ન તેનું ગોશ્ત ગરીબોમાં વહેચ્યું. બલકે આખી ગાય અકીકામાં ઝબહ કરી અને તેનું ગોશ્ત પણ મહેમાનોને ખવડાવી દીધું, તેમજ દાવતમાં આવનારા મહેમાનોથી રિવાજ પ્રમાણે જે ભેટ લેવામાં આવે છે, તે પણ વસુલ કરી, તો આવી સુરતમાં વર્ણન કરેલો અકીકો સહીહ થયો કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાનો મતલબ થાય છે કે અલ્લાહ તઆલાએ અવલાદ આપી છે. તેના શુક્રમાં અલ્લાહની ખુશી મેળવવા માટે બકરી, બકરા વગેરેને ઝબહ કરે. અથવા મોટા જાનવરમાં હિસ્સો રાખે અને ગોશ્ત રિશ્તેદારો અને ગરીબોમાં વહેંચે,જાતે પણ વાપરે.

રહી વાત શાદીના મોકા પર મહેમાનોને અકીકાનું ગોશ્ત ખવડાવવાની, તો તેમાં તફસીલ એ છે કે જો અકીકો કરનારો મહેમાનોથી રિવાજી હદિયો– ભેટ લેતો નથી. તો જાઈઝ છે અને અકીકો અદા થઈ જશે. પરંતુ જો દાવતમાં આવનારાથી હદિયો – ભેટ વસુલ કરે છે. તો તેનો મતલબ એ છે કે તેને જે કંઈ પોતાના રિશ્તેદારોને અને મિત્રોને શાદીઓમાં આપ્યું હતું, તેનું કરજ વસૂલ કરી રહયો છે અને એ જ મકસદથી જાણે આ ખાવા – પીવાની દાવત કરી છે. માટે તેનો અકીકો

અદા થશે નહીં. પરંતુ જેટલું અકીકાનું ગોશ્ત દાવતમાં ખવડાવ્યું છે તેની કિંમત ગરીબોમાં સદકો કરી દે. (બુખારી : ૧ /૨ હદીસ નં. ૧ ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) શાદીમાં દાવત અને અકીકો

**સવાલ (૧૯૪૬) :** એક વ્યકિતની અકીકાની ગાય છે. તેણે પોતાના મિત્રથી કહયું કે તું મારા અકીકાની આ ગાય ને પોતાની શાદીમાં લોકોને ખવડાવવા ઝબહ કરી દેજે, તો શું શાદીની દાવતમાં અકીકો કરી શકીએ છીએ ? અને આ મોકા પર દાવતમાં આવનારા તરફથી રિવાજ પ્રમાણે જે કંઈ આપવામાં આવે છે. તે લેવાથી અકીકામાં કોઈ નુકસાન આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલી સુરતમાં અકીકો ત્યાં સુધી અદા થશે નહીં જયાં સુધી દાવત ખાનારા તરફથી રિવાજ પ્રમાણે આપવામાં આવેલી ચીજ સદકો ન કરી દેવામાં આવે. કારણ કે આ સુરતમાં અકીકાનું ગોશ્ત વેચવું અથવા કરજ વસુલીમાં દાવત ખવડાવવી લાઝિમ આવે છે. જે જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૮,૩૨૯) જો એ રિવાજ પ્રમાણેના હદિયાને કબૂલ ન કરે અથવા મનાઈ કરવા છતાં જો રિશ્તેદાર અથવા મિત્રો જબરદસ્તી આપે, તો અકીકો અદા થઈ જશે. (અલ અશ્બાહ વન્નઝાઈર : ૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) અકીકાનું ગોશ્ત મહેમાનોને ખવડાવવું અને હદિયો લેવો

**સવાલ (૧૯૪૭) :** એક વ્યકિત પોતાના છોકરાનો અકીકો કરીને તેનું ગોશ્ત પોતાની છોકરીની શાદીમાં મહેમાનોને ખવડાવી શકે છે કે નહીં ? તેમજ એ દાવતમાં હાજરી આપનારા મહેમાનોથી રિવાજ પ્રમાણે રૂપિયા લેવા જાઈઝ છે કે નહીં ? અને છોકરીને પણ પોતાના રિશ્તેદારો અને મિત્રો તરફથી મળતો હદિયો અને ભેટ લેવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકો કરીને તેનું ગોશ્ત શાદીમાં ખવડાવવું જાઈઝ છે. (એઅલાઉસ્સુનનઃ ૧૭/ ૧૨૨) શરત એ છે કે રિવાજ પ્રમાણે નોટ લઈને કોઈ રૂપિયા વસુલ કરવા જાહેરમાં ન બેઠું હોય, જો જાહેરમાં નોટ લઈને કોઈને બેસાડવામાં આવ્યો અને તે આવનારા

મહેમાનો તરફથી મળનારા રૂપિયા વસુલ કરે છે. તો આ અમલ ગોશ્ત વેચવા સમાન છે. માટે તેનાથી અકીકો અદા નહીં થાય. તેમજ સાત પ્રકારની દાવતો સુન્નત છે, તેમાં એક શાદી –વિવાહ અને ખુશીના મોકાની દાવત પણ છે. તેમાં મહેમાનો અને મિત્રોને ખવડાવવું સુન્નત છે. માટે નોટ લઈને કોઈને રૂપિયા વસુલ કરવા માટે બેસાડવો હકીકતમાં દાવત ખાવાનો બદલો લેવા બરાબર છે. માટે રૂપિયા વસુલ કરવા બહેતર નથી. હા, નોટનો કોઈ ખાસ બંદોબસ્ત કર્યા વગર આવનારા મહેમાનો પોતાની ખુશીથી છોકરીને અથવા તેના પિતાને મદદ રૂપે કંઈક આપે, તો લેવું જાઈઝ છે, કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) કુરબાનીના દિવસોમાં અકીકો દુરુસ્ત છે કે નહીં ?

## (૧૮) અકીકા માટે મોટુ જાનવર જરૂરી છે અથવા બકરો કાફી છે ?

## (૧૯) અકીકાના જાનવરનું ગોશ્ત શાદીમાં ખવડાવવામાં આવ્યું તો અકીકો સહીહ થશે ?

**સવાલ (૧૯૪૮) :** (૧) કુરબાનીના ત્રણ દિવસમાં અકીકો કરવો દુરુસ્ત છે કે નહીં?

(૨) અકીકાનું જાનવર કેવું હોવું જોઈએ ? મોટું કે નાનું ? બકરી દ્વારા અકીકો કરવામાં આવે તો દુરુસ્ત છે કે નહીં ?

(૩) શાદીમાં અકીકાના જાનવરનું ગોશ્ત ખવડાવવામાં આવે, તો અકીકો દુરુસ્ત થશે કે નહીં ? જયારે કે શાદીમાં આવનારા મહેમાનોથી રૂપિયા પણ વસુલ કરવામાં આવે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ત્રણે દિવસ દરમિયાન અકીકો જાઈઝ છે.

(અલ ઉકુદુદુર્રિયતુ : ૨ / ૨૧૩)

અકીકામાં મોટુ જાનવર પણ જાઈઝ છે, તેમાં અકીકાના હિસ્સાઓ સિવાય બીજા હિસ્સા કુરબાનીના કરી શકાય છે.

શાદીમાં વલીમાની દાવતમાં અકીકાનું ગોશ્ત ખવડાવવું જાઈઝ છે. ભલે તેમાં

રૂપિયા વસુલ કરવામાં આવતા હોય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર :૬ / ૩૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) અકીકાનું ગોશ્ત તબ્લીગી ઈજતિમામાં રૂપિયા લઈને ખવડાવવું

**સવાલ (૧૯૪૯) :** અમુક વિસ્તારોમાં અકીકાનું ગોશ્ત તબ્લીગી ઈજતિમામાં ખવડાવવામાં આવે છે, અને એ ખાવા પર ટિકિટ રાખે છે. ટિકિટ વગર તે ખાવાનું કોઈ ખાઈ શકતું નથી અને એવું કહેવામાં આવે છે કે રૂપિયા તો મસાલા વગેરેના લેવામાં આવે છે, તો શું શરીઅત પ્રમાણે બરાબર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાનું ગોશ્ત તબ્લીગી ઈજતિમા માટે બનાવવામાં આવે, તો ગોશ્ત અથવા તેની સાથે લાગેલા મસાલાની કિંમત પણ ન લઈ શકાય. કારણ કે મસાલો તેની સાથે મિક્ષ છે પરંતુ જો રોટલી અથવા ચા નાસ્તો વગેરેની કિંમત, તેના બરાબર લેવામાં આવે તો જાઈઝ છે. (બહરુર્રાઈક : ૮ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) અકીકાનું ગોશ્ત તબ્લીગી ઈજતિમામાં ખવડાવવું હોય તો શું કરવામાં આવે ?

**સવાલ (૧૯૫૦) :** અમારા ગામમાં તબ્લીગી ઈજતિમા થવાનો છે, તેમાં ખાવાના પાસની ટિકિટ ત્રણ રૂપિયા રાખવામાં આવી છે, ઈજતિમાના ખર્ચને ઘણા લોકો સંયુકત રીતે પોતાના જિમ્મે લઈ લે છે, દા.ત. અમુક લોકો તરફથી ચાવલ અને રોટલી વગેરેનો બંદોબસ્ત હોય છે. અમુક લોકો રોકડ રકમ આપીને મદદ કરે છે, તો જો કોઈ વ્યકિત ઈજતિમાના ખાવામાં અકીકાનું ગોશ્ત આપે, તો તેને રાંધીને ખવડાવવું કેવું છે ? જયારે કે ટિકિટના ત્રણ રૂપિયા દરેક પાસેથી વસુલ કરવામાં આવશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાનું ગોશ્ત આપનારાને જોઈએ કે તે પહેલા કોઈને ગોશ્તનો માલિક બનાવી દે, ત્યાર પછી આ સુરત થઈ શકે છે કે માલિક બનનારો વ્યકિત ઈજતિમાના જિમ્મેદારોને આ ગોશ્ત હદિયારૂપે આપી દે. આ સુરતમાં ટિકિટ સાથે ખવડાવવું પણ જાઈઝ છે, અને અલ્લાહ ખાતર ખવડાવવાને કારણે અકીકો પણ અદા થઈ

જશે. (બહરુર્રાઈક : ૨ / ૨૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) તબ્લીગી ઈજતિમામાં અકીકાનું ગોશ્ત ખવડાવવું

**સવાલ (૧૯૫૧):** અમારે ત્યાં એક વ્યકિત પોતાના છોકરાનો અકીકો કરવા માંગે છે. સારા નસીબે ગામમાં તબ્લીગી ઈજતિમા થવાનો છે, તે ઈચ્છે છે કે અકીકાના બે બકરા લઈ લે અથવા મોટા જાનવરમાં બે હિસ્સા રાખે અને તેનું ગોશ્ત તબ્લીગી ઈજતિમામાં શિર્કત કરનારાઓને ખવડાવે, તો શું આ રીતે અકીકાનું ગોશ્ત ખવડાવવાથી અકીકો થઈ જશે ?

સવાલનું કારણ એ છે કે ઈજતિમામાં આવનારાઓ પાસેથી ટિકિટ રૂપે રૂપિયો – બે રૂપિયા વસુલ કરવામાં આવે છે, તો શું આ રીતે ખવડાવવાથી અકીકો અદા થઈ જશે ? જો નહીં તો તેને જાઈઝ બનાવવા માટે શું હિલો છે ? બયાન કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મોટા જાનવરમાં બે હિસ્સા રાખવા એ શરત પર જાઈઝ છે કે પુરુ જાનવર કુરબાનીનું હોય, અથવા વલીમાનું હોય અથવા અકીકાનું હોય. જો બે હિસ્સા અકીકાના હોય અને બાકી પાંચ હિસ્સા વેચવા માટે, તો એવી સુરતમાં અકીકો અદા થશે નહીં. (ફતાવા હિન્દિય્યહઃ ૫ / ૩૦૪)

તલ્બીગી ઈજતિમામાં અકીકાનું ગોશ્ત ખવડાવવાનો જાઈઝ તરીકો આ છે કે અકીકાનું જાનવર ઝબહ કરીને કોઈને ગોશ્તનો માલિક બનાવી દેવામાં આવે, માલિક બન્યા પછી તે વ્યકિત જિમ્મેદારોને હદિયો આપી દે. આ સુરતમાં ગોશ્તની ઉપર રકમ લેવી જાઈઝ છે. બીજો તરીકો એ છે કે અકીકો કરનારો અને જિમ્મેદારો મસાલો, તેલ, લાકડા વગેરેના રૂપિયા આપીને ગોશ્ત રાંધે, હવે ટિકિટ માત્ર ચાવલ, રોટલીની રાખી છે. ચાવલની અસલ કિંમત દોઢ અથવા બે રૂપિયા અસલ બરાબર રાખે અને ગોશ્તની રકમ ન લેવામાં આવે. તો અકીકો અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) અકીકાના જાનવરનું ગોશ્ત શાદીમાં ખવડાવવું

**સવાલ (૧૯૫૨) :** મારી છોકરીની શાદી છે, સમાજના રિવાજ પ્રમાણે રિશ્તેદારો અને મિત્રો માટે ખાવાનો બંદોબસ્ત છે. હવે સવાલ એ છે કે મારા અમુક બાળકોનો અકીકો બાકી છે. તો શું હું અકીકાના જાનવરનું ગોશ્ત શાદીમાં ખવડાવી શકું છું ? યાદ રહે કે રિવાજ પ્રમાણે શાદીમાં વ્યવહાર માટે એક ટેબલ મુકવામાં આવે છે, તો

શું વ્યવહારની રકમ લેવાથી શરીઅતની દ્રષ્ટિએ મારા અકીકામાં કોઈ કરાહત પેદા થશે કે નહીં ? શરીઅતની રોશનીમાં જવાબ આપવા વિનંતી છે.

હું એક કાંકરાથી બે પક્ષીઓનો શિકાર કરવા માંગું છું, માટે તફસીલથી જવાબ લખશો. આપ પણ વ્હોરા કોમના એક સભ્ય હોવાને કારણે વ્હોરા સમાજના રીત રિવાજોથી વાકેફ હશો. એટલે તમારાથી ફતવો પુછી રહયો છું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકા વિશે ફુકહાએ કિરામે લખ્યું છે કે બાળક પેદા થયા પછી સાતમાં દિવસે જાનવર ઝબહ કરીને મહેમાની કરવી સુન્નત છે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૬૨)

મહેમાનીનો મતલબ થાય છે કે રિશ્તેદારો અને મિત્રો વગેરેને બોલાવીને બદલા વગર ખાવા ખવડાવવું અને શાદીમાં વ્યવહાર એટલે બદલો લેવામાં આવે છે.

આપના લખવા પ્રમાણે ટેબલ મુકીને લખનારો બેસાડવામાં આવે છે. માલૂમ થયું કે વ્યવહાર ખાવાનો બદલો છે. અથવા વ્યવહાર કરજ છે. જે રિશ્તેદારોની અવલાદની શાદીમાં હદિયા અને ભેટના નામ પર આપવામાં આવે છે. અને હવે તેને વસુલ કરવા માટે દાવત કરવામાં આવી છે. માટે અકીકો અદા થશે નહીં. હા, જો વ્યવહારની વસુલી માટે નોટ અથવા ટેબલ ન મુકવામાં આવે, કોઈ પોતાની ખુશીથી એમ જ આપી દે. તો એવી દાવતમાં અકીકાનું ગોશ્ત ખવડાવવાથી અકીકો અદા થઈ જશે અને કોઈ ખામી નહીં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



ويتصدق بجلدها أو يعمل منه نحو غربال وجراب ، ولا بأس بأن يشتري به ما ينتفع بعينه مع بقائه استحسانا ... ، ولا يشتري به ما لا ينتفع به إلا بعد الاستهلاك نحو اللحم والطعام ، ولا يبيعه بالدراهم لينفق الدراهم على نفسه وعياله ، واللحم بمنزلة الجلد في الصحيح ؛ حتى لا يبيعه بما لا ينتفع به إلا بعد الاستهلاك . ولو باعها بالدراهم ليتصدق بها جاز ؛ لأنه قربة كالتصدق ، كذا في التبيين . وهكذا في الهداية والكافي

**તર્જુમો :** તે એનું ચામડું સકદો કરશે અથવા તેનાથી ચાળણી અથવા મોજા જેવી કોઈ વસ્તુ બનાવી શકે છે અને તેમાં કોઈ વાંધો નથી કે એવી કોઈ વસ્તુ ખરીદે જેનાથી ફાયદો ઉઠાવ્યા પછી પણ તેની હકીકત બાકી રહેતી હોય, અને ન ખરીદે તેનાથી એવી કોઈ વસ્તુ જેના ઉપયોગથી તેની હકીકત બાકી ન રહે, જેમકે ગોશ્ત અને ખાવાનું વગેરે અને તેને રૂપિયાઓના બદલામાં વેચે નહીં, તે રૂપિયા પોતાની ઉપર અથવા પોતાના કુટુંબિજનો પર ખર્ચ કરે અને તેના ગોશ્તનો એ જ હુકમ છે જે ચામડાનો છે. એટલે કે તેને પણ એવી વસ્તુઓના બદલામાં ન વેચવામાં આવે કે તેના વપરાશ વગર તેને ન વાપરવામાં આવે. જો તેને રૂપિયાઓના બદલામાં એ નિય્યતે વેચ્યું કે  તે રૂપિયા સદકો કરી દેશે તો જાઈઝ છે. કારણ કે આ પણ સદકાની જેમ એક ઈબાદત છે. જેમકે તબ્યીનમાં લખ્યું છે અને હિદાયા અને કાફીમાં પણ આવું જ લખ્યું છે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૧)

# કુરબાનીના ચામડા વિશે

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# કુરબાનીના ચામડા વિશે

## (૧) કુરબાનીના ચામડાની રકમનો હુકમ

**સવાલ (૧૯૫૩) :** અમારા ગામમાં કુરબાનીના ચામડાને વેચીને જે રકમ પ્રાપ્ત થઈ છે. તેનાથી ખુરસીઓ વગેરે ખરીદવાનો ઈરાદો છે, જેથી શાદી વગેરેના પ્રસંગોમાં લોકો નીચે બેસવાને બદલે ખુરસીઓ પર બેસે. એવી રીતે પાણીના બે મોટા ટબ ખરીદવાનો ઈરાદો છે. સવાલ એ છે કે કુરબાનીની રકમથી એ બંને ચીજો અમારા માટે ખરીદવી જાઈઝ છે ?

એ પણ બયાન કરી દેશો કે કુરબાનીના ચામડાની રકમ કયાં વાપરી શકાય?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની કરનારો કુરબાનીના જાનવરનું ચામડું પોતે વાપરવા માંગે તો વાપરી શકે છે, પરંતુ જો તેને વેચી દીધું, તો તેનાથી પ્રાપ્ત થનારી રકમનો હુકમ ઝકાત જેવો છે કે જેવી રીતે વર્ણન કરેલી રકમ કોઈ ગરીબ, વિધવા અથવા તાલીબે ઈલ્મને અથવા કિતાબો ખરીદવામાં અથવા ફી ભરવાથી જિમ્મેદારી અદા થઈ જશે.

એ રકમથી ગામ માટે વાસણો અને ખુરસીઓ ખરીદવી જાઈઝ નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કુરબાનીના ચામડાની રકમનો વપરાશ તે જ છે, જે ઝકાતનો છે.

**સવાલ (૧૯૫૪) :** મારી પાસે કુરબાનીના ચામડાની રકમ છે. જો હું તે રકમથી કપડા વગેરે ખરીદીને ગરીબોમાં વહેંચી દઉ, તો સહીહ છે કે નહીં ? અને આ રકમનો સહીહ ઉપયોગ કયો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડાને વેચવાથી જે રકમ મળી છે. તેને ખર્ચ કરવી જરૂરી છે. અને તેનો ઉપયોગ ત્યાં જ થશે, જે ઝકાતનો છે. (અલ મુહીતુલ બુરહાની : ૬ /૯૫) પુછેલી સુરતમાં કપડા વગેરે ખરીદીને આપવા જાઈઝ છે. તેનાથી તમારી જવાબદારી પુરી થઈ જશે. (બહરુર્રાઈક : ૮ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૩) કુરબાનીના ચામડાની રકમ તલબાને આપવી બહેતર છે કે કોઈ યતીમ કે વિધવાને ?

**સવાલ (૧૯૫૫) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે કુરબાનીના ચામડાની રકમ ગરીબ તલબાને સ્કોલરશીપમાં આપવી બહેતર છે, અથવા ગામના ગરીબ અને વિધવાને ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડા વેચ્યા પછી એ રકમનો હુકમ ઝકાતનો થઈ જાય છે અને ઝકાતની રકમ કયાં ખર્ચ કરવી બહેતર છે, તેના વિશે આલમગીરીમાં લખ્યું છે કે ફકીર આલિમને આપવું જાહિલ ફકીરને આપવા કરતા બહેતર છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૮૭)

ફિકહની કિતાબોના અભ્યાસથી આ વાત માલૂમ થાય છે કે આમ મસ્અલો તો આ જ છે કે ઝકાતની રકમ બીજા શહેરોના ફકીરોને આપવી મકરૂહ છે. પરંતુ બીજા શહેરમાં, જયાં ઝકાત આપનારો ઝકાત આપવા માંગે છે, દીનદાર મુસલમાન છે અને તેને આપવાથી દીનનો ફાયદો છે અથવા કોઈ મસ્લિહતનો તકાઝો છે, તો એ સુરતમાં એક શહેરની ઝકાતને બીજા શહેરમાં આપવામાં કોઈ કરાહત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦) માટે સવાલની સુરતમાં તે રકમ તલબાની સ્કોલરશીપમાં આપવી, અને તેમના કપડા અને ઈલાજ માટે આપવી બહેતર છે.

પરંતુ જો તમારી કમિટી તરફથી હેતુઓ નક્કી હોય, તો આપ ચામડા આપનારા તરફથી વકીલ છો, માટે આ હાલતમાં કમિટીના હેતુઓની વિરુદ્ધ કરવું જાઈઝ ન થશે. હેતુઓ અને નિયમો પ્રમાણે એ રકમ વહેંચવી જરૂરી છે. કારણ કે તમારી કમિટીને તેના હેતુઓ પ્રમાણે મદદ મળે છે. (અબૂદાવૂદ : ૨ / ૫૦૫, ૫૦૬, હદીસ નં.૩૫૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) કુરબાનીના ચામડાની કિંમત સોસાયટીના બાંધકામ અને સમારકામમાં વાપરવી

**સવાલ (૧૯૫૬) :** અમારે ત્યાં એક મુસ્લિમ સોસાયટી છે, આ સોસાયટી દરેક બકરી ઈદના મોકા પર એ એલાન કરે છે કે " તમામ લોકોથી દરખ્વાસ્ત છે કે

કુરબાનીના ચામડા અહીંયા સોસાયટીમાં જ જમા કરે. " ત્યાર પછી સોસાયટી એ ચામડા વેચીને તેનાથી મળતી રકમ દ્વારા ખુરસીઓ વગેરે ખરીદે છે અને એ ખુરસીઓને ખુશી અને ગમીના મોકા પર ગરીબ અને માલદાર બધાને ભાડે આપે છે. અને એ ભાડાની રકમ એકત્ર કરીને સોસાયટીના બાંધકામ અને સમારકામમાં વાપરે છે, તો સવાલ એ છે કે આ રીતે કરવું જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ચામડા સોસાયટીના સભ્યોએ વેચી દીધા, તો એ રકમ ઝકાતના હુકમમાં થઈ ગઈ, તેનો સદકો કરવો વાજિબ છે. એટલે એ રકમનો કોઈ ગરીબ અને ફકીરને માલિક બનાવવો જરૂરી છે. અને જયાં સુધી ગરીબને તેનો માલિક નહીં બનાવે, જિમ્મેદારી અદા થશે નહીં. માટે સોસાયટીના સભ્યોનું આ રકમથી ખુરસીઓ ખરીદવી અને તેને ભાડે આપવી જાઈઝ નથી. તેમાં માલિકી જોવા મળતી નથી. (અલ મુહીતુલ બુરહાની : ૬ /૯૫)

હા એ થઈ શકે છે કે કોઈ ગરીબને એ ખુરસીઓનો માલિક બનાવી દેવામાં આવે, પછી એ ગરીબ પોતાની ખુશીથી સોસાયટીમાં હદિયો – ભેટ કરી દે, તો આ સુરત જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કુરબાનીના ચામડા મજુરીમાં આપવા

**સવાલ (૧૯૫૭) :** એક વ્યકિતએ બકરીની કુરબાની કરી. બકરીને ઝબહ કરવા માટે તેણે પોતાના કાકાના છોકરાને મજુરી પર નક્કી કર્યો. મજુરીમાં આસપાસના ગામોમાં ૨૦ – ૨૨ રૂપિયા ચાલે છે. પરંતુ તેણે મજુરી માત્ર પાંચ રૂપિયા આપી અને સાથે બકરાનું ચામડું આપી દીધું. જયારે તેણે કહયું તો તેણે બતાવ્યું કે મેં સાથે ચામડું પણ લિલ્લાહ આપ્યું છે. એટલે આટલી મજુરી કાફી છે. તો હવે સવાલ એ છે કે લેનારો વ્યકિત ગરીબ નથી. બલકે જાતે તેની ઉપર ઝકાત, ફિતરો અને કુરબાની વાજિબ છે. તો હવે તેણે જે ચામડું લીધું છે, તેનું શું કરે ? તેને વેચીને વાપરી શકે છે? અને આપનારા વ્યકિતની કુરબાની અદા થશે કે નહીં ? તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મજુરીમાં ચામડું આપવું જાઈઝ નથી. અને જો આપશે, તો તેની કિંમત જેટલી રકમ સદકો કરવો તેની ઉપર જરૂરી છે. નહીં તો તેની કુરબાની એટલી અધુરી ગણાશે (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૯) અલબત્ત મજુર જાતે રાજી ખુશીથી પોતાની મજુરી ૫–૬ રૂપિયા લઈ લે, તો જાઈઝ છે, તેને એ હક છે કે કોઈથી ૧૦૦ રૂપિયા મજુરી નકકી કરી લે, તો કોઈનાથી ૫૦ રૂપિયા અને કોઈનાથી ૨૫ રૂપિયા, (અલ મુહીતુલ બુરહાની : ૭ / ૩૯૮) તો આ રીતે કુરબાની સહીહ થઈ જશે.

ચામડું માલદાર અને ગરીબ બધાને આપી શકાય છે. ગોશતનો પણ એ જ હુકમ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૮૧) પરંતુ ચામડું અને ગોશત મજુરીમાં આપવું જાઈઝ નથી. એવી રીતે જો ચામડું વેચી નાંખ્યું, તો તેની કિંમત માત્ર ગરીબને આપવી પડશે. માલદારને આપવી જાઈઝ નથી. (તબ્યીનુલ હકાઈક : ૬/૮) પરંતુ જો માલદારને ચામડું આપ્યું હોય, તો તે માલદાર એ ચામડાને વેચીને રકમ પોતાના ઉપયોગમાં લાવી શકે છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૮૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) મય્યિતના ફકન – દફનમાં કુરબાનીના ચામડાની રકમ વાપરવી

**સવાલ (૧૯૫૮) :** કુરબાનીના ચામડા અહીંયા અંજુમનમાં આપવામાં આવે છે. અંજુમન તરફથી મુર્દાઓના કફન – દફનની વ્યવસ્થા થાય છે. અંજુમનના સભ્યો એ ચામડા વેચીને પ્રાપ્ત થનારી રકમને કફન – દફનમાં વાપરે છે. એક હાફિઝ સાહેબનું કહેવું છે કે ચામડાઓની રકમને આ અંજુમનમાં વાપરવી જાઈઝ નથી. કારણ કે મય્યિત માલિક બની શકતો નથી. અને આમાં માલિક બનાવવું જરૂરી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હાફિઝ સાહેબનું કહેવું સહીહ છે, કુરબાનીના ચામડાથી જે રકમ મળશે તેનો હુકમ ઝકાત જેવો છે, અને તેમાં માલિક બનાવવો જરૂરી છે. માટે કફન, દફનમાં તેનો ઉપયોગ જાઈઝ નહીં થાય. સભ્યો ગુનેહગાર થશે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૧)

અલબત્ત ગરીબોના કફન, દફન માટે અંજુમનના જિમ્મેદાર, મરહૂમીનના ગરીબ રિશ્તેદારને એ રકમના માલિક બનાવી દે અને એ રિશ્તેદાર પોતાની ખુશીથી

એ મય્યિતના કફનમાં એ રકમ વાપરે, તો જાઈઝ છે. એવી રીતે કબર ખોદવાની મજુરીમાં પણ એવું કરી શકાય છે એટલે મરહૂમના કોઈ ગરીબ રિશ્તેદારને તેનો માલિક બનાવવામાં આવે. અને તે કબર ખોદનારાને પોતાના તરફથી તેની મજુરી અદા કરી દે. આ રીતે કરવાથી જિમ્મેદારોની જિમ્મેદારી અદા થઈ જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૪૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) કુરબાનીના ચામડાની રકમ મસ્જિદમાં વાપરવી

**સવાલ (૧૯૫૯) :** એક જમાતે કુરબાનીના ચામડાની રકમ ભેગી કરી છે. તેમને ત્યાં મસ્જિદ પર કરજ છે અને મુતવલ્લિઓ મસ્જિદનો ખર્ચ પુરો કરતા નથી, તો મસ્જિદના કામ માટે ભેગી કરેલી ચામડાની રકમ આપી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનું ચામડું કુરબાની કરનારાએ વાપરવું જાઈઝ છે. પરંતુ વેચવાથી એ રકમ ઝકાતના હુકમમાં આવી જાય છે. એટલે ગરીબોને માલિક બનાવવા જરૂરી છે. (અલ મુહીતુલ બુરહાની : ૬ /૯૫) માટે એ રકમ મસ્જિદમાં ડાયરેકટ આપવી જાઈઝ નથી, કોઈ ગરીબને માલિક બનાવી દે પછી તે મસ્જિમાં આપી શકે છે. (બહરુર્રાઈક : ૫ / ૨૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) કુરબાનીના ચામડા મસ્જિદ, મદ્રસા અથવા મુદર્રિસના પગારમાં આપવા

**સવાલ (૧૯૬૦) :** કુરબાનીના ચામડા મસ્જિદ, મદ્રસા અથવા મુદર્રિસના પગારમાં આપવા જાઈઝ છે ? તેમજ મદ્રસાના મુદર્રિસોના પગારમાં તેની રકમને વાપરવી જાઈઝ છે કે નહીં ? ગયા વર્ષના કુરબાનીના જાનવરોના ચામડાની રકમ જમા છે. એ રકમથી મસ્જિદ માટે પાણીની મોટર ખરીદી શકાય છે કે નહીં ? મસ્જિદના મુઅઝ્ઝિન અથવા કોઈ ગરીબને આ ચામડા આપવા બહેતર છે અથવા મસ્જિદ અને મદ્રસામાં ? તફસીલથી જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડાને જો વેચી દેવામાં આવે તો તેનાથી મળેલી રકમના એ લોકોને માલિક બનાવવા જરૂરી છે, જે ઝકાતના હકદાર છે. એટલે મસ્જિદ, મદ્રસા, ઈમામ, મુઅઝ્ઝિન અને મુદર્રિસના પગારમાં આપવી જાઈઝ નથી. આપનારા

મુતવલ્લિઓ ગુનેહગાર થશે. ચામડું જાતે વાપરવું પણ જાઈઝ છે. અને ગરીબોને આપવું પણ જાઈઝ છે. તેમજ તેને વેચીને કોઈ ગરીબને કુર્આન શરીફ અને દીની કિતાબો ખરીદીને આપવી પણ જાઈઝ છે. (અલમુહીતુલ બુરહાની : ૬ / ૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) કુરબાનીના ચામડા અને તેનાથી પ્રાપ્ત થતી રકમનો શરઈ હુકમ

**સવાલ (૧૦૬૧) :** કોઈ કુરબાનીના ચામડા મસ્જિદ, મદ્રસામાં આપે અને મુતવલ્લી સાહેબ તેને વેચીને તેની રકમ મસ્જિદના કામોમાં વાપરે તો એ જાઈઝ છે કે નહીં ? અને જો મસ્જિદના કામમાં વાપરવા જાઈઝ નથી તો એ રકમને કયાં વાપરી શકાય ? શું કફન – દફનમાં વાપરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડા વેચીને તેની કિંમત મસ્જિદમાં વાપરવી જાઈઝ નથી, ચામડાને વેચ્યા પછી તેનાથી મળનારી રકમનો હુકમ ઝકાતની રકમ જેવો છે. કોઈ ગરીબ અને ફકીરને તેનો માલિક બનાવવો જરૂરી છે. મુતવલ્લીઓ અને ટ્રસ્ટીઓ તેના વકીલ છે, તેમની જિમ્મેદારી છે કે તે લોકો એ રકમને એવા કામોમાં વાપરે, જેનાથી તેમની જિમ્મેદારી પુરી થઈ જાય. ગરીબ તલબાને કિતાબો, કુર્આન શરીફ, વગેરે ખરીદીને તેના માલિક બનાવી દે, તો જિમ્મેદારી અદા થઈ જશે.

(અલમુહીતુલ બુરહાની : ૬ /૯૫)

એ રકમને કફન, દફનમાં પણ વાપરી શકાય નહીં. હાં, એવું કરવામાં આવે કે એ રકમ કોઈ ગરીબને આપી દેવામાં આવે અને તેને તરગીબ – પ્રોત્સાહન આપવામાં આવે કે તેને ફલાણાંના કફન, દફન માટે આપે. તમને ખૂબ જ સવાબ મળશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) કુરબાનીના ચામડાની રકમનો સદકો કયારે કરે ?

**સવાલ (૧૯૬૨) :** કુરબાનીના ચામડાને વેચીને કુરબાનીના દિવસોમાં આવેલી રકમનો જ સદકો કરવો જરૂરી છે. અથવા બાદમાં પણ સદકો કરે તો જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ચામડું વેચીને તેની કિંમતનો સદકો કરવો જરૂરી છે. પરંતુ કુરબાનીના દિવસોમાં જ તેનો સદકો કરવો જરૂરી નથી. જયારે પણ સદકો કરશે. વાજિબ જિમ્મેથી અદા થઈ જશે. પરંતુ બહેતર એ છે કે વહેલી તકે તેનો સદકો કરી દેવામાં આવે. (બહરુર્રાઈક : ૮ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) કુરબાનીના ચામડાની રકમ ઝકાત ખર્ચ કરવાની જગ્યાઓ સિવાય વાપરવી

**સવાલ (૧૯૬૩) :** કુરબાનીના ચામડાની રકમ કબ્રસ્તાનની દિવાલ બનાવવામાં વાપરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડાનો ઉપયોગ, કુરબાની કરનારો જાતે કરી શકે છે. માલદાર અથવા ગરીબ જેણે પણ આપે જાઈઝ છે. પરંતુ જો વેચી દે, તો પ્રાપ્ત થનારી રકમનો હુકમ ઝકાતના રૂપિયા જેવો છે. એટલે તેને વેચવાથી જે રકમ પ્રાપ્ત થશે. તેને ઝકાત ખર્ચ કરવાની જગ્યાઓમાં વાપરવી જાઈઝ છે. કબ્રસ્તાનની દિવાલ, મસ્જિદ, મદ્રસામાં વાપરવી જાઈઝ નથી. (અલમુહીતુલ બુરહાની : ૬ /૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ઝકાત અને કુરબાનીના ચામડાની રકમ મુદર્રિસોના પગારમાં આપવી

**સવાલ (૧૯૬૪) :** (૧) અમારા ગામમાં મદ્રસાના મુદર્રિસના પગારમાં ઝકાતના રૂપિયા વાપરવા પડે છે, તો શું અમે કુરબાનીના ચામડાના રૂપિયાને પગારમાં વાપરી શકીએ છીએ ?

(૨) કુરબાનીના ચામડાના રૂપિયાઓથી મદ્રસાના ગાદલા બનાવી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) કુરબાનીના ચામડાનો માલિક જાતે ચામડું વેચે અથવા કોઈ અંજુમનમાં આપે, પછી તે વેચી દે, બંને સુરતોના રૂપિયાનો હુકમ ઝકાતના રૂપિયા જેવો છે. વર્ણન કરેલી રકમથી મુદર્રિસનો પગાર આપવો જાઈઝ નથી. માટે ગામના લોકો ગામની ઝકાત લઈને પગાર આપે છે, એ જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૧૯૦)

(૨) કુરબાનીના ચામડાની રકમથી ગાદલા બનાવીને મસ્જિદ, મદ્રસામાં આપવા જાઈઝ નથી. વર્ણન કરેલી રકમથી ગરીબોના કપડા, કિતાબો, સ્કૂલ ફી વગેરેમાં આપવી જાઈઝ છે. એવું પણ થઈ શકે છે કે ગામના પઢનારા તમામ તાલિબે ઈલ્મ માટે મહિનાની ફી નક્કી કરી દેવામાં આવે અને ગરીબોના છોકરાઓને ઝકાત અથવા ચામડાની રકમ આપવામાં આવે. આપ જિમ્મેદારીમાંથી મુકત થઈ જશો. (હિદાયહ : ૪ / ૩૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) કુરબાનીના ચામડાની રકમથી મસ્જિદના જાજરા અને ગુસલખાનામાં પથ્થર લગાવવા

**સવાલ (૧૯૬૫) :** અમારે ત્યાં મસ્જિદના એક રૂમમાં જયાં જાજરૂ અને બાથરૂમ છે. તેના અડધા ભાગમાં ટાઈલ્સ નથી. અમે ગામવાળાઓએ તેના માટે કુરબાનીના ચામડા ભેગા કર્યા છે. એ રકમથી વર્ણન કરેલી જગ્યામાં પથ્થર લગાવીશું, તો એ રકમને ઉપરોકત કામમાં વાપરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડા વેચ્યા પછી પ્રાપ્ત થતી રકમનો હુકમ, ઝકાત સદકએ ફિત્ર અને સદકએ વાજિબ જેવો હોય છે કે કોઈ ગરીબને તેની કિંમતનો માલિક બનાવવો જરૂરી છે. એટલે એ રકમથી મસ્જિદના જાજરા અને બાથરૂમમાં ટાઈલ્સ લગાવવી દુરુસ્ત નથી.

આ કામ માટે જાઈઝ તરીકો એ છે કે કોઈ ગરીબ કોઈ માલદાર પાસેથી કંઈક કરજ લઈને ટાઈલ્સ લગાવવા માટે મુતવલ્લીને લિલ્લાહ રકમ આપી દે. પછી મુતવલ્લી વર્ણન કરેલી ખાલની કિંમતનો એ કરજદાર ગરીબને માલિક બનાવી દે, તે ગરીબ વ્યકિત એ રકમથી પોતાનું કરજ અદા કરી દે. તો તેનાથી ગરીબને પથ્થર બેસાડવાનો સવાબ મળી જશે અને તેનું કરજ પણ અદા થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) કુરબાનીના ચામડાનો ઉપયોગ

**સવાલ (૧૯૬૬) :** અમારે ત્યાં પહેલા કુરબાનીના ચામડા લોકો જાતે વેચતા હતા અને તેનાથી મળતી રકમ, જેને ઈચ્છે આપી દેતા. બાદમાં મશ્વરો કરીને તમામ ચામડાઓને એક બાજુ ભેગા કરીને તેની હરાજી કરવા લાગ્યા. તેનાથી વધારે રકમ

મળવા લાગી અને એ રકમને ગરીબોમાં વહેંચવા લાગ્યા. પછી લોકોએ નક્કી કર્યુ કે એવી જગ્યાએ વાપરવામાં આવે, જેનો સવાબ કાયમી હોય અને તે સદકએ જારિયહ બને. કેટલાક લોકોએ કહયું કે કોઈ દારૂલ ઉલૂમમાં રકમ આપી દેવામાં આવે અથવા તેનાથી કોઈ દીની અને તબ્લીગી સાહિત્ય છપાવવામાં આવે અને દીનનો પ્રચાર કરવામાં આવે. કેટલાક લોકોનું કહેવું છે કે તેનાથી ગરીબ અને વિધવા ઓરતોની મદદ કરવામાં આવે. આ બધી સુરતોમાં સૌથી ઉત્તમ શું છે ? આ રકમ બહાર કોઈ મદ્રસા અથવા દારૂલ ઉલૂમમાં આપી શકાય છે કે નહીં ? કઈ જગ્યાએ આપવાથી વધારે સવાબ મળશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનું ચામડું કુરબાની કરનારો જાતે વાપરવા માંગે, તો વાપરી શકે છે. પરંતુ તેને વેચી દીધું, તો તેનો હુકમ ઝકાતની રકમ જેવો છે. એટલે જે ઝકાતના હકદાર છે. તેમને એ રકમના માલિક બનાવવા જરૂરી છે. વધારે સવાબ માટે ગામના ગરીબ છોકરા જે દીની તાલીમ મેળવી રહયા છે, તેમના માટે કપડા અને જરૂરી વસ્તુઓ ખરીદીને તેમને માલિક બનાવી દો કે તેઓ આલિમ બનીને દીનની ખિદમત કરી શકે, તેમનાથી નફો બાકી રહેશે. એવી રીતે ગામની સ્કુલના છોકરાઓ પર ખર્ચ કરો અથવા દીની કિતાબો ખરીદીને ગરીબોને તેમના માલિક બનાવી દો. જિમ્મેદારી પુરી થઈ જશે. મસ્જિદ અને સાહિત્યના પ્રકાશનમાં એ રકમનો શરઈ હિલો કર્યા વગર વાપરવી જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) કુરબાનીનું ચામડું મસ્જિદ અથવા મદ્રસામાં આપવું

**સવાલ (૧૯૬૭) :** કુરબાનીના ચામડાનો ઉપયોગ શું છે ? મસ્જિદમાં તેને આપી શકીએ છીએ કે નહીં ? દીની મદ્રસામાં તેને આપી શકીએ છીએ કે નહીં ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડાને માલિક જાતે વાપરી શકે છે અથવા જેને ઈચ્છે માલિક બનાવી શકે છે. પરંતુ ચામડાને વેચ્યા પછી પ્રાપ્ત થતી રકમનો હુકમ ઝકાત જેવો છે કે તેનો ખર્ચ ઝકાતના ખર્ચ કરવાના કાર્યોમાં જ કરી શકાય છે. માટે વેચીને મદ્રસાના તલબા પર ખર્ચ કરી શકાય છે. તેનાથી પ્રાપ્ત થતી રકમ મસ્જિદમાં ખર્ચ કરી શકાતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) વસ્તીમાં બનાવવામાં આવેલી કમિટીથી લોકો નારાજ હોવા છતાં કુરબાનીના ચામડા વસુલ કરવા

**સવાલ (૧૯૬૮) :** અમારા ગામમાં એહલે સુન્નત વલ જમાત તરફથી એક કમિટી બનાવવામાં આવી છે. તેને એ એલાન કર્યુ છે કે ગામના તમામ લોકો કુરબાનીના તમામ ચામડા એક નક્કી કરેલ વ્યકિતને માલિક બનાવીને આપશે, જો કુરબાનીના જાનવરનો માલિક તેની ઉપર રાજી ન હોય અને તેને માત્ર આ કાનૂનને લીધે મજબૂરીમાં પોતાનું ચામડુ આપવું પડે, તો શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતે હુકમોની પાબંદી તમામ મુસલમાનો ઉપર સમાન રાખી છે. ભલે કોઈ વ્યકિત હોય અથવા કમિટી, કોઈ શરીઅતની વિરુદ્ધ પોતાના કાનૂન પ્રમાણે અમલ કરી શકતો નથી. માટે શરીઅતના હુકમ પ્રમાણે દરેક મુસલમાન માટે ગુંજાઈશ છે કે તે ઈચ્છે તો કુરબાનીના જાનવરનું ચામડું જાતે વાપરે અથવા કોઈ ગરીબને આપી દે અથવા વેચીને તેની કિંમત કોઈ ગરીબને આપી દે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૧) બંને સુરતો જાઈઝ છે. માટે વર્ણન કરેલી કમિટી તરફથી જબરદસ્તી ચામડા વસુલ કરવા જાઈઝ નથી. જો ગામના લોકો પોતાની ખુશીથી ચામડા આપે તો કમિટી માટે તેનો બંદોબસ્ત કરવો જાઈઝ છે. પરંતુ કોઈ અણગમા સાથે તેનાથી લેવા હરામ છે, અમુક જગ્યાએ એવું પણ સાંભળ્યું છે કે ન આપનારા પર માલી દંડ પણ વસુલ કરવામાં આવે છે આ બિલ્કુલ હરામ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૫૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) કુરબાનીના ચામડાની રકમનો હિલો કરીને તેનાથી ઉસ્તાદનો પગાર આપવો

**સવાલ (૧૯૬૯) :** અમારા ગામમાં બકરી ઈદના મોકા પર જાનવરોની કુરબાની થાય છે, તેના ચામડાને લોકો સદકા રૂપે ગામની કમિટીને આપે છે. કમિટીવાળા તેને વેચીને તેની રકમ છ વર્ષથી ગરીબ અને જરૂરતમંદોને આપતા હતા. પરંતુ આ વર્ષે એ રૂપિયાઓનો હિલો કરીને ગામના મદ્રસાના એક ઉસ્તાદનો પગાર તેમાંથી આપવામાં આવ્યો છે. શું આ પ્રકારનો હિલો કરવાથી ગરીબ અને જરૂરતમંદ લોકોનો હક બરબાદ થશે ? જો હક બરબાદ થાય છે તો હિલો કરીને તેને ઉસ્તાદના

પગાર રૂપે આપવો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હિલો કરીને મદ્રસાના ઉસ્તાદના પગારમાં વાપરવાથી ટ્રસ્ટીઓની જિમ્મેદારી અદા થઈ જશે અને ચામડું આપનારાની કુરબાની પણ સહીહ થઈ જશે. પરંતુ ચામડું વેચ્યા પછી તે રકમના સહીહ હકદાર, યતીમ, વિધવા અને ગરીબ છે. તેમને વંચિત રાખવા ઠીક નથી. (અલમબ્સૂત : ૩૦ / ૨૧૦) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) કુરબાનીનું ચામડું મજુરીમાં આપવું

**સવાલ (૧૯૭૦) :** કુરબાનીનું ચામડું કસાઈને પસંદ આવ્યું, તો તેને આપી દીધું અને મજુરી ન આપી. બાદમાં કસાઈએ ચામડું વેચીને તેની રકમ પોતે વાપરી નાંખી. પછી કુરબાની કરનારાએ એ ચામડાના બદલામાં રકમ મસ્જિદના મુતવલ્લી ને આપી. આ રીતે કરવાથી કુરબાની સહીહ થશે કે નહીં ? જો સહીહ ન થઈ તો તેના સહીહ હોવાનો તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનું ચામડું મજુરીમાં આપવું જાઈઝ નથી. મજુરી અલગથી આપવી જરૂરી છે, જયારે ચામડું મજુરીમાં આપી દીધું, તો તેની કિંમતનો સદકો કરવો વાજિબ છે.

પુછેલા સવાલમાં છે કે બાદમાં ચામડાની રકમ મસ્જિદના મુતવલ્લીને આપી દીધી, તો યાદ રહે કે એ રકમનો ઉપયોગ મસ્જિદમાં જાઈઝ નથી. ચામડું વેચવા પછી તેની રકમ ઝકાતના હુકમમાં છે. ઝકાતના હકદાર ગરીબ, વિધવાને માલિક બનાવવા જરૂરી છે. એ રકમને મદ્રસાના ગરીબ બાળકોને કિતાબો, કુર્આને પાક વગેરે ખરીદવા આપવાથી જિમ્મેદારી પુરી થઈ જશે અથવા એ રકમને ગરીબોમાં વચેંચી દે. નહીં તો કુરબાની અધુરી રહેશે. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) કસાઈને મજુરી પેટે કુરબાનીનું ચામડું આપવું

**સવાલ (૧૯૭૧) :** ગામમાં કુરબાનીના ચામડા ફકીર (કસાઈ)ને આપવામાં આવે છે. તો તેને મજુરીમાં રૂપિયા આપવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફકીર કસાઈ (જાનવરને ઝબહ કરનારા અને સફાઈ કરનારા) ને ચામડું, મજુરીમાં આપવું જાઈઝ નથી. (મજમઉલ અન્હુર : ૨ / ૫૨૨)

જો મજુરીમાં ચામડું આપવામાં આવ્યું છે, તો ચામડાની કિંમત જેટલી રકમ કુરબાની કરનારાને જિમ્મે સદકો કરવો વાજિબ છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૪ / ૩૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) મજુરી આપ્યા પછી કસાઈને કુરબાનીનું ચામડું આપવું

**સવાલ (૧૯૭૨) :** કસાઈ (જાનવરને ઝબહ કરનારા) ને તેની મજુરી આપ્યા પછી ચામડું આપવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કસાઈને તેની મજુરી આપ્યા પછી ચામડું આપી દેવું જાઈઝ છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૪ / ૩૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) કુરબાનીના ચામડાને સહીહ ખર્ચ કરવાની જગ્યા ક્યાં છે ?

**સવાલ (૧૯૭૩) :** દર વર્ષે ગામમાં લગભગ ૧૫ – ૨૦ કુરબાનીઓ થાય છે, કુરબાનીના જાનવરોના ચામડા માટે ગામમાં એ રિવાજ છે કે ઝબહ કરનારા શાહ (ફકીર) ને એ ચામડા મફતમાં આપવામાં આવે છે અને અલગથી તેમના ઝબહની મજુરી પણ આપવામાં આવે છે. હાલાંકે તેમની આર્થિક પરિસ્થિતિ સારી છે. તેમની પાસે બે ભેંસ અને પાંચ વીઘા જમીન છે. એવી સુરતમાં એ ચામડાની રકમથી સારી એવી કિતાબો ખરીદીને કુતુબખાનું બનાવી શકાય છે. તેનાથી લોકો સારી કિતાબો વાંચીને દીની ઈલ્મ હાસિલ કરશે, અથવા મદ્રસાના બાળકો માટે બેસવાનો સારો બંદોબસ્ત નથી. ઠંડીની મોસમમાં બાળકો ધ્રુજે છે. તો ચામડાની રકમથી કિતાબો અથવા મદ્રસા માટે જરૂરી વસ્તુઓ ખરીદી શકાય છે કે નહીં ? ગામમાં લોકો મફતમાં ચામડા આપી દે છે તો તેને કારણે કુરબાનીમાં કોઈ ખામી આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનું ચામડું માલિક જાતે વાપરે અથવા કોઈને કિંમત વગર સદકો કરી દે, જાઈઝ છે. જો ઝબહ કરનારાને મજુરી વગર પણ આપી દે. તો પણ જાઈઝ છે.

પરંતુ કુરબાની કરનારો જયારે ચામડું વેચી દે તો પ્રાપ્ત થયેલી રકમનો હુકમ

ઝકાતના હુકમમાં છે. ઝકાતના હકદારોને માલિક બનાવવા જરૂરી છે.

મદ્રસા માટે એ રકમથી કિતાબો ખરીદવી જાઈઝ નથી. પરંતુ કુરબાની કરનારાએ એ રકમનો માલિક કોઈ ગરીબને બનાવી દીધો અને ગરીબ વ્યકિત ખરીદીને કિતાબો મસ્જિદ અથવા મદ્રસામાં આપે તો જાઈઝ છે. એવી રીતે ચામડાને વેચીને તેની ચટાઈઓ ખરીદવી પણ જાઈઝ નથી. પરંતુ કુર્આને પાક અથવા કિતાબો ખરીદીને એવા ગરીબ છોકરાઓને આપી હોય જે ઝકાતના હકદાર છે તો જાઈઝ છે. ચામડું વેચવા પછી પ્રાપ્ત થનારી રકમનો હુકમ ઝકાતનો છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) કુરબાનીના ચામડાની રકમથી કબ્રસ્તાનની દિવાલ બનાવવી

**સવાલ (૧૯૭૪) :** મારી પાસે કુરબાનીના ચામડાની રકમ છે. જેને મેં ગરીબ અને મોહતાજ લોકોને આપીને હીલો કર્યો છે અને તેમનાથી ઈજાઝત લીધી છે કે હું એ રકમને જે કામમાં વાપરવા માંગુ, વાપરી શકું છું મારો ઈરાદો એ રકમથી એ છે કે કબ્રસ્તાનની દિવાલ બનાવું. જેથી કોઈ જાનવર તેમાં દાખલ ન થાય, તો શું એ રકમ એ કામમાં વાપરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડાને જયાં સુધી વ્યકિત વેચે નહીં, કુરબાની કરનારો માલિક તેને પોતાના કામમાં લાવી શકે છે. વેચવા પછી એ રકમનો હુકમ ઝકાતનો છે. ગરીબ ફકીરને તેનો માલિક બનાવવો જરૂરી છે. જયારે આપે ગરીબ મુસલમાનને કુરબાનીના ચામડાનો માલિક બનાવી દીધો અને ગરીબ મુસલમાને એ રકમને તમારા લખવા પ્રમાણે કબ્રસ્તાનની દિવાલ બનાવવા માટે આપી દીધી. તો એ કામમાં વાપરવી જાઈઝ છે. (બહુરુર્રાઈક : ૫ / ૨૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) કુરબાનીના ચામડાની રકમથી કબ્રસ્તાનની વાડ બનાવવી

**સવાલ (૧૯૭૫) :** કુરબાનીના ચામડા વેચીને પ્રાપ્ત થનારી રકમને કબ્રસ્તાનની ચારે તરફ વાડ બનાવવામાં વાપરી શકાય કે નહીં ? તફસીલથી હવાલા સાથે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની કરનારો, પોતાની કુરબાનીનું ચામડું જાતે વાપરી શકે છે. પરંતુ ચામડાને વેચ્યા પછી જે આવશે તેનો હુકમ ઝકાત જેવો છે. એટલે તેનો ગરીબોને માલિક બનાવવા જરૂરી છે. ગરીબને માલિક બનાવ્યા વગર કબ્રસ્તાનની વાડ બનાવવામાં વાપરવી જાઈઝ નથી.

જો કબ્રસ્તાનની વાડ માટે રકમનો કોઈ પણ રીતે બંદોબસ્ત ન થઈ શકે, તો એ રકમનો હિલો કર્યા પછી તેમાં વાપરી શકાય છે. એટલે કોઈ ગરીબને એ રકમનો માલિક બનાવી દે. પછી તેને તરગીબ આપે કે તમે પોતાના તરફથી કબ્રસ્તાનની વાડ બનાવડાવી દો. અલ્લાહ મહાન સવાબ આપશે. આ રીતે હિલો કરીને કબ્રસ્તાનની દિવાલ – વાડ બનાવી શકાય છે.

આપના માટે આટલો જવાબ કાફી છે. તફસીલથી સમજવા માટે મદ્રસામાં દાખલો લઈને પઢો અથવા મસ્અલો સમજવા માટે વખત કાઢીને, સફર કરીને એક દિવસ આપ મારા મહેમાન બનો. માત્ર એક કાર્ડમાં આનાથી વધારે તફસીલી જવાબની ગુંજાઈશ નથી અને ન તેની જરૂરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) કુરબાનીનું ચામડું મદ્રસામાં આપવું

**સવાલ (૧૯૭૬) :** અમારે ત્યાં અંજુમને ઈસ્લામ છે. તેની કોઈ ખાસ આવક નથી. ચંદા દ્વારા મદ્રસાને ચલાવવામાં આવે છે. એવી રીતે મુસલમાન ગરીબ બાળકોને સ્કુલ અને મકતબની કિતાબો અને મુદર્રિસોના પગાર માટે દર વર્ષે કુરબાનીના ચામડા વસુલ કરવામાં આવે છે અને તેને વેચીને જરૂરીયાત પુરી કરવામાં આવે છે. સવાલ એ છે કે આ રીતે કુરબાનીના ચામડા મદ્રસામાં આપી શકાય છે કે નહીં ?

જરૂરી નોંધ : અમારે ત્યાં બિદઅતીઓના કેટલાક ફિતના કરનારા એ મકસદથી કે "અંજુમને ઈસ્લામ" માં ચામડા ન પહોંચે, પરચા છપાવીંને વહેંચે છે અને મકાતિબને તોડવાની કોશિશ કરે છે. અહીંયા જમાતી ભાઈઓ ઘણાં ઓછા છે અને ખૂબ જ ગરીબ છે. તેમનાથી મકતબનો ખર્ચ પુરો થઈ શકતો નથી. એ મજબુરીને લીધે ચામડાની રકમ વાપરવામાં આવે છે. મારો વિચાર તરગીબ માટે એક પરચો છપાવવાનો છે. એટલે તરતીબથી હવાલા સાથે જવાબ આપશો.

મવલાના અશરફ રાંદેરી સાહેબથી મેં એક સવાલ કર્યો હતો કે અમે ચંદો

મકતબ માટે કરીએ છીએ. અમારે ત્યાં આ પ્રકારની મજબુરી છે. તબ્લીગી જમાતના સાથીઓ ઘણાં ઓછા છે. અને જે છે તે ખૂબ જ ગરીબ છે. મુદર્રિસોનો ખર્ચ પુરો કરી શકતા નથી. તો આ મજબુરીમાં ઝકાત લઈ શકીએ છીએ કે નહીં ? લોકો લિલ્લાહ રકમ ઘણી ઓછી આપે છે.

તો મવલાનાએ જવાબ આપ્યો હતો કે જો એવી સખત મજબુરી હોય, તો લઈ શકાય છે. તો મારો હેતુ એ છે કે એવી સખત મજબુરીમાં કુરબાનીનું ચામડું લેવામાં આવે, તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનું ચામડું અંજુમનમાં આપવું અથવા તેને વેચીને ગરીબ બાળકો માટે કિતાબો ખરીદવી અથવા બીજી જરૂરતોમાં ખર્ચ કરવી જાઈઝ છે. ચામડું વેચ્યા પછી પ્રાપ્ત થનારી રકમનો હુકમ એવો જ છે જેવો કે ઝકાતની રકમનો છે. ગરીબોને માલિક બનાવવા જરૂરી છે. તેમને માલિક બનાવ્યા વગર કોઈ કામમાં એ રકમ લાવવી જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૮) મુદર્રિસોના પગારમાં વર્ણન કરેલી રકમ વાપરવી જાઈઝ નથી. (ફતાવા : હિન્દિય્યહ : ૧ / ૧૯૦) અને એ રકમથી ખરીદેલી કિતાબોનો પણ ગરીબને માલિક બનાવવો જરૂરી છે. જો એ રકમથી કિતાબ આ મકસદ માટે લેવામાં આવી હોય કે વર્ષ વાપરવા માટે આપવામાં આવે, પછી તેને પરત જમા કરાવી લેવામાં આવે. તો અંજુમનના જિમ્મેદારોની જિમ્મેદારી પુરી થશે નહીં. કિતાબના માલિક બનાવવા જરૂરી છે. માલિક બન્યા પછી તેઓ જાતે પોતાની ખુશીથી જમા કરાવે, તો અંજુમનના જિમ્મેદારોની જવાબદારી અદા થઈ જશે. (બહરુર્રાઈક : ૫/૨૭૫)

મવલાના અશરફ રાંદેરી સાહેબ (રહ.) એ જે વાત બતાવી છે તે પુરી તફસીલથી લખવામાં આવે, તો તેનો જવાબ આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) કુરબાનીના ચામડાની રકમ એક વર્ષથી વધારે મુદ્દત સુધી રોકી રાખવી

**સવાલ (૧૯૭૭) :** મોહતાજો અને ગરીબોની મદદ માટે સ્થાપેલ કોઈ સંસ્થા જો કુરબાનીના ચામડાની રકમ જમા કરીને તેને એક વર્ષથી વધુ મુદ્દત માટે રોકી રાખે તો કુરબાની કરનારાની કુરબાની અદા થશે કે નહીં ?

જો સમાજ કલ્યાણના કાર્યો માટે એ રકમ વાપરવી જરૂરી હોય, તો કેવી રીતે હિલો કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના ચામડાની રકમ રોકી રાખવાથી કુરબાનીની અદાયગીમાં કોઈ ફરક નહીં પડે, પરંતુ કારણ વગર તેની રકમને રોકવી જાઈઝ નથી કે તેનો હુકમ ઝકાત જેવો છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૭૧, ૨૭૨)

જો સમાજ કલ્યાણના કાર્યો માટે એ રકમને વાપરવી જરૂરી હોય, તો તેના માટે હિલાની એ શકલ અપનાવી શકાય છે. જે ઝકાતની રકમ માટે બયાન કરવામાં આવી છે. (ફતાવા હિન્દિય્યહ : ૭ / ૩૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) કુરબાનીના ચામડા મદ્રસામાં આપવા અને મદ્રસાથી તેનો હિસાબ લેવો

**સવાલ (૧૯૭૮) :** કુરબાનીના ચામડા લોકો મદ્રસા કમિટીને હવાલે કરી દે છે એ લોકો એ ચામડાઓ પર કબજો કરીને તેને વેચીને તેનાથી મળનારી રકમને મુદર્રિસો ના પગાર અને મદ્રસાના બીજા ખર્ચમાં વાપરે છે. તો શું આખી વસ્તી અથવા અમુક લોકોના ચામડા તેમને આપવા જાઈઝ છે ? તેમનું ચામડા વેચીને મળનારી રકમને મદ્રસામાં વાપરવી જાઈઝ છે ? જયારે કે તે મદ્રસામાં ઘણાં માલદારના છોકરાઓ પણ તાલીમ મેળવે છે. ચામડા મદ્રસાના સભ્યોને હવાલે કરીને, ચામડા આપનારા વસ્તીના લોકો તેમનાથી એ ચામડાઓનો હિસાબ માંગી શકે છે કે નહીં ? ચામડાના હિસાબમાં સંતોષ ન થવા પર તેમનાથી ઝઘડો કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની કરનારાએ ચામડું જાતે વપારવું જાઈઝ છે. જો તેને વેચી દીધું છે તો તેની કિંમતનો સદકો કરી દેવો વાજિબ છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ /૩૨૮) જરૂરતના મોકો પર માલિક બનાવ્યા પછી મસ્જિદ અને મદ્રસામાં તેને વાપરવા જાઈઝ છે. જો ચામડા મદ્રસામાં આપવાના છે. તો તેની સુરત એ છે કે અમુક લોકોને ચામડા હદિયો કરી દેવામાં આવે અને તે લોકો તેને વેચીને તેની કિંમત મદ્રસામાં આપી દે. (બહરુર્રાઈક : ૫ / ૨૭૫) ચામડા ભલે પુરી વસ્તીના હોય અને સેંકડોની સંખ્યામાં હોય, પરંતુ માલિકોની ખુશીથી બે–ત્રણ વ્યકિતઓને હદિયો કરી દેવામાં આવે, તો જાઈઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૮૧)

બીજી સુરત એ છે કે મદ્રસાના અમુક ગરીબ તલબા તરફથી કેટલાક લોકો તેમના વકીલ બનીને ચામડા વસુલ કરી લે અને પછી તેને વેચીને કિંમત મદ્રસામાં આપી દે. તેમજ મદ્રસામાં ચામડા હદિયો અથવા સદકો કરીને ચામડા આપનારાઓ ને હિસાબ માંગવાનો કોઈ અધિકાર નથી. કારણ કે બક્ષિસ કરનારો માલિકીમાંથી નીકળી ગયો. તો તેને તેમાં ખર્ચ કરવાનો સંપૂર્ણ અધિકાર છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૫૦૨) પરંતુ મદ્રસાના જિમ્મેદારોને હિસાબનો હક રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) કુરબાનીના ચામડાની કિંમત દ્વારા સસ્તા અનાજની દુકાનેથી અનાજ ખરીદીને હકદારોને આપવું

**સવાલ (૧૯૭૯) :** અમારા ગામમાં કુરબાનીના ચામડાની રકમથી અનાજ ખરીદીને હકદારોને આપવામાં આવે છે. અને આ વ્યવસ્થા એટલા માટે કરવામાં આવી છે કે રોકડ આપવાથી તેનો ખોટો ઉપયોગ કરે છે. એ અનાજની ખરીદારી વધુ પ્રમાણમાં થાય છે. એટલે બજાર કિંમત કરતા કંઈક ઓછી કિંમતે મળે છે, પરંતુ જો અમે એ અનાજને સસ્તા અનાજની દુકાનેથી (સરકારી દુકાનેથી) ખરીદીએ તો હજુ સસ્તી કિંમતે મળી શકે છે. કારણ કે સસ્તા અનાજની દુકાન (ગોદાઉન) વાળા બીજા રેશનકાર્ડ વાળાઓના હક મારીને અનાજ સસ્તા ભાવે વેચે છે. એટલે અમે આપનાથી એ વિશે માર્ગદર્શન માંગીએ છીએ કે શું આ સુરતમાં અમારા માટે સસ્તા અનાજની દુકાનેથી અનાજ ખરીદવું જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો સસ્તા અનાજની દુકાનવાળા રેશનકાર્ડ ધારકોનો હક મારીને વેચે છે. અને તમને એ હક મારવાનું પુરુ યકીન છે, તો તેમનાથી ખરીદવું જાઈઝ નથી. હા, જો કોઈ જગ્યાના લોકો સસ્તા અનાજની દુકાનેથી અનાજ ખરીદતા નથી અને એ કારણથી ત્યાં અનાજ પડેલું રહે છે એટલે સસ્તા અનાજની દુકાનવાળા વેચી દે છે (એટલે કોઈનો હક બરબાદ ન થતો હોય) તો તે ખરીદવામાં કોઈ વાંધો નથી. (સૂરએ નિસાઅ : ૨૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن جابر بن عبد الله رضي الله عنه- ، قال : شهدت مع رسول الله -صلى الله عليه وسلم- الأضحي بالمصلى ، فلما قضى خطبته نزل من منبره وأتي بكبش فذبحه رسول الله صلى الله عليه وسلم بيده ، وقال : بسم الله ، والله أكبر ، هذا عني ، وعمن لم يضح من أمتي .

**તર્જુમો :** હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) બયાન કરે છે કે હું બકરી ઈદની નમાઝ માટે ઈદગાહમાં નબીએ કરીમ (સલ.) સાથે હતો. જયારે આપે ખુત્બો પુરો કર્યો તો આપ (સલ.) મિમ્બરથી ઉતર્યા. આપ (સલ.) પાસે એક મેઢું – ઘેટું લાવવામાં આવ્યું. રસૂલુલ્લાહ (સલ.) એ તેને પોતાના હાથે ઝબહ કર્યુ. આપ (સલ.) એ તકબીર પઢી અને ફરમાવ્યું : આ મારા તરફથી અને મારી ઉમ્મતના તે વ્યકિતઓ તરફથી, જેમણે કુરબાની કરી નથી. (અબૂદાવૂદ : ૧ / ૩૮૮), હદીસ નં. ૨૮૧૦)

# કુરબાનીમાં શિર્કતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# કુરબાનીમાં શિર્કતનું બયાન

## (૧) બકરાની નિય્યત કરી, પછી મોટા જાનવરમાં હિસ્સો રાખી લીધો તો ?

**સવાલ (૧૯૮૦) :** એક વ્યકિત પર કુરબાની વાજિબ છે. તેણે બકરો ખરીદવાનો ઈરાદો કર્યો હતો, પરંતુ આ વર્ષે બકરાની કિંમત વધારે છે. તેથી તે મોટા જાનવરમાં એક હિસ્સો રાખવા માંગે છે. તો આ દુરુસ્ત છે કે નહીં ? અથવા બકરાની નિય્યતથી બકરો જ ખરીદવો જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મોટા જાનવરમાં એક હિસ્સો રાખવાથી પણ કુરબાની અદા થઈ જશે, કારણ કે અસલમાં એક કુરબાની કરવી વાજિબ છે. ભલે બકરાની હોય કે મોટા જાનવરની અથવા મોટા જાનવરમાં હિસ્સો નાંખો, બધું જાઈઝ છે. માટે જો મોટા જાનવરમાં એક હિસ્સો કુરબાનીનો રાખી લીધો, તો વાજિબ અદા થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૨) મોટા જાનવરની કુરબાનીમાં કોઈ હિસ્સેદાર સદકાની નિય્યત કરે

**સવાલ (૧૯૮૧) :** કુરબાનીના જાનવરમાં સાત અલગ અલગ ભાગો છે, તેમાં સદકાની નિય્યત કરવી દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસ્તહબ એ છે કે કુરબાનીના જાનવરમાં બધા હિસ્સેદારોની નિય્યત કુરબાનીની હોય, પરંતુ જો કોઈ કુરબાની સિવાય બીજી (ઈબાદતની) નિય્યત કરી લે, તો તેની પણ ગુંજાઈશ છે. જેમકે અકીકા, દમે તમત્તુઅ, દમે કિરાન, દમે ઈહસાર અથવા નફલ સદકામાંથી કોઈ વલિમાની નિય્યત કરે છે કે એ ગોશ્તથી નિકાહની દાવત ખવડાવીશ, તો પણ ગુંજાઈશ છે, કારણ કે એ પણ ઈબાદતની નિય્યત છે. અલબત્ત નિય્યત વગર ગોશ્ત ખાવા અથવા ખવડાવવાની નિય્યતથી હિસ્સેદારી જાઈઝ નથી. જો કોઈએ આવું કર્યુ, તો હિસ્સેદારોમાંથી કોઈની કુરબાની

જાઈઝ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૪)

માટે જો તમારો હેતુ સદકાથી નફલી કુરબાની છે, તો તેમાં કોઈ વાંધો નથી, મોટા જાનવરમાં એક હિસ્સો કુરબાની માટે રાખી શકો છો અને માલદાર પર એક હિસ્સો અથવા એક નાનું જાનવર કુરબાન કરવું વાજિબ છે. પરંતુ એકથી વધારે ૩,૪,૫,૬ બલકે એકલો મોટું જાનવર કુરબાન કરે છે. તો જાઈઝ છે. બલકે સવાબનું કામ છે.

રસૂલુલ્લાહ (સલ.) એ હજ્જતુલ વિદાઅમાં ૧૦૦ ઊંટોની કુરબાની કરી હતી. (બુખારી : ૧ / ૨૩૨, હદીસ નં. ૧૭૧૮) માટે કુરબાનીના દિવસોમાં નફલી સદકો નફલ કુરબાનીમાં શામિલ થઈ જશે અને કુરબાનીના દિવસોમાં કુરબાનીની નિય્યતથી ઝબહ કરવાથી વધારે સવાબ છે. (તિરમિઝી : ૧ / ૨૭૫, હદીસ નં.૧૪૯૩)

અને જો સદકાથી તમારી મુરાદ વાજિબ સદકો – મન્નત વગેરે છે, તો નિય્યત કેવી અને કેવી રીતે કરી છે તેની તફસીલ લખો, ઈન્શાઅલ્લાહ જવાબ આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) કુરબાનીમાં હિસ્સેદારે ઝબહ કરતી વખતે હાજર રહેવા વિશે એક મસ્અલો

**સવાલ (૧૯૮૨) :** મુકર્રમ વ મોહતરમ જનાબ મુફતી સાહેબ !

અસ્સલામુ અલયકુમ વ.વ.

દરખ્વાસ્ત છે કે એક મસ્અલો પેશ આવ્યો છે, જેની તરફ અમને માર્ગદર્શન આપશો.

**બનાવ !** કુરબાનીના હિસ્સેદારોમાંથી એક હિસ્સેદારે કહયું હતું કે મારી ગેર હાજરીમાં જાનવર ઝબહ ન કરવામાં આવે જયારે ઝબહ કરો, તો મને બોલાવીને મારી હાજરીમાં ઝબહ કરજો. માટે ૧૦ મી ઝિલહજ્જે ઝબહ માટે તેને બોલાવવામાં આવ્યો, તો તે ઘરે ન હતો. હિસ્સેદારોએ રાહ જોઈને ૧૧ મી ઝિલહજ્જે ઝબહ કરવાનું વિચાર્યુ, તો ફરી તેણે બોલાવ્યો, માલૂમ થયું કે તે ગામથી બહાર કયાંક ગયો છે. છેવટે હિસ્સેદારોએ જાનવર ઝબહ કરી નાંખ્યું, ૧૨મી ઝિલ હજ્જે સાંજે તે વ્યકિત આવી ગયો.

ફિકહમાં નાની નાની વિગતોને એકત્ર કરવી મુશ્કેલ છે. છતાં ફુકહાએ કિરામે પોતાની શકિત પ્રમાણે તેને મોટી સંખ્યામાં મહેનત કરીને એકત્ર કરી છે. પરંતુ વર્ણન

કરેલા વાકિયાની નોઈયત અલગ પ્રકારની છે કે કદાચ ફિકહની કિતાબમાં તેનું વર્ણન ન હોય.

**ઉસૂલ અને કયાસ :** જો હિસ્સેદારોમાંથી કોઈને મૌન રહેવાથી અને ગેર હાજર રહેવાથી દલીલ રૂપે ઈજાઝત સમજવામાં આવતી. પરંતુ જો કે એ ગેર હાજર હિસ્સેદારે પહેલાથી જ સ્પષ્ટ મનાઈ કરી છે. માટે તેના તરફથી ઈજાઝત વગર ઝબહ કરવામાં આવેલા જાનવરની કુરબાની સહીહ ન થવી જોઈએ. અને જયારે એક હિસ્સેદારની કુરબાની સહીહ ન થઈ, તો કોઈની પણ કુરબાની સહીહ ન થવી જોઈએ.

**દંડ – ભરપાઈ :** કુરબાની દુરુસ્ત ન હોવાની સુરતમાં કિંમતનો સદકો કરવો વાજિબ છે. તો જાહેર છે કે એ હિસ્સેદારને કારણે બીજા લોકોની કુરબાની દુરુસ્ત ન થઈ. એટલે તે બધાનો દંડ ભરપાઈ કરે, પરંતુ હિસ્સેદારોએ ઉતાવળ કરી અને કુરબાનીના દિવસોના ખતમ સુધી રાહ ન જોઈ એટલે દંડની રકમ તેની ઉપર ન આવવી જોઈએ. પરંતુ જો રાહ જોયા છતાં તે વ્યકિત હાજર ન રહેતો, તો દંડ આપવો પડતો. એવી રીતે તેની વિરુદ્ધ હિસ્સેદારોએ ઉતાવળથી કામ લીધું, એટલે કુરબાની બેકાર થઈ. તો હિસ્સેદાર, એ વ્યકિતને રકમ અદા કરશે કે નહીં ?

માટે નીચેના મુદ્દાઓના જવાબ જોઈએ છે. (૧) જાનવર બેકાર ગયું (૨) હિસ્સેદારો એ વ્યકિતને દંડની રકમ અદા કરે. (૩) કિમત વાજિબ થશે. ઉમ્મીદ છે કે વિચાર – વિમર્શ કરીને સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં જાનવરને કુરબાનીની નિય્યતથી ખરીદવામાં આવ્યું અથવા ખરીદયા પછી જબાનથી નિય્યત કરવામાં આવી. આ બંને સુરતોમાં વર્ણન કરેલ જાનવર કુરબાનીમાં શુમાર થશે અને બધા હિસ્સેદારોની કુરબાની થઈ જશે.

(١) وعن محمد - رحمه الله تعالى - في المنتقى : إذا اشترى شاة ليضحي بها وأضمر نية التضحية عند الشراء تصير أضحية كمانوى . (عالمگیری:۱۱۲/۵) فأما إذا اشترى شاة ، ثم أوجبها أضحية بلسانه- وهو الوجه الثالث - تصير أضحية في قولهم كذا في فتاوى قاضيخان . (عالمگیری:۱۱۳/۵)( ٢ ) ولو

ذبح أضحية غيره عن المالك بغير أمره صريحا يقع عن المالك ، ولا ضمان على الذابح استحسانا . (عالمگیری:۵/۱۱۵)

માલુમ થયું કે હિસ્સેદારે હિસ્સેદારોના મશવરાથી કોઈ જાનવરમાં કોઈ નિશ્ચિત ભાગ ખરીદયો, તો તે ભાગ કુરબાની માટે નકકી થઈ ગયો. જયાં સુધી વાત છે તેની ઈજાઝત વગર ઝબહ કરી, તો સ્પષ્ટ રહે કે હિસ્સેદારની કુરબાની (માલિકની ઈજાઝત વગર ઝબહ કરી, તો સજા નહીં લાગે) ની રોશનીમાં ઝબહ કરનારાઓ પર કોઈ સજા નહીં લાગે, એટલે કે જાનવરને ઝબહ તો કરવાનું હતું, ઝબહ કરનારાએ માલિકની મદદ કરી કે તેના જાનવરને કુરબાન કર્યુ, માટે સજા ઝબહ કરનારા પર નહીં લાગે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૩૦)

કયાસનો તકાઝો એ છે કે ઝબહ કરનારાએ દંડ અદા કરવો પડશે, પરંતુ સંમતિને પ્રથમ પસંદગી આપવામાં આવી છે. માટે સવાલની સુરતમાં ભલે હિસ્સેદાર હાજર નથી, પરંતુ જયારે હિસ્સેદારોએ વર્ણન કરેલ હિસ્સેદારને હિસ્સેદાર બનાવીને જાનવરમાં શરીક બનાવી લીધો અને શરીક થનારો હિસ્સેદાર બની ગયો અને ભાગીદારી જાતે ભાગીદારોની ઈજાઝત છે અને ફિકહનો ભાગ નં ૨ કે માલિકની સ્પષ્ટ ઈજાઝત વગર જાનવરને ઝબહ કરી દીધું તો અસલ માલિક તરફથી કુરબાની સહીહ થશે. માટે સજાનો મસ્અલો લાઝિમ નહીં આવે. અને આપે જેની ઉપર કયાસ કર્યો છે, તે કુરબાની કરનારાની ઈજાઝત વગર, તેની વાજિબ કુરબાની, કરવા વિશે છે. જયાં ન નિય્યત છે અને ન તો કુરબાની માટેનું જાનવર નકકી છે. જયારે કે સવાલની સુરતમાં જાનવર નકકી છે. કુરબાનીની નિય્યત છે. માત્ર વખતની ઈજાઝત લેવાની છે. હિસ્સેદારોએ વખતની ઈજાઝતની રિઆયત હિસ્સેદારોથી લીધી નથી. પરંતુ કુરબાનીની નિય્યત ખરીદીમાં મોજુદ છે, માટે માલિક તરફથી કુરબાની સહીહ થઈ જશે અને કોઈ પર સજા – દંડ નહીં લાગું પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) મોટા જાનવરમાં અમુક હિસ્સાની કુરબાની અને અમુક હિસ્સાનો અકીકો

**સવાલ (૧૯૮૩) :** અમે કુરબાની માટે મોટુ જાનવર ખરીદયું છે. જેમાં સાત હિસ્સા હોય છે. તેમાં પાંચ હિસ્સા કુરબાનીના છે અને બે હિસ્સા અકીકાના તો

કુરબાની અને અકીકો બંને સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના જાનવરમાં અકીકાનો હિસ્સો રાખવો જાઈઝ છે. જયારે કે મકસદ માત્ર અલ્લાહ તઆલાની ખુશી હોય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મોટા જાનવરમાં અમુક હિસ્સા કુરબાનીના અને અમુક હિસ્સા અકીકાના રાખવા

**સવાલ (૧૯૮૪) :** કુરબાનીના મોટા જાનવર દા.ત. ગાય, ભેંસ, ઊંટ વગેરે જેમાં સાત હિસ્સા હોય છે. તેમાં જો પાંચ હિસ્સા કુરબાનીના અને બે હિસ્સા અકીકાના રાખવામાં આવે અને અકીકાના ગોશ્તને પણ વહેંચી દેવામાં આવે, તો કુરબાની અને અકીકો દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સુરતમાં મોટા જાનવર (જેમાં સાત હિસ્સા હોય છે.) તેમાં કુરબાની અને અકીકો બંને રાખવો જાઈઝ છે. અમુક હિસ્સા કુરબાની અને અમુક હિસ્સા અકીકાના, પરંતુ જરૂરી છે કે કુલ હિસ્સા સાતથી વધારે ન હોય. કુરબાની અથવા અકીકાના સહીહ થવામાં તેના ગોશ્તને વહેંચવા પર નિર્ભર નથી જો કોઈએ બિલ્કુલ ગોશ્ત વહેંચ્યું નહીં અને પોતાના ઘરવાળાઓ માટે રાખી લીધું તો કોઈ ગુનોહ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) કુરબાનીના જાનવરમાં બે હિસ્સા અકીકાના રાખવા

**સવાલ (૧૯૮૫) :** કુરબાની માટે એક મોટું જાનવર છે. તેમાં પાંચ હિસ્સા કુરબાનીના છે. અને બે હિસ્સા અકીકાના છે. બધા ગોશ્તને વહેંચવાનો ઈરાદો છે. તો એ સુરતમાં કુરબાની અને અકીકો અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઊંટ, ભેંસ અને ગાય જેવા મોટા જાનવરોમાં કુરબાની અને અકીકાના હિસ્સા રાખવા જાઈઝ છે. ૩ – ૪ હિસ્સા કુરબાનીના હોય અને બીજા હિસ્સા અકીકાના હોય, તો જાઈઝ છે. બસ શરત એ છે કે કોઈ હિસ્સો સાતમા હિસ્સાથી ઓછો ન હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) એક કુરબાનીનો સવાબ એકથી વધારે લોકોને પહોંચાડવો

**સવાલ ( ૧૯૮૬) :** ત્રણ મસ્અલા પૂછવાના છે.

(૧) એક વ્યકિતએ એક બકરાની કુરબાની અથવા એક મોટા જાનવરમાં એક હિસ્સો રાખ્યો અને તેનો સવાબ એકથી વધારે લોકોને પહોંચાડયો તો શું કુરબાની સહીહ થશે કે નહીં ?

(૨) એકથી વધારે લોકોએ ભેગા મળીને થોડા થોડા રૂપિયા જમા કર્યા, તેનો એક બકરો ખરીદયો અથવા એક મોટા જાનવરના સાત હિસ્સામાંથી એક હિસ્સો ખરીદયો અને તેની આપ (સલ.) ના નામથી કુરબાની કરી. તો આ સુરત સહીહ થશે કે નહીં ?

(૩) એકથી વધારે લોકોએ અમુક રકમ ભેગી કરી અને એક બકરો અથવા એક મોટા જાનવરમાં એક હિસ્સો ખરીદયો અને તેની એકથી વધારે લોકો તરફથી કુરબાની કરી, અથવા એકથી વધારે લોકો માટે ઈસાલે સવાબ કર્યો, તો કુરબાની સહીહ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી સુરતમાં કુરબાની દુરુસ્ત છે, કારણ કે એ સુરતમાં એક જ વ્યકિત પોતાના તરફથી કુરબાની કરીને એકથી વધારે લોકોને તેનો સવાબ પહોંચાડી રહયો છે. જેવી રીતે હજ્જતુલ વિદાઅ વખતે નબીએ કરીમ (સલ.) એ એક દુમ્બુ પોતાના તરફથી કુરબાની કરીને તેનો સવાબ પુરી ઉમ્મતને પહોંચાડયો હતો.

બીજી સુરત પણ જાઈઝ છે. કારણ કે તેમાં એકથી વધારે લોકો ભેગા મળીને એક વ્યકિત તરફથી કુરબાની કરી રહયા છે.

ત્રીજી સુરતમાં કુરબાની જાઈઝ નથી. કારણ કે તેમાં અનેક લોકોની કુરબાની એક કુરબાનીના હિસ્સામાં કરવામાં આવી રહી છે. હાલાંકે એક હિસ્સામાં માત્ર એક જ વ્યકિતની કુરબાની થઈ શકે છે. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૨૧૧,૨૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) જાનવર ઝબહ કરતી વખતે દરેક હિસ્સેદારનું નામ લેવાનો હુકમ

**સવાલ (૧૯૮૭) :** કુરબાનીનું એક મોટુ જાનવર છે, તેમાં હિસ્સેદારો નક્કી છે અને

તે બધા વિદેશમાં છે તો એ જાનવરની કુરબાની કરતી વખતે દરેક હિસ્સેદારનું નામ લેવું જરૂરી છે કે નહીં ? તેમજ કુરબાની કરતી વખતે દુઆ પઢવી જરૂરી છે કે નહીં ? જો દુઆ મોઢે યાદ ન હોય, તો ઝબહ કરતી વખતે શું પઢવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહેતર છે કે કુરબાની કરનારો પોતાના હાથથી કુરબાનીના જાનવરને ઝબહ કરે, જો શકય ન હોય, તો કુરબાની વખતે પોતે હાજર રહે અને દુઆ પઢે.

(બુખારી : ૧ / ૨૩૧, હદીસ નં.૧૭૧૨)

પુછેલી સુરતમાં દરેક હિસ્સેદારનું નામ લેવું જરૂરી નથી. ઝબહથી બધાની કુરબાની દુરુસ્ત થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૪)

ઝબહ કરનારાએ ઝબહ કરતી વખતે બિસ્મિલ્લાહ પઢવું જરૂરી છે યાદ હોવા છતાં જાણીજોઈને બિસ્મિલ્લાહ છોડી દે, તો જાનવર હરામ થશે. ભુલથી છુટી જાય તો હલાલ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૪૬)

કુરબાનીની દુઆ પઢવી જરૂરી નથી. પઢી લે તો બહેતર છે.

(બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) મોટા જાનવરમાં કોઈ હિસ્સેદારનો હિસ્સો સાતમાં ભાગથી ઓછો હોય તો કુરબાની જાઈઝ નથી.

**સવાલ(૧૯૮૮)** : મારા છોકરાએ વિદેશથી કુરબાની માટે ત્રણ મોટા જાનવરના રૂપિયા મોકલ્યા છે. શરઈ દ્રષ્ટિએ એક જાનવરના સાત હિસ્સા હોય છે. તેમાં એક હિસ્સો નબીએ કરીમ (સલ.) નો રાખવામાં આવે છે, તો સવાલ એ છે કે ત્રણે જાનવરોમાં માત્ર એક હિસ્સો રાખવો જરૂરી થશે અથવા દરેક જાનવરમાં અલગ અલગ; એક એક હિસ્સો રાખવો પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક જાનવરમાં એક હિસ્સો રાખવાનો મતલબ એ હોય કે જાનવરના સાત હિસ્સેદારોમાંથી, દરેક વ્યકિતનો હિસ્સો ઓછો કરી દેવામાં આવે અને નબીએ કરીમ (સલ.) નો સાતમો હિસ્સો રાખવામાં આવે. એટલે એક જાનવરના કુલ આઠ હિસ્સેદાર થઈ જાય. આ રીતે કુરબાની દુરુસ્ત નથી. કારણ કે કોઈ પણ હિસ્સેદારનો હિસ્સો, સાતમાં ભાગથી ઓછો ન હોવો જોઈએ. વર્ણન કરેલી સુરતમાં તમામ હિસ્સેદારોના હિસ્સા ઓછા થઈ ગયા. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૫)

હા જો મતલબ એ હોય કે ત્રણ જાનરોમાંથી કોઈ એક જાનવરમાં પુરો સાતમો હિસ્સો નબીએ કરીમ (સલ.) માટે રાખવામાં આવે અને બીજા ૫ અથવા ૬ હિસ્સેદારોમાંથી કોઈનો હિસ્સો સાતમાં હિસ્સાથી ઓછો ન હોય તો જાઈઝ છે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૪)

ત્રણ જાનવરોમાંથી કોઈ એકમાં અથવા દરેકમાં, નબીએ કરીમ (સલ.) માટે હિસ્સો રાખવો જરૂરી નથી. આ જે લોકોમાં પ્રચલિત છે કે મોટા જાનવરની કુરબાની ત્યારે દુરુસ્ત થશે જયારે કે નબીએ પાક (સલ.) નો હિસ્સો એમાં રાખવામાં આવે, તો તેની કોઈ અસલ નથી. અલબત્ત એક ઈમાનવાળા માટે બહેતર છે કે પોતાની શકિત હોય તો નબીએ કરીમ (સલ.) તરફથી પણ કુરબાની કરે. જેમકે હઝરત અલી (રદિ.) નબીએ કરીમ (સલ.) તરફથી કુરબાની કરતા હતા. (અબૂદાવૂદ : ૧ /૩૮૫, હદીસ નં. ૨૭૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) કુરબાનીના એક મસ્અલાનો સહીહ મતલબ

**સવાલ (૧૯૮૯) :** નીચેના મસ્અલાના સહીહ મતલબ સમજાવો અને નીચેના મતલબોમાંથી કયો મતલબ સહીહ છે અને કયો ગલત છે તે પણ જણાવશો.

મસ્અલો આ છે કે ગાય, ભેંસ અને ઊંટમાં સાત આદમી શરીક થઈને કુરબાની કરે તો દુરુસ્ત છે. પરંતુ શરત એ છે કે કોઈનો હિસ્સો સાતમાં હિસ્સાથી ઓછો ન હોય. જો કોઈનો હિસ્સો સાતમાં હિસ્સાથી ઓછો હશે, તો કુરબાની દુરુસ્ત નહીં થાય, ન તેની જેના હિસ્સા સંપૂર્ણ છે અને ન તેની જેનો હિસ્સો સાતમાં હિસ્સાથી ઓછો છે, આ મસ્અલામાં જે આ વાત છે કે કોઈનો હિસ્સો સાતમાં હિસ્સાથી ઓછો ન હોય, તેનો શું મતલબ ?

(૧) ઝૈદનું કહેવું છે કે તેનો સહીહ મતલબ એ છે કે સાતમાં હિસ્સાથી કોઈનો હિસ્સો ઓછો ન હોય, એટલે બધાના રૂપિયા બરાબર હોવા જોઈએ. દા.ત. કુરબાનીના જાનવરની કિંમત ૭ હજાર રૂપિયા બરાબર છે. તો દરેકના હિસ્સામાં એક હજાર રૂપિયા આવવા જોઈએ. આ મિકદારથી ઓછા અથવા વધારે કોઈના હિસ્સામાં હશે, તો કોઈની કુરબાની અદા થશે નહીં.

(૨) ઉમરનું કહેવું છે કે તેનો મતલબ એ છે કે સાતમાં હિસ્સાથી કોઈનો હિસ્સો ઓછો ન હોય. દા.ત. ૩૫ કિલોનું જાનવર હોય, તો દરેકના હિસ્સામાં પાંચ કિલો ગોશત આવવું જોઈએ. નહીં તો કોઈની પણ કુરબાની સહીહ નહીં થાય.

(૩) બકરનું કહેવું છે કે સાતમાં હિસ્સાથી કોઈનો હિસ્સો ઓછો ન હોય. દા.ત. એક જાનવરમાં આઠ લોકો શરીક છે. એ રીતે કે સાતમાં અને આઠમાં વ્યકિતનો અડધો અડધો હિસ્સો છે. તો એ બંનેનો હિસ્સો સાતમાં હિસ્સાથી ઓછો થયો. અથવા દા.ત. એક જાનવરમાં આઠ વ્યકિતઓ શરીક છે, તો બધાનો હિસ્સો સાતમાં હિસ્સાથી ઓછો થયો. માટે કોઈની પણ કુરબાની સહીહ થશે નહીં.

(૪) ખાલિદનો મત આ છે કે ઝૈદ (પહેલા મતલબનો સમર્થક) નું કહેવું ગલત છે. કારણ કે વર્ણન કરેલા મસ્અલામાં લખનારાએ રૂપિયાના ઓછા – વધતાનું કોઈ વર્ણન કર્યુ નથી. આ મસ્અલો અને બયાન કરેલા મસ્અલામાં કોઈ જોડ નથી. બંને મસ્અલાઓ અલગ અલગ છે. એવી રીતે ઉમરે બયાન કરેલો મતલબ પણ ગલત છે. કારણ કે ગોશ્તના બરાબર હિસ્સા કરવા વિશે પણ કોઈ વર્ણન થયું નથી.

તો હવે મસ્અલાનો સહીહ મતલબ આ છે કે સાતે વ્યકિતઓના હિસ્સા પુરા હોવા જોઈએ. તેનાથી ઓછા હિસ્સા ન થવા જોઈએ. માટે સાતમાં હિસ્સાથી કોઈનો પણ હિસ્સો ઓછો હશે તો કોઈની પણ કુરબાની સહીહ ન થશે. આ મતલબ પ્રમાણે બકર (નં.૩) નું કહેવું કંઈક સહીહ છે. પરંતુ તેમાં આઠ હિસ્સા કરવા પડે છે. અને મસ્અલામાં સાતની હિસ્સેદારી વિશે વાતચીત છે અને આઠની હિસ્સેદારીનો મસ્અલો બયાન કરવામાં આવ્યો છે. માટે સૌથી વધારે સહીહ મતલબ એ છે જે સાહિબે અનાયા એ રજૂ કર્યો છે કે મય્યિતે એક છોકરો અને પત્ની છોડી છે અને વારસામાં એક ગાય છોડી છે. હવે આ બંને વારસ ગાયની કુરબાની કરે, તો કોઈની પણ કુરબાની દુરુસ્ત થશે નહીં. કારણ કે પત્નીનો આઠમો હિસ્સો એટલે સાતમાં હિસ્સાથી ઓછો છે.

હવે ખાલિદ પર ઝૈદ, ઉમર અને બકર આક્ષેપ લગાવે છે કે ખાલિદનો મતલબ બિલ્કુલ ગલત છે, કારણ એ છે કે આ મસ્અલો વારસાનો છે. તેને કુરબાનીના મસ્અલા સાથે શું નિસ્બત ? તો ખાલિદે જવાબ આપ્યો કે હું મારો મસ્અલો બયાન કરતો નથી બલકે સાહિબે અનાયાએ આ ઉદાહરણને રજૂ કર્યુ છે અને તે પણ કુરબાનીનું જ છે.

ખૂબ જ અદબ સાથે ગુઝારિશ છે કે આ ચારે વ્યકિતઓમાંથી કોનો મતલબ સહીહ છે. તેની દલીલો સાથે ખુલાસો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નંબર ૩ અને ૪ નું બયાન દુરુસ્ત છે. ફુકહાએ કિરામે ખુલાસા સાથે લખ્યું છે કે મોટા જાનવર જેમકે ગાય, ભેંસ, ઊંટ વગેરેમાં સાત વ્યકિતઓ શરીક થઈ શકે છે. કોઈનો પણ સાતમાં હિસ્સાથી ઓછો હિસ્સો હશે તો કોઈની પણ કુરબાની દુરુસ્ત નહીં થાય. વર્ણન કરેલા કાયદા પ્રમાણે નંબર ૩ માં જે ઉદાહરણ રજુ કર્યુ છે તેને ખુલાસતુલ ફતાવા ભાગ નં. ૪ પેજ નં. ૩૧૫ પર બયાન કર્યુ છે. માટે બંને મતલબ સહીહ છે. નંબર ૪ ના મસ્અલાને વારસાના મસ્અલા સાથે કોઈ સંબંધ નથી. પતિના મૃત્યુથી ઓરત ગાયના આઠમાં હિસ્સાની માલિક છે એટલે તેની કુરબાની સહીહ નથી.

નંબર ૩ પ્રમાણે સાતમો અને આઠમો હિસ્સેદાર, સાતમાં હિસ્સાથી ઓછાના માલિક છે, એટલે દુરુસ્ત ન થશે. વર્ણન કરેલો મસ્અલો ખુલાસતુલ ફતાવા ભાગ : ૪ પેજ નં. ૩૧૫ ઉપર અને બદાઈઉસ્સનાઈઅ ભાગ : ૫ પેજ નં. ૭૧ પર તફસીલ થી બયાન કર્યો છે.

(૧) સાતમાં હિસ્સાથી કોઈ એકનો પણ હિસ્સો ઓછો ન હોવો જોઈએ.

(૨) સાતમાં હિસ્સાથી વધારે હોય. એટલે ૪,૫,૬ વ્યકિતઓ મળીને ઊંટની કુરબાની કરે, તો જાઈઝ છે.

(૩) પાંચ વ્યકિતઓ ભેગા મળીને સાત ઊંટની કુરબાની કરે, તો જાઈઝ છે.

(૪) સાત વ્યકિતઓ ભેગા મળીને સાત ઊંટની કુરબાની કરે તો જાઈઝ છે.

(૫) આઠ વ્યકિતઓ ભેગા મળીને એક ઊંટની કુરબાની કરે તો જાઈઝ નથી.

(૬) આઠ વ્યકિતઓ ભેગા મળીને સાત ગાયની કુરબાની કરે, તો જાઈઝ નથી. તેની ઉપર સાહિબે બદાઈઉસ્સનાઈઅ દલીલ આપતા ફરમાવે છે કે દરેક ગાયમાં દરેક વ્યકિતનો સાતમાં હિસ્સાથી ઓછો થશે. માટે એવી સુરતમાં કોઈની પણ કુરબાની નહીં થાય.

(૭) અમુક લોકોએ સાત ગાયો ભેગા મળીને ખરીદી. (દરેક ગાયમાં દસ ભાગીદાર છે.) તો પણ કુરબાની જાઈઝ નથી. કોઈની પણ કુરબાની અદા થશે નહીં.

(૮) એવી રીતે આઠ વ્યકિતઓ આઠ ગાય ખરીદે (દરેક ગાયમાં આઠ ભાગીદાર) તો કોઈની પણ કુરબાની અદા થશે નહીં, કારણ કે દરેક ગાયમાં દરેકનો

હિસ્સો સાતમાંથી ઓછો થશે. માટે દુરુસ્ત નથી. (બદાઈઉસ્સનાઈઅ :૫/૭૧)

નંબર ૧ નું કહેવું પણ દુરુસ્ત હોઈ શકે છે, એ રીતે કે ૭ હજાર રૂપિયાના જાનવરમાં ૭ હિસ્સેદાર છે અને કોઈનો પણ ૧૦૦૦ રૂપિયાથી ઓછો હિસ્સો નથી. એટલે એક જાનવરમાં સાત હિસ્સેદાર બન્યા અને કોઈનો હિસ્સો સાતમાંથી ઓછો ન થયો, તો કુરબાની દુરુસ્ત થશે. પરંતુ આ કાયદો અમુક સુરતોમાં તુટી શકે છે, દા.ત. ૫૦૦ રૂપિયામાં બીજા વ્યતિઓને શરીક કરવાની નિય્યતથી ઝૈદે એક જાનવર ખરીદયું. છ વ્યકિતઓ પાસેથી ૧૦૦–૧૦૦ રૂપિયા વસુલ કર્યા, સાતમાં હિસ્સેદાર ઝૈદના ઉસ્તાદ છે. તેમની પાસેથી ૧૦૦ થી ઓછી રકમ વસુલ કરી અથવા ૧૦૦ રૂપિયા નકકી કરીને ૭૫ રૂપિયા વસુલ કર્યા અને ૨૫ રૂપિયા મદદ પેટે ન લીધા, તો ૭૫ રૂપિયા લેવા છતાં કુરબાની દુરુસ્ત છે. રકમનું બરાબર હોવું જરૂરી નથી. સાતમો હિસ્સો હોવો જરૂરી છે. સાતમાં હિસ્સાથી વધુ રકમ હોય તો જાઈઝ છે. દા.ત. પાંચ વ્યકિતઓ ભેગા મળીને કુરબાની કરે, તો દુરુસ્ત છે.

ટુંકમાં નંબર ૧નો મતલબ દુરુસ્ત નથી. નંબર ૨ પર ઉમરનું કહેવું બિલ્કુલ સહીહ નથી, તેનો સંબંધ હિસ્સેદારો વચ્ચે ગોશ્ત બરાબર વહેંચવાથી છે કે અંદાજથી ગોશ્ત વહેંચવું દુરુસ્ત નથી. જો વહેંચશે, તો કુરબાની તો દુરુસ્ત થઈ જશે. પરંતુ અંદાજથી ગોશ્ત વહેંચવું દુરુસ્ત નથી.

શામી, આલમગીરી વગેરે કિતાબોમાં લખ્યું છે કે હિસ્સેદારોમાં અંદાજાથી ગોશ્ત વહેંચવું દુરુસ્ત નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૭ /૩૧૭,૩૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن جابر بن عبد الله رضي الله عنه- ، قال : شهدت مع رسول الله -صلى الله عليه وسلم- الأضحي بالمصلى ، فلما قضى خطبته نزل من منبره وأتي بكبش فذبحه رسول الله صلى الله عليه وسلم بيده ، وقال : بسم الله ، والله أكبر ، هذا عني ، وعمن لم يضح من أمتي .

**તર્જુમો :** હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.) બયાન કરે છે કે હું બકરી ઈદની નમાઝ માટે ઈદગાહમાં નબીએ કરીમ (સલ.) સાથે હતો. જયારે આપે ખુત્બો પુરો કર્યો તો આપ (સલ.) મિમ્બરથી ઉતર્યા. આપ (સલ.) પાસે એક મેઢું – ઘેટું લાવવામાં આવ્યું. રસૂલુલ્લાહ (સલ.) એ તેને પોતાના હાથે ઝબહ કર્યુ . આપ (સલ.) એ તકબીર પઢી અને ફરમાવ્યું : આ મારા તરફથી અને મારી ઉમ્મતના તે વ્યકિતઓ તરફથી, જેમણે કુરબાની કરી નથી. (અબૂદાવૂદ : ૧ / ૩૮૮), હદીસ નં. ૨૮૧૦)

# બીજા તરફથી કુરબાની

بِسۡمِ اللهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# બીજા તરફથી કુરબાની

## (૧) મરહુમીનના નામની કુરબાની કરવી અને પોતાની કુરબાની ન કરવી

**સવાલ (૧૯૯૦) :** હું અલ્હમ્દુલિલ્લાહ ! સાહિબે નિસાબ છું, પોતાની તરફથી કુરબાની ન કરીને પોતાના મરહુમીન તરફથી કુરબાની કરું છું, સવાલ એ છે કે મેં મરહુમીન તરફથી કુરબાની કરી છતાં મારા તરફથી પણ કુરબાની કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની માલદાર પર વાજિબ છે. જો કે આપ સાહિબે નિસાબ છો, એટલે તમારે પોતાના તરફથી કુરબાની કરવી વાજિબ છે. મરહુમો તરફથી કુરબાની કરવાથી તમારી વાજિબ કુરબાની અદા થશે નહીં. તમારે પોતાની કુરબાની પોતાના તરફથી કરવી પડશે. (હિદાયહ : ૪/૪૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હુઝૂર (સલ.) તરફથી અને મય્યિત તરફથી કુરબાની કરવી

**સવાલ (૧૧૯૧) :** શું હુઝૂરે પાક (સલ.) તરફથી અને મય્યિત તરફથી કુરબાની કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મય્યિત તરફથી કુરબાની અદા થશે નહીં, જેમકે અલ મજમુઅમાં છે.

لو ضحى عن غيره بغير إذنه لم يقع عنه ( وأما ) التضحية عن الميت فقد أطلق أبو الحسن العبادي جوازها لأنها ضرب من الصدقة والصدقة تصح عن الميت وتنفعه وتصل إليه بالإجماع . وقال صاحب العدة والبغوي لاتصح التضحية عن الميت إلا أن يوصي بها وبه قطع الرافعي في المجرد والله أعلم . ( ٨ / ٢٢٢ )

ફત્હુલ વહહાબમાં વર્ણન છે :

" ولا تضحية لأحد عن آخر بغير إذنه ولو " كان ميتا " كسائر العبادات

بخلاف ما إذا أذن له كالزكاة وصورته في الميت أن يوصي بها . (١٨٩/٢)

**અને મિસ્બાહુત્તાલિબીન અને ઉમ્દતુલ મુફતીનમાં પણ છે :**

ولا تضحية عن الغير بغير إذنه ولا عن ميت إن لم يوص بها . ( ١٣١ )

તેમજ આપ (સલ.) તરફથી પણ કુરબાની કરી શકતા નથી. અલ્પ જ્ઞાનના મત પ્રમાણે કુતુબે શાફિય્યહમાં આ વિશે કોઈ ખુલાસો નથી. પરંતુ અમુક લોકોનું કહેવું છે કે આપ (સલ.) તરફથી કુરબાની અદા થઈ જાય છે અને એ લોકોની દલીલ એ છે કે અંબિયાએ કિરામ (અલૈ.) પોતાની કબરોમાં જીવંત છે. પરંતુ અલ્પજ્ઞાન ધરાવતા લોકોની રાય એ છે કે હઝરાતે અંબિયાએ કિરામ (અલૈ.) ભલે પોતાની કબરોમાં જીવંત છે, પરંતુ ગેર હાજર તરફથી કુરબાની સહીહ થવા માટે તેની ઈજાઝત જરૂરી છે. જેમકે શાફઈય્યહની કિતાબોમાં **بغير اذنه** ના શબ્દો આવ્યા છે. તો જાહેરી વાત છે કે ઈજાઝતનો સંબંધ તો જીવંત લોકો સાથેનો છે અને અંબિયાએ કિરામ (અલૈ.) જીવંત તો છે પરંતુ તેમની ઈજાઝત માલૂમ કરવાનો કોઈ રસ્તો નથી. તો પછી તેમના તરફથી કુરબાની કેવી રીતે દુરુસ્ત થશે ?

પરંતુ અલ્પજ્ઞાનીઓના મત પ્રમાણે હુઝૂર (સલ.) તરફથી કુરબાની અદા થઈ જશે અને દલીલ તેમાં હઝરત અલી (રદિ.) નો અમલ છે. કિતાબુલ હાવી લિલ ફતાવામાં આ ઈબારત લખેલી છે.

**الجواب** : قال الإمام أحمد في مسنده : ثنا أسود بن عامر قال : ثنا شريك عن أبي الحسناء ، عن أبي الحكم ، عن حنش ، عن علي بن أبي طالب - رضي الله عنه - قال : أمرني رسول الله صلى الله عليه وسلم أن أضحي عنه ، فأنا أضحي عنه أبدا ، وقال ابن أبي الدنيا في كتاب الأضاحي : حدثنا أبو بكر بن أبي شيبة ، ثنا شريك عن أبي الحسناء ، عن الحكم ، عن حنش ، عن علي قال : أمرني رسول الله صلى الله عليه وسلم أن أضحي عنه بكبش ، فأنا أحب أن أفعله ، وقال أبو داود في سننه : ثنا عثمان بن أبي شيبة ، ثنا شريك عن أبي الحسناء ، عن الحكم ، عن حنش قال :

رأيت عليا يضحي بكبشين ، فقلت له : ما هذا ؟ فقال : إن رسول الله صلى الله عليه وسلم أوصاني أن أضحي عنه ، فأنا أضحي عنه .

وقال الترمذي في جامعه ، وابن أبي الدنيا معا ، ثنا محمد بن عبيد المحاربي الكوفي ، ثنا شريك عن أبي الحسناء ، عن الحكم ، عن حنش ، عن علي أنه كان يضحي بكبشين ، أحدهما عن النبي صلى الله عليه وسلم ، والآخر عن نفسه ، فقيل له : فقال : أمرني به -يعني النبي صلى الله عليه وسلم - فلا أدعه أبدا .

قال الترمذي : هذا حديث غريب لا نعرفه إلا من حديث شريك انتهى ، وقد نص على هذه المسألة بخصوصها من المالكية القاضي أبو بكر بن العربي في الأحوذي، ومن أصحابنا الشافعية أبو الحسن العبادي، والقفال في فتاويه ، وجزم القفال بأنه لا يجوز للمضحي أن يأكل منها شيئا، وكذا قال ابن العربي : وعلله بأن الذابح لم يتقرب بها عن نفسه ، وإنما تقرب بها عن غيره ، فلم يجز له أن يأكل من حق الغير شيئا ، وكذا نقله الترمذي في جامعه عن ابن المبارك قال : فإن ضحي فلا يأكل منها شيئا ، ويتصدق بها كلها ، قال البلقيني في تصحيح المنهاج : حديث علي إن صح محمول على أنه خصوصية للنبي صلى الله عليه وسلم

ઉપરોકત જવાબ સહીહ હોય તો સ્ટેમ્પ લગાવશો. નહીં તો તમારા મતે જે હુકમ સહીહ હોય, એ તરફ માર્ગદર્શન આપશો.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

અહનાફને ત્યાં નિકટતાના ઉદ્દેશથી કુરબાની જાઈઝ છે, ભલે વસિય્યત કે ઈજાઝત હોય કે ન હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૨) એટલા માટે કે આપ (સલ.) એ પોતાની ઉમ્મત તરફથી એક અલગથી કુરબાની કરી છે, હાલાંકે ઉમ્મતના ઘણાં લોકો આપ (સલ.) ની જિંદગીમાં જ મૃત્યુ પામી ગયા હતા.

(અબૂ દાવૂદ : ૨ / ૩૮૮, હદીસ નં. ૨૮૧૦)

શાફિઈ મસલકમાં વાસિય્યત અને ઈજાઝત વગર જાઈઝ નથી, હઝરત અલી (રદિ.) વાળી રિવાયતને શાફિઈ લોકો વસિય્યત પર કલ્પના કરે. આ સુરતમાં માત્ર હઝરત અલી (રદિ.) માટે જાઈઝ થશે અને જો ઈજાઝતને ધારીએ, તો શાફિઈ મસ્લક પ્રમાણે ઈજાઝતની સાથે કુરબાની થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મરહૂમીન તરફથી કુરબાની

**સવાલ (૧૯૯૨) :** મરહૂમીન તરફથી એટલે મરહૂમ વાલિદ અથવા કોઈ રિશ્તેદાર તરફથી કુરબાની જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મરહુમ તરફથી કુરબાની જાઈઝ છે. અને આ નફલ કુરબાની શુમાર થશે. મરહુમને તેનો સવાબ પહોંચશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) એક જાનવરમાં અનેક મરહુમીનની નિય્યત કરવી

**સવાલ (૧૯૯૩) :** એક જ જાનવર બકરો, મેંઢો, ઘેટું અથવા પાડો વગેરેમાં અનેક મરહૂમીન તરફથી કુરબાનીની નિય્યત દુરુસ્ત છે કે નહીં અને જો જીવિત તરફથી હોય, તો એક બકરામાં કેટલાની ગુંજાઈશ છે ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક ઘેટા અને એક બકરાની કુરબાનીથી ૧૫,૨૫,૫૦ વગેરે લોકોને સવાબ પહોંચાડવો જાઈઝ છે. રસૂલુલ્લાહ (સલ.) એ એક કુરબાની કરીને તમામ ઉમ્મતને સવાબ પહોંચાડયો હતો. માટે આપ તમામ મરહૂમીન રિશ્તેદારોને એક કુરબાની દ્વારા સવાબ પહોંચાડી શકો છો અને આ નફલી કુરબાની છે.

(મુસ્લિમ : ૨ / ૧૫૬, હદીસ નં. ૧૯–૧૯૬૭)

અને જીવિત તરફથી એક બકરામાં એક જ કુરબાની અદા થઈ શકે છે. બે શરીક હશે તો એકની પણ કુરબાની અદા થશે નહીં. (બદાઈઉસ્સનાઈઅ:૫/૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) મરહૂમીન તરફથી કુરબાની કરવી

**સવાલ (૧૯૯૪) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ નીચેના મસ્અલામાં ઝૈદ માલદાર નથી. પરંતુ સારું કમાય છે. કોઈ વાતની ખાસ તકલીફ નથી, ઝૈદે બકરી ઈદ વખતે કુરબાનીનો બકરો ખરીદયો અને એ બકરો પોતાના મરહૂમીન વાલિદૈનના સવાબ માટે તેમના તરફથી કુરબાન કર્યો, તો શું ઝૈદના મરહૂમીન વાલિદૈનને સવાબ મળી જશે અને એવી કુરબાની સહીહ થશે કે નહીં ? અથવા ઝૈદને પોતાના મરહૂમ વાલિદૈનના સવાબ માટે બીજો બકરો ખરીદવો પડશે. જયારે કે ઝૈદ સાહિબે નિસાબ નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝૈદે કુરબાનીનું જાનવર ખરીદયું, તેમાં તફસીલ એ થશે કે પોતાના માટે ખરીદયું હતું અથવા વાલિદૈન માટે ? જો વાલિદૈન માટે ખરીદયું, તો જેના માટે ખરીદયું હતું તેના માટે કુરબાની કરી દીધી. તેને તેનો સવાબ મળશે.

(સૂરએ ગાફિર : ૭, બહરુર્રાઈક : ૩ / ૬૩)

પરંતુ જો ઝૈદે પોતાના માટે ખરીદયું હતું, હાલાંકે તે સાહિબે નિસાબ નથી. તો કુરબાનીનું જાનવર ખરીદવા માટે તેની ઉપર કુરબાની વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૨૫) અને જયારે તેણે પોતાના તરફથી કુરબાની કરી નહીં, તો પોતાના જિમ્મેથી જવાબદારીમાંથી મુકત થવા માટે ઝૈદ માટે જરૂરી છે કે જે જાનવર ખરીદયું હતું, તેની કિંમત સકદો કરી દે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૨૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ઈસાલે સવાબ માટે નફલ કુરબાની

**સવાલ (૧૯૯૫) :** શું નફલ કુરબાની કરીને વાલિદૈન અને બીજા મરહૂમીનને સવાબ પહોંચાડી શકે છે ? સવાલનો હેતુ એ છે કે શું એક કુરબાની કરીને તેનો સવાબ અનેક લોકોને પહોંચાડી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નફલ કુરબાની જયારે મય્યિતને સવાબ પહોંચાડવા માટે કરવામાં આવે છે. તો કુરબાનીનો માલિક જ કુરબાની કરનારામાં શુમાર કરવામાં આવે છે અને એ કુરબાની માલિકની જ ગણવામાં આવે છે. હા, જેના માટે સવાબની નિય્યત કરી છે તેને સવાબ મળી જશે, એટલે એક વ્યકિત એક બકરાની કુરબાની કરીને તેનો સવાબ અનેક વ્યકિતઓને પહોંચાડી શકે છે. આ શંકા વગર જાઈઝ છે. માટે નફલ કુરબાની

કરીને તેનો સવાબ વાલિદૈનને પહોંચાડી શકાય છે. (ફતાવા કાઝીખાન : ૩ / ૩૫૨) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) વાલિદૈન તરફથી તેમની ઈજાઝત વગર કુરબાની કરવી

**સવાલ (૧૯૯૬)** : હઝરત મુફ્તી સાહેબ ! ત્રણ અગત્યના સવાલ આપની ખિદમતમાં પેશ કરી રહયો છું, ઉમ્મીદ છે કે જવાબ આપી મહેરબાની કરશો.

(૧) હું મારા વાલિદથી અલગ રહું છું, મારો ઈરાદો વાલિદૈન તરફથી કુરબાની કરવાનો છે. પરંતુ મારા પિતા મનાઈ કરે છે. તેમનું કહેવું છે કે હું મારી કુરબાની જાતે જ કરીશ, તો શું હું તેમના તરફથી કુરબાની કરી શકું છું ?

(૨) મેં હજુ સુધી પોતાની કુરબાની કરી નથી. તો શું વાલિદૈન તરફથી કુરબાની કર્યા વગર હું મારી કુરબાની કરી શકું છું ?

(૩) મારી છોકરીનો એક બકરો છે, હું તેને કુરબાન કરી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) આપના વાલિદની ઉપર જો કુરબાની વાજિબ છે અને તે પોતાના તરફથી કુરબાની કરવાની ઈજાઝત આપતા નથી, તો તમારા માટે તેમના તરફથી કુરબાની કરવી દુરુસ્ત નથી. તેમની મનાઈ છતાં જો આપ કોઈ મોટા જાનવરમાં, બીજા હિસ્સેદારો સાથે તેમના તરફથી પણ કુરબાનીની નિય્યત કરો છો, તો પછી કોઈ પણ હિસ્સેદારની કુરબાની દુરુસ્ત નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ :૫ /૩૦૨)

તેનું કારણ એ છે કે કુરબાની એક ઈબાદત છે, અને ઈબાદત માટે નિય્યત હોવી જરૂરી છે. એટલે કુરબાની તે કરે જેની ઉપર વાજિબ છે. અથવા તે કરે જેને વકીલ બનાવવામાં આવ્યો છે. જેથી અસીલની નિય્યતથી કુરબાનીની અનુમતિ થઈ શકે. (અલ અશબાહ વન્નઝાઈર : ૮૯)

જયારે તમારા પિતા, જેમની ઉપર કુરબાની વાજિબ છે, પોતાની કુરબાનીથી તમને મના કરે છે. તો આપના દ્વારા કરવામાં આવેલી કુરબાનીમાં તેમની નિય્યત ન થઈ, એટલે કુરબાની કેવી રીતે દુરુસ્ત થઈ ?

આ એવું છે જેવું કે ઝકાત કે ઝકાત જાતે અદા કરે અથવા કોઈને વકીલ બનાવે, તો જ ઝકાત અદા થશે, કારણ કે ઝકાત એવી ઈબાદત છે જેમાં નિય્યત જરૂરી છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૨ / ૨૬૮,૨૭૦)

હા, જો આપ પોતાના વાલિદ તરફથી નફલી કુરબાની કરવા માંગો, તો પછી

ઈજાઝતની જરૂરત નથી. જાતે નબીએ કરીમ (સલ.) એ એક ઘેટું ઝબહ કર્યુ અને તેનો સવાબ પુરી ઉમ્મતને પહોંચાડયો આપ પણ કુરબાની કરી તેનો સવાબ પોતાના વાલિદૈનને પહોંચાડી શકો છો. (અબૂદાવૂદ : ૨ / ૩૮૮, હદીસ નં. ૨૮૧૦)

(૨) જો આપ સાહિબે નિસાબ છો, તો તમારા ઉપર પોતાની કુરબાની કરવી વાજિબ છે. આપ પોતાની કુરબાની જરૂર કરો. આપની કુરબાની સહીહ થવા માટે આપના પિતા તરફથી કુરબાની કરવી જરૂરી નથી. (ફતાવા કાઝીખાન : ૩/૩૪૪)

(૩) જો તમારી છોકરી નાની (નાબાલિગ) છે, તો એ સુરતમાં એ બકરાની યોગ્ય કિંમત અદા કરીને આપ કુરબાની કરી શકો છો, કિંમત અદા કર્યા વગર કુરબાની કરવી દુરુસ્ત નહીં થાય. અને જો છોકરી બાલિગ છે, તે ખુશીથી આપને બકરો કુરબાની કરવા આપી રહી છે. તો આપ બકરાની કુરબાની કરી શકો છો. તેમાં કોઈ વાંધો નથી, જો તે ખુશીથી ઈજાઝત ન આપે, તો પછી આપના માટે એ બકરાની કુરબાની કરવી જાઈઝ નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) શકિત હોવા છતાં પિતાનું પોતાના છોકરાઓના રૂપિયાથી કુરબાની કરવી

**સવાલ (૧૯૯૭) :** એક છોકરો માલદાર છે, તેણે પોતાના પિતાને રકમ મોકલી અને લખ્યું કે તેનાથી કુરબાનીનું જાનવર ખરીદી લે અને ચાર હિસ્સા અમારી ફેમીલી તરફથી, એક હિસ્સો હુઝૂર (સલ.) તરફથી, એક હિસ્સો આપ પોતાના તરફથી અને એક હિસ્સો મારી વાલિદા તરફથી કુરબાની કરી લેજો. તેની વાલિદા સાહિબે નિસાબ નથી. પરંતુ તેના પિતા સાહિબે નિસાબ છે. સવાલ એ છે કે આવી સુરતમાં છોકરાની આ રકમથી તેના માતા – પિતાની કુરબાની અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં માતા – પિતા તરફથી કુરબાની અદા થઈ જશે. કારણ કે રકમ મોકલીને તેની જાણ કરી દીધી છે. પિતા પર ભલે કુરબાની વાજિબ છે, પરંતુ જયારે છોકરાની રકમ ખુશીથી મંજુર કરીને કુરબાની કરશે, તો તેની કુરબાની અદા થઈ જશે, એવી રીતે માતાની કુરબાની પણ અદા થઈ જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

( هي ) لغة اسم لما يذبح أيام الأضحى ، من تسمية الشيء باسم وقته .
وشرعا ( ذبح حيوان مخصوص بنية القربة في وقت مخصوص

**તર્જુમો :** કુરબાની શબ્દ શબ્દકોશ પ્રમાણે એ નામ છે. જે કુરબાનીના દિવસોમાં ઝબહ કરવામાં આવે, એટલે કોઈ ચીજનું હંગામી નામ, તેમજ શરઈ રીતે ઈબાદતની નિય્યતથી ખાસ જાનવરને ખાસ દિવસોમાં ઝબહ કરવાનું છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ / ૩૧૨)

# કુરબાનીના વિવિધ મસાઈલ

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# કુરબાનીના વિવિધ મસાઈલ

## (૧) હઝરત ઇસ્માઈલ (અલૈ.)ની કુરબાની અને છરી વિશે

### સવાલ

**સવાલ (૧૯૯૮) :** હમણાં એક અગત્યના સવાલની તેહકીક ચાલું છે. જેનો મને સંતોષકારક જવાબ મળ્યો નથી. બુખારી શરીફના હવાલાથી જવાબ આપવા કોશિશ કરશો.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ જયારે હઝરત ઈસ્માઈલ (અલૈ.) ના ગળા પર છરી મુકી હતી, તે વખતની કુરબાનીની તફસીલ કોઈ કિતાબમાં ન મળી કે અલ્લાહ તઆલાએ હઝરતની છરીની નીચે એક દુમ્બુ મુકર્રબ ફરિશ્તા સાથે મોકલ્યું હતું અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ એ દુમ્બાની કુરબાની કરી હતી તે વિશે સંપૂર્ણ તફસીલ બુખારી શરીફમાં મૌજૂદ છે કે નહીં ?

અસલ દુમ્બુ છરીની નીચે આવી ગયું હોય અને એ જ દુમ્બાને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ ઝબહ કર્યુ હોય, તેની ઉપર કોઈ મજબુત દલીલનું હોવું જરૂરી છે. કારણ કે અમુક લોકોનું એ કહેવું છે કે છરી હઝરત ઈસ્માઈલ (અલૈ.) ના ગળા પર ચાલી હતી. તે વખતે અલ્લાહ તઆલાએ તેમની કુરબાની કબૂલ કરી હતી. તેમની જગ્યાએ દુમ્બુ ઝબહ ન થયું હતું. આ વાત કયાં સુધી સહીહ છે ?

બીજી વાત છરીની છે, તે છરી કયાં ગઈ ? હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ તે છરી ફેંકી દીધી અને તે છરી દરિયામાં જઈને પડી અને તેણે માછલીઓને ઝબહ કરી એટલે દરિયાની મૃત માછલીઓને ખાવી જાઈઝ છે. અમુક લોકો એવું કહે છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ તે છરીને એક પથ્થર પર ફેંકી હતી અને તેને પથ્થરના ટુકડા કરી દીધા. તો શું એ વિશે બુખારી શરીફમાં કોઈ તફસીલ મોજુદ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલું લખાણ કોઈ અગત્યનો સવાલ નથી. તેનો સંબંધ ન તો કોઈ અકીદાથી છે અને ન હલાલ – હરામથી, એટલે આ કોઈ જરૂરી સવાલ નથી. બલકે બેકાર અને નિરર્થક સવાલ છે.

દરેક વાતના સુબૂત માટે બુખારી શરીફનો હવાલો જરૂરી નથી. તે સિવાય બીજી હદીસની કિતાબોથી પણ ઈલ્મ હાસિલ કરી શકાય છે.

આપની તપાસ અને તેહકીક પછી જે પરિણામ આવે, તે મને પણ જાણ કરશો.

હઝરત ઈસ્માઈલ (અલૈ.) નું કામ હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના ગળા પર છરી ચલાવવાનું હતું, પરંતુ શું ગળા પર છરી ફેરવવામાં આવી કે નહીં ? તેના વિશે તફસીરકર્તાઓના બે કથનો છે :

(૧) છરી હઝરત ઈસ્માઈલ (અલૈ.) ના ગળા પર ફેરવવામાં આવી હતી.

(૨) છરી ફેરવવાનો ઈરાદો કર્યો હતો કે અવાજ આવી હે ઈબ્રાહીમ ! તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ જવાબ આપ્યો : લબ્બૈક અલ્લાહુ અકબર, જયારે ફરિશ્તાએ તે સાંભળ્યું તો કહયું : અલ્લાહુ અકબર, દુમ્બાએ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) એ પણ કહયું.

પહેલા કથન પ્રમાણે છરી હઝરત ઈસ્માઈલ (અલૈ.) ના ગળા પર ચાલી, પરંતુ તેનાથી રગો અને તેમની ચામડી ન કપાઈ, તો એ છીરીને ત્યાં જ છોડી દીધી. કોશિશ ચાલું હતી કે તેની જગ્યાએ એક દુમ્બુ લાવવામાં આવ્યું અને તેને ઝબહ કરવામાં આવ્યું. (રૂહુલ મઆની : ૧૨ / ૨૧૫–૨૩૭)

પુછવામાં આવેલી મોટા ભાગની વાતો બેકાર છે. અને તેનાથી દીન અને દુનિયાનો કોઈ ફાયદો નથી. અસલ મકસદ કુરબાનીનો એ છે કે વખત આવવા પર પોતાની જાન, માલ અને અવલાદની કુરબાની પેશ કરે. એ સવાલ કે એ છરી કેવી હતી ? કેટલા ઈંચની હતી ? તે છરી કયાં ગઈ ? છરી તાંબાની હતી કે પિત્તળની ? આ બધા બેકાર અને નકામા સવાલો છે. વાકિયા સાથે તેનો કોઈ સંબંધ નથી. એવા નકામા સવાલોથી પોતાને બચાવો અને જરૂરી કામોમાં પોતાનો વખત લગાવો. અલ્લાહ તઆલા આપણને પોતાના વખતની કદર કરવાની તૌફીક અતા ફરમાવે અને દીનની સહીહ સમજ અતા ફરમાવે. આમીન ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) જેની ઉપર સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ હોય, તેના માટે ઝકાત લેવી જાઈઝ નથી.

**સવાલ (૧૯૯૯):** જેની પાસે નિસાબ જેટલો માલ નથી એટલે રોકડ રકમ,

વેપારનો સામાન, ચાંદી, ઘરેણા કંઈ પણ નથી. પરંતુ જરૂરતથી વધારે ઘર વપરાશી સામાન છે. જેની કિંમત નિસાબ બરાબર થઈ જાય છે, મેં સાંભળ્યું છે કે એવા વ્યકિત પર સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ છે. પરંતુ તે ઝકાત લઈ શકતો નથી. શું આ વાત સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ સહીહ છે કે જે વ્યકિત પર સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ હોય, તે કોઈ પણ વાજિબ સદકો અને ઝકાત લઈ શકતો નથી. તેના માટે ઝકાત લેવી જાઈઝ નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૪૮)

હા, જો કોઈ વ્યકિત એવો હોય, જેની પાસે ઘર વપરાશના સામાન સિવાય નિસાબ જેટલો માલ નથી. આવકનું કોઈ સાધન પણ નથી, તો એ વ્યકિત જરૂરતમંદ છે. તેની ઉપર સદકએ ફિત્ર અને કુરબાની વાજિબ નથી. તેના માટે ઝકાત લેવી દુરુસ્ત છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૩૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) અલ્લાહ તઆલા તરફથી જાનવરની કુરબાની જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૨૦૦૦) :** મારી એક વ્યકિત સાથે આ મસ્અલામાં બહસ થઈ ગઈ કે અલ્લાહ તઆલા તરફથી કુરબાની થઈ શકે છે કે નહીં ? તો તેણે મનાઈ કરતા કહયું કે એવી કુરબાની થઈ શકતી નથી. અલ્લાહ તઆલા કોઈનો મોહતાજ નથી. આ વિશે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીનો અસલ મકસદ એ છે કે બંદો પોતાની નમ્રતા – અબદીયત જાહેર કરે અને અલ્લાહ તઆલાથી મગફિરત અને તેની ખુશી માટે તેના નામ પર પોતાની પ્રિય ચીજ કુરબાન કરે. એટલે જાનવરને અલ્લાહના નામ પર ઝબહ કરવામાં આવે છે કે તેનો હકીકી માલિક એ જ છે અને તે જ બધી જ મહાનતાનો માલિક છે, માટે તેના નામ વગર કોઈ જાનવર હલાલ થઈ શકતું નથી. જયારે કુરબાનીની હકીકતમાં શાને અબ્દીયતને જાહેર કરવાની છે, તો કુરબાની હમેશાં બંદા તરફથી જ અલ્લાહ તઆલાની ખુશી હાસિલ કરવા માટે જ કરવામાં આવશે. અલ્લાહ તઆલાની જાત તમામ મખ્લૂક અને સૃષ્ટિથી બેનિયાઝ છે. તેને કોઈને ખુશ કરવાની જરૂરત નથી. તે

જાતને તે શું કરે છે, એવું કોઈ પૂછનાર નથી, એટલે તેનાથી વધીને કોઈ નથી, જે તેને તેના ફેસલાઓ વિશે સવાલ કરનાર હોય. માટે અલ્લાહ તઆલાને કોઈની સામે કુરબાની પેશ કરવાની જરૂરત નથી. માટે કુરબાની હમેશાં બંદા તરફ અલ્લાહના નામ પર થશે, ન કે અલ્લાહ તરફથી અલ્લાહના નામ પર. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૬ /૩૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) રિશ્તેદારોના હકો પાયમાલ કરનારની કુરબાની અદા થશે કે નહીં ?

**સવાલ (૨૦૦૧) :** એક વ્યકિતએ પોતાના ભાઈ અને કાકાની જમીન તેમને જાણ કર્યા વગર વેચીને તેની કિંમત પર નાજાઈઝ કબજો કરી લીધો છે. અને પોતાના કાકાના એક પાગલ છોકરાને માત્ર બે વખતનું ખાવાનું આપે છે, તેમજ એ વ્યકિતએ પોતાના કાકાના છોકરાની જમીનને પણ અધિકાર વગર પોતાના નામે કરી લીધી છે અને જાતે તેમાં નાજાઈઝ વપરાશ કરે છે. હવે આ વ્યકિત આટલા બધા હકો પાયમાલ કરીને કુરબાની કરે, તો તેની કુરબાની અદા થશે કે નહીં ? એ કુરબાનીના મોકા પર તેને પોતાના ભાઈ અને કાકાને બોલાવ્યા પણ નથી. તેમજ ભાઈ અને કાકાએ કુરબાનીનું ગોશ્ત પણ ન લીધું તો શું કુરબાનીના ગોશ્તને કબૂલ ન કરવાથી કોઈ ગુનોહ છે ? જયારે બધા લોકો કોઈ વ્યકિત વિશે એ વાત જાણતા હોય કે તેણે બીજાના હકો પાયમાલ કર્યા છે અને તેમની જાયદાદ પર નાહક કબજો કર્યો છે, તો તેની કુરબાનીનું ગોશ્ત ખાઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હરામ માલથી કુરબાની અદા કરવી જાઈઝ નથી. હદીસે પાકમાં છે. અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું : અલ્લાહ તઆલા પવિત્ર વસ્તુને જ કબૂલ કરે છે. (બુખારી : ૧ / ૧૮૯, હદીસ નં. ૧૪૧૦)

જે વ્યકિત વિશે આપણને યકીન હોય કે તેણે આટલા હકો પાયમાલ કર્યા છે કે તેનો વધુ માલ હરામ છે, તો તેની દાવતમાં શરીક થવું મના છે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૪૨)

કુરબાની જો હલાલ માલથી કરવામાં આવી હોય, તો તેનું ગોશ્ત કબૂલ કરવું મસ્નૂન છે, અને તેને રદ કરવું મકરૂહ છે. હા, જો હરામ માલથી કુરબાની કરવામાં આવી હોય, તો તેના ગોશ્તને રદ કરવામાં કોઈ વાંધો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૪૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن الحسن ، عن سمرة قال : قال رسول الله صلى الله عليه وسلم : الغلام مرتهن بعقيقته يذبح عنه يوم السابع ، ويسمي ، ويحلق رأسه .

**તર્જુમો :** હઝરત સમુરહ (રદિ.) થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ.)નું ફરમાન છે : બાળક પોતાના અકીકાના બદલામાં રહન (ગીરવે) હોય છે, બાળક તરફથી (તેના જન્મના) સાતમાં દિવસે જાનવર ઝબહ કરે અને નામ રાખે અને તેના વાળ મૂંડી નાંખે. (તિરમિઝી : ૧ / ૨૭૮, હદીસ નં. ૧૫૨૨)

# અકીકાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# અકીકાનું બયાન

## (૧) અકીકો કયારે કરે ?

**સવાલ (૨૦૦૨) :** જો કોઈ વ્યકિત સાતમાં દિવસે અકીકો ન કરી શકે અને બાદમાં પોતાની હેસિયત પ્રમાણે કરે તો પણ દુરુસ્ત છે. ફતાવા દારૂલ ઉલૂમ ભાગ ૮ માં મારા વાંચવામાં આ મસ્અલો ગુજર્યો છે કે સાતમાં દિવસે અકીકો કરવો મુસ્તહબ છે, પછી બાદમાં જયારે પણ કરશે, મુસ્તહબ અદા થશે નહીં, શું આ વાત સહીહ છે? જો આ વાત પોતાની જગ્યાએ સહીહ છે, તો પછી જયારે કે મુસ્તહબ અદા નહીં થાય, તો બાદમાં અકીકો કરવાનો ફાયદો શું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકો સાતમાં દિવસે મુસ્તહબ છે, જો સાતમાં દિવસે અકીકો ન કરી શકે, તો ચૌદમાં દિવસે, જો ચૌદમાં દિવસે શકિત ન હોય, તો એકવીસમાં દિવસે અદા કરે, ટુંકમાં સાતમાં દિવસે અદા કરવાથી મુસ્તહબ અદા થઈ જશે. પરંતુ સાતમાં દિવસે છુટી જવાથી મુસ્તહબ તો છુટી જશે પરંતુ અકીકો અદા થઈ જશે. (અલ મુઅજમુલ અવસત : ૧ / ૧૭૬, હદીસ નં. ૫૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) અવલાદની પેદાઈશથી પહેલા અકીકો દુરુસ્ત નથી

**સવાલ (૨૦૦૩) :** મારા બે છોકરા છે, તેમના અકીકા માટે એક મોટા જાનવરમાં બે – બે હિસ્સા કરીને ચાર હિસ્સા કર્યા પછી બાકી ત્રણ હિસ્સા વધે છે, તેમાં હવે પછી પેદા થનારી અવલાદના અકીકાની નિય્યત કરી શકાય છે કે નહીં ? આ રીતે જન્મથી પહેલા અકીકો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બે છોકરાઓના અકીકાની નિય્યતથી મોટું જાનવર ગાય, ભેંસ વગેરે ઝબહ કરવાથી બંનેનો અકીકો અદા થઈ જશે. (એઅલાઉસ્સુનન : ૧૭/૧૧૯) પરંતુ જે અવલાદ પેદા થઈ નથી. તેમના તરફથી પહેલો અકીકો કરવાથી અદા થશે નહીં. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) અકીકાનો કોઈ વાજિબ વખત નથી

**સવાલ (૨૦૦૪) :** બાળકની પેદાઈશના ૭ માં દિવસે અથવા ૧૪ માં દિવસે અથવા ૨૧માં દિવસે અકીકો કરવો મુસ્તહબ છે. ત્યાર પછી અકીકો કરવાથી સવાબ નહીં મળે, આ વાત સાંભળવામાં આવી છે. સવાલ એ છે કે આ સહીહ છે કે ગલત ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકો કરવો સુન્નત છે, અને જયારે પણ અકીકો કરવામાં આવશે અકીકો અદા થઈ જશે. (એઅલાઉસ્સુનન : ૧૭/૧૧૭) અલબત્ત સાતમાં દિવસે અકીકો કરવો અને નવજાત શિશુંના માથાના વાળ મુંડાવવા, નામ રાખવું અને ખત્ના કરવી મુસ્તહબ છે. (એઅલાઉસ્સુનન : ૧૭/૧૧૯) જો અકીકાની ગુંજાઈશ નથી તો તેના પહેલા પણ બાળકનું નામ રાખી શકાય છે અને સાતમાં દિવસે વાળ મુંડાવવાથી અને ખત્ના કરવાથી પણ એક હદ સુધી સુન્નત પર અમલ થઈ જશે.

(ઉમ્દતુલ કારી : ૨૧ / ૮૮)

સાતમાં દિવસે અકીકો કરવો વાજિબ નથી. (ઉમ્દતુલ કારી : ૨૧ / ૮૩) મુસ્તહબ છે. માટે જયારે પણ અકીકો કરવામાં આવશે, અદા થઈ જશે. અલબત્ત મુસ્તહબ અમલનો ખાસ સવાબ નહીં મળે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) અકીકાની મુદ્દત અને જાનવરની સંખ્યા

**સવાલ (૨૦૦૫) :** હમણાં મારી ઉમર ૩૦ વર્ષની છે, પરંતુ હજુ સુધી મારો અકીકો થયો નથી. હવે હું મારો અકીકો કરવા ઈચ્છું છું તો શું તેમાં કોઈ વાંધો છે ?

તેમજ અકીકામાં એક બકરો કાફી છે. અથવા બે બકરા જરૂરી છે ? તેમજ એ બકરાઓનું ગોશ્ત શાદીમાં મહેમાનોને ખવડાવી શકાય છે કે નહીં ?

મારો જન્મ જુમ્આના દિવસે થયો હતો,તો મારે અકીકો કયારે કરવો જોઈએ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકો કરવો મુસ્તહબ છે, ફર્ઝ અથવા વાજિબ નથી. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૧૪) તેનો અસલી સમય પેદાઈશના સાતમાં દિવસે છે, જો સાતમાં દિવસે અકીકો ન કરી શકે તો ૧૪માં દિવસે અથવા ૨૧માં દિવસે કરી દે ત્યાર પછી જયારે પણ અકીકો કરવામાં આવે, તો સાતમાં દિવસનો ખ્યાલ રાખવો બહેતર છે.

(એઅલા ઉસ્સુનન : ૧૭ / ૧૧૭)

જો તમે તમારો અકીકો કરવા ઈચ્છો છો, તો કરી શકો છો, તેમાં કોઈ વાંધો નથી, બલકે કોઈ ન કોઈ દરજામાં પ્રિય છે. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૨૧) અલબત્ત દાવતમાં શાદીના રીત રિવાજ પ્રમાણે, આવનારા મહેમાનોથી હદિયો વસુલ કરવાનો હેતુ ન હોય. અને તેના માટે ટેબલ મુકીને કોઈને રકમ વસુલ કરવા માટે બેસાડવામાં આવે, તો આ સુરતમાં અકીકો અદા નહીં થાય. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૭૧)

આપનો જન્મ જુમ્આના દિવસે થયો છે. સાતમાં દિવસનો ખ્યાલ રાખીને આપના માટે જુમેરાતે અકીકો કરવો બહેતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) અકીકાનું જાનવર કેવું હોવું જોઈએ ?

**સવાલ (૨૦૦૬) :** શું અકીકાના જાનવરમાં નાની મોટી ખામી હો, તો તેને ઝબહ કરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે જાનવરની કુરબાની જાઈઝ છે, તે જ અકીકામાં જાઈઝ છે. માટે અકીકાના જાનવરમાં એ બધા ગુણો અને ઉમરનું ધ્યાન રાખવામાં આવશે, જેનું કુરબાનીના જાનવરમાં કરવામાં આવે છે. وهى شاة تصلح للأضحية (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) અકીકાના જાનવરની ઉમર

**સવાલ (૨૦૦૭) :** અમારે ત્યાં એક વ્યકિત બે વર્ષ પહેલા એક ભેંસ લાવ્યો, તેની સાથે ૬ અથવા ૭ દિવસનું તેનું બચ્ચુ પણ હતું ભેંસને બકરી ઈદના સાત દિવસ પહેલા લાવ્યા હતા. એટલે એ બચ્ચાને બે વર્ષ થઈ ગયા છે, હવે એ વ્યકિત પોતાના બાળકોનો અકીકો કરવા માંગે છે, સવાલ એ છે કે એ બચ્ચાને અકીકામાં આ વર્ષે ઈદથી પહેલા ઝબહ કરી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાના જાનવર માટે એ જ ઉમર શરત છે જે કુરબાની માટે છે. અને ભેંસ તેમજ પાડાની કુરબાની ત્યારે કરી શકાય છે જયારે કે તેની ઉમર ઓછામાં ઓછી બે વર્ષની હોય.

સવાલની તફસીલ પ્રમાણે એ વાછરડાની ઉમર હમણાં બે વર્ષ થઈ ગઈ છે એટલે શંકા વગર તેને અકીકામાં ઝબહ કરી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૭) અકીકાના જાનવરની ઉંમર કેટલી હોવી જોઈએ ?

**સવાલ (૨૦૦૮) :** અકીકા માટે જાનવર કેટલા વર્ષનું હોવું જોઈએ ? અને બકરા માટે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાની માટે જાનવરની જેટલી ઉંમર જોઈએ, એટલી જ ઉંમર અકીકાના જાનવર માટે પણ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) અકીકામાં છોકરા તરફથી એક બકરો કાફી છે

## (૯) બે બકરા અલગ અલગ જગ્યાએ અને અલગ અલગ દિવસોમાં પણ ઝબહ કરવા જાઈઝ છે.

**સવાલ ( ૨૦૦૯) :** અકીકામાં છોકરા તરફથી બે બકરા ઝબહ કરવા વાજિબ છે, તો બંને બકરા એક જ જગ્યાએ ઝબહ કરવા જરૂરી છે અથવા બંને અલગ અલગ જગ્યાએ (એટલે અલગ અલગ ગામ કે શહેરમાં) અથવા અલગ અલગ દિવસમાં પણ ઝબહ કરી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરાના અકીકામાં બે બકરા ઝબહ કરવા વાજિબ નથી, મુસ્તહબ છે. એક બકરો ઝબહ કરવાથી પણ સુન્નત અદા થઈ જશે.

(તિરમિઝી : ૧ / ૨૭૮, હદીસ નં. ૧૫૧૯)

બે બકરા અલગ અલગ જગ્યાએ અને અલગ અલગ દિવસોમાં ઝબહ કરવા જાઈઝ છે. એક જ જગ્યાએ ઝબહ કરવા જરૂરી નથી. પોતાની મરજી પ્રમાણે જયાં પણ ઝબહ કરશે, સુન્નત અદા થઈ જશે. (મિરકાતુલ મફાતિહ : ૭ / ૨૬૮૯, હદીસ નં. ૪૧૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) છોકરાના અકીકામાં એક બકરો અને એક બકરીની કુરબાની કરવી

**સવાલ (૨૦૧૦) :** છોકરાના અકીકામાં એક બકરો અને એક બકરી જે ગાભણી ન હોય, તેનું ઝબહ કરવું દુરુસ્ત છે કે નહીં ? એટલે એક બકરીએ એક સાથે બે બચ્ચા

આપ્યા, તેમાં એક નર છે અને એક માદા, સવાલ એ છે કે અકીકામાં એ બંનેમાંથી દરેકને ઝબ્હ કરવું દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નર અથવા માદા કોઈ નકકી નથી, દરેકથી અકીકો દુરુસ્ત થઈ જશે. (એઅલાઉસ્સુનન : ૧૭/ ૧૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) છોકરાના અકીકામાં એક બકરીની કુરબાની

**સવાલ (૨૦૧૧) :** છોકરાના અકીકામાં બે બકરા જોઈએ, પરંતુ કોઈ વ્યકિત એક જ બકરાનો અકીકો કરે, તો શું હુકમ છે ? તેનો અકીકો માન્ય ગણાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક બકરાથી પણ અકીકાનો મુસ્તહબ અમલ અદા થઈ જશે. (તરિમિઝી : ૧ / ૨૭૮, હદીસ નં. ૧૫૧૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) અકીકાના જાનવરમાં ઘા અથવા ઝખમનું નિશાન હોય તો ?

**સવાલ (૨૦૧૨) :** અકીકાના જાનવરમાં કોઈ ખામી હોય, દા.ત. કોઈ અંગ કપાય ગયું હોય, ઝખ્મી હોય, અથવા બદન પર મારનું નિશાન હોય, તો અકીકો દુરુસ્ત થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમામ અંગો પગ, પૂછડી, શિંગડા, કાન, જીભ વગેરે સલામત છે અને માત્ર ઝખમ અથવા મારનું નિશાન છે, તો કોઈ વાંધો નથી. અકીકો દુરુસ્ત છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) બાળકના વાલિદૈન અને અકીકાનું ગોશ્ત

**સવાલ (૨૦૧૩) :** અકીકાનું ગોશ્ત બાળકના માતા – પિતા ખાઈ શકે છે કે નહીં ? તેના વપરાશનો સહીહ તરીકો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાનું ગોશ્ત બાળકના માતા – પિતા ખાઈ શકે છે. તેના ગોશ્તને કાચું પણ વહેંચી શકાય છે અને પાકું પણ. તેમજ રાંધીને દાવત પણ કરી શકાય છે. તેથી શામીમાં છે.

سواء فرق لحمها نيئا وطبخه بحموضة أو بدونها مع كسر عظمها أو لا واتخاذ عدوة أو لا۔

(શામી : ૫/ ૨૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) નાબાલિગ તરફથી કુરબાનીમાં તેના અકીકાની નિય્યત કરવી

**સવાલ (૨૦૧૪) :** એક વ્યકિતએ પોતાના એક નાબાલિગ પૌત્ર તરફથી કુરબાની કરવા માટે જાનવર ખરીદયું, આ જાનવર તેને પોતાના રૂપિયાઓથી ખરીદયું હતું, છોકરાના પિતાનો તેમાં કોઈ હિસ્સો ન હતો. તો શું આ રીતે દાદાનું પોતાના નાબાલિગ પૌત્ર તરફથી કુરબાની કરવી જાઈઝ છે ? બહિશ્તે ઝેવરમાં લખ્યું છે કે આ કુરબાની નફલ ગણાશે. બે ત્રણ વ્યકિતઓથી પૂછયું તો તેમનું પણ એ જ કહેવું છે કે જો કુરબાની કરવામાં આવે તો સવાબ મળશે, પરંતુ થયું એવું કે એ વ્યકિતએ આ શંકામાં તે કુરબાની ન કરી અને હવે એ જાનવરથી પોતાના પૌત્રનો અકીકો કરવા માંગે છે, તો આવું કરવું કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તે વ્યકિત જાતે સાહિબે નિસાબ છે, તો તેની ઉપર કુરબાની વાજિબ છે. એવી રીતે જો પોતાના પૌત્ર તરફથી કુરબાની કરવાની મન્નત માની હોય, તો પોતાની કુરબાની સિવાય પૌત્રની કુરબાની કરવી વાજિબ છે. એવી રીતે તેની ઉપર બે કુરબાની જરૂરી થશે. (અલ મુહીતુલ બુરહાની : ૬ /૮૭)

જો પૌત્રની કુરબાની માટે જાનવર ખરીદયું અને કોઈ મન્નત નથી માની અને ન જબાનથી નકકી કર્યુ, તો કુરબાની જરૂરી નથી. (અલ અશ્બાહ વન્નઝાઈર : ૧ / ૯૦) માટે કુરબાનીની જગ્યાએ અકીકો કરવા ચાહે, તો જાઈઝ છે. અકીકો કરી શકે છે. પરંતુ કુરબાની કરવી બહેતર હતું કે પૌત્ર તરફથી કુરબાની કરતા અને તેમાં અકીકાની નિય્યત કરી લેતા, તો તેનો અકીકો પણ અદા થઈ જતો અને જિમ્મેદારી પણ પુરી ગઈ જતી. કારણ કે નાબાલિગ પર કુરબાની વાજિબ નથી અને અકીકો પણ તેના માટે વાજિબ નથી. તો એટલા માટે નફલમાં દખલની ગુંજાઈશ છે. નિય્યતને કારણે અકીકો અને કુરબાની બંને અદા થઈ જશે. જેમકે મસ્જિદમાં જતાની સાથે નમાઝથી પહેલા સુન્નતની અદાયગીથી તહિય્યતુલ મસ્જિદ અને સુન્નત બંનેનો સવાબ મળશે. (અલ અશ્બાહ વન્નઝાઈર : ૧૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૧૫) ગરીબીને લીધે પિતા અવલાદનો અકીકો ન કરે અને અવલાદ જાતે અકીકો કરે, તો શું હુકમ છે ?

**સવાલ (૨૦૧૫) :** એક જમાનામાં હું ખુબ જ ગરીબ હતો. ગરીબીને કારણે મારા માતા – પિતાએ મારો અકીકો કર્યો નથી, આજે અલ્લાહના ફઝલથી હું સાહિબે નિસાબ છું. કુરબાની કરી શકું છું. તે અકીકો જે મારા માતા – પિતા ગરીબીને કારણે નથી કરી શકયા, જો આજે હું મારા તરફથી કરું, તો શું તે અદા થઈ જશે કે નહીં ? હમણાં હું ઘરના મુખ્ય માણસની જેમ છું, હું જિમ્મેદાર હોવાને કારણે પોતાના ભાઈ બહેનોનો અને પોતાની પત્નીનો અકીકો કરું, તો શું શરઈ રીતે માન્ય ગણાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે તમે પોતાના તરફથી ભાઈ – બહેનો તરફથી કુરબાની કરો છો, તો હવે અલગથી તેમના તરફથી અથવા પોતાના તરફથી અકીકો કરવાની જરૂરત નથી.

હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે કુરબાનીથી પહેલાના બધા ઝબહ રદ કરી દેવામાં આવ્યા છે. (બદાઈઉસ્સનાઈઅ : ૫ / ૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) મોટા જાનવરના છ હિસ્સામાં કુરબાની અને એક હિસ્સામાં અકીકો કરવો

**સવાલ (૨૦૧૬) :** કુરબાની માટે મોટું જાનવર દા.ત. પાડો ખરીદી રાખ્યો છે. તેમાં છ કુરબાની અને એક અકીકો કરવાનો ઈરાદો છે. તો શું કુરબાની અને અકીકો બંને એક સાથે અદા થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મોટા જાનવરના સાત હિસ્સામાં અમુક હિસ્સા કુરબાનીના અને અમુક અકીકાના અથવા કોઈ અલ્લાહની નિકટતાની નિય્યતથી હોય, તો તેમાં કોઈ વાંધો નથી. જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહઃ ૫/૩૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) કુરબાનીના જાનવરમાં અકીકાનો હિસ્સો

**સવાલ (૨૦૧૭) :** કુરબાનીના મોટા જાનવરમાં અમુક હિસ્સા કુરબાનીના અને અમુક હિસ્સા અકીકાના રાખી શકીએ છીએ કે નહીં ? તેમજ કુરબાનીના જે ત્રણ

દિવસ છે તે દિવસોમાં જો અકીકો કરવો હોય તો કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કુરબાનીના જાનવરમાં અકીકાનો હિસ્સો રાખવો જાઈઝ છે. કોઈ વાંધો નથી. તેમજ કુરબાનીના દિવસોમાં અકીકો કરવામાં કોઈ વાંધો નથી. (એઅલાઉસ્સુનન : ૧૭/૧૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) બાળક તરફથી અકીકો કોણ કરે ?

**સવાલ (૨૦૧૮) :** અકીકો કોની ઉપર જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકો વાજિબ અને જરૂરી નથી, મુસ્તહબ છે. જેના જિમ્મે બાળકનું ભરણપોષણ હોય, તેને અકીકો કરવો જોઈએ. જો પિતા પાસે અકીકાની ગુંજાઈશ ન હોય અને માતા પોતાની તરફથી કરવાની ઈચ્છા ધરાવતી હોય, તો તે કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) પિતા સિવાય બીજો કોઈ રિશ્તેદાર અવલાદનો અકીકો કરી શકે છે કે નહીં ?

**સવાલ (૨૦૧૯) :** અમારી છોકરીનો એક છોકરો છે, જે એક વર્ષનો હતો ત્યારથી તેની માતા સાથે અમારા ઘરે રહે છે. અમને ખબર નથી કે તેના પિતાએ તેનો અકીકો કર્યો છે કે નહીં ? તો શું અમે તેનો અકીકો કરી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અવલાદનો અકીકો વાલિદૈન માટે સુન્નત છે અને તેના ઘણાં ફઝાઈલ છે. વાલિદૈન સિવાય બીજો કોઈ રિશ્તેદાર દા.ત. નાના અથવા મામુ વગેરે રિશ્તેદાર અકીકો કરવા માંગે તો કરી શકે છે. જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) અકીકાના ફાયદા

**સવાલ (૨૦૨૦):** અકીકો કરવાથી શું ફાયદો થશે ? અને જો કોઈ ન કરે, તો તેનાથી શું નુકસાન થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાનો મોટો ફાયદો એ છે કે અલ્લાહ તઆલાની નેઅમતનો શુક્ર અદા

થાય બાળક આફત અને મુસીબતોથી મેહફૂઝ રહે અને કયામતના દિવસે એ બાળક સિફારિશ કરશે. (તિરમિઝી : ૧ / ૨૭૮, હદીસ નં. ૧૫૨૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) જન્મજાત શિશુના વાળો મુંડાવીને તેના વજન બરાબર ચાંદી અથવા તેની કિંમત કોને આપવામાં આવે ?

**સવાલ (૨૦૨૧) :** સાતમાં દિવસે નવજાત શિશુના વાળ મુંડાવીને તેના વજન બરાબર ચાંદી અથવા તેની કિંમત કોને આપવામાં આવે. ભાઈ–બહેન ગરીબ છે, તેમને આપી શકાય છે ? જો વ્યકિત ચાંદી અથવા તેના વજન બરાબર સદકો ન કરે, તો શું હુકમ છે ? કોઈ ગુનોહ લાગું પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ નફલ સદકો છે, ભાઈ – બહેન, ગરીબ અને માલદાર, કોઈને પણ આપી શકાય છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૪૭) જો નવજાત શિશુના પિતાની પરિસ્થિતિ સારી ન હોય અને તે કોઈને કંઈ ન આપે, તો પણ કોઈ વાંધો નથી. (અવજઝુલ મસાલિક : ૧૦ / ૧૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) નવજાત બાળકના મુંડેલા વાળોનો હુકમ

**સવાલ (૨૦૨૨) :** નવજાત બાળકના મુંડેલા વાળોનો શું હુકમ છે ? તેને દફન કરી દેવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નવજાત બાળકના અકીકાના મોકા પર મુંડવામાં આવેલા વાળોને દફન કરી દેવા મુસ્તહબ છે. તેમજ જિંદગીમાં જયારે પણ કોઈ પુરુષ વાળોને કપાવે, તેને પણ દફન કરવા મુસ્તહબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) અકીકાને સહીહ થવા માટે વાળોને જમા રાખવા જરૂરી છે ?

**સવાલ (૨૦૨૩) :** પિતાએ અકીકો કરવાની નિય્યતથી બાળકના વાળ કપાવીને પોતાની પાસે રાખી લીધા, પરંતુ અમુક કારણોને લીધે અકીકો ન થઈ શકયો અને પિતાનું મૃત્યું થઈ ગયું, હવે તે છોકરો યુવાન થયો, તો એ વાળોને શું કરે ? શું તેનો

અકીકો કરવો પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાને સહીહ થવા માટે વાળોને રાખવા જરૂરી નથી. એ વાળોને દફન કરી દેવામાં આવે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૪૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) અકીકો કરવો અને વાળોના વજન બરાબર ચાંદીનો સદકો કરવો એક સાથે જરૂરી છે ?

**સવાલ (૨૦૨૪) :** અકીકો કરવો અને વાળોના વજન બરાબર ચાંદીનો સકદો કરવો, બંને એક સાથે જરૂરી છે. અથવા બંને આગળ –પાછળ કરવાની ઈજાઝત છે. એવી રીતે કે પહેલા વાળ કપાવીને તેના વજન બરાબર ચાંદીનો સદકો કરી દેવામાં આવે અને બાદમાં અકીકો કરવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળકના જન્મના સાતમાં દિવસે વાળ કપાવવા, નામ રાખવું, અકીકો કરવો અને ખત્ના કરવી સુન્નત છે. જો તે વખતે અકીકાની શકિત ન હોય, તો બાદમાં અકીકો કરી શકાય છે. આગળ – પાછળ થવામાં કોઈ ગુનોહ નહીં થાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) ઘરના જાનવર પર કુરબાનીની નિય્યતથી તે નક્કી થતું નથી

**સવાલ (૨૦૨૫) :** એક વ્યકિતની ભેંસે બચ્ચાને જન્મ આપ્યો. તે વખતે તેણે એ નિય્યત કરી હતી કે એ વાછરડું જીવતુ રહયું તો હું તેની કુરબાની કરીશ. પરંતુ જયારે વાછરડું મોટું થઈ ગયું, તો હવે તેનાથી અકીકો કરવા માંગે છે, તો શું તેના માટે આવું કરવું દુરુસ્ત છે ? અથવા એ જ જાનવરની કુરબાની કરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એ જાનવરનો અકીકો કરી શકો છો, એવું જાનવર જે પહેલાથી માલિકીમાં હોય, તેની કુરબાનીની નિય્યત કરી લેવાથી તે કુરબાની માટે નિશ્ચિત થતું નથી, માટે એ જ જાનવરની કુરબાની જરૂરી નહીં થાય. જો તે સાહિબે નિસાબ છે તો તેણે બીજા જાનવરની કુરબાની કરવી પડશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૨૧) ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) અકીકાના વકીલે બીજા વ્યકિતને વકીલ બનાવ્યો તો અકીકો અદા થશે કે નહીં ?

**સવાલ (૨૦૨૬) :** ઝૈદે ખાલિદને અકીકા માટે રૂપિયા આપ્યા કે મારા તરફથી અકીકો કરાવી દેવો અથવા સલીમ તરફથી કરાવી દેવો. હવે ખાલિદ એ રૂપિયા કસાઈને આપીને અકીકો કરાવનારનું નામ લીધા વગર એ કહે છે કે ભાઈ ! બે જાનવરનો અકીકો કરીને ગોશ્ત મદ્રસામાં મોકલી આપવું. જયારે અકીકો કરાવનારા એ ખાલિદને અકીકાનો વકીલ બનાવતા નામનો પણ ઉલ્લેખ કર્યો હતો. પરંતુ ખાલિદે કસાઈ સામે એ નામોનો ઉલ્લેખ કર્યો નહીં. બલકે એવું કહયું કે અકીકો કરીને ગોશ્ત મોકલી દેવું. તો શું આ સુરતમાં અકીકો દુરુસ્ત થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝૈદે ખાલિદને અકીકા માટે રૂપિયા આપ્યા, તો ખાલિદ ઝૈદ તરફથી અકીકાનું જાનવર ખરીદવાનો અને ઝબહ કરવાનો વકીલ બની ગયો. પછી જયારે ખાલિદે કસાઈને રૂપિયા આપી દીધા, તો કસાઈ વકીલનો વકીલ બની ગયો. હવે જો ખાલિદે ઝૈદને બીજો વકીલ બનાવવાની સ્પષ્ટ ઈજાઝત આપી હતી. અથવા સંપૂર્ણ અધિકાર આપ્યો હતો. (અને એ જાહેર છે) તો કસાઈને વકીલ બનાવવો જાઈઝ છે કારણ કે રકમ નકકી છે. કસાઈએ એ રકમનું જાનવર લઈને પોતાના વકીલ તરફથી ઝબહ કરી દીધું અને કસાઈના વકીલ (ખાલિદે) તેની નિય્યત કરી રાખી છે. જેના તરફથી અકીકો કરવાનો છે અને વકીલનું કાર્ય વકીલ બનાવનાર તરફ ઈશારો કરે છે. એટલે કસાઈનું ઝબહ, ખાલિદના કાર્ય તરફ નિસ્બત થઈ અકીકો દુરુસ્ત થઈ જશે.

જો ખાલિદને ઝૈદ તરફથી કોઈ બીજાને વકીલ બનાવવાની ઈજાઝત નથી, તો ઈજાઝત વગર કસાઈને અકીકાનું જાનવર ખરીદવાનો વકીલ બનાવવો દુરુસ્ત નથી અને ખાલિદની ઈજાઝત પર આધારિત રહેશે. જો જાનવર ઝબહ કરી દીધું. તો અકીકો દુરુસ્ત નહીં થાય. ખાલિદ સજાપાત્ર થશે, બીજી વખતે ઈજાઝત લઈને અકીકો કરવો પડશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૫૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) કુરબાનીના જાનવરમાં અકીકાનો હિસ્સો

## (૨૮) જાણ કર્યા વગર બીજાનો અકીકો કરવો

**સવાલ (૨૦૨૭) :** વિદેશમાં સ્થાયી એક વ્યકિતએ પોતાના ભાણેજ અથવા ભત્રીજાનો અકીકો પોતાના દેશમાં કર્યો અને બહેન અને બનેવીને તેની જાણ કરી નથી અને ઈજાઝત પણ લીધી નથી. પછી બાદમાં તેમને પત્ર લખીને ખબર આપી, તો શું અકીકો દુરુસ્ત થશે ? કુરબાની માટે અસીલની ઈજાઝત જરૂરી છે તો શું અકીકા માટે પણ તેમની ઈજાઝત લેવી જરૂરી છે ? અથવા ઈજાઝત વગર કરવામાં આવેલો અકીકો સહીહ થઈ જશે ?

કુરબાનીના જાનવરમાં બે હિસ્સા અકીકાના રાખવામાં આવે તો આ દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલી સુરતમાં અકીકો દુરુસ્ત થઈ જશે. કુરબાની પર અકીકાનો કયાસ સહીહ નથી. એટલા માટે કે વાજિબ કુરબાની અસીલની ઈજાઝત વગર સહી થતી નથી. પરંતુ નફલી કુરબાની તો અસીલની ઈજાઝત વગર પણ સહીહ થઈ જાય છે અને અકીકો તો વાજિબ નથી, એ મુસ્તહબ એટલે નફલ છે. એટલે તેને નફલી કુરબાની પર કયાસ કરવામાં આવે છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૨)

કુરબાનીના જાનવરમાં અકીકાનો હિસ્સો રાખવો દુરુસ્ત છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) મરહૂમ બાળક તરફથી અકીકો

**સવાલ (૨૦૨૮) :** મરહૂમ બાળક તરફથી તેનો પિતા બાદમાં અકીકો કરે તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પિતાની જિમ્મેદારી છે કે બાળકના જન્મના સાતમાં દિવસે અકીકો કરે. હદીસમાં છે કે જયાં સુધી બાળકનો અકીકો થતો નથી, ત્યાં સુધી તે ગીરવે હોય છે.

(અબૂ દાવૂદ : ૨ / ૩૯૨, હદીસ નં. ૨૮૩૮)

જેવી રીતે માલિક કોઈ વસ્તુ ગીરવે રાખે છે. તો તે એ ગીરવે મુકેલી વસ્તુથી ફાયદો ઉઠાવી શકતો નથી. એવી રીતે જે બાળક તરફથી અકીકો કરવામાં આવ્યો

નથી અને તેનું મૃત્યુ થઈ ગયું, તો માતા – પિતા તેની સિફારિશથી વંચિત રહેશે. (ફત્હુલ બારી : ૯ / ૫૯૪, ફતાવા મહમુદિય્યહ : ૧૭ / ૫૩૨) માટે જે બાળકનું મૃત્યુ થઈ ગયું છે, તેના તરફથી અકીકો કરવો સુન્નત છે. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) બાળકનો અકીકો વિદેશમાં જાઈઝ છે કે નહીં ?

**સવાલ (૨૦૨૯) :** બાળક જે દેશમાં પેદા થયું છે. ત્યાં તેનો અકીકો કરવો જરૂરી છે અથવા કોઈ પણ દેશમાં તેનો અકીકો કરી શકાય છે ? તેના વિશે સુન્નત તરીકો શું છે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળકની પેદાઈશના સાતમાં દિવસે અકીકો મુસ્તહબ છે. જો સાતમાં દિવસે અકીકો ન કરી શકે તો ૧૪ માં દિવસે અથવા ૨૧ માં દિવસે પણ કરી શકે છે. ત્યાર પછી ગમે ત્યારે અકીકો કરવો દુરુસ્ત છે. પરંતુ અકીકાની સુન્નતની ફઝીલત હાસિલ નહીં થાય. સાતમાં દિવસે બાળકનું નામ રાખે. વાળ મુંડાવે, પછી વાળના વજન બરાબર સોનું અથવા ચાંદીનો સદકો કરે. પછી એવું જાનવર ઝબહ કરે, જેમાં કુરબાનીની તમામ શરતો જોવા મળે. છોકરા તરફથી બે બકરા અને છોકરી તરફથી એક બકરો કાફી છે. જો કોઈની એટલી તાકત ન હોય, તો છોકરા તરફથી એક બકરો પણ કાફી છે. જો મોટા જાનવરના એક અથવા બે હિસ્સામાં અકીકાની નિય્યત કરી લે, તો પણ કાફી છે. અકીકાની જગ્યા વિશે બહેતર તો એ છે કે બાળકનો જયાં જન્મ થયો છે, ત્યાં જ અકીકો કરવામાં આવે. જો કે વિદેશ અથવા કોઈ બીજી જગ્યાએ પણ અકીકો કરવો દુરુસ્ત છે. ( એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) અકીકો અથવા કુરબાનીની નિય્યતથી જાનવર ખરીદ્યું, પછી તે મરી ગયું તો શું હુકમ છે ?

**સવાલ (૨૦૩૦) :** મેં બકરી ઈદના દિવસે અકીકા અને કુરબાનીની નિય્યતથી એક જાનવર ખરીદયું, પરંતુ અચાનક એ જાનવર બકરી ઈદના આગલા દિવસે કપાઈને મરી ગયું, તો હવે શું કરે ? તેની કિંમત એક હજાર જેટલી હતી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકાની નિય્યતથી ખરીદવામાં આવેલા જાનવરનો જ અકીકો કરવો જરૂરી નથી. સાતમાં દિવસે અકીકો કરવો સુન્નત અથવા મુસ્તહબ છે. જો સાતમાં દિવસે શકય ન હોય તો ૧૪ માં દિવસે અથવા ૨૧ માં દિવસે અકીકો કરે. જો એ પણ ન થઈ શકે, તો જયારે શકય હોય, સાતમાં દિવસનો ખ્યાલ રાખીને કરી લે. કુરબાનીની જેમ અકીકાની નિય્યતથી ખરીદેલુ જાનવર મરી જાય અને વખત નીકળી જવાથી તેની કિંમતનો સદકો કરવો કાફી નથી. જો છોકરો હોય તો બે બકરા અને છોકરી હોય તો એક બકરો ઝબહ કરી લે. અને જો છોકરાના અકીકામાં એક જ બકરો ઝબહ કર્યો, તો પણ અકીકો અદા થઈ જશે.

રહી વાત કુરબાનીની, જો કુરબાનીના દિવસોમાં જાનવર નથી ખરીદયું અને કુરબાનીના દિવસો પસાર થઈ ગયા, તો એવી હાલતમાં એક બકરાની કિંમતનો સદકો કરે અને જો જાનવર ખરીદી લીધું છે, પરંતુ કોઈ હંગામી કારણને લીધે તેની કુરબાની ન કરી શકયો, તો બાદમાં કુરબાનીના જાનવરનો સકદો કરવો જરૂરી છે.

સવાલની સુરતમાં જો કુરબાની અને અકીકા બંને માટે જાનવર લેવામાં આવ્યું હતું અને જાનવર મરી ગયું, તો કુરબાની જિમ્મે વાજિબ રહેશે, વખત રહેતા કુરબાની અદા કરી લે. જો કોઈ કારણસર ન કરી શકયો, તો એક બકરાની કિંમતનો સદકો કરવો વાજિબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) બાળક જે મૃત પેદા થયું હોય, તેના માટે અકીકો કરવો કેવો છે ?

**સવાલ (૨૦૩૧) :** જો કોઈ ઓરતને ગર્ભ વખતે જ મરેલો છોકરો અથવા છોકરી પેદા થઈ, તો તેના માટે અકીકો કરવો કેવો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકીકો કરવો જોઈએ કારણ કે કયામતના દિવસે મરેલું બાળક પણ માતા – પિતા માટે સિફારિશ કરશે. (ઈબ્ને માજહ : ૧ / ૧૧૫, હદીસ નં. ૧૬૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) અકીકાના અમુક મસાઈલ

**સવાલ (૨૦૩૨) :** (૧) છોકરાના અકીકા માટે કેટલા બકરા જરૂરી છે ?

(૨) કેટલી ઉંમરના હોવા જોઈએ ?

(૩) કુરબાની માટે મોટું જાનવર ગાય, ભેંસ વગેરેમાં અકીકાનો હિસ્સો રાખવો જોઈએ. તો શું આ સહીહ છે અથવા નહીં અને તેમાં કેટલા હિસ્સા થઈ શકે છે ?

(૪) સાતમાં દિવસે અકીકો મુસ્તહબ છે, ત્યાર પછી કયાં સુધી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) છોકરાના અકીકામાં જો બે બકરા હોય, તો વધુ બહેતર છે અને એક હોય તો પણ મુસ્તહબ અદા થઈ જશે.

واما الغلام فيحتمل أن يكون أقل الندب فى حقه عقيقة واحدة، وكماله ثنتان (مرقات)

ઈમામ શાફઈ (રહ.) અને ઈમામ અહમદ (રહ.) ની નજીક બે બકરા હોવા સુન્નતે મુઅક્કિદા છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ /૩૩૬)

(૨) ઓછમાં ઓછો એક વર્ષનો બકરો હોવો જોઈએ.

(૩) કુરબાનીના જાનવરમાં સાત હિસ્સા થઈ શકે છે. ભલે બધા હિસ્સેદારોની નિય્યત કુરબાનીની હોય અથવા અમુકની કુરબાનીની અને અમુકની અકીકાની, અલબત્ત અલ્લાહ માટે અને અલ્લાહની ખુશી મકસદ હોય. કોઈ પણ હિસ્સેદારની નિય્યત ગોશ્ત ખાવાની હશે તો કુરબાની અને અકીકો દુરુસ્ત નહીં થાય.

(મજમઉલ અન્હુર : ૨ / ૫૧૭)

(૪) સાતમાં દિવસે મુસ્તહબ છે. જો સાતમાં દિવસે કોઈ કારણસર ન કરી શકયો, તો જયારે પણ શકય હોય, તો અકીકો કરે, પરંતુ કુરબાની કરવાથી અકીકો રદ થઈ જશે એટલે એકનો બીજામાં બદલ થઈ જશે. (અલ મુઅજમુલ અવસત : ૧ /૧૭૬, હદીસ નં. ૫૫૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) બાળપણમાં મૃત્યુ પામનાર એવી અવલાદ જેમનો અકીકો કરવામાં ન આવ્યો હોય, શું તે વાલિદૈન માટે સિફારિશ કરશે ?

**સવાલ (૨૦૩૩) :** દેવબંદના એક મોટા આલિમે પોતાની મજલિસમાં આ વાત કરી કે નાના બાળકો જે બાળપણમાં મરી જાય છે, કયામતના દિવસે વાલિદૈન માટે સિફારિશ કરશે, પરંતુ સાથે એ પણ કહયું એ બાળકો સિફારિશ કરશે જેનો અકીકો કરવામાં આવ્યો હોય, જો અકીકો કરવામાં આવ્યો નહીં હોય તો એ બાળકો સિફારિશ નહીં કરે, શું આ વાત કોઈ કિતાબમાં છે ? અથવા હદીસમાં વર્ણન છે ?

તેમનાથી જયારે પુછવામાં આવ્યું કે આ મઝમૂન કઈ કિતાબમાં છે ? તો તેમણે કહયું કે અમે અમારા ઉસ્તાદ અને બુઝુર્ગોથી આવું જ સાંભળ્યું છે અને એ ઉસ્તાદો વફાત પામી ગયા છે. તેની પણ તેહકીક કરી જવાબ આપશો. આ વાકિયો એક આલિમ સાથે પેશ આવ્યો છે અને તેઓ આ કારણે ખૂબ જ પરેશાન છે. એટલા માટે મેં સવાલ લખ્યો છે. મહેરબાની કરીને તેહકીક સાથે જલ્દી જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અહકરની રાય પણ એ જ છે કે પેદા થયા પછી જે બાળકનું મૃત્યુ થઈ જાય, તેનો અકીકો કરવો મસ્નૂન છે. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૨૬) ફુકહાએ આમ લખતા ફરમાવ્યું છે કે જેને ત્યાં બાળક પેદા થાય તે અકીકો કરે, તેમજ નબીએ કરીમ (સલ.)નો ઈર્શાદ છે કે બાળક અકીકા સાથે ગીરવી હોય છે. તેથી હઝરત સમુરહ બિન જુન્દુબ (રદિ.) નકલ કરે છે કે

قال رسول الله ﷺ: الغلام مرتهن بعقيقته يذبح عنه يوم السابع، ويسمى، ويحلق رأسه

"મુરતહિન" નો એક તર્જુમો છે, ગીરવે રાખેલી ચીજ, જેનાથી હમણાં નફો હાસિલ ન કરી શકાય, તેનો મતલબ એ થયો કે બાળકનો જયાં સુધી અકીકો ન કરવામાં આવે, વાલિદૈનને તેનાથી નફો નહીં પહોંચે, એટલે સિફારિશનો હક અકીકા પછી મળશે. તેમજ યાદ રહે કે અવલાદ અલ્લાહની નેઅમત છે, જયાં સુધી અકીકો નહીં કરો, શુક્ર અદા નહીં થાય. માટે મૃત્યુ પામેલી અવલાદનો અકીકો કરવો મસ્નૂન છે. (મિરકાતુલ મફાતિહ : ૭ /૨૬૮૭, ૨૬૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) અકીકાના ગોશ્તનો સંગ્રહ કરવો

**સવાલ (૨૦૩૪) :** એક વ્યકિત અકીકો કરીને ગોશ્ત જાતે પોતાના ઘરમાં હદથી વધારે રાખે છે, તો તેનો આ અમલ જાઈઝ છે કે નહીં ? અને તેમાંથી તે ખાઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસ્તહબ એ છે કે ગોશ્તને ત્રણ હિસ્સામાં વહેંચી, તેનો એક હિસ્સો ગરીબો અને ફકીરો પર સદકો કરે. એક હિસ્સો પોતાના મિત્રો અને મહેમાનોને ખવડાવે અને એક હિસ્સો પોતાના કુટુંબિજનો માટે રાખે, જો ઘરના સભ્યો વધારે હોય અથવા આમ જ બધો ગોશ્ત પોતે રાખી લે અને કોઈને ન આપે, તો પણ જાઈઝ છે. (એઅલાઉસ્સુનન : ૧૭ / ૧૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

# મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ, કોસંબા, જી. સુરત

**બ-યાદગાર હઝરત મુફ્તી અહમદ બેમાત (રહ.)**

સ્થાપના ૧૪૩૫ હિ.સ. મુતાબિક : ૨૦૧૫ ઈસ્વી

રજીસ્ટ્રેશન નંબર : E / 3409 / BHARUCH

**સરપરસ્ત :** હાફિઝ અસ્જદ મુફ્તી અહમદ બેમાત સાહેબ (દા.બ.)

ફકીહે ગુજરાત હઝરત મુફ્તી અહમદ બેમાત (રહ.) ના નેક સુપુત્ર અને કોમ તેમજ માનવતાના હમદર્દ, હિતેચ્છુ હઝરત હાફિઝ અસ્જદ મુફ્તી અહમદ બેમાત (મ.ઝિ.) (ખાદિમ મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા અને વ્યવસ્થાપક કમિટી સભ્યઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી) ના પ્રયત્નોથી જાન્યુઆરી ઈ.સ. ૨૦૧૫માં એક કલ્યાણકારી અને ખૈરાતી સંસ્થા "મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ"ની સ્થાપના થઈ તેની સેવાઓ નીચે પ્રમાણે છે.

## મકાતિબ વિભાગ :

અલ્હમ્દુલિલ્લાહ ! આ સંસ્થાની દેખરેખ હેઠળ છ મકાતિબ કામ કરી રહયા છે. તેમાં ૫૦૦થી વધારે તલબા અને તાલિબાત તાલીમ લઈ રહયા છે. હિફ્ઝની ચાર અને દરજએ નાજિરહની, વિવિધ સમયની અલગ અલગ કલાસો ચાલે છે. ૧૬ આલિમો અને ૩ આલિમાઓ ખિદમત આપી રહયા છે.

નોંધ : મકાતિબ માટે ટ્રસ્ટ પાસે પોતાની ઈમારત નથી, એટલે ભાડુ, વિજળી બિલ, અસાતિઝાના પગાર વગેરેનો ખર્ચ વધુ થાય છે. માત્ર મકાતિબના વહીવટમાં વાર્ષિક પંદર લાખથી વધુ ખર્ચ થાય છે. આટલી મોટી રકમની વ્યવસ્થા કરવી ખરેખર ખૂબ જ મુશ્કિલ છે. અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે લુલાત અને મુલ્લા ફેમેલીને કે તેઓ દર મહિને અસાતિઝહના પગારનો ઈન્તિઝામ કરી મકાતિબ વિભાગમાં સંપૂર્ણ સાથ સહકાર આપે છે. અલ્લાહ તઆલા બન્નેવ જહાંમાં બેહતરીન બદલો નસીબ ફરમાવે. આમીન.

## મદારિસને સહાય :

બીજા રાજયોના પછાત વિસ્તારોમાં ચાલતા વિવિધ મદ્રસાઓના બાંધકામની જરૂરત અને ત્વરિત ઉત્પન્ન થતા તકાદાઓની પૂર્ણતા માટે મોટી રકમની જરૂર પડે છે. તેના માટે ટ્રસ્ટના સરપરસ્ત હાફિઝ અસ્જદ સાહેબ સતત પ્રયત્નો કરે છે અને ઈમ્દાદ પહોંચાડતા રહે છે.

### બોરિંગની વ્યવસ્થા :

વેરાન–ઉજ્જડ વિસ્તારોમાં બોરિંગ અને પાણીનો યોગ્ય બંદોબસ્ત કરવામાં આવે છે. રાજસ્થાન, યુ.પી., આસામ અને બંગાળના વિવિધ વિસ્તારોએ તેનાથી લાભ ઉઠાવ્યો છે.

### કુર્બાનીની વ્યવસ્થા :

આ સંસ્થા દ્વારા આસામ, બિહાર અને ગુજરાતના પછાત અને અંતરિયાર ગામોમાં મુસ્લિમોને બકરી ઈદનો એહસાસ કરાવવા દર વર્ષે કુર્બાનીનો બંદોબસ્ત કરવામાં આવે છે અને જરૂરતમંદો સુધી ગોશ્ત પહોંચાડવામાં આવે છે.

### ઉલમાએ કિરામ, ઈમામ સાહેબો અને મુઅઝ્ઝિનોની ખિદમત :

આપણે બધા જાણીએ છીએ કે મસ્જિદના ઈમામો અને મદ્રસાના મુદર્રિસોનો પગાર ખૂબ જ ઓછો હોય છે. એટલા માટે વિવિધ મદ્રસા અને મસ્જિદોના ઈમામોને અને મુઅઝ્ઝિનોને ટ્રસ્ટ ખાનગીમાં એક નક્કી કરેલ રકમ દર મહિને આપે છે.

### સ્કોલરશિપ :

મદારિસના તલબા અને તાલિબાત માટે વ્યકિતદીઠ પાંચ હજાર રૂપિયા પ્રમાણે સ્કોલરશિપ આપવામાં આવે છે. હમણાં સુધી તેનાથી અનેક તલબા અને તાલિબાતે ફાયદો ઉઠાવ્યો છે.

### પ્રકાશન વિભાગ :

આ સંસ્થાનો એક અગત્યનો વિભાગ છે, જે 'મુફતી બેમાત એકેડેમી'ના નામથી પ્રખ્યાત છે, તેના તાબા હેઠળ મુફતી અહમદ બેમાત(રહ.)ના વિવિધ સંપાદનો પ્રકાશિત થઈ ચુકયા છે. અને તેનાથી અવામ અને ખવાસે ફાયદો ઉઠાવ્યો છે.

### સિવણ કલાસ :

આ ટ્રસ્ટના તાબા હેઠળ સિવણ કલાસ પણ ચાલે છે. તેમાં સોળ મશીનો છે. અનેક મોટી ઉંમરની સ્ત્રીઓ અને છોકરીઓ તેનાથી ફાયદો ઉઠાવી પગભર થઈ ચુકી છે.

આ ટ્રસ્ટના પ્રોગ્રામ અને ઈરાદા ઘણાં છે. ટુંકી મુદતમાં અમે જે કંઈ કર્યુ છે તે ઘણું ઓછું છે. દુઆ કરો કે અલ્લાહ તઆલા આ સંસ્થાની બધી જરૂરતોને ગૈબથી પુરી ફરમાવે અને તેમાં પ્રયત્નો કરનારાઓની ખાસ મદદ ફરમાવે. આમીન !

**મવલાના ખલીલ અહમદ લુલાત નદવી (દા.બ.)**

પ્રમુખ : મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ મો.નં. : ૦૯૪૦૮૭૪૬૬૬૪

Email : khalilahmedlulat@gmail.com